Registered No. B. 894.

॥ ॐ श्री उमिया देवी विजयताम् ॥



# કડવા હિતેચ્છુ.

# THE KADVA HITTECHHU.

પુસ્તક ૫ મું. | જુન સને ૧૯૧૪. | અંક ૬ ઠો.



અધિપતિ અને પ્રકાશક.
ચીમનલાલ હીરાલાલ
ધર્મ વિજય પ્રિન્ટીંગ પ્રેસ.
નં. ૪૬૩ રીચીરોડ, પોલીસ ચોકી સામે–અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૧–૪–૦ ટપાલ ખર્ચ સાથે.



વ્યવસ્થાપક, હીરાલાલ વસંતરામ

Printed by Chimanlal Hiralal at [illegible]
Printing Press No 463 Rich[illegible]

તેમ હોય કારણ એમા આપણી બુદ્ધિ ચાલી શકતી નથી માટે તેમા વિશે ઉંડા ઉતરવાની હાલ જરૂર નથી

તા. ૪ થી મે વઇશાક સુદ ૯ ને સોમવારે અને તા ૧૪ મી મે ૧૯૧૪ સંવત ૧૯૭૦ વઇશાક વદ ૫ ને ગુરૂવારે કડવા પાટીદાર જ્ઞાતિમાં બે સુશિક્ષિત સન્નારીઓના યુવાવસ્થામા અવસાન થયા છે તે જાણી અમને ઘણી દીલગીરી થાય છે આ બે યુવતીઓના લગ્ન ઉંઝામા માતાને નામે નિકળતા એક તીથિના લગ્ને થયા નહોતા, તેથી અંધ શ્રધ્ધાળુ અને ભોળા પાટીદારોને ભરમાવી પોતાનું પેટ ભરનારા બ્રાહ્મણ, પુજારીઓ પુકારશે અને ઉક્ત સન્નારીઓના મૃત્યુનો દોષ માતાજીને માથે મુકી પોતાનો સ્વાર્થ સાધવા પુરતા પ્રયત્ન કરશે માતાજીએ કહાડેલા લગ્ને તેઓના લગ્ન નહીં થવાથી માતાજીના ગુસ્સાનુજ આ પરિણામ છે એમ તેઓ હવે પ્રતિપાદન કરશે પણ અમને વિશ્વાસ છે કે અમારા પાટીદાર બંધુઓ મના ઘણા પોતાનુ હીત સમજતા થયા છે—તેઓની આંખો ખુલી થઇ છે તેથી સ્વાર્થ સાધુઓના કહેવાપર અંધ શ્રદ્ધા નહીં રાખતા સત્ય વાતજ ગ્રહણ કરવા ઉત્સુક રહેશે તેઓને સાફ સમજાશે કે આવા અકાળ મૃત્યુ ઘણાએ બીજા સ્ત્રી પુરૂષોના થયા છે અને થાય છે (દાખલા આપવાની જરૂર નથી) કે જેઓના લગ્ન માતાજીના નામે કહાડેલા લગ્નમા થયા હતા ત્યારે તેમના મૃત્યુનુ કારણ માતાજીનો કોપ કેમ મનાશી શકાશે ' દુનીયાની રચના ચાલી જાય છે તેમા જન્મ અને મરણ થયા કરે છે તેના કારણ સ્વાર્થીઓ પોતને મન ગમતા મનાવે છે

અ સૌ બહેન ચંદનગવરી મહાશય મોહનલાલ નીભેરનદાસ, બી બી. એન્ડ સી આઇ રેલવેના રતલામ વિભાગના ડીસ્ટ્રીકટ ટ્રાફીક સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબના હેડ ક્લાર્કની પુત્રીના લગ્ન ગત વર્ષના શીયાળામા ભરૂચના શેઠ નથુ થોભણ તમાકુવાળા નામથી આખા ભરૂચ જીલ્લામા અને કાઠીયાવાડમા સુપ્રસીદ્ધ કુટુંબના મી ચુનીલાલ વનમાળીદાસ સાથે થયા હતા તથા અ સૌ બહેન વિદ્યા લક્ષ્મી પા મુળજીભાઇ પ્રભુદાસ જવેરીની પુત્રીના લગ્ન ભાવનગર નિવાસી રા હરજીવનદાસ ભગવાનદાસ હાલ મુંબાઇ મધ્યે પાયધોની પર ધર્મ વિજય છાપખાનાના માલીકના કનિષ્ટ પુત્ર મી અમરતલાલ સાથે સંવત ૧૯૬૭મ થયા હતા મી અમરતલાલ હાલ, મુંબાઇમાં ગ્રાંટ મેડીકલ કોલેજમાં ચોથા વર્ષમા વિદ્યાર્થી છે ઉક્ત બન્ને સન્નારીઓ વિદ્વાન હતી સારા લેખો લખી શકતી હતી અને પોતાની બાગી



॥ तत् सत् परमात्मने नमः ॥

# કડવા હિતેચ્છુ.


કડવા પાટીદારોની ઉન્નતી અર્થે નિકળતું આ માસીક છે. જેમાં અન્ય કોમને ઉપયોગી વિષયો પણ ચર્ચાય છે. જ્ઞાતિ અને પરજ્ઞાતિના વિદ્વાનોના લેખો એમાં આવે છે. પરસ્પર ભ્રાતૃભાવ વધે એવા લેખોને ખાસ સ્થાન આપવામાં આવે છે.

પુસ્તક ૫ મું. } જુન સન ૧૯૧૪ { અંક ૬ ઠો.


## કન્યાની અછત.

હિંદુસ્થાનમાં દર દસ વર્ષે વસ્તીની ગણત્રી થાય છે. તે ઉપરથી દેશના જુદા જુદા પ્રાંતોમાં દર હજાર પુરુષોએ સ્ત્રીઓનું પ્રમાણ કેટલું આવે છે તે નિચે આપવામાં આવ્યું છે.

| પ્રાંતનું નામ | સન ૧૮૮૧ | સન ૧૮૯૧ | સન ૧૯૦૧ | સન ૧૯૧૧ |
|---|---|---|---|---|
| બંગાલ. | ૯૯૪ | ૯૭૩ | ૯૬૦ | ૯૪૫ |
| બીહાર. | ૧૦૨૪ | ૧૦૪૦ | ૧૦૪૭ | ૧૦૪૩ |
| પંજાબ. | ૮૩૮ | ૮૩૮ | ૮૪૫ | ૮૩૩ |

નીપોનાં સુખ સંપત્તિમાં વૃદ્ધિ થાય એવા કાંઇ પણ કાર્યમાં હમેશાં ભાગ લેવાને તત્પર હતી. તેમનું વય વીસ વર્ષની અંદર હતું. દુષ્ટ કાળે તેમનો કાળીયો કીધો ના હોત તો તેઓ પોતાની જ્ઞાતિમાં દીપી નીકળત એવો અમને ભરૂંસો હતો. પરમેશ્વર તેમના આત્માને શાંતિ આપે એજ અમારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થનાછે, અને જે કુટુંબમાંથી આ સ્ત્રી રત્નો છીનવી લેવાયાં છે તે કુટુંબો પ્રત્યે અમારી દીલસોજી હોઇ તેમની દીલગીરીમાં અમે ભાગ લઇએ છીએ. અમે બીજું શું કરી શકીએ ?

તા. ૨૪ મી મે ૧૯૧૪ સં. ૧૯૭૦ ના વઇશાક વદ ૧૮ ને રવીવારે અત્રેની જ્ઞાતિના શેઠ બોગીલાલ જમુલાલના એક પુત્ર ઉમર વર્ષ ૧૦ નું અકાળે મૃત્યુ થયું છે જેથીતેમના કુટંબમાં ભારે શોક પ્રસરયો છે. મરનાર બાળક બુદ્ધિમાન જણાતો હતો. થોડાક વખતથી તેની તબીઅત ઠીક રહેતી નહોતી. આ બાળના અવસાન માટે તેના કુટંબની દીલગીરીમાં ભાગ લઇ અમે તેના આત્માને ઇશ્વરશાન્તિ આપે એમ ઇચ્છીએ છીએ.

## ખેતી કરવાને ઉભી થયેલી કંપની.

આપણા લોકોમાં મનના સાંકડાપણાથી અને સ્વાર્થ અંધતાને લીધે આપણે ભાગીદારીમાં કામ કરી શકતા નથી, એ આપણી અવનતિનું મુખ્ય છે. પ્રધાન પ્રજા-હરેક નાનાં મોટાં કામ એક કરતાં વધારે માણસો એકઠા મળીને ભાગીદારીમાં-કંપની કરીનેજ કરે છે, તેના બાહ્ય સ્વરૂપનું આપણે અનુકરણ કરીએ છીએ એના પ્રત્યક્ષ પુરાવા જેવા હોય તો મોટાં શહેરોનાં અંદરમાં દુકાનોનાં પાટીયાં વાંચવા. અમુક ટ્રેડીંગ કંપની, બ્યાસ કંપની, દીલ બહાર કંપની, મોહસુશીલ કંપની. ટી. સી. કંપની. મહેતા કંપની વગેરે. આમાં ઉંડા ઉતરીને જોશો તો જણાશે કે આ સઘળી કંપનીઓ કહેવાય રૂપે સમાપણે ખરી, પણ તે એકજ માણસનો ધંધો કે વેપાર હોય છે. એમાં કંપની જેવું ભાગોજ હોય છે. કદાચ કોઇ બે માણસો શરૂઆતમાં સાથે મળી કોઇ ધંધો ચલાવે છે તો તેમની ભાગીદારી સંગોપાંગ નભેલાગ્યા હતી નથી. થોડાજ વખતમાં એકાદ બે વર્ષમાં-વખતે એકાદ બે મહીનામાં પણ-એક બીજામાં

તેમને સહવાસ પણ મનુષ્ય કરતા પ્રાણીનો વિશેષ હોય છે તેઓ ભેળા હોય છે તેથી તેમના ગામમા આવનારા ગામડાના વેપારીઓ તેમને ગમે તે બહાને છેતરીને–તેમના કરતા સવાઇ–દોઢી–બમણી કમાઈ વગર મહેનતે કરી લેછે એક ખેડુત આખા વર્ષમા મહેનત કરીને ૧૦૦ મણ અનાજ પેદા કરી ૨૦૦ રૂ મુશ્કેલીથી આમદન કરે છે ત્યારે તેમની પેદાશનો ખરીદનાર વાણીઓ હજારની કમાણી કરે છે વાણીઓ અજ્ઞાન ખેડુની અજ્ઞાનતાનો દરેક રીતે–દરેક પ્રસગે લાભ લેછે એ અજ્ઞાન હોય તેમાજ વાણીયાને લાભ છે એ સારીપેઠે જાણે છે તેથી એ ને અવળે રસ્તેજ દોરે છે અવળા રસ્તામાજ તેને ઉતેજન આપે છે આ વાતની સત્યતા જ્યાના ખેડુતો સારા લોકોના સહવાસમા આવ્યા છે તેમની સ્થીતિ ઉપરથી સારી રીતે જાણી શકાય છે અમુક ગામમા એવા ખેડ તૈયાર થયા છે ત્યાથી વાણીયાને ઉચાળા ભરવા પડયા છે ત્યારે આ પ્રમાણે અમારા દરેક ગામના ખેડ એ શા માટે ન કરવુ જોઇએ ? કારણ તેમનુ અજ્ઞાન અને આળસ છે બાપદાદા કરતા આવ્યા છે તેમજ કરીએ છીએ એ સુત્ર ઉપર અવળી રીતે આખ ખોલી જોતાજ નથી એમને સીધે રસ્તે લાવવા તે દરેક સમજદાર પાટીદાર બધુનુ કામ છે ફરજ છે એવા ફરજ બજાવનારા અમારી જ્ઞાતિમા ઘણા પેદા થાય એ અમારી ઇશ્વર પ્રાર્થના છે અમે પણ તે રસ્તે યત્ન કરીએ છીએ અને બીજાને તેમ કરવા વિનવીએ છીએ

## ત્રીજી પાટીદાર પરિષદ.

ઉપરની પરિષદ સુરત શહેરમા મે મહીનાની તા ૧૬–૧૭ અને ૧૮ મીએ મળી હતી તેના પ્રમુખ પદે અત્રેની મુબાઇ બેન્કની શાખાના શરાફ મી ખુશાલદાસ ગોકળદાસ પટેલ બીરાજ્યા હતા તેમનુ ભાષણ ઘણા ગહન વિચારોથી ભરપુર છે

પરિષદના લાભ માટે તેઓ કહે છે કે આવા મેળાવડાથી જુદા જુદા ભાગોમા રહેતા ભાઇઓની મુલાકાત થાય છે એક બીજાની રીતભાતથી જાણીતા થવાય છે જુદા જુદા લોકોપયોગી વિષયો અને વિશેષ કરીને જ્ઞા

[illegible] પોતાની જમીનમાં ખેતી કરાવે છે. તેમના મોટા ભાઈ ડીસા કાંપની પાસે પાલણપુરના રાજ્યની જમીનમાં સેંકડો એકર જમીનમાં ખેતી કરાવે છે. તેમજ ત્યાં બનાસ નદીની બેડમાં હજારો મણ બટાકા દરવર્ષે નિપજાવે છે. બંને ભાઈઓએ અત્રે અને ડીસામાં વીસ વીસ હોર્સ પાવરનાં ઓઈલ એન્જીનો કુવામાં મુકી ઉત્તમ પાકની ખેતી કરાવે છે દુધેશ્વર રસ્તાપર આજ વર્ષમાં ૨૫ વિઘા જમીનમાં પુનાના બીથી શેલડી વાવી છે. ડીસાતરફ પાલણપુર રાજ્યની જમીનમાં કદી કપાસ વાવાતો નહોતો. ત્યાં ગઈ સાલ તેમણે સેંકડો વીઘા કપાસ જુદી જુદી જાતનો, કંબોડીઓ, ભરૂચી, કાનમી વીગેરે કપાસ વાવ્યો હતો. તેમનું અનુકરણ બીજા ખેડુતોએ પણ કર્યું છે. ત્યાં નજીકમાં જીનીંગ ફેક્ટરીઓ નહીં હોવાથી કપાસમાંથી રૂ કાઢવાની મુસીબત ટાળવાને ચાર પાંચ જીન તેમના એન્જીન પર નાંખવાનો વિચાર કરે છે. તે થોડા વખતમાં અમલમાં મુકી શકાશે એવો સંભવ છે.

મી. કેશવલાલના પુત્ર મી. માણેકલાલ પણ બહોળી ખેતી પોતાની જાતિ દેખરેખ નિચે કરાવે છે. તેમને તેમજ તેમના પિતા મી. કેશવલાલ અને કાકા મી. ઉમેદરામને ખેતીનો બહોળો જાતિ અનુભવ છે. તેમણે ઉક્ત કંપની કહાડી છે. તેથી આશા રહે છે કે એ કંપની સારૂ કામ કરી શકશે. અમે ઇચ્છીયે કે છીયે એમની કંપની ફતેહમંદ થાઓ ! અને બીજી ઘણી એવી કંપનીઓ નિકળો !

* એ કંપનીનું નામ " ધી અમદાવાદ એગ્રીકલચર કંપની લીમીટેડ " છે તેની ઓફીસ શાહપરમાં એજન્ટસના મકાનમાંજ છે. તે સંબંધી વિશેષ માહીતી તેમને લખવાથી મળી શકશે. અમે પણ જે કાંઇ ખબર તે સંબંધી જોઈતી હશે તે આપીશું.



બાધીને આજ શા માટે ગુચવાડો ઉભો કરવો જોઇએ ? છોડીઓ સુખી હશે તોજ તમારો આખો સંસાર અને તેમનો પરિવાર સુખી થશે ”

× × × × ×

ટુંકામાં મારૂં કહેવું એવું છે કે આપણી સાથે વસનાર બીજી કોમોની પેરે આપણે આપણી અને આપણા જ્ઞાતિ બંધુઓની સ્થિતિ સુધારી સુખી કરવા ઇચ્છતા હોઇએ તો માંહોમાંહે ઐક્ય વધારવું જોઇએ, આપણા છોકરાને વિદ્યાભ્યાસ કરાવવા જોઇએ વિદ્યાભ્યાસ કરવાના તેમને સાધનો પુરા પાડવા જોઇએ તથા તે માટે જોઇતા નાણા ભેગા કરવા જોઇએ અને તે સતત ભેગા થતા રહે તેવી યોજનાઓ ઘડી કાઢવી જોઇએ આપણો ધંધો ખેતીવાડીનો છે અને તેના ઉપર આપણા માંહેના ઘણા જણનો આધાર છે, માટે તમો વિદ્યા અને અનુભવવડે બીજા દેશોમાં જે સુધારો વધારો થયો છે અને થાય છે તે જોતા રહેવું આપણી આવડી કોમ એકજ ધંધા પછવાડે લાગેલી છે અને આપણે બધા એક કોઠાર ઉપર નિર્વાહનો આધાર રાખીએ છીએ તેમ નહિ કરતા બીજાઓની પેરે થોડે થોડે નિર્વાહના જૂદાં જૂદાં સાધનો પસંદ કરી તે તરફ વળવું જોઇએ વેપાર રોજગારથી આપણે છેક આઘા છીએ અને ઘણે અંશે વેપારનું મૂળ આપણે છીએ છતાં તેથી આપણે અજાણ્યા અને અળગા રહીએ છીએ તે બરાબર નથી વેપાર અને વિદ્યાભ્યાસ માટે જે જરૂર પડે તેણે પરદેશ જવાની હામ ધરવી જોઈએ છોડીઓને ભણાવવી અને તેમને પરણાવવામાં અન્યાયથી ડરવું અને તે સુખી થાય તેવો વર અને તેનું લાયક ઘર મેળવવા પ્રયત્ન કરવો આવી જાતનું જોડાણ થશે ત્યારે બધા કુળવણી લેતા થશે અને સુખી થવાના સારા સાધન શોધવા સૌ સંપી પ્રયાસ કરશે કરજની જાળમાં કદી ફસાશો નહિ અને મિથ્યાભિમાનના મોહમાં પડી તમારા વંશજો જન્મોજન્મ દુખી થાય તેવા કરજના ખાડા ખોદશો નહિ. તમારાથી બને તેટલી તજવીજ કરીને ખરચ કરવાના હાલના અઘટિત રિવાજો બંધ કરતા જાઓ અને ગોળ બાંધવાના વગર અક્કલના વાડા બંધ કરવાના વિચાર કરજો એ વાડામાં તમે તમારા નિરપરાધી બાળકોને વિના મરણે કેદ કરો છો અને તેમના ભવિષ્યના સુખને તેમનાથી દૂર કરો છો જાણે અને તમારાં છોકરાના સુખના દરેક કામ કરતા સારાસારનો વિચાર [illegible] કોઇ પણ જોખમ ખેડીને છોકરાને ભણાવજો અને અઘટિત ખરચો [illegible] કરજમાં પડતા અટકજો જે કામ એકદમ થવા સંભવ નહિ હોય તે તમે ધીમે ધીમે મચ્યા રહેશો તો તે કેટલેક વખતે

ણી કીધી હતી ? તેનો જવાબ આપવાને અમે તૈયાર નથી. હજુ બીજી ઉજવણીઓ થવાની છે એ થયેથી વિશેષ અજવાળુ પડશે. અમારા જાણવા પ્રમાણે કેટલાક સજ્જનો પોતાના પદરથી આવી ઉજાણી કરવાને ઉત્સુક છે.

જીભના સ્વાદજ વાસ્તે આ ઉજાણીની પ્રવૃતિ ના હોય તો રાયપુરના કડવા પાટીદારોમાં ભ્રાતૃભાવ વધારવાને યત્ન થવાની ખાસ જરૂર છે. ભ્રાતૃભાવ પોષવાને તેઓએ કંઇક વખત સુધી સાથે બેસી વાતચીત કરવાની જરૂર છે. એકમેકમાં પ્રેમ વધારવાની જરૂર છે. જમવાને વખતે હાજર થઇ જમીને જતા રહેવાથી ભ્રાતૃભાવ પોષાય એ માનવુ બેહુદુ છે. ઉજાણીના જે જે નિયમો કીધા છે તેમાં એક એવો પણ નિયમ કરવો જોઇએ કે તેઓએ અમુક વખતે આવવું અને એક સભાના આકારમાં ગોઠવાઇ એક પ્રમુખ નિમી અમુક વિષય સંબંધે જેની ઇચ્છા હોય તેણે બોલવું—ભાષણ કરવું. પ્રમુખની સત્તાથી સભામાં હોહા થવાનો સંભવ નથી. દરેકને, જેને પોતાના વિચાર જણાવવાની ઇચ્છા હોય તેમને વારા ફરતી બોલવાની પરવાનગી પ્રમુખ સાહેબ આપશે એટલે સભામાં શાંતી જળવાશે. અને એક બીજાના વિચારની આપ લે થઇ શકશે. ભિન્ન ભિન્ન વિચારોથી એકઠા થયેલા મનુષ્યોને ઘણુ શિખવાનું મળશે એટલુંજ નહીં પણ તેઓના વિચાર કેળવાઇને શુદ્ધ અને સાત્વિક થવા પામશે. દેશ પ્રદેશમાં મોટા ખરચે પરિષદ અને સભાઓ ભરીને જે મેળવી શકાતું નથી તે આવી ઉજાણીઓમાં પ્રાપ્ત થઇ શકશે. એમ કહીને પરિષદોની મહત્વતા ઓછી કરવા અમે માંગતા નથી. અમારા વિચાર પ્રમાણે તો આવી ઉજાણીઓમાં મળીને જે કાર્ય થઇ શકશે તે મોટી પરિષદોને મદદ રૂપ થશે, જેથી આવી ઉજાણીઓની ખાસ જરૂર છે એમ કહેવામાં કાંઇ ખોટુ નથી.

અમે આશા રાખીયે છીયે કે આ અમારી અભિલાષા પૂર્ણ થશે.

## સાભાર સ્વીકાર.

આતંક નિગ્રહ ઔષધ શાળાનું આલબમ—ઉક્ત ઔષધ શાળાના જનરલ મૈનેજર તરફથી ગયા આગષ્ટ મહીનામાં અવલોકનાર્થે મળ્યું

તેના નામ ઉપરાંત બીજુ પણ ઓળખાવા ઓછું એક નામ વિશેષ હોય છે, તેને અડક કે અટક કહેવામા આવે છે એ અટકો અર્થ સુચક હોય છે જેમકે મહેતા યા મુનશી અટકવાળાના પૂર્વજો મહેતા મુનશી હતા જોઈએ, અમુક ગામના રહેવાશી ઉપરથી પણ અટક પડેલી હોય છે, જેમકે સુરતના રહેવાશી સુરતી કહેવાય છે અમારા અમદાવાદના દશા પાટીદારોમા ચામડાવાળા, કુનરી, દુધ કોળ, ગદી, બગડી ઉદરડી, લડીયા, વકુ, મોગલ, તાનડી નેવી, ચેદડી, બકરી, ચાટનુ, ઘટો કોબુ ગાભા, મોરથુથુ, દુધવાળા, ખીસકોલીવાળા, ગાધી કોટી, નસવાબાદી, ગરીસ, હીમતપત્ત, લોઢવાળા, અગેનદાયા, સરકાર, ચુડગર મહાદેવીયા, રખીયાલા, વડપર, સ્વામીનારણ પાદશાહ, મોદી, ગવાર, પાદશાહ, દેવતા, કસ્ટીઆ, કામળીવાળા વીગેરે અટકો પ્રચલીત છે આમાની કેટલીક અટકો અર્થ સુચક છે પણ બીજી એવી છે કે તે અટકો કેમ પડી હશે તે જાણવાનુ કુતુહલ થાય છે

ઉપર આપી છે તે યાદી પુરી નથી તે પુરી કરવાને તથા તેમની ઐતિહાસીક વાર્તા જાણવાને અમે ઉત્સુક છીએ તેઓનો ઇતિહાસ ઘણુ અજવાળુ પાડી શકશે, અને જગતાદથી અદર ઘુસેના કાળા મેલા પણ જણાઈ આવશે કનક અને કથીર જુદા પાડશે

---

# ઈનામ નં ૧

**ઇનામની કીંમત રૂ ૧) રોકડા અગર યુનાવસ્થાનો શિક્ષક** નામનુ પુસ્તક કીમત રૂ ૧॥ કર્તા વૈદ્ય જટાશકર લીલાધર અમદાવાદ આ પુસ્તક યુવાન તેમજ આધેડ સર્વેને વાચવા લાયક છે

**ઇનામ કોણ મેળવી શકશે ?** આ માસીકનો ઘરાક હોય, જેણે માસીકનુ ચાલતા વર્ષનુ લવાજમ રૂ ૧—૪—૦ મોકલી આપ્યુ છે અથવા આપશે તથા અમારા પ્રશ્નનો ખરો જવાબ આ માસીક પહોચ્યા પછી પદર દીવસની અદર લખી મોકલશે, તે ઇનામ મેળવી શકશે એક કરતા વિશેષ ઘરાકો તરફથી ખરા જવાબ આવશે તો ઈનામની સખ્યા વધારવા વિચાર કરીશુ, પણ જેનો ખરો અને **પહેલો** જવાબ આવશે તેનોજ હક ઉપલા ઇનામપર રહેશે

## ખુલાસો.

ગત અંકમાં કહયા પ્રમાણે અમે કેટલુ કર્યુ છે તે અમારા વાંચકો સ્વતાઃ જોઇ શકશે. તે સબંધે કોઇ મિત્ર વિશેષ સુધારો વધારો કરવા તેમજ માસીકને વિશેષ આકર્ષક કરવા વ્યાજબી સૂચનાઓ કરશે તે આભાર સહ સ્વીકારવામાં આવશે.

હિંદુસ્થાનની ઘણી ખરી જ્ઞાતિમાં પોતાના માસીકો નીકળે છે. કોઇમાં એક કરતાં વધારે માસીકો નીકળે છે તે સર્વેનો નિભાવ થાય છે. વળી જે જ્ઞાતિમાં તેવાં કોઇ માસીક હજુ સુધી નીકળ્યાં નથી તેઓ તેમ કરવાને પ્રયત્ન કરી રહયા છે. જગતની આ પ્રમાણે પ્રવૃત્તિ છે ત્યારે આ માસીકને મરણ શરણ થવા દેવું તે અમને અને અમારા વાંચક વર્ગ ને શોભાસ્પદ નથી. અમે અમારી ફરજ બજાવવાને તત્પર થયા છીયે તેમાં અમારા સુજ્ઞ વાંચકો અને ધરાકો મદદ કરશે એવી આશા છે. મદદ ઘણી તરેહથી થઇ શકે છે. સધન સજ્જનો આર્થિક મદદ કરી શકે, તો બીજાઓ માનસિક મદદ કરી શકશે. જેઓ થોડી કમાઇ કરતા હોય પણ વાંચન પ્રત્યે અભિરૂચી હોયતો અમે તેમને લવાજમ આપવા માટે આગ્રહ કરીશું નહીં. અમારી ઇચ્છા અમારૂ માસીક બહોળા પ્રમાણમાં વંચાય એવી છે. તે અમારી ઇચ્છા, અમારા વાંચકો એક અગર બીજી રીતે અમને મદદ કરતા રહેશે તો પાર પડશે એવો અમને ભરોંસો છે.

## નાઈવાડાના પાટીદારોમાં કુસંપ.

અમદાવાદમાં રાયપુર હલ્લો ઉત્તમ વર્ણની વસ્તી વાળો છે. ત્યાં નાગર, ક્ષત્રિય, બ્રાહ્મણ, વૈશ્ય વીગેરે ઉત્તમ વર્ણના સદ્‌ગ્રહસ્થોની વસ્તી ભેગા પાટીદાર કોમની વસ્તી પણ બહોળી છે. લેઉવા અને કડવા બંને જાતના

તેના લાભાલાભની બાબતે। ઝઘડામાં બહુ ખુલાસાથી અને છુટથી વિચારવાનો પ્રસંગ મળે છે. બધાની સાથે ભાઇચારો વધે છે, અને પરિણામે એક વ્યક્તિ બીજીને પ્રસંગોપાત બહુ ઉપયોગી થાય છે."

કોઇ પણ સમુહને ઉન્નતીના શિખરપર ચઢાવનાર વિદ્યા છે તેને પ્રાપ્ત કરવા હરેક રીતે પ્રયત્ન કરવાની જરૂર સારી રીતે બતાવી દરેક પાટીદાર બન્ધુને પોતાના બાળકોને ભણાવવા આગ્રહ કીધો હતો. તેમણે કહયું:—

"જો આપણા છોકરા વિદ્યાભ્યાસ કરે તો તેઓ આપણા બાપદાદાનો ધંધો—ખેતી—બહુ સારી રીતે સુધારી શકે. અત્યારે તો આપણે સેંકડો વરસથી ચાલતી આવેલી ખેતી કરવાની રીતમાં જરા પણ ફેરફાર કરતા નથી; કેમકે તે આપણને આવડતું નથી. બીજા સુધરેલા દેશોમાં જે જે સુધારા થાય છે તે આપણા અભણ ખેડુતો જાણતાજ નથી. આખું હિંદુસ્તાન ખેતીવાડી ઉપર પોતાના જીવનનો આધાર રાખે છે છતાં ખેડુત પોતે અથવા તેના ઉપર આધાર રાખનાર બીજી કોમના ભણેલા ખેતી ઉપર જરા પણ લક્ષ આપતા નથી. ખેતીનાં ઓજાર, બીજ, ખેતીનાં ઢોરની ઓલાદ વગેરે સુધારવા અથવા સુધરેલા દેશમાંથી મંગાવીને કે ત્યાં જઇ જોઇને કે શીખીને સુધારો કરવાનું કોઇના મનમાં આવતુંજ નથી. રસાયન શાસ્ત્ર બહુ ખેડવાથી આજ કાલ અનેક પ્રકારનાં કીંમતી ખાતર બનાવી શકાય છે તે અહીં કોણ જાણે છે? અને જાણતા હોય તો કોણ બતાવે છે? અથવા વાપરે કે વપરાવે છે? આપણા દેશની જમીનના ટુકડા ઘણા પડી ગયા છે, એટલે યાંત્રિક શક્તિઓથી થતી ખેતીની રીત અહીં લાગુ પાડવી કાંઇક કઠણ પડે તેમ છે; પણ ત્યાંની બીજ સુધારવાની, ને ખાતર બનાવવાની રીતો અને વાવેતર ઉપર જીવડાં પડી પાક બગાડે છે તે દૂર કરવાનાં સાધન વગેરે વિષે આપણે કયે દહાડે વિચાર કરીએ છીએ? આપણા દેશમાં જેટલી વસ્તુનું વાવેતર થાય છે; તેમાં વધારો ઘટાડો કરવાનું કોણ વિચારે છે? પરદેશનાં કીંમતી વાવેતર કોણ કરે છે? આપણા લોક માત્ર એમ માને છે કે આપણે અહીં જે પાક થાય છે તે સિવાય બીજી કોઇ વસ્તુ આપણી જમીનને ભાવતી નથી પણ એ વાત ખોટી છે. સરકારે એવી કેટલીક અજમાયશ કરી છે તે ઉપરથી જણાયુ છે કે કાળજી અને મહેનત વડે ઘણી વસ્તુઓ આ દેશમાં ફતેહમંદ નીવડે તેમ છે. ખોરાકના પદાર્થો પકવવાની જેટલી જરૂર છે તેટલીજ જરૂર વેપારના પદાર્થો પકવવાની છે. કેમકે દેશની આર્થિક સ્થિતિ સુધારવાનું એજ મુખ્ય સાધન છે. હાલના વખતમાં ખેડુતો સહેલાઇથી અને લાભદાયી રીતે કપાસના વાવેતરમાં સારો સુધારો કરી શકે તેમ છે. એ વસ્તુ એવી છે કે તેની આખી પૃથ્વી ઉપર ખપત છે."

વિધવા પુનર્લગ્ન અટકાવવાથીજ તેઓ ઉંચા ગણાય છે આવા ખોટા વિચારેને વશ થઇ જનાગઓ ફક્ત ઇંદ્રિનું દાસત્વ કરવામાજ પોતાનું જીવન વ્યતીત કરે છે અને પરિણામે ઉદભવના કડવા ફળ પણ મીઠાં માની લઇ નિરંકુશ મન અમૂલ્ય દેહ પુરો કરે છે વિધવા પુનર્લગ્નના નિષેધથી જે ભારે નુકશાનો ખમવા પડે છે તેનુ યથાસ્થિત વર્ણન કરતા એવો એકે હત ભાગ્ય મનુષ્ય નહીં હોય કે જેની અંતરડી અબળાઓને થતા અન્યાય તરફ દયાથી ન ભીંજાય ? પણ અમુક કાર્ય, ખરૂં યા ખોટુ હોય, પણ તેનાજ અનુષ્ઠાનમા મહત્વ સમાયેલુ છે એવી માન્યતા ધરાવનારાઓમા આપણે જે કહીએ તેની સ્હેજ પણ અસર થવાનો સંભવ હતો નથી એક સાધારણ બાબત ધ્યાનમા લેતાજ હું ધારું છું કે સમજાઇ જશે ગમે તે ઉચ્ચ ગણાતી જાતિ લ્યો ભારત વર્ષના ક્રમનમીમે બ્રાહ્મણ અને વૈશ્ય એવા બે વિભાગો ચારિમ્રગીન ગેના હતા આધુનિક જમાનામા બ્રાહ્મણોમાં ચોરાશી વિભાગ અને વૈશ્યા વાણિયાઓમા પણ એટલા વિભાગ પડી ગયા છે ઔદિચ્ય મોઢ ટોળકીઆ શ્રીમાળી તપોધન ખેડાવાળ ઇત્યાદિ કેટલાક સ્થળ પરત્વે અને રૂઢિ પરત્વે બ્રાહ્મણ શાખાના ટુકડા થઇ ગયા છે તેવીજ રીતે વૈશ્ય શરીરના પણ મેશ્રી શ્રાવક દશા શ્રીમાળી ઓસવાળ વીસાશ્રીમાળી પાચા ઝારાનાગર એવા સેંકડો ભેદ પડી ગયા છે તેથી કેટલીક જ્ઞાતિઓ તો એટલી બધી નાની હોય છે કે આખી દુનિયાની સપાટીઉપર તેમના પચીસો પચા સથી વધારે ઘર ન હોય અથવા બસે કે ત્રણસેથી વધરે નાના મોટાં મનની ન હોય. આવી રીતે વિભક્ત થઇ ગયેલી ઉચ્ચ કોમોમાની એકાદ કોમનો દાખલો લ્યો. તેવી એક કોમમા ધારો કે કુવારા છોકરાઓની સંખ્યા પાચસે છે હવે સાધારણ રીતે સ્ત્રી પુરૂષનું પ્રમાણ સરખુ જાળવી રાખવાં માટે કુદરતજ સરખા પ્રમાણમા સ્ત્રી પુરૂષની ઉત્પત્તિ કરે છે તેથી પ્રમે તે કોમમા કુવારા છોકરાઓ જેટલીજ કુવારીઓની સંખ્યા હોય છે એકડે પાચ દસ વગ આમ કે પાચ દશ વગ આમ પણ તેથી વધારે ફેર હોઇ શકે નહીં કુવારા છોકરાઓ કરતા કુવારી કન્યાઓની સંખ્યા ત્રણ ચાર ગણી હોઇ શકે નહીં એ તો નિર્વિવાદ છે તેથી જો કુવારાઓ પાચસે હોય તો કુવારી કન્યાઓ ૪૮૦ કે ૪૯૦ હોય અથવા ૫૧૦ કે ૫૨૦ હોય. આના કરતા વધુ સંખ્યામા કુવારી કન્યાઓ માની લેવી એ મુર્ખતા શીવાય બીજું કાંઇ નથી પણ હવે કુવારી કન્યાઓ માટે ઉમેદવારો કેટલા છે તેનો તમે વિચાર કરો જેટલા કુંવારા હોય તેટલા બધા કુવારી કન્યાઓ મટેજ ઉમેદવાર હોય છે કારણ વિધવા પુનર્લગ્નનો નિષેધ કરવામા આવેલો છે દુર્ભાગ્ય

પ્રસંગ આવે છે ત્યારે તેમના વડીલો આગળ તેમનું કાંઇ ઉપજતું નથી તેથી તે આખરે ભોંઠા પડે છે. તે પછી તેમનાથી જાહેરમાં એ વિષય પર વાત થઇ શકતી નથી. વળી તેમના એવા દાખલાથી એ સુધારો કેટલાક વખત સુધી પાછો પડે છે. માટે દરેક જણે બને તેટલુંજ માથે લઇ ધીરે ધીરે સુધારો કરવા પ્રયત્ન કરવો."

"દીકરીઓની બાબતમાં હાલમાં ઘણો અન્યાય થતો જોવામાં આવે છે પાટીદારની વસ્તી ગુજરાતમાં ઘણે ઠેકાણે છે. તેઓને કન્યાઓની ટાંચ પડતી જણાવાથી હાલમાં તેઓ કન્યા આપવા લેવાના ગોળ બાંધવા લાગ્યા છે. કન્યાની ટાંચ શાથી પડે છે તેનો કોઇ વિચાર કરતું નથી; પણ સાંકડા મનથી જે સહેલો ઉપાય સમજાય છે, તે કરવા મંડી જાય છે. ખર્ચ ખૂટણુ કરવાના ખોટા રીવાજોને લગ્નને તથા આપવા લેવાની વધી ગયેલી દુષ્ટ રીતોને લીધે છોડીની માટી હલકી થઇ પડી છે, તેથી તેની પુરતી સંભાળ લેવાતી નથી. એ અને એવાં બીજાં કારણોથી છોડીઓની સંખ્યા મૂળે છોકરાના પ્રમાણમાં સેંકડે લગભગ દશેક ટકા ઓછી છે, **તેની સાથે એક ઉપર બીજી કરવાની છુટ તથા વિધવા વિવાહનો ઘણે ભાગે પ્રતિબંધ હોવાથી કન્યાની ટાંચ પડે** છે એ બધાની સાથે કૂળની ડખલ જાડુ નડવાથી હાલમાં લોકો **સીધી લીટી** ગોળ બાંધવા લાગ્યા છે. એથી કુળની શળ ઓછી થાય છે એ વાત ખરી; પણ ગોળના વાડામાંથી વરકન્યાનું યોગ્ય જોડું મેળવી શકાતું નથી. છોડીને પોતાને માટે વર ખોળી લેવાની છુટ નથી તેમ તેનો બાપ ગોળમાં ઘેરાયલો હોવાથી બીજે ઠેકાણે કન્યા પરણાવી શકતો નથી: તેથી છોડી ગમે તેવી ડાહી, ભણેલી, હોંશીઆર અને અક્કલવાળી હોય તો પણ તેને તેનો ગોળના બધે બાંધેલો બાપ જે ખાડામાં નાંખવા વિચારે છે, તે ખાડામાં તે બિચારી અજ્ઞાન બાળાને મૂગે મોંહે પડવું પડે છે, આ અન્યાય ઓછો નથી. આમ કહીને મારૂં કહેવું એવું નથી કે તેને સ્વયંવર કરવાની છુટ આપો, પણ મારૂં એટલું તો કહેવું છે કે તમારી અજ્ઞાનતાને લીધે ગરીબ ગાય જેવી બાળાને દુ:ખી કરો છો તે બરાબર નથી. ગોળની હાનિકારક રીત બંધ કરો, અને આખા પાટીદાર વર્ગમાંથી તમારી દીકરીને યોગ્ય હોય તે વર અને તે વર સાથે પરણાવો. અને તેને તેની યોગ્યતા પ્રમાણે સુખ લેવા દો. એટલું યાદ રાખજો કે જેમ છોકરા અને છોડીઓમાં કેળવણી વધશે, તેમ તેમ તમારા હાલના ગોળ તુટતા જશે. અને કેટલેક વખતે તો હાલના બધા ગોળનો રોગ વળગેજ. આવું બનવાનો સંભવ જાડુ વેગળો નથી તો ગોળ

આમ જ્યા જન્મને પ્રધાન્ય આપી અયોગ્યનો સત્કાર થાય છે ત્યા ખરાબી અને પાયમાલીનો પાયો રોપાય છે

હવે ખાસ કરીને કડવા પાટીદાર કોમમા જન્મને આધારે જડ ઘાલીને બેઠેલી કુલીનતા આપણા સઘળા દુખોનુ ઉત્પત્તિ સ્થાન છે કુલીન મનાતા લોકોમા અધમતાના અભિવૃદ્ધિ થઇ છે અને થતી જાય છે તેમા ખાસ કરીને કારણભૂત તેમના પૂજારીઓની મૂર્ખાઇ શીવાય બીજુ કાંઇ છેજ નહીં જેને ઝાઝા માને, જેના આગળ પુંછડા લોકો શિર નમાવે, જેના આગળ પૂજાયો લઇ હજારો ભક્તો પૂજા કરવા પ્રવૃત્ત થાય તે માણસ ગમે તેવો સારો હોય તોપણ બગડવાનો સભવ છે એવા દૈવી મનુષ્યો આ દુનિયામા વિરલા હોય છે જેઓ લાલચના પાશમા ન સપડાય સ્ત્રી અને દ્રવ્યની એવડી લાલચ, માનો લીધેલા કુલીનોને આપવામા આવે પછી તેઓની વૃત્તિ બગડે એ સ્વાભાવિક છે

विकारहेतावपि विक्रियन्ते
येषां न चेतांसि त एव धीराः ॥

"વિકારનો હેતુ પાસે આવીને ઉભો રહ્યો હોય તે છતા જેમના ચિત્તમા વિકૃતિ ન થાય તેઓજ ખરા ધીર પુરૂષો છે " પણ આવા ધીર પુરૂષો આ મર્ત્ય લોકમા લાખે એકાદ બે હોય છે તેથી દુનિયાના માણસો દુનિયાનાજ માણસો છે અને દૈવી મનુષ્યો નથી એવો ધારણા બાંધી તે ઉપરજ વ્યવહારની ઇમારત ચણાવી જોઇએ આજ કારણથી લાચ લેનાર કરતા લાચ આપનારને વધારે ભારે ગુન્હેગાર કાયદાની દૃષ્ટિમા ગણવો પડે છે તેવીજ રીતે એક ઉપર બીજી, ત્રીજી એમ સ્ત્રીઓનુ ટુડ ભેગું કરનાર કુળવાન્ કરતા એક ઉપર બીજી દેનાર કન્યાનો બાપ વધારે તિરસ્કાર પાત્ર છે, એવુ સ્પષ્ટ જણાઇ આવે છે તમે એક ઉપર બીજી દેવા જાઓ અને તે ઉપરાંત દ્રવ્ય આપો, પછી કુદરતી રીતે એ લાલચમા કહેવાતા કુલીનો લોભાય એમા તેમનો દોષ શા માટે કહાડો છો ? એક ઉપર બીજી દેનાર મૂર્ખાનુ જો અસ્તિત્વ ન હોય, તો ગભીર બદી જડમૂળથીજ નીકળી જાય. પણ એક ઉપર બીજી તો શુ, પણ ચાર ઉપર પાચમી દેનાર હૈયાફુટા હેવાનોનો તોટો નથી આવા ક્રુર અને ઘાતકી માબાપો પોતાની કુમળી બાળાઓને અયોગ્ય સ્થાનોએ, દુખ દાયક સ્થિતિમાં હડસેલી મુકી ઘોર નરકના અધિકારી થાય છે એ નીર્વિવાદ છે એક સ્ત્રી હયાત હોવા છતા તેના ઉપર પોતાની કન્યાને દેનાર માબાપના મનમા શુ એટલે નુકશો ખ્યાલ નથી આવતો કે જે નિમકહલામે

કરી શકશો. સારાં કામો કરવા તરફ મંડયા રહેવાથી તથા જ્ઞાતિના સામાન્ય સુખ તરફ લક્ષ રાખવાથી આખી જ્ઞાતિ જરૂર સુખી થશે. તથાસ્તુ."

આ સભામાં આશરે ત્રણ હજાર મનુષ્યો ઉપસ્થીત થયા હતા. તેમાં કેટલાક ઠરાવ પસાર થયા હતા તે હવે પછી આપી શકાશે.

---




ઉપરના શિર્ષકથી વાંચનારને અજાયબી લાગશે એમાં નવાઈ નથી. એક પિતાથી ૩૦૦ છોકરાં ઉત્પન્ન થયાં એમ કહેવાનો આશય નથી. અન્ય ખંડના તુલસા નામના એક શેહેરના ધનાઢ્ય મી. ચાર્લ્સ પેજે ૩૦૦ છોકરાંને આશ્રય આપી, તેમને ઉગારી, ઠેકાણે પાડી પિતા પદને પામ્યો છે અને આશા રાખે છે કે હજુ બીજાં સાતસેં છોકરાંને આશરો આપી એક હજાર પુત્રનો ( છોકરાંનો ) પિતા ( પાલક ) થવાની ઉત્કટ આકાંક્ષા રાખે છે.

મી ચાર્લ્સ પેજે પોતાની મીલકતનો મોટો ભાગ ગરીબ છોકરાંના નિભાવ માટે,-તેમને ઉછેરવાં, પાળવા પોષવા, કેળવવા અને ધંધે લગાડવા માટે-રોક્યો છે. આ છોકરાંને પ્રાથમિક કેળવણી આપ્યા પછી જેઓ વધુ અને સારી-ઉંચી કેળવણી લેવાને લાયક હોય તેમને કોલેજમાં પણ મોકલી આપવાનો તેણે બંદોબસ્ત કર્યો છે. ધન્ય છે આ પરોપકારી પુરૂષને કે જેના પૈસાથી, એક હજાર છોકરાં સુખી જીંદગી ગાળી શકશે અને જીંદગી પર્યંત તેઓ તેને અંતઃકરણથી આશિર્વાદ આપશે. ( ટીટ્ બીટ્સ )

અમારી દાન કરવાની રીતિથી કેવું પરિણામ આવે છે તે વિચારવા જેવું છે. અમારૂં દાન ઉગી નિકળતું નથી. દાન લેનાર આશિર્વાદ તો આપે છે કે એક ઘણું દાન અને સહસ્ર ઘણું પુન્ય. પણ તેમ થયેલું ક્યાંઇ જોવામાં આવતું નથી. દાન તો રોકડું અપાય છે અને પુન્ય તો ઉધારજ મળે છે. વળી તે મળે છે કે નહીં એ પણ શંકા યુક્ત છે. દાન લેનારની શાહુકારી પુરવાર થએજ નથી. અંધશ્રદ્ધાથી માની લેવાનુંજ છે. અંધશ્રદ્ધા વિનાના મનુષ્યોને તો દાન લેનારા બધા દેવાળીયાજ દેખાય છે. દાન લેનારા

નરોડા, જેતલપર, નખિઆવ, લાલી કનીજ, બારેજા, સાણંદ, સરખેજ, વાડજ, માધવપુર, ઉસ્માપુર, નવરંગપર, આસલી, ચાંદખેડા, અરે કેટલાં ગણાવીએ ! તે બધા ગામડાએ અમદાવાદ તરફજ આકર્ષીત છે. હવે જો આ બધા ગામડાની તેમજ અમદાવાદની, જેટલી કન્યાઓને અમદાવાદમાંજ પરણાવવાની છે તેનો સરવાળો કરશો તો અમદાવાદમા હયાત મુરતીઆઓ કરતા ચારગણી કન્યાઓ થશે આટલા કારણથીજ અમદાવાદના કુલીનો આવા ઉન્મત્ત બની ગયા છે તોપણ એક ઉપર બીજી દેનાર અને બીજી ઉપર ત્રીજી દેનાર હૈયા ફૂટા હોવાનો દોડાદોડ કરી મુકે છે એક પ્રખ્યાત ગામના ગૃહસ્થ સાથે મારે વાતચિત થઇ ત્યારે તેણે જણાવ્યુ કે અમે કરીએ શુ ? અમારાથી કાંઇ અમારી દીકરી અમદાવાદ શીવાય બીજે દેવાય ? મે જવાબ આપ્યો “ ભાઇ અમદાવાદમા તમારે માટે જગ્યા છે ? તમારે ત્યાથી છેલ્લા બે વર્ષમા જેટલી કન્યાઓ વળાવી તેટલી બધી તમે શૉકયો ઉપર વળાવી છે જો અમદાવાદમા તમારે માટે જગ્યા હોત તો તમને નવા મુરતીઆઓ કેમ ના મળ્યા ? ” તેણે જવાબ દીધો કે તમે જેટલુ કહો એટલુ ખરૂ પણ અમારા બાપદાદા જે કરતા આવ્યા તે અમારે કર્યા વિના છુટકોજ નથી એક કન્યાને ચાર ઘર કરવા પડે કે બિચારીને સુખે ઠામ ઠરી બાજરાનો રોટલો પણ ખાવા ન મળે, વહાણામા ચાર વાગે ઉઠી અધમણ ઘઉં દળી સવારે નવ વાગે થોડુ ઘણુ ટાઢુ ખાધુ નખાધુ એટલામા હીરના કારખાનામા દહાડો ભરવા જવુ પડે, ટુકામા મગજમા ખ્યાલ ન થઇ શકે એવી ક્રૂર ગુલામગીરીમા જકડાવુ પડે પણ અમે અમદાવાદમાજ કન્યા દેવાના નવુ ઘર નહી મળે તો શૉક્ય ઉપર દઇશુ જુવાન મુરતીઓ નહીં મળે તો પચાસ વર્ષ ઉપરનો ડોમો જોઇશુ પણ અમેતો જે કરીએ છીએ તેજ કરવાના બસ થઇ ચુકયુ ! જ્યા આવા સ્વરૂપના બારદાનો વિરાજમાન હોય ત્યા ઉપદેશની શી અસર થાય? પણ આવી અજ્ઞ વની દુશ્મનાવટ શાથી ઉભી થાય છે, તેનું કારણ તપસવામા આવશે તો સ્પષ્ટ જણાશે કે બધાનુ મૂળકારણ **મિથ્યાભિમાન** છે કેવી રીતે મિથ્યાભિમાનને લીધે અજ્ઞ બનાવે મૂકાય છે તે દર્શાવીશ

અત્યાર સુધી પાટીદારના બીજા બધા ગામડાઓમા દશકોરીનો દરજ્જો ઉચો ગણાતો આવ્યો છે બીજા બધા નાના ગામડાઓ પોતાની કન્યાઓ દશકોશીને આપતા આવ્યા છે એ દશકોશીના પાટીદારો એમ સમજે બેઠા છે, કે આપણે આપણી દીકરીઓ વાહનમા દઇએ છીએ તેથીજ નાના ગામ

મફત મોકલવામાં આવશે. તે ઉપરાંત સારા લેખકોને તેમના વિદ્વત્તા ભર્યા લેખો માટે ઇનામ આપવામાં આવશે. લેખમાં કોઇ વ્યક્તિના અંગત ટીકા કરવા નહીં. પણ સામાન્ય ખબરોજ જે રૂપમાં બની હોય તેવીજ મોકલવી. પોતાના ગામમાં કાંઇ સાર્વજનીક મેળો ભરાતો હોય તેની હકીકત મોકલવી. ઉક્ત મેળામાં સર્વત્ર કેટલાં માણસો આવ્યાં હતાં તેમાં સ્વજ્ઞાતિનાં કેટલાં હતાં. કેટલા દીવસ મેળો ચાલ્યો. વેપાર સબંધી શું શું ચીજો વેચાવા આવી હતી. એ મેળામાંથી આપણી જ્ઞાતિનું કાંઇ શ્રેય થઈ શકે એવી કાંઇ યોજના છે અગર હવે પછી ઘડી કહાડી શકાય એમ છે કે કેમ? તે વીગેરે હકીકત લખવી.

આવેલા લેખોની પસંદગી જ્ઞાતિ ભૂષણ નરો અને સુજ્ઞ સજ્જનોને હાથે થશે. તેવા સજ્જનોની એક કમીટી નીમી જેના લેખ સારા જણાશે તેને યોગ્યતાના અને ફંડના પ્રમાણમાં ઉત્તેજન તરીકે નાનાં ઈનામ આપવામાં આવશે.

હર કોઈ ગામ કે શહેરમાં જ્ઞાતિ અભ્યુદય સારૂ, જ્ઞાનના વધારા માટે અગર રૂઢી રીત રીવાજોમાં સુધારો વધારો કરવા જે કોઇ મંડળ સ્થપાયું હશે તેમને પણ અમે આ માસીક વિના મુલ્યે આપીશું. તે મંડળોના રીપોર્ટ અગર જે કાંઇહીલચાલ તેઓ કરશે તેના હેવાલ ટુંકમાં અને મુદ્દાસર અમને લખી મોકલવામાં આવશે તે આ માસીકમાં છાપવામાં આવશે.

માસીકને લાયક જેઓ જાણુકના લેખો મોકલશે તેમને મહેનતનો યોગ્ય બદલો આપવામાં આવશે. જે માટે પત્ર વહેવાર કરવા વિનતી છે.

વ્યવસ્થાપક.

——(૦)——

## નામાભિધાન.

દરેક વ્યક્તિને ઓળખવા માટે જુદાં જુદાં નામ આપવામાં આવે છે. દરેક મનુષ્યને તેના નામથી સંબોધવામાં આવે છે. જનાવરને ઓળખવા સારૂં પણ નામ આપવામાં આવે છે અને તે નામથી તે પ્રાણીને બોલાવીયે તો જાણે તે સમજતું હોય તેવી રીતે તે પ્રાણી સંજ્ઞા કરે છે. જડ વસ્તુને પણ ઓળખવા સારૂં નામ આપવાની જરૂર પડે છે. એકેક નામ દરેક મનુષ્ય, પ્રાણી કે બીજી વસ્તુનું હોવું તે સ્વાભાવિક છે, પણ કેટલાંક મનુષ્યને

મળ્યા છે; તથા વધુ એવુ જાણ્યુ છે કે તે પાટીદારને ન્યાત બહાર-તેમના ગોળ બહાર-મુકયા છે સાથે તેના સગા વહાલાનાં ત્રીસ ઘરને પણ તેવીજ શિક્ષા કરી છે, જમવા ખાવાનો વેહેવાર બંધ કીધો છે એટલુંજ નહી પણ કન્યા વેહેવાર પણ બંધ કીધો છે આનો અર્થ એટલોજ થાય છે કે તડ પડયા છે જુદા પડેલા ઘર પોતાનો જુદો વહેવાર ચાલુ કરશે એટલે એક ગામમા વિભાગ પડયા છે એ અમને અનિષ્ટ લાગે છે જ્યારે ચારે તરફથી ભ્રાતૃભાવ વધવાની ઐકય-સપ થવાની જરર સ્વીકારવામા આવીને તે માટે ઉપાયો યોજવા લાગ્યા છે ત્યારે ઉક્ત બાર ગામના અગ્રેસરોએ તડ પાડયાં છે તે જાણી અમને ઘણી દીલગીરી થાય છે.

તે પચના આગેવાનોને અમારી વિનતી છે કે તેમણે ભાગાકાર કરવાના માડી વાળવુ બની શકે તો ગુણાકાર કરવા-કરાવવા થાને સંપ વધારવાનુ પગલા ભરવા આવશ્યક છે ભાગાકાર ઘણા થઇ ગયા છે અને તેમજ ચાલુ રાખવામા આવશે તો છેવટે શુન્યજ આવશે

સુરત શહેરમાં મળેલી ત્રીજી પાટીદાર પરિષદમા તેના પ્રમુખ સાહેબે ગોળ સબધે જે વિવેચન કીધુ છે તે તરફ આ પચના આગેવાનોનુ ધ્યાન દોરવા અમે રજા લેઇ વિરમીશુ

## સમસ્ત ભારત વર્ષિય પશુ સંરક્ષક સોસાઈટી.

ઉક્ત નામની સંસ્થા લીમીટેડ-રજીસ્ટર થઇ છે, તેની મુખ્ય ઓફીસ ન ૧૮ અમીનાબાદ પાર્ક, લખનૌમા રાખી છે તેના જનરલ સેક્રેટરી બાબુ આનદ બીહારી લાલ, બીઆ ભગ્રર, લખનૌના માલીક છે હિંદુસ્થાનમા સુવિખ્યાત અગ્રેજ બાઈ મીસીસ એની બીસાટ તે સંસ્થાની અધિષ્ઠાતા છે

તેનો મુખ્ય ઉદ્દેશ દેશી પશુઓનું સરક્ષણ કરવુ, તેની ઓલાદ સુધ-ની તથા વધારવી એ છે તેના મુખ્ય કાયદાઓમા એક કાયદો સભ્ય છે

પ્રશ્ન—

૧. આશકે દિલ ની શી રીતિતે ઉત્પતી છયણી

૨. પણે છેશા ? ની લહા ફ્યાજર

આ બે પ્રશ્નો અમે લખી તે છાપખાનામાં આપ્યા પછી બીબાં ( ટાઇપ ) ગોઠવનારે ટાઇપમાં તે બે વાકયો ગોઠવી દીધાં, પણ એટલામાં એક નાનો છોકરો રમતો રમતો ત્યા જઇ તે વાકયોનાં ટાઇપો ભેળસેળ કરી નાંખ્યા. તે બચ્ચાને શું સજા કરવી ? આ બે વાકયો શું હશે ? એ બે પ્રશ્નોના જવાબજ હાલતો અમને ઉપર લખ્યા પ્રમાણે મોકલનારને ઉપકુ ઇનામ મળશે. ઉપરાંત બે વાકયમાં સમાયલા પ્રશ્નો માટે બીજા ઇનામ કહાડવામાં આવશે.

---

## જેલમાંથી છુટા થતા કેદીઓની હાલત સુધારનારી મંડળી.

કેટલાક કેદીઓને ચોરીયો વીગેરે કરવાની ટેવ પડી ગઇ હોય, યાને ચોરી કરવાનો પોતાનો ધંધો કરી લીધો હોય તે પ્રમાણે જેલમાંથી છુટયા પછી તેઓ પાછા તેવા ગુન્હા કરવા તરફ દોરાય છે. તેઓ પ્રમાણીક પણે પોતાનું ગુજરાન કરવાને શકતીવાન થાય તે માટે જેલમાંથી છુટયા પછી તેમને સુધારવા માટે મુંબઇના ના. ગવરનર સાહેબના પ્રમુખ પદ નિચે એક મંડળી મુંબાઇમાં સ્થપાઇ છે. તે મંડળી એવા કેદીઓને ધંધે લગાડશે. કોઇ ઠેકાણે નોકરીએ લગાડશે. કોઇ ઉદ્યમમાં પડવા ઇચ્છતો હશે તેને તેમ કરવામાં મદદ કરશે. એ રીતે તેઓની જીંદગી સુધારવાના પ્રયત્ન કરશે. આ કેદી લોકો પ્રજાવર્ગને બોજા રૂપ હતા. તેઓ સુધરશે તો એક રીતે પ્રજાને પણ રાહત મળશે.

---

## ચમાર કોનફરન્સ.

જાણે કનફરન્સનો વાયરો વાયો હોય તેમ દરેક નાની મોટી તેમજ ઉંચી અને નિચી સર્વે જ્ઞાતિઓ પોતાની કનફરન્સો ભરવાને વિચાર કરે છે. પંજાબમાં કર્નાલ ડસ્ટ્રીકના એક ગામમાં ચમાર કનફરન્સ ભરાઇ હતી તેમાં ગાયોનુ રક્ષણ કરવાનો ઠરાવ થયો હતો. આવા સુધારા વધારા આ
[illegible]

કન્યાનીજ રીત છે વળી ઉપરાણુની વાત જો બહાર પડશે તો ઉજા અને શીખપુના અભિલેખો તૈયા જ છે તેમ વધારવાના હવે વધી ગયા છે એમ્બે અનાથોને નામે તેમને ઉપરાણી કરવા ગામડાઓમા ધુતી ખાવાનો સારો લાગ ફાવશે ઉમીયા માતાના દેવળના ઉપરાણાના નામે હજારો રૂપીઆ હોઇયા થઇ ગયા છે હજુ પણ માગરામાથી તેમ ટાગણે માતાનુ જ્વરના નામે અને બીજા લાગાને નામે હજારો રૂપીઆ બ્રાહ્મણોના ગજવામા ગડપ થઇ જાય છે એમ માગરીય કરતા તાગીદારો જાહેર કરે છે કડવા પ્રાગીદાગ મીચારા ભોળા જ માતાને નામે મરી મટે છે તેમને પોતાના શરીરનુજ ભાન નથી તો તમને નવી ખાવાની તેઓ કોરે જાડે પરના મરવાના હતા !

મો મગનલાલ કહે છે તેમ ખરેજ અનાથ બાળકો રઝળતા હોયતો તમને અહી મોકલા આપવાનો બદોબસ્ત કરશે તો અત્રેના મહીપતરામ અનાથાશ્રમમા અગર નડીયાદના નિરાધારાશ્રમમા તેઓને રહેવા વગેરેના બદોબસ્ત કરી આપવા બનતુ કરાવમા આવશે આ આશ્રમોમા તેના નિરાધાર છોકરાને કેળવણી આપી કોઇ હુન્નર ઉદ્યોગ શીખવી તેમને ઉદ્યમે લગાડવામા આવે છે જેથી તેમની જીદગી સુખરૂપ નીવડે છે

પણ મી મગનલાલ જે છોકરાઓની વાત કરે છે તેઓ સઘળા માબાપ વિનાના નિરાધાર નહી હોય પણ ગરીબ માબાપના છોકરા હશે કે જેઓ માબાપની ગરીબાઇને લીધે કેળવણીથી બેનસીબ રહેતા હશે તેથી તેમને મજુરી કરીનેજ પેટ ભરવુ પડતુ હશે તેમ હોયતો તેમને માટે બીજેજ રસ્તે લેવો જોઇશે

આ છોકરાઓને તેમના માબાપ ભણાવી શકે એટલા શકતીવાન નહી હોય તો પણ હુ ધારૂ છુ કે તે બધા છોકરાઓને અરેરે બધા નહી તો થોડા તો ખરાજ સેકડે ૭૫-૮૦ ટકા તો ખરાજ પરણાવી તો દીધા હશેજ અમારા બધુઓ છોકરાને પરણાવવા તે પોતાની એક ફરજ સમજે છે અને ભણાવવાની જરૂર તેમને જણાતી નથી જ્યાય ગામમા નિશાળ હોય અને છોકરાને નિશાળે મોકલ્યો તે તેના નસીબ સજોગે ભણી શક્યો તો તેને ભાગ્યશાળી સમજવો તેના માબાપ તેને ભણાવવાની ખાસ કાળજી જેવી પરણાવવાની કરે છે તેવી કદાપી કરતાજ નથી માટે શ્રીમતને વિનતી કે એક ફેરી-કરાવી તેવા છોકરાઓને ભણાવવાનુ સાહસ કરવા કે કરાવવાનુ મુખી દેહને જો બની શકતુ હોય તો તેમણે તેવા અજ્ઞાન લોકોને કેળવણીના ફાયદા સમજાવીને તથા બાળ લગ્નના ગેરફાયદા બતાવીને તેવા અજ્ઞાનના

## અમૂલ્ય ભેટો.



નીચેના પુસ્તકો કે વસ્તુઓમાંથી કોઈ એક પુસ્તક કે વસ્તુ મંગાવનારને તેની કિંમત કે પોસ્ટેજ કંઈ પણ લીધા વગર તદન મફત મોકલવામાં આવે છે, પણ એક કરતાં વધારે પુસ્તક કે વસ્તુ મંગાવનારે તે વધારાના દરેક પુસ્તક કે વસ્તુ બદલ અર્ધા આનાની ટીકીટ મોકલવી.

**બ્રહ્મચર્ય**—બ્રહ્મચર્યનો અલૌકિક પ્રભાવ દેખાડનારો દાખલા દલીલો સાથેનો ઉત્તમ નિબંધ.

**શ્રી સમાગમ**—દીર્ધાયુ તથા આરોગ્યની જાળવણ માટે સર્વોત્તમ નિબંધ.

**સતી દ્રૂપદી**—શ્રીકૃષ્ણ પરમાત્માનાં પત્ની સત્યભામા પ્રત્યે સતી દ્રુપદીએ પતિવ્રત્ય વિષે જણાવેલા વિચારો.

**ફેન્સી બુકમાર્કસ**—પુસ્તકો વાંચતી વખતે તેમાં નીશાની રાખવાનું ઉત્તમ સાધન. માત્ર અંગ્રેજી ભણનારાઓએ આ બુકમાર્કસ મંગાવવી.

**મોહીની**—શ્રેણી બાબતોનું જ્ઞાન આપનારી રસીલી વાર્તા.

**બાહુબળ**—ભીમસેન તથા અર્જુનના ગર્વનો નાશ કરવાની શ્રી કૃષ્ણની અપૂર્વ યુક્તિ.

**દૈવજ્ઞવિદ્યા**—ભવિષ્યના પ્રશ્નના જવાબોનું પુસ્તક.

**પુનર્લગ્ન અને પશ્ચાતાપ**—એક અસરકારક નિબંધ.

**આયુર્વેદ રહસ્ય**—હિંદી અને અંગ્રેજી ભાષાનું વૈદક ચોપાનીયું માત્ર નમુનાનું મફત.

**ફેન્સી પોષ્ટ કાર્ડો**—ઉંચી જાતનાં જાડાં લીસાં સુશોભીત કાર્ડો.

**બાવીસ રસીલી વાર્તાઓ**—લક્ષ્મિ અને સરસ્વતી જેવી પ્રીતિ તેનું ફળ, મુર્ખપણું, ઇશ્વરનો અનુગ્રહ, વાદીના બોલાબોલમાં અપાયેલ ફેંસલો, એ પ્રમાણે બાવીસ વાર્તાનો સંગ્રહ.

**સિકંદર બાદશાહે કરેલી અમૃતની શોધ**—એરીસ્ટોટલ, પ્યાસ્મ ખીજર અને મહેતર અલીઆસના ચમત્કારીક ચોકસ ઇતિહાસ સહિત જાણવા જોગ રમુજી વાર્તા.

**અલંકાર મણિમાળા**—ઉપમા આદિ ૬૩ અલંકારોનાં દ્રષ્ટાંત તથા સમજ સાથેનું સંસ્કૃત પુસ્તક. માત્ર બી. એ. ક્લાસમાં અભ્યાસ કરતા સંસ્કૃત ભાષાના અભ્યાસીઓને જ ભેટ અપાય છે.

**આયુર્વેદ આરોગ્યદર્શીકા**—જુદાં જુદાં ૬૩ દરદોનું વર્ણન કારણ તથા ઉપાયોનું ઘણું સરસ પુસ્તક. આ પુસ્તક સાથે અમારા આર્ડરોને જ ટપાલ ખર્ચનો અરધો આનો લઈ મોકલવામાં આવે છે.

સુધરેલા દેશમાં સેંકડો-હજારો નવા નવા ધંધા શોધાય છે તેમાંથી સારી પેદાસ કરી ત્યાંના લોકો સુખ સંપત્તીની ટોચે પહોંચ્યા છે. શોધ ખોળમાં આગળ વધી નવા ધંધા કરે છે એટલુંજ નહીં પણ જુના ધંધામાં પણ નવા નવા સુધારા વધારા કરવાને પાછી પાની કરતા નથી.

ત્યાં ખેતીને અંગે-અગર એક જુદા ભાગ તરીકે-મધમાખીને પાળવાનું, કેળવવાનું, ઉછેરવાનુ અને મધ બનાવરાવવાનું કામ કરવામાં આવે છે તેમાંથી બનેલું મધ વેચે છે એટલુંજ નહીં પણ ખાસ માખીઓને-મધ બનાવતી મધમાખીઓને વેચવાનો ધંધો ધીકતો ચાલે છે. તેને માટે ખાસ ખેતરો રાખવામાં આવે છે ત્યાં એ માખીઓને સંભાળ પૂર્વક ઉછેરવામાં આવે છે માખીઓનો જાતિ સ્વભાવ ડંખવાનો છે તેની પણ તેઓ દરકાર કરતા નથી-બીહીતા નથી માખીના ડંખમાથી બચવા સારૂ હાથે મોજાં અને મો ઉપર બુરખો નાખીને માખીઓને કેળવવામાં આવે છે સારી રીતે કેળવાયેલી માખીઓ ડંખ દેવાનુ વિસરી જાય છે ત્યારે મોજાં અને બુરખા વિના પણ કામ કરી શકાય છે કેટલાક ખેડુતો માખીઓથી એટલા હળી જાય છે કે તેમના ડંખની જરા પણ દરકાર કરતા નથી. કદાચ તેમના હાથ રીઢા થઇ ગયા હોય છે અગર માખીઓ ડંખ દેવાનું છોડી દે છે એકેક મધપુડામા ૨૫૦૦૦ થી ૫૦૦૦૦ સુધી માખીઓ કામ કરતી જોવામાં આવે છે તે માખીઓની કીંમત પણ ઘણી ભારી હોય છે. મધપુડામા જે રાણી હોય છે તેની કીંમત એકેકની રૂા. ૭ થી દસ સુધી ઉપજે છે ઋતુના ફેરફાર સાથે તેની કીંમતમા વધ ઘટ થાય છે. ત્યાના ખેડુતો આ ધંધામા સારી કમાઇ કરે છે. આપણે પણ ઇચ્છીશુ કે આપણા ખેડુતો તેની નકલ કરે ખેડુતો પોતે ના કરી શકે તો હાલરડા. કોળી, ભીલ અને વાઘરી જેવાની પાસે તે ધંધો કરાવે તો તેમાં ફાયદો થાય. મધ સોંઘુ અને સસ્તુ મળે. તે સાથે કેટલાએ માણસોને રોજગાર મળે, તે ફાયદો કાંઇ નાનો નથી. આશા છે કે આ ધંધા તરફ અમારો કોઇ સમર્થ પુરૂષનું ધ્યાન ખેંચાશે તો મારા આ અલ્પ પ્રયાસનો બદલો મળ્યો માનીશ (ટીક-બીહેસ ૧૬ મી આગષ્ટ ૧૯૧૩)

## કણબી સ્થાન.

ઉત્તરમાં જલાલાબાદના જમીનદાર બાબુ રંજીત સિંહ કરીયાર કહે છે કે દક્ષિણમાં જે પ્રદેશ હાલ કોંકણ નામથી પ્રખ્યાત છે તે પ્રદેશ અસલ કુણબી સ્થન એ નામથી પ્રખ્યાત હતો તે સ્થાનના બાર વિભાગ હતા. ત્યા કુણબી ક્ષત્રિય સમુદાયનું રાજ્ય સ્થન હતુ તેજ કારણથી તેને કુનબી સ્થન

Registered No. B. 894.

॥ ॐ श्री उमिया देवी विजयताम् ॥






# કડવા હિતેચ્છુ.

# THE KADVA HITTECHHU.

પુસ્તક ૫ મું. { જુલાઈ સને ૧૯૧૪. } અંક ૭ મો.

અધિપતિ અને પ્રકાશક.

ચીમનલાલ હીરાલાલ.

ધર્મ વિજય પ્રિન્ટીંગ પ્રેસ.

નં. ૪૬૩ રીચીરોડ, પોલીસ ચોકી પાસે–અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૧–૪–૦ ટપાલ ખર્ચ સાથે.



વ્યવસ્થાપક. હીરાલાલ વસંતદાસ.

Printed by *Chimanlal Hiralal* at his Dharma Vijaya Printing Press No. 463 Richey Road, AHMEDABAD.

# શ્રી વડનગરા કણબી હિતવર્ધક સભા.

## અને તેનુ બોર્ડીંગ હાઉસ અને વિશ્રામ સ્થાન

ઉક્ત સભાના સવત ૧૯૬૯ ના વર્ષના રીપોર્ટ પરથી જણાય છે કે એ સભા સવત ૧૯૬૦ મા નાતિના દસ બાર યુવાનોએ સ્થાપી હતી તેને સરભગ્મા રજીસ્ટર કરવી છે તેમા વર્ષ આખરે મુરબ્બી ૭, લાઈફ મેમ્બર ૫૦ વાર્ષિક મેમ્બર ૧૦૬ આશ્રયદાતા ૨૩, માનવત મુરબ્બી ૫, હિતેચ્છુ ૧૪ અને ટ્રસ્ટ ફડ ૭ હતા

રૂ ૧૦૧ આપે તે મુરબ્બી રૂ ૩૧ આપે તે લાઇફ મેમ્બર વાર્ષિક મેમ્બરને દાખલ ફી રૂ ૨ અને વાર્ષિક રૂ ૧ આપવો પડે છે નાતિમાથી કોઇ રૂ ૫) આપે તે આશ્રયદાતા ગણાય છે પરનાતિના સગૃહસ્થો રૂ ૧૦૧ આપે તેમને માનવત મુરબ્બી અને રૂ ૫) આપે તેને હિતેચ્છુ ગણવ મા આવે છે

૭ ફડ રૂ ૧૦૧ અને ૫૧ ના છે તેના વ્યાજમાથી છોકરા છોકરી ઓને ઈનામ આપવામા આવે છે

સભાનુ ફડ આગ્તે આસ્તે વધતુ જાય છે એમ તેના ૧૯૬૧ થી ૬૯ સુધીના દર વર્ષના આકડાથી સાફ સમજાય છે વર્ષ આખરે તના હાથમા રૂ ૭૧૨૨–૧૧–૫ નુ ફડ છે

આ સભાએ સવત ૧૯૬૬ ની સાલમા વડનગરમા એક બોરડીંગ હાઉસ અને વિશ્રામસ્થાન સ્થાપ્યુ છે એ બોરડીંગમા વર્ષ આખરે ૨૦ નિરાધાર બાળકો હતા જેમને મફત પાળી પોષીને વિદ્યાભ્યાસ કરાવવામા આવે છે હાલ ૨૬ બાળકો તેનો લાભ લે છે સઘન વિદ્યાર્થીઓ પાસેથી દસ વર્ષની અદરના બાળક માટે રૂ ૪) અને તે ઉપરાતની ઉમરના માટે રૂ ૫) લેવા ઠરાવવામા આવે છે બહાર ગામના કોઈપણ છોકરાને–તેઓ અગર કડવા નાતિનાને–ઉપર પ્રમાણે ફી લેઈને દાખલ કરવામા આવે છે

આ બોરડીંગમા ૨૩ છોકરા પાછળ આખા વર્ષમા રૂ ૭૯૮–૮–૬ ખર્ચ થયુ છે તે હીસાબે દર છોકરાદીઠ વધના રૂ ૩૪–૧૧–૬ આવે છે યાને મહીને રૂ ૩ થી પણ ઓછુ ખરચ થયુ ખરેજ તેના વ્યવસ્થાપકોને આવા કરકસરીયા વહીવટ માટે ધન્યવાદ ઘટે છે•

બોરડીંગને સદ્ગૃ થો તરફથી અનાજ ગોળ વાસણ ટોપીઓ કતાન ફરનીચર વીગેરેની મદદ મળતી રહી છે તેમ બોરડીંગના છોકરાઓને વડન ! ગૃહસ્થોએ પોતાને ત્યા જમણ પ્રસગે વર્ષમા ૧૭ વખત જમાડ્યા છે

અત્યાર સુધી સભાના પ્રમુખ રા. કુબેરદાસ હરીચદ અને મુબાઈના

तत् सत् परमात्मने नमः ॥

ॐ

# કડવા હિતેચ્છુ.

કડવા પાટીદારોની ઉન્નતી અર્થે નિકળતું આ માસીક છે.

## જૈન દાન.વીરનો દેહાન્ત.

જૈન કોમના દાન વીર શેઠ માણેકચંદ હીરાચંદ તા. ૧૬-૭-૧૪ અષાડ વદ ૯ ને શુક્રવારે સ્વર્ગવાસી થયા છે ઇશ્વર તેમના આત્માને શાન્તિ આપો.

આ દાનવીરે ઘણાં પરોપકારી કાર્યો કર્યાં છે લાખો રૂપીયાની સખાવતો કરી તેનાં ટ્રસ્ટ દ્વારા ઉત્તમ પ્રકારનું બંધારણ કરી પરોપકારી સંસ્થા ચલાવવાની ઉત્તમ અને નિસ્પૃહિ પદ્ધતિ ઘણી અનુકરણીય છે, એ વિષેનો એક લેખ અમને આ માસીક છપાઇ ગયા પછી મળ્યો છે જે અમે આવતા અંકમાં આપીશું.

---

આ જગતમાં વસનાર માનવીઓને પોતાના મિથ્યાભિમાને જેટલા દુઃખી કર્યાં છે, તેટલા બીજા કશાથી તેઓ હેરાન થયા નથી. માણસ પોતાના મિથ્યા મમત્વને લીધે આપત્તિઓનો વરસાદ વરસાવી લે છે. ગમે તેટલો ઉપદેશ કરો કે ગમે તેટલી શીખામણ આપો, પણ મનુષ્ય વૃત્તિ પોતાનું મિથ્યાભિમાન છોડી શકતી નથી. આવી નાશ કારક વૃત્તિનાં જેટલાં ઉદાહરણો આપવાં હોય તેટલાં સ્હેલાઇથી આપી શકાશે. દાખલા તરીકે ઉચ્ચ ગણાતી કોમોમાં એવી લાગણી પ્રસરેલી છે કે તેમની મોટાઇ વિધવા પુનર્લગ્નનો નિષેધ કરવામાં સમાયેલી છે. વિધવા પુનર્લગ્નના નિષેધથી જે ભયંકર પરિણામો આવે છે તે બધાં તેઓ પોતાની નજર સમક્ષ નિહાળે છે, પણ તેઓ વૃત્તિના દાસ થઇ એમજ માન્યા કરે છે કે

પાંચ વર્ષથી પત્ર આ, આપે છે ઉપદેશ;
પાટિદાર હિત કારણે, હરકત હરો હમેશ. ૫
રીત રિવાજ સુધારવા, એનો છે ઉદ્દેશ;
સમજે સઘળા બંધુઓ, હરકત હરો હમેશ. ૬
મૂર્ખજનો નથી માનતા, એનો શુભ આદેશ,
ઉલટા વિગ્રહ આદરે, હરકત હરો હમેશ. ૭
ભાન નથી અમ ભ્રાતને, અક્કલ બડી કે ભેંસ;
કુબુદ્ધિ કાપો તેમની, હરકત હરો હમેશ. ૮
કુસંપથી જન કોઇને, લાભ નથી લવલેશ;
એવું સમજે ઉરમાં, હરકત હરો હમેશ. ૯
સંપ કરી સરવે રહે, દિલનો ટાળી દ્વેશ;
સજે સુધારા સ્થાપવા, હરકત હરો હમેશ. ૧૦
સમજે સર્વ સુધારકો, વગોવાય નહિ વેશ;
દુષ્ટ કુધારા દુર કરે, હરકત હરો હમેશ. ૧૧
મરણ પછાડી જમણનો, રૂડો નથી રવેશ;
બચે તજી દિનબંધુઓ, હરકત હરો હમેશ. ૧૨
એક તિથીના લગ્નની, ખોટી છે ખાએશ;
છુટક લગ્ન કરે સહુ, હરકત હરો હમેશ. ૧૩
વર કન્યા વિદ્યા ભણી, વડી વય કરે પ્રવેશ;
પરણાવે પછી બાળને, હરકત હરો હમેશ. ૧૪
વિદ્યા વય ગુણ રૂપનાં, કરે કજોડાં કલેશ;
એવું કદી ન આચરે, હરકત હરો હમેશ. ૧૫
અવર કુધારા સરવને, ઠીક લગાવે ઠેસ;
"છગન" કહે સુખ પામવા, હરકત હરો હમેશ. ૧૬

પટેલ. છગનલાલ હરજીવનદાસ-આખળા.

---

વશાત્, ઘણી નાની ઉમ્મરે વૈધવ્ય પ્રાપ્ત થયું તો પણ તે બાળવિધવાને જીંદગી પર્યન્ત કઠોર વૈધવ્ય પળાવવામાં આવે છે, અને બીજી બાજુ સઘળા વિધુરોને લગ્ન કરવાની છુટ મુકવામાં આવી છે. તેથી પંદરથી માંડીને સાઠ વર્ષ સુધીના સઘળા રંડિલાઓ લગ્ન કરવાની ઉમેદમાં કુંવારી કન્યાઓ તરફ આકર્ષાય છે. આ ઉપરાંત કેટલાક તો એક સ્ત્રી હયાત હોય તો પણ બીજી કરવા પ્રેરાય છે. એક ઉપર બીજી કરનારને પણ કુંવારી કન્યા તરફ દોરાવું પડે છે. કુંવારી કન્યાઓ માટેના સઘળા ઉમેદવારોનો સરવાળો કરવામાં આવે તો તુરત જણાશે કે એક કન્યા માટે ચાર ઉમેદવારોની સંખ્યા છે. હવે જ્યારે એક ચીજ માટે ચાર જણ ખરીદનાર હોય ત્યારે તે ચીજના ભાવમાં વૃદ્ધિ થયા વિના રહે નહીં, અને જ્યારે ભાવ બોલાવા માંડે ત્યારે કન્યા વિક્રયની પૈશાચી રૂઢિનો આરંભ થયા વિના રહે નહીં. આવી રીતે વિધવા પુનર્લગ્નનો નિષેધ કરવાથી, નાના મોટા સઘળા ઉમેદવારોને કુંવારી કન્યાની પસંદગી કરવી પડે છે અને કુંવારી કન્યા માટેની હરીફાઇ અને તાણ ખેંચમાં કન્યા વિક્રય પિશાચનો જન્મ થાય છે. કન્યા વિક્રયની શરૂઆત થઇ કે તેની સાથે વરના ગુણ દોષનું દર્શન અને બીજા બધા સાવચેતીના ખ્યાલો લેવાતા નથી, કારણ કે કન્યાને ફક્ત એક બજાર ચીજ પ્રમાણે ઝાઝું નાણું આપનારને વેચવામાં આવે છે. ચૈતન્ય વસ્તુ જડ વસ્તુની માફક પૈસા માટે ખરીદાય છે અને ખરીદનાર નાણું આપે છે એ શીવાય બીજી લાયકાત ધરાવતો હોય કે ન હોય તેની પરવા કોઇ કરતું નથી. લાકડે માંકડું જોડી દેવામાં આવે છે. આવી સ્થિતિમાં લગ્નના ઉચ્ચ આદર્શો એક કોરાણે રહી જાય છે. હવે આધેડ ઉમેદવારોમાં બીજી લાયકાત નહીં હોવાથી પૈસાની કોથળીઓ ખખડાવવા મંડી જાય છે. જેમ પોતાની ઉમ્મર વધારે તેમ વધારે નાણું આપવા ઇંતેજાર હોય છે. દુનિયામાં નાણાંની શક્તિ કાંઇ ઓર અને અજબ હોય છે.

> गतवयसामपि पुंसां
> येषामर्था भवन्ति ते तरुणाः।
> अर्थेन तु ये हीना
> वृद्धास्ते तारुण्येऽपि स्युः॥

" જેની ઉમ્મર વૃદ્ધ થઇ છે તે પુરૂષો પાસે જો ધન હોય છે તો તેઓ તરૂણ ગણાય છે અને જે તરૂણ પુરૂષો પાસે ધન હોતું નથી તેઓ તરૂણ હોવા છતાં વૃદ્ધ ગણાય છે. "

# ખેતિની સ્થિતિ.

( લેખક. મહીદાસ મેમજી પટેલ. )

પ્રાચીન સમયે– ઋષિયુગ ચાલતો હતો ત્યારે ભરતખંડ કૃષિશાસ્ત્રમાં પ્રધાનપણું ભોગવતો હતો જ્ઞાતિ શ્રેષ્ઠ બ્રાહ્મણો કૃષિકાર્યમા દીલ દઇ તે ધંધો ચલાવતા હતા, મધ્યયુગમા બાહ્યિક સૌંદર્યના ચકચમાટને લીધે અને પરદેશી સભ્યતાના મોહને લીધે સાધારણ અને ધનાઢ્ય સર્વે કૃષિનો ધંધો હલકો ગણવા લાગ્યા જેથી ભરતખંડની કૃષિ અભણ વર્ગના હાથમા ગઇ તે રીત પાછી ફરવા માંડી છે આ વખતે ભરતખંડના કેટલાક નામાંકિત નરોના મુખેથી ખેતીનો મહીમા સભળાવા લાગ્યો છે અમેરિકા, જર્મની ને જાપાન વગેરે મહા દેશની કૃષિની ઉન્નતિ જોઇને એકદમ વિસ્મિત થઇ ગયા છે તેઓએ જોયુ છે જે આ બધા મહદેશના ભોગમા મોટા પુરૂષો ખેતીની પાછળ તન મન ધન અર્પી ઉભા છે મહા કર્મવાદી માણુમોએ ખેતીની પદ્ધતિનો યુગ નવ્વી નાખ્યો છે તેએ એક જવ કે ઘઉંના દાણામાથી સહસ્ત્ર જવ કે ઘઉ ઉત્પન્ન કરી શકે છે જે બીટમાથી સેંકડે ૫ ભાગ ખાંડ માત્ર મેળવી શકાતી હતી, તેજ બીટમાથી હવે સેંકડે ૯૦ ભાગ ખાંડ ઉત્પન્ન કરી શકે છે. એકજ ખેતરમાથી એકજ વર્ષે ૭ ૭ પાક પકવી શકે છે અતિ સાધારણ નાઇટ્રોજનના ખાતરના પ્રયોગથી તેની તેજ જમીનમાથી સો સો ગણો પાક લઇ શકે છે જેટલી જમીનમા પહેલા એક મણ ટમેટા પેદા થતા હતા, તેજ જમીનમાથી હવે દસ મણ ટમેટા તેઓ પેદા કરી શકે છે. યત્રની મદદથી ખેતીનું કામ કરીને અમેરિકાના વતનીઓ પાકા દસ શેરનો એક પોપીઓ, પાચ શેરનું એક રીંગણું, સવા સવા મણનાં કુમડાં, એક મણથી ઉપરના તડબુચ, દશ શેરની એક મુળાની અને વીશ શેરની એક ગાજરની ઉત્પન્ન કરી શકે છે ત્યાના વતનીઓની નસેનસમા ઉદ્યોગનુ લોહી ફરી રહ્યુ છે, તેઓના પ્રાણ તેમાજ જોડાયા છે તેઓની હકીકત સાભળીને કે નજરે જોઇને આપણા પ્રાણ ઉન્નતિ મેળવવા દોડા દોડ કરી રહે છે ખરા પણ આપણામા યત્નજ ક્યા છે? એ બધા દેશોમા રાસાયનિક પરીક્ષાના સ્થળો ઠામ ઠામ નજરે પડે છે ત્યા અગણિત કૃષિ વિદ્યાલયો શોભાયમાન છે આપણા દેશના જળ અને માટી કુદરની રીતેજ અનુકુળ છે તે અનુકુળતાના પ્રભાવથીજ આપણે આપણું અસ્તિત્વ રાખી શક્યા છીએ પણ આ વૈજ્ઞાનિક યુગ છે વિજ્ઞાન યુગમા આવા ઘોરતર જીવન સંગ્રામ વખતે આપણે પણ વિજ્ઞાનની સહાયતાની પુરી જરૂર છે દેશના કેટલાક માણસોની બુદ્ધિ તે તરફ દોડી રહી

છે, પણ બિચારી વિધવાઓનાં દુઃખ તરફ તેમની દૃષ્ટિ આકર્ષાતી નથી અને બિચારીઓને માટે ખરી લાગણી ધરાવનાર થોડા દયાળુ પુરૂષોને જ્ઞાતિના જુલમ આગળ મુંગા બેસી રહેવું પડે છે. આનુંજ નામ **મિથ્યાભિમાન** અને તેજ મિથ્યાભિમાન કેટલાં માઠાં ફળનો પ્રસવ કરે છે ?

તેવીજ રીતે જુદે જુદે સ્થળે જુદા જુદા રૂપમાં **મિથ્યાભિમાન** હોય છે અને તે મિથ્યાભિમાન માટે કેટલી મોટી આફતોના ભોગ થવું પડે છે તે વિષે વધારે સૂક્ષ્મ નિરીક્ષણ આપણે કરીશું.

કડવા પાટીદાર કોમમાં પણ એક જુદાજ રૂપમાં **મિથ્યાભિમાને** ઘર ઘાલ્યું છે. એજ મિથ્યાભિમાનને લીધે ખરાબી થાય છે તોપણ આંખ ઉઘડતી નથી.

કુતરાને જે જગ્યાએ બેસવાની ટેવ પડી હોય ત્યાંથી ગમે તેટલું મારો પણ ઊઠતું નથી તેવી રીતે ગમે તેટલું નુકશાન થાય તોપણ કેટલાક મૂર્ખ અને અજ્ઞાની લોકો પાયમાલ થઇ જાય છે પણ ગર્દભપુચ્છ જે પકડયું તે છોડતાજ નથી. મિથ્યાભિમાનને લીધેજ ઉચ્ચ નીચના કૃત્રિમ ભેદો આપણી કોમમાં પડી ગયા છે. જે સઘળા મનુષ્યોને જન્મતી વખત પરમાત્મા બે આંખ, બે કાન, એક મ્હોં, એક નાક, બે હાથ, બે પગ એમ સરખેસરખું આપે છે, તેજ મનુષ્યોમાં કૃત્રિમ ભેદ ઉભા કરી હિંદુઓએ પોતાની પાયમાલીની કબર પોતાને હાથેજ ખોદી છે. જન્મથીજ ઊંચાપણું અને નીચાપણું માનવામાં આવે છે. મનુષ્યની ચાલચલગતથી ભેદ દર્શન થતું હોય તો કાંઇ હરકત નહીં, અર્થાત્, સદ્ગુણીને ઊંચો અને દુર્ગુણીને નીચો ગણવામાં આવે તો તે યોગ્ય ગણાય, પણ જ્યાં ઉચ્ચ નીચના ભેદ પાડવામાં જન્મનેજ પ્રધાન પદ આપવામાં આવે ત્યાં અયોગ્ય, દુરાચારી, લોભાણુ, વેષધારીઓ કુળવાન ગણાય અને ખરા સદ્ગુણી, સદાચારી પુરૂષો અનાદરને પાત્ર થાય.

अपूज्या यत्र पूज्यन्ते
पूज्यानां च निरादरः ।
तत्र त्रीणि भविष्यन्ति
दारिद्रं मरणं भयम् ॥

" જ્યાં અપૂજ્યનું પૂજન થાય છે અને પૂજ્યનો અનાદર થાય છે ત્યાં અવશ્ય દળદર, મરણ અને ભય વાસો કરીને રહે છે "

નૈશ્ચન નાણીચ, ગનારીયા અને પાલીદ‌ણા કોમની બ્હેનોએ પણ આ સરસ્થાનો લાભ લીધો છે

સ્કુલોમા અપાતી કેળવણીમા ધર્મની કેળવણીની ન્યુનતા હોવાથી બોર્ડીંગો ઉઘાડી વિદ્યાર્થીઓને ધર્મની કેળવણી આપવાની આ મહાન્ પુરૂષે પહેલ કરેલી છે તે સાથે શ્રાવિકાશ્રમ જેવી આ પવિત્ર સસ્થા ઉઘાડી બાળાઓને ધર્મની કેળવણી આપવાનુ મહાન્ પુન્ય ઉપાર્જીત કરેલુ છે અને વધારે આનદની વાત તો એ છે કે આ સસ્થાની યોગ્ય વ્યવસ્થા અને સભાળ પોતાના પ્રતાપી પિતાના પગલે ચાલી દયાળુ દીલના બ્હેન મગન બ્હેન પોતેજ કરે છે પોતાના લક્ષાધિપતિ પિતા અને સસરાની ઐહિક સુખની વાઝના નહિ કરતા આ ખાતામા ઑનરરી કામ કરી સાદી જીન્દગી ગુજારે છે

મરહુમ શેઠ પોતે લક્ષાધિપતિ હોવા છતા ઘણાજ સાદા અને સરળ સ્વભાવના હતા દયાતો તેમના દરેક રૂવે રૂવામા પ્રસરી રહી હતી નિરાભિમાની, નિષ્પક્ષપાતી મિલનસાર અને ઘણાજ નમ્રસ્વભાવના હોવાથી પોતાની કોમમા તેમજ સમસ્ત દિગબર જૈન બાધવોમા તેઓ માટે ઘણુજ માન હતુ પોતાના દ્રવ્યથી સ્થાપેલી દરેક સસ્થાઓમા તેમજ દિગબર જૈન શ્વેતાબર કૉન્ફરન્સ વિગેરે દરેક મડળોમા વારવાર પ્રમુખ પદે પોતે બીરાજતા હતા છતાપણ **પોતાનો એકે વધારે વૉટ આપવાનો હક ધરાવતા નહોતા** અને સહુ મતે કાર્યકરી નિષ્પક્ષપાતપણે રહી ઘણીજ સારી સભાળથી દરેક સસ્થાઓને ચલાવતા હતા

આ સ્થળે હુ આ મહાન્ પુરૂષનુ ચરિત્ર ટુકમાજ વર્ણવુછુ પણ જો તે વિસ્તાર પુર્વક વર્ણવવામા આવે તો એક મોટુ પુસ્તક થાય તદપિ મીરે આ કડવા હિતેચ્છુમા તેમનુ ટુક ચરિત્ર લખવાની જરૂર એટલાજ માટે પડી છે કે આપણી કોમમા પુર્વે ઘણા દ્રવ્યવાનો થઇ ગયા છે અને હાલમા પણ ઘણા દ્રવ્યવાનો છે પુર્વે થઇ ગએલા દ્રવ્યવાનોએ અનેક પ્રકારે દ્રવ્ય દીધા હશે અને હાલના દ્રવ્યવાનો પણ દાન આપતાજ હશે પણ તે બાબતમા ઉડા ઉતરી તપાસ કરતા એમ જણાય છે કે આપણી કોમના દાનવીરો ભાટ, ભવાયા, વિગેરે હમેશના ભીખ માગી ખાનારાઓનેજ દાન આપે છે તથા મહોટા જ્ઞાતિ વરા કરવામા ( એક રાત્રીના વાળુમા ) હજારો રૂપીઆ ખરચી નાખે છે " કણબી વાંસે કરોડ કણબી પાછળ કરોડ નહીં " આવા ખોટા લખણ કરી, ભાટ, ભવાયા બ્રાહ્મણ અને બાવા સાધુઓ કે જેઓ આજકાલ દિનદિન બોજારૂપ થઇ પડેલા છે તેઓ આપણી કોમને કોતરી ખાય છે

પોતાની પૂર્વ સ્ત્રીનું દાળીદર ફૂંક્યું નથી અને જે પોતાની પત્નીનો પરિત્યાગ કરી બીજી કરવા ઉભો થયો છે તે તમારી કન્યાને શું સુખ આપવાનો છે? આવી સ્થિતિમાં તમારી દીકરીને કેવા પ્રકારનું સાંસારિક સુખ મળશે તેનો લગારે ખ્યાલ કરવાની તમે કોઇ દિવસ તસ્દી લીધી છે? ફક્ત તમે ગમે તે સ્થળે કન્યાને ફેંકીદેવા ઉપરાંત બીજું તમારું તમારી વ્હાલી દીકરી પ્રત્યે કર્તવ્ય છે તેનું તમને ભાન નથી. મેહેરબાનો હવે કૃપા કરો, ચેતો, અને આ બદીમાંથી છુટવાનો પ્રયત્ન કરો.

ઝેરનો પ્યાલો હાથમાં છે, સેંકડો માણસો પ્યાલામાં ઝેર છે એવું પોકા-રી પોકારીને કહે છે, તો પણ ઝેરનો પ્યાલો છુટતો નથી અને પ્રેમ પૂર્વક વિષ પ્રાશન કરવામાં આવે છે. આનું કારણ શોધવા જશો તો **મિથ્યાભિમાન** શીવાય બીજું એકે નથી. હવે આપણે કન્યાનાં માબાપો પોતાની કન્યાના લગ્ન સંબંધમાં આટલી બધી બેદરકારી વાપરે છે તેનાં કારણો સૂક્ષ્મ નજરે તપાસીએ.

હિંદુઓની દરેક દરેક કોમ જે ગુજરાતમાં વસે છે ને બધી કોમોમાં અમદાવાદમાં રહેનારાઓ કુળવાન્ ગણાતા આવ્યા છે. આનાં ગમે તે કારણો હોય પણ અત્રે એટલું જણાવવું બસ થશે કે ઘોર અજ્ઞાનાન્ધકારને લીધેજ આવા પ્રકારના ઊંધા પાટા ગામડાના લોકોને બંધાઇ ગયા છે. ખાસ કરીને, કડવા પાટીદાર કોમમાં કુલીનતાની બદીએ પોતાનાં મૂળ ઘણાં ઉંડા ઘાલ્યાં છે. પ્રાચીન સમયમાં ગામડાના લોકોને વારે ઘડીએ શહેરમાં આવવા જવાનું થતું હશે અને તે પ્રસંગે શહેરના સંબંધીઓને ત્યાં ઉતરવાની સગવડ પડતી હશે, અથવા તે પ્રસંગમાં અમદાવાદના ગૃહસ્થો પોતાના સગા સંબંધીઓ સાથે ઘણુંજ ઊંચા પ્રકારનું વર્તન ચલાવતા હશે, અથવા તેઓ પોતાના ત્યાં આવેલી વહુઓને ઘણોજ સંતોષ થાય તેવા પ્રકારનું સુખ આપતા હશે, એવી રીતનાં અનેક કારણોથી અમદાવાદના લોકોને કુલીન ગણવાની પદ્ધતિનો સ્વીકાર થયો હશે અને સાત બાદ બાપા જેમ કરતા હતા તેમ ને તેમ લાંબા વખત સુધી દીકરાઓ કરતા આવ્યા હશે અને પરીણામે અમદાવાદીઓને કુળવાન માનવાની ટેવ ગામડાના લોકોને એટલે સુધી સજ્જડ ચોંટી ગઇ છે કે તેઓ પોતાની કન્યાને અમદાવાદમાંજ નાંખવા તરફ દદ કરતાં વધુ પ્રેર-ય છે. પણ જે સદ્ગુણો મટે અમદાવાદીઓના પૂર્વજો પૂજાયા, તેમાંના કેટલા સદ્ગુણો હાલના અમદાવાદીઓમાં રહ્યા છે તેનો વિચાર કોઇ કરતું હોય તેમ જણાતું નથી. હવે અમદાવાદીઓ કુળવાન્ ગણાયા એટલે તેમના ભક્તની

સરખામણીમા શેલડીનો પાક ઘણો થોડો છે કારણ શેલડીના પાકમાં ઘણા પૈસા ખંત મહેનત અને સંભાળ જોઇયે છે તેમ તેની ઉપજ પણ મોટી થાય છે શેલડીમા દર એકરે ૩૫૦ થી ૫૦૦ રૂ સુધી ખર્ચ થાય છે અને ઉપજ ૫૦૦ થી ૮૦૦ રૂ સુધી મળે છે

મુબઇ ઇલાકાના એગ્રીકલ્ચર ડાયરેક્ટર મી જી એફ કીટીંજ સાહેબ જાવા, ફારમોસા, હવાઈ વીગેરે ઠેકાણે ફરી ત્યા શેલડીના પાક જોઇ તેની નોંધ તેમણે લખી બહાર પાડી છે તે ઉપરથી જણાય છે કે ત્યાં શેલડીની નિપજ દર એકરે ૪૦ થી ૪૫ ટન થાય છે અને તેમાથી પાચ ટન ખાંડ બને છે જેના દર ટને રૂ. ૬૦ નો નફો થાય છે

હવાઇ બેટમા+ એક કપની ૨,૨૫,૭૫,૦૦૦ રૂ. ની મુડીથી ૫૦૦૦ એકર જમીનમા શેલડી વાવી ખાંડ બનાવે છે. તેની મીલકત નીચે પ્રમાણે છે

| | |
|---|---|
| રૂ ૩૮,૧૮,૦૦૦ | જમીન ૫૦૦૦ એકર |
| ,, ૪૮,૭૮,૦૦૦ | કુવા, પંપ, હોઝ, મકાન, ખાઇઓ, પાણી લઇ જવાના પાકા દાગીયા વિગેરે |
| ,, ૩,૬૩,૦૦૦ | ઢોર ઢાંખર તથા ડેડસ્ટોક |
| ,, ૧૩,૦૫,૦૦૦ | રસ્તા, પુલો, ટ્રામવે, સડકો વિગેરે |
| ,, ૩૬,૩૩,૦૦૦ | ખાંડ બનાવવાના સાચા અને તેનાં મકાન |
| ,, ૫૦,૧૩, ૦૦ | ફરતી મુડી |
| ,, ૨૧,૬૦,૦૦૦ | રીઝર્વ કેપીટલ-મુડી |
| ,, ૧૩,૦૫,૦૦૦ | પરચુરણ |
| ,,૨,૨૫,૭૫,૦૦૦ | કુલ. |

આ મુડીનો ત્રીજો ભાગ શેલડી પકવવાના અને બાકીની મુડી શેલડી મીલમાં લાવવાના તથા ખાંડ બનાવવાના કામ માટે રોકાયેલી છે

ત્યાં આગળ પાણીનુ ખર્ચ દર એકરે રૂ ૨૧૭ આવે છે દર એકરે ૪૮ રૂ. મહેસુલ આપવુ પડે છે મજુરને રહેવા ઘર, તથા બળતણ અને દવા મફત આપવા ઉપરાંત દરરોજના રૂ ત્રણ આપવા પડે છે છતા એટલો નફો કરે છે કે શેર હોલ્ડરોને બાર ટકા ડીવીડન્ડ આપી શકાય છે

+ હવાઈ ( અથવા સેન્ડવીચ ) નામનો બેટ પાસીફીક મહાસાગરમા ૧૫૦ ખાંશ અને ૨૦ અક્ષાંશ પર આવેલો છે

એ ચાર સુધારકોએ પોતાના છોકરા કુંવારા રાખ્યા તે શીવાય બધા પોતાના છોકરાઓને જુદે જુદે ગામડે પરણાવી આવ્યા. હવે અમદાવાદના મુરતીઆઓનો ગામડાંવાળાઓને કેટલો ખપ છે તેનો ખ્યાલ આટલાથીજ આવીજશે. બારસેં છોકરીઓ કુલને દડે પરણાવવામાં આવી તોપણ ઘણા ખરા છોકરાઓ શહેરમાં નહિ તો ગામડે પરણાઈ ગયા. જેમ ગામડાની છોકરીઓ મોટી થતી જશે અને તેમની પાસેથી બધી વસુલાત લઈ લેવામાં આવશે એટલે તેમનું આવી બનવાનું. શહેરની કન્યાઓ પણ મોટી થતી જશે અને તે બધીઓને શહેરમાંજ પરણાવવાની એટલે ગામડાઓની કન્યાઓ પૈસાની બરબાદી કર્યા બાદ પાછી ફરશે અને તેમના ઉપર શહેરની કન્યાઓ તાજે ઘાએ શોકો થશે આવી રીતે નહીં શહેરવાળાઓનો શુકરવાર થાય કે નહીં ગામડાવાળાઓનો. બધાની પરિણામે ફજેતી થવાની અને જે મનુષ્ય જીંદગીમાં આપણે સુખી થવા સરજાયા છીએ તેમાં મારામાર, કલેશ, કંકાશ, અને તોફાન શીવાય બીજું કોઇ સારૂં ફળ આપણે ચાખી શકવાનાજ નહીં.

આ ઉપરથી એટલું તો સમજાયુંજ હશે કે સેંકડો ગામડાંઓને અમદાવાદ તરફ અપૂર્વ મોહ છે. આ મોહને લીધે તેઓ પતંગીઆની માફક બેભાન બની શહેરમાં સળગતી કુલીનતાની ભભુકતી હોળીમાં ઝંપલાય છે. અને મરણને શરણ થાય છે.

અમદાવાદની સઘળી કન્યાઓ અમદાવાદના કાંગરા બહાર જતી નથી એટલુંજ નહીં પણ બીજાં હજારો સ્થળો અમદાવાદ સિવાય અમારો છુટકો નથી એવી મણગાંઠ વાળી બેઠા છે. પાટડીના દરબાર સાહેબ અને ભાયાતો અને બીજા પાટડીના* સદ્‌ગૃહસ્થો, તેવીજ રીતે વીરમગામના દેસાઇઓ, દેસાઇ પરેલો વિગેરે અમદાવાદ તરફ મ્હોં વિકાસીને બેસી રહ્યા છે અમદાવાદમાં કન્યાઓનો થોડો ઘણો ખાડો હોય તો તે પુરવા પાટડી અને વીરમગામ પુરતાં છે. પણ અમદાવાદમાંજ કબર ખોદવી એવો વિચાર કરનારાં બીજાં સેંકડો ગામ અસ્તિત્વ ધરાવે છે વીરમગામ પાટડી ઉપરાંત ગોજારીઆના અમીનો, દશકોશીનાં ગામડાંઓ, કડીપ્રાંતનાં કેટલાંક ગામડાંઓ, અરે ઠેઠ ચાણસ્મા ને લાડોલ સુધીનાં ગામડાંઓને અમદાવાદમાંજ ઘોર ખોદવી છે. દશ કોશીનાં ગામડાંતો એટલાં જડ છે કે અમદાવાદ શીવાય અમારો છુટકોજ નથી, અમદાવાદમાં અમારી દીકરીઓને ન નાંખીએ તો કયાં ઉકરડે નાંખીએ? ગમે તેવું કષ્ટ પડે તોપણ અમેતો અમદાવાદ શીવાય બીજે જવાનાજ નહીં એવો બકવાટ કર્યા કરે છે. ખાસ કરીને અસારવા, સરસપર, ગોમતીપર,

ડાંઓમાં આપણે મોટાં ગણાઈએ છીએ. ભાણેજ શહેરમાં જશે એ લાલચથી આપણે ત્યાં બીજાનાનાં ગામડાંઓ સગપણ કરે છે. આ વિચારને લીધે દશ- કોરીવાળાઓ અમદાવાદમાંજ કન્યા દેવી એવું **મિથ્યાભિમાન** ધરાવી બેઠા છે. આજ મિથ્યાભિમાનને લીધે તેઓ પોતાની ઘોર શહેરમાં ખોદે છે અને આવાં માઠાં ફળ જેનો ચિતાર આપણે ઉપર આપ્યો છે, તેનો ઉપભોગ કરે છે. ધીરે ધીમે ધીમે તેમના પુજારીઓ ઘટવા લાગ્યા છે. નાનાં ગામ- ડાંઓ પોતાના હિતનો વિચાર કરી અંદર અંદર લગ્ન સંબંધ કરતાં શીખ્યા છે. અમે ખોટી મોટાઈમાં પાયમાલ થતા નથી. તેથીજે ઝરો દશકોરી વાળા- ઓમાં કન્યાઓ પુરી પાડતો હતો તે ઘણો ખરો સુકાઈ ગયો છે, અને થોડા વખતમાં બિલકુલ સુકાઈ જશે એવી દહેશત રહે છે કારણકે કેવળ ખાદનો ધંધો લાંબો વખત ચાલેજ નહી. દશકોરીનાં ગામોને કન્યા દેવી એ નાનાં ગામો માટે હમેશાં ખાદનો ધંધો છે. કારણ કે જેટલી કન્યાઓ તેઓ દશ- કોરીમાં દઈ જાય તેના બદલામાં એક પણ કન્યા તેમને પાછી મલે નહીં એટલે તેમના જથામાં કન્યાઓનો તોટો પડે. નાનાં ગામડાંઓ, ખાસ કરીને, ચુંવાળ, પાટણ, કડી ઇત્યાદિ ગામવાળાઓ ગોળ બાંધવા લાગ્યા છે. આની અસર દશકોરીનાં ગામડાંઓને થઇ છે. ધાસકના વિવાહમાં છોકરીઓ તો અમદાવાદમાં પરણાવી ગયા પણ ઘણા છોકરાઓ કુંવારા રહી ગયા છે. આવી રીતે સંક્રામણમાં આવ્યા છતાં હજુ તેઓ **મિથ્યાભિમાનને** લીધે પોતાનું હિતાહિત સમજી શકતા નથી. ગામ ની કન્યા ગામડામાંજ શોભે એ સાદોન્યાય પણ તેઓ સમજતા નથી અને ઉછળી પગ લાગે છે. તેઓને એક બીજા કરતાં હું મોટો એવી ખોટી લાગણીએ અંધ બનાવ્યા છે. જ્યાં સુધી તેમની આંખ ઉપરથી આ પડદો દૂર થાય નહીં ત્યાં સુધી તેઓ જાતે દુઃખી થવાના અને બીજાને દુઃખી કરવાના. તેઓ એમ સમજે છે કે જો હું બીજાગામમાં દેવાનો પ્રયત્ન કરીશ તો તે ગામની મંડાવટી મારાથી વધીજશે. દાખલા તરીકે નરોડ એમ સમજે છે કે જો હું ગોમતીપુરમાં દેવાની શરૂઆત કરૂં તો ગોમતીપુર વાળા નો એકડો વધી જાય અને અમે નીચા રહીએ અને તેવાજ પ્રકારની દહે- શત ગોમતીપુર રાખે છે અને તેઓના અંદર અંદરના **મિથ્યાભિમાનને** લીધે અમદાવાદનું કામ થઇ જાય છે અને બાબી સ્ટીમરો અમદાવાદમાં ખાલી થાય છે. બેની લડાઇમાં ત્રીજો ખાટી જાય તે આનું નામ.

આપણી કોમમાંથી જ્યાં સુધી **મિથ્યાભિમાનનો** સદંતર નાશ નહી થાય ત્યાં સુધી સુધારાના સ્વાદિષ્ટ ફળ ચાખવાનો દિવસ આવવાનો નથી

સુવાવડ—સ્ત્રીઓને પ્રસવ થવાનાં નાજુક અને ગંભીર મામલા વખતે ધ્યાનમાં રાખવાની જરૂરની સૂચનાઓ


વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

આંતકનિગ્રહ ઔષધાલય,

જામનગર—કાઠિયાવાડ.




Registered No B 694

If not delivered please return to the
**Kadwa Hittechhu Office.**
**No 463 Richey Road,**
**AHMEDABAD.**

હિંદુસ્થાનની સરકારે ખેતી ખાતું કહાડીને ખેડુતોને ઘણી રીતે મદદ કરે છે, પણ એકલી સરકાર વિશેષ કરી શકે નહી. તે માટે ખેડુતો અને મોટા જમીનદારોની મદદની પણ ખાસ જરૂર છે સંયુક્ત પ્રાંતમાં ખેરી જીલ્લાના એક જમીનદાર સરદાર જોગેન્દ્રસીંગે ત્યાંની સરકારના ખેતીવાડી ખાતાની મદદથી પોતાની કેટલીક પડતર જમીન જે ખેતીના કામમાં આવતી નહોતી કારણ તે જમીન પડીયાણ હતી અને તેમાં ડાભ સરખડની ઉંડી જડો વાલી હતી તે જમીનમાં સ્ટીમ ઇનજીનથી મોટાં વીલાયતી હળ ચલાવી સાફ કરાવી છે. જેથી તે જમીનમા સારી ખેતી થાય છે.

પડીયાણ જમીન કોદાળીથી માણસથી ખોદાવતાં દર એકરે રૂ ૧૫) પંદર ખરચ આવતું હતું. પણ ઉપર કહયું તેમ એનજીનથી હળ ચલાવી ખેડતાં ફક્ત રૂ ૮ આઠજ ખરચ આવ્યું હતું. એક ફુટ જમીન ઉંડી ખેડાઈ હતી તેથી તેમાં હવે ડાભડાનું નામ નથી. અને તેમાં સારી રીતે રવી અને ખરીફનો પાક થાય છે. અમારા ખેડુ ભાઇઓ પોતાની પડીયાણ જમીન ખેડાણ કરવા સરકારની મદદ માંગે તો સરકાર કાંઇ રસ્તો કરી આપે એમ અમારૂં માનવું છે.



# તાલુકે કડીના કંડ ગામે મળેલું પંચ.



ઉક્ત પંચ ગયા મે મહીનાની તા. ૨૯ ૩૦ અને ૩૧ મીએ મળ્યું હતું. પાનસર, છત્રાલ, વરસડ, વામજ, કડી, થોળ, સાંધણજ, આદરજ, ગોઝારીયા, સરઢવ, શેરથા, અને કંડ એ બાર ગામોના આગેવાન કડવા પાટીદારો તેમાં પધાર્યા હતા. તેમાં બે ઠરાવ થયા હતા.

૧ કન્યા વિક્રય કરવો નહીં. કરનાર પાસેથી રૂ ૫૧) એકાવન દંડ લેવો.

૨ ગોળ બહાર કન્યા આપવી નહીં. તેમ કરનારનો રૂ ૧૦૦૧ દંડ લેવો.

આદરજના કોઇ પાટીદારે ગોળ બહાર કન્યા આપી હશે તેને માટે વિચાર કરવા આ પંચ એકઠું કરવામાં આવ્યુ હતું, એમ અમને ખબર

પરાયા ગુણને વંદીએ વળી કરીએ પર ઉપકાર,
આત્મા જોઇએ એક મઉ કરીએ મારાસાર વિચાર....૪
કામ ક્રોધ ને લોભ મત્સર હોય અંતર માંહે,
તેને શત્રુ જાણીએ ટાળીએ તત્ક્ષણ ત્યાંહે. .... ....૫
આ અશાશ્વત દેહ જાણીને ટાળીએ અશુભ આચરણ,
હું કરતાં અભિમાન મુકી રહીએ હરિને શરણ ....૬
ગુણ દોષથી નિરબંધ થઇને વરતીએ સંસાર,
જળ વિષે રેહેછે કમળ પણ નવ થાય સ્પર્શ લગાર.૭
ઇંદ્રિ ચોનીમે રાખીએ સદકર્મથી નિરવાણ,
ભગવદ ભજનમા યોજના મન તણી કરીએ જાણ....૮
રમીએ આત્મારામમા તજીએ વિષયની આશ,
પ્રપંચ મિથ્યા માનીએ જે અસદ જગદાભાસ. ...૯
પરનીંદા પરસ્ત્રિમા સ્વપ્ને ચિંતવીએ નહીં મન,
પરદારા પરધન વિષેં ચિત્ત નવ રાખીએ સજ્જન ....૧૦
સદ ગુરૂ વચન વીશ્વાસ ધરીએ રાખીએ સદભાવ,
સત સમાગામ નીત સેવીએ ભવસિંધુ તરવા નાવ.૧૧
કલેશ કાળ દુખ આવે પણ નવ મુકીએ સ્વધર્મ,
યથા ન્યાયે બધુ ચાલીએ રાખીએ શમદમ... ....૧૨
દયા ક્ષમા ઉપરની શાન્તિ ભક્તિ જ્ઞાન વઇરાગ,
આનંદ સદવિદ્યા સમાધિ રાખીએ અનુરાગ.... ....૧૩
વિદ્યા તન ધન રૂપ યોવન ન કરીએ અભિમાન,
કાળે કરીને ભોગ સરવે નાશ થાય નિદાન... ....૧૪
કોઇ સમે મહાસુખ પામીએ ત્યારે ગરવ ન કરીએ વીર,
કો સમે દુઃખ-દરિદ્ર આવે મુકીએ નહિં ધીર. ....૧૫
છગન કહે કર જોડીને મુજ વચન માનો સત્ય,
રઘુનાથ સાથે કરો પ્રીતિ એજ સાચી મત્ય... ....૧૬

છગનલાલ લક્ષ્મણ પટેલ.

કે આ સંસ્થા પોતાનાં પશુ કોઇને વેચશે નહીં, પણ તેના ભાગીદારોને-શેર હોલ્ડરોને ભાડે આપશે. અને તે કાયદામાં ફેરફાર કરવાની સખ્ત મનાઈ કીધી છે.

આ સંસ્થા આખા હિંદુસ્થાનને માટે ઉભી થઇ છે. તેનો ઇરાદો દરેક શેહેર, દરેક તેહસીલ, અને દરેક ગામમાં પશુશાળા ઉઘાડવાનો છે. શેહેરમાં એક પશુશાળામાં ૧૦૦૦ જનાવર રાખવાં તેને જીલ્લા પશુશાળા કહેવી અને દરેક જીલ્લામાં એવી એક શાળા રાખવાની છે. દરેક તેહસીલમાં ૫૦૦ જનાવરની શાળા એવી પાંચ શાળાઓ બાંધવાની છે અને દરેક ગ્રામ પશુશાળામાં ૫૦ પશુ રાખવાનાં છે એવી દરેક જીલ્લામાં ૪૦૦ ગ્રામશાળાઓ સ્થાપવાની છે.

કોઇ પણ પાંચ ગામના સમુહમાં એક શાળા સ્થાપવા સારૂ દર રૂ. પાંચનો એક એવા ૩૦૦ શેર ભરાયેથી ગ્રામ્યશાળા ખોલવામાં આવશે તેમજ તેહેસીલ શાળા માટે ૪૦૦૦ શેર અને શહેર શાળા માટે ૮૦૦૦ શેર ભરાવા જોઇશે. શેરની કીંમત રૂા. પાંચ રાખેલી છે પણ રોકડા રૂપીયા આપવાની ફરજ નથી. શેરનાં નાણાં પેટે, અનાજ, કડબ, ઘાસ, ભુંસુ, છાણુ, ખાતર, જનાવર વીગેરે જે આપવાની ઇચ્છા અને અનુકુળતા હશે તે તે સંસ્થા લેવાને તૈયાર છે. સંસ્થામાં મજુરી કરીને પણ શેરનાં નાણાં આપી શકાય છે એટલે સંસ્થામાં નોકર રહીને પણ સંસ્થાના ભાગીદાર થઇ શકાય છે. તે એક તેની નવીનતા છે.

જે જીલ્લામાં ઉપર કહ્યા પ્રમાણે શેર ભરાશે ત્યાં તેજ જીલ્લાના ભાગીદારોમાંથી એક લોકલ બોર્ડ સ્થાપવામાં આવશે કે જે ઉક્ત પશુ શાળાઓનો વહીવટ કરશે

ઉક્ત સંસ્થાના પ્રવર્તકોએ દરેક જીલ્લાની પશુશાળાના હીસાબમાં દર વર્ષે.

આવકના રૂા. ૨૪, ૪૭,૦૦૦ ગણ્યા છે ત્યારે

ખરચના રૂા. ૨૩, ૪૪,૦૦૦ ગણ્યા છે એટલે

દર વર્ષે નફોરૂા. ૧, ૦૩,૦૦૦ થશે.

આ નફાંથી ૨૫ ટકા રીઝર્વ ફંડમાં લેઇ જતાં દર સેંકડે દર વર્ષે ૭ ટકા વ્યાજ આપવાની ગણત્રી કરેલી છે.

બાહરથી સાહ્યબીનો ઢોગ કરવો તેમને સારી રીતે આવડતો હતો ઘરમા આઠે દિવસે એક પચીયુ પેહેરીને એમના પણ જ્યારે મોજત્રા બહાર જતા ત્યારે એકાદ બે સાચવી રાખેલા અસ્રીદાર અગરખા રાખી મુકતા હતા આઠે દહાડે સુકો રોટલો ચાવી ચવાવી લેતા પણ દરનો મેમાન આવ્યો હોય ને દિવસે માગી લાવીને પણ કંસાર સાકર ને ઘીની જ્યમણેર કરી નાખતા રામભાઇ પટેનને સારી રીતે જમાડી અને ખોટી ઢોગી સાહ્યબીના દેખાવમા અજાવી નાખી રાત્રે સુવાડ્યા હાથીભાઇએ ખાનગીમા દોસ્તોને ભેગા કરી રામભાઇને ફસાવવાનો સકેત કીધો રામભાઇ પટેનને લુટવા માટે હાથીભાઇ, કશાભાઇ, મરઘાભાઇ, વાઘજીભાઇ, છત્રાભાઇ, હિમતભાઈ, હરિભાઇ એમ સાત જણની એક ટોળી બધાઇ તેમાથી મરઘાભાઈ, જેઓ આવી ક્યાવીમા બહુ કાબેલ હતા તેમણે કહ્યુ કે આપણે મોઘાભાઇના છોકરાનું ચોકઠુ આની સાથે બેસાડીએ તો ઠીક કારણ કે બિચારા બોઘાભાઇને જેટલુ બતાવીશુ તેટલુ ચાલશે પટેન પાસેથી ઓછામા ઓછા દશ હજાર પડાવવા જોઇએ બોઘાભાઇના છોકરાનો કોઇએ ભાવ પુછ્યો નથી તેથી તેને પાચસે રૂપૈયા બતાવીશ તો ખુશ ખુશ થઇ જશે" આ ટોળીને આ વાત પસંદ પડી બોઘાભાઇ જે નાના ઘરમા રહેતા હતા તેને બદલે વરના બાપના ઘર તરીકે વાઘજીભાઇની હવેલી બતાવવાનો સંકલ્પ થયો.

મોઘાભાઈ પોતાની ઉત્પત્તિ એક પુરાતન કુળમાથી કહાડતા હતા પણ આ સમે તેમની પાસે એક વીઘો જમીન પણ પોતાની હતી નહીં તેમની સ્થિતિ અતિશય નરમ હોવાથી તેમણે પોતાના ચિરંજીવી ઓઘડને કેળવણી આપી શક્યા નહોતા કરે શુ ? પાઘડુ બેતર ગણોત પટે રાખી જાતે ખેતી કરતા તેથી તેમના ચિરંજીવી ઓઘડભાઇને દશેક વર્ષની ઉમ્મરથી ખેતીના કામમા રોક્યો હતો તેથી ઓઘડભાઇને જરાએ પણ કેળવણી મળી નહોતી. આર્થિક સ્થિતિ ખરાબ, તેમ વિદ્યા પણ નહીં એટલે આજુ બાજુના જાણીતા માણસો તો કન્યા દેવા તૈયાર થાયજ નહીં, તેથી હજુ સુધી ઓઘડભાઇ જો કે પદર વર્ષના થયા તોપણ કુંવારા હતા

હમણા બોઘાભાઇ, વાઘજીભાઈનું ખતર ખેડતા હતા તેથી બોઘાભાઇની સાથે વાત ચિત કરી ઓઘડભાઇના સગપણની વાત નક્કી કરવાનું કામ વાઘજીભાઇને સોપ્યુ બોઘાભાઇ બહુ રાજી થયા અને પાચસે રૂપૈયાની પહેરામણી સાંભળતા તો હર્ષ ઘેલા થઇ ગયા બીજે દીવસે

કરે છે. યાને સેંકડો રૂપીયાનું દેવું છે તે ચુકવી શકતા નથી પણ કોર્ટમાં કંઈ શોભાવે છે.

મોટી ઉમરનાં સ્ત્રી પુરૂષો ઘરાંણાં પહેરે તેને માટે વાંધો લેઇયે નહીં. પણ નાનાં છોકરાંને પહેરાવવાથી સેંકડો છોકરાંના નિર્દય પણે જીવ જાય છે. મારી નાંખવામાં આવે છે. તે જેઓ પેપરો વીગેરે વાંચે છે તેઓ સારી રીતે જાણે છે. જુનાગઢવાળા મી. લાભશંકર લક્ષ્મીદાસે નાનાં બાળકોનાં ઘરાણાં માટે નિર્દય રીતે ખુન થયેલાં તેની એક યાદી તા. ૧૯—૪—૧૪ ના ગુજરાતી પંચમાં પ્રકટ કરી છે.

ઘરાંણાં પહેરાવાથી કાંઇ ફાયદો નથી. એક જાતની ખાલી પતરાજી છે, પ્રીશીયારી છે, પોતાની છત મતાવવાનો અખતરો છે. મુરખ સ્ત્રીઓ તેમાં મોજ માણે છે. પણ પોતાનું વહાલુ છોકરૂં ઘરાંણાંની લાલચે કોઇ કરપીણ કુલાના હાથમાં સપડાઇ નાશ પામે છે ત્યારેજ હાથ ઘસતી રહી જાય છે. પછી સમજણ આવે છે તે ખીન ઉપયોગી થાય છે. માટે ડાહી સ્ત્રીઓએ છોકરાંને ઘરાણાં પહેરાવવાથી હાથ ઉઠાવવો જોઇયે.

આ લખનારે વિના ઘરાંણાં પહેરાવ્યે પોતાનાં છોકરાં અને તેમનાં છોકરાં ઉછેર્યા છે અને હજુ ઉછેરે છે. તેને ઇજતમાં હજુ સુધી કાંઇ વાંધો આવ્યો નથી. માટે સુજ્ઞ બંધુઓ તેને પગલે ચાલી પોતાનાં વહાલાં બચ્ચાંઓના જીવને જોખમમાં નાંખતા અટકશે એવી આશા છે.

---

## જ્ઞાતીનાં બાળકોની કેળવણીનો આધાર શ્રીમંતોની ઉદારતા ઉપર છે.

એ શિર્ષકનું એક ચર્ચા પત્ર, જ્ઞાતિ ચરણરજ મી. મગનલાલ શંકરભાઈ વાવડી વહીવટદારે ગુજરાતી પંચમાં આપ્યું છે. તેમાં કડવા અને લેઉવા અનાથ છોકરાઓ માટે એક ફંડ ઉભુ કરવાની અને તેને ઉદાર દીલથી મદદ કરવાની શ્રીમંતોને વિનંતી કરે છે. તથા દર ઘર દીઠ ચાર આનાનો ફાળો પ્રેમથી આપવાની વિનતી કરે છે કે જેથી હજારો બાળકોનું કલ્યાણ થવાની આશા રાખે છે.

મી. મગનલાલનો અનાથ બાળકો પ્રત્યેનો પ્રેમ પ્રશંસા પાત્ર છે પણ તેમની આશા તો વંઝ્યાજ રહેશે એવી શંકા છે. શ્રીમંતોને અનાથ બાળકોની થોડીજ પડી છે. તેઓ તો પારકે પગે દોડંમ દોડા કરી રહ્યા છે, તેમને એકના એકવીસ

કર્તવ્ય છે તેમ સમજવુ જોઈએ જનક રાજાએ સ્વહસ્તે ગાયના બે પુત્રોની મદદથી ભૂમિ ખેડી હતી વળી સ્મૃતિમા ગાયના દાનને અત્યુત્તમ કહ્યુ છે આ ઉપરથી ગાયમાતા દરેક ગૃહસ્થને કેવી ઉપયોગી છે તેનું લાંબુ વર્ણન કરવાની જરૂર રહેતી નથી

વાવેતર કરવામા બળવાન બળદની પુરતી જરૂર છે અતિ પ્રાચીન સમયથીજ પર્વતોમા રહેનાર ભીલાદિ લોકોને કે સમતલ પ્રદેશમા વસનાર દરેક આર્યોને ગાયનો ખપ પડતો હતો મુસલમાન લોકોને પણ યુદ્ધ પ્રસંગે ભાર વહન કરવા બળદની મદદ લેવી પડતી હતી ગાડા ખેંચવામા અને પાણીની કમાન ખેંચવામા ચાર બળદનો તેઓ ઉપયોગ કરતા હતા ખેતીના સબંધમા તેના મળમુત્ર પણ અતિ ઉપયોગી છે તે સહુ કોઈ જાણે છે આપણી જમીનમા થતા મેથી, કોબી, પતાકુ વગેરે પાંદડા વાળા પાકનો આપણને પુરતો ખપ છે, છતા તેને ખરેખર પોષણ આપનાર ગોમુત્રનો આપણે ભાગ્યેજ ઉપયોગ કરીએ છીએ જેથી આવામા સારૂ એક ખાતર તદ્દન નષ્ટ થાય છે એ આપણા દેશના અજ્ઞાન અને અશિક્ષિત મનુષ્યો દેખતા નથી શુ? ખેતી નહીં કરનારા લોકો પણ ગાયોનું ઘણી સારી રીતે રક્ષણ કરે છે હિંદુસ્તાનના દરેક ભાગમા ઘણુ કરીને દરેક ગૃહસ્થ દુધ વાસ્તે પોતાને ઘેર એકાદ બે પણ ગાયો રાખેછેજ આર્યાવર્તમા ઉછરતા જે બાળકને ગાયનુ દુધ મળતું નથી તે ખરેખર હતભાગ્ય છે ને પોતાનુ શરીર નાખી મુફત દગાની જીંદગીની અમુલ્ય ફરજ બજાવવા ભાગ્યેજ ભાગ્યશાળી થાય છે મુંબઈ, અમદાવાદ, કલકત્તા વગેરે મોટા શહેરોમા દુધ પુરૂં પડવાની દિવસે દિવસે અગવડો વધતી જાય છે તેનુ પરિણામ શુ આવશે તેનો ચાલુ સમયના મુડદાલ સંતાન પુરાવો આપે છે આવા બાળકોના પ્રેક્ષક ચિંતાતુર પિતાઓને આ લેખ તરફ દૃષ્ટિ કરવા નમ્ર અરજ છે

કુદરતની જેને સમજણ નથી એવા નાદથી ઇંગ્લંડના યુરોપખંડના ફ્રાન્સ ડેનમાર્ક વગેરે દેશોની ગાયો આપણુ મન ખેંચે છે સુંદરતાથી, હૃષ્ટ પુષ્ટતાથી અને શરીર રચનામા થયેલા અજાયબી ફેરફારથી તે ગાયો આપણુ મન જેવા આનંદિત કરે છે તેવોજ ખેદ આપણા ઘણા પ્રદેશની ગાયો પોતના હાડકા પાંસળાની ગણત્રી કરાવીને આપે છે આમા શુ આપણો દોષ નથી?

આપણા દેશમા ગાયોના ઘણા વાછરડા નો કેટલાક રોગથીજ

વિચાર કેળવવાનું સાહસ કરશે તો લાંબે કાળે પણ ફાયદાકારક થશે. છોકરાની કેળવણીનો બોજો માબાપને માથેથી લેઈને કોઇ સાર્વજનીક ફંડ ઉભું કરી તેને માથે નાંખવામાં આવશે તો મને ભય છે કે અત્યારના વાતાવરણમાં ઉછરેલા અમારા અજ્ઞાન બંધુઓ પોતાના છોકરાઓને ભણાવવા-કેળવવા આપવા માટે કાંઇ કીમત માગવા પણ તૈયાર થશે.

જે માબાપો પોતાના છોકરાંને કેળવણી આપી શકે નહીં-આપવાની કાળજી રાખે નહીં તેવાઓ, તો પોતાનો વંશ વધારવાથી હાથ ઉઠાવે તોજ અમારી જ્ઞાતિ ગરીબાવસ્થા કે અધમાવસ્થામાંથી મુક્ત થઇ શકશે. તેઓ ગમે તેટલા ગરીબ હોય તોપણ છોકરાને પરણાવવાનું તો પેહેલું કરે છે. તેનો અર્થ એટલોજ થાય છે કે તે ગરીબની વસ્તી વધારવાનોજ યત્ન કરે છે. છોકરાને ભણાવી સારી કેળવણી આપી સારો કમાઉ કરી પછી તેને પરણાવી વંશ વૃદ્ધિ કરવાનું સોંપે તો તે સારી સંતતી પેદા કરી જ્ઞાતિને ઉન્નત દશાએ લાવી શકે, પણ જેઓ ગરીબની વસ્તી વધારેજ જાય છે તેઓ વંશ વૃદ્ધિ કરતા બંધ થાય એજ જ્ઞાતિને માટે હીતકર છે.

કડવા પાટીદારમાં દર દસ વર્ષે લગ્ન થતાં હતાં તે હાલમાં તુટવા માંડયાં છે. તે માટે કેટલાક બળાપો કરે છે કે દસ વર્ષિયા લગ્ન હોવાથી ગરીબને કન્યા મળી શકતી હતી. તેવું કહેનારા હવે જોઇ શકશે કે ગરીબને કન્યા ના મળે તેમાંજ જ્ઞાતિને લાભ છે. માટે હવે તેમણે નકામો બળાપો કરવો નહીં, જોકે તેમનો બળાપો કૃત્રીમજ છે. તો પણ કૃત્રીમ બળાપો કરવાની પણ જરૂર નથીજ.

---




ખેતીને ઉત્તમ ગણી છે. શાસ્ત્ર તેને ઉત્તમ માને છે. પણ વ્યવહારમાં હાલ તે ઉત્તમ નથી ગણાતી. ખેતીકારો દેવામાં ડુબતા જાય છે તેમ ગામમાં ઘર ખેતર ઢોર વગેરે વેચીને શેહેરમાં આવી રહે છે. શેહેરમાં હલકી મજુરી કરી ગુજરાન કરે છે. લાકડાં વહેરવાં, કડીયા સુતારની સાથે મજુરી વગેરે ભાયડાઓ કરે છે અને બાયડીઓ ડાંગર ખાંડવાને ઠેર ઠેર પોળોમાં બુમો પાડતી ફરે છે. ખેડૂની આ સ્થીતિ જોઇ અત્યંત ગ્લાની થાય છે. હિંદુની

ઉત્સાહી અકબર બાદશાહ બાદશાહી ઐનાં છતાં તેણે અ બાધ ગૌહત્યાનો નિષેધ કર્યો છે, એવા લેખો આઈન અકબરીમાંથી મળી આવે છે ઈસ ૧૮૦૨ ની સાલમાં મહારાષ્ટ્ર કુલ ગૌરવ દોલતરાવ સિંધીઆએ પોતાના રાજ્યમાં ગૌવધ બંધ કરવાના શરતનામાથી કેટલીક જમીન અંગ્રેજને આપી હતી નેપાલ અને અન્યાન્ય અનેક સ્વાધીન દેશી રાજ્યોમાં ગૌવધની સખત બંધી છે આથીજ ભરતપુરના મહારાજા સાહેબ, વૃદ્ધ અને થોડી શક્તિવાળાં ગાય બળદને ખરીદ કરી જંગલમાં છુટાં મુકી દે છે ગાયોનું ગૌરવ જાળવીને જીવ દયાને સુજ્ઞ બંધુઓના જૈન મતીઓ પાંજરાપોળો સ્થાપી ગાયોનું રક્ષણ કરે છે આ ઉપરથી આપણે એટલુંજ સમજવાનું બસ છે કે- રોગના પંઝામાંથી ખાટકીની છરીથી, અને ભુખ મરાથી સિવાય નિરાધાર મરતી ગાય માતાઓનું રક્ષણ કરવુંજ જોઇએ સારો ખોરાક આપો એની નિતિ સુધારવા સતત્ યત્નશીલ રહો અને તેની ઉન્નતિની પછવાડેજ આપણી ઉન્નતિ વિદ્યમાન છે તેનું નિરીક્ષણ કરો

યુરોપ ખંડમાં ઘોડાઓ વડે જે ખેતીનું કામ થઈ શકે છે, તેજ કામ આપણા દેશમાં બળદ વડે થાય છે આપણા દેશમાં હળ ચલાવી ભૂમિ ખેડવામાં ગાડા હાંકવામાં, કોસ હાંકવામ, વરકેરી કોજનો સગ સામાન ઉપાડવામાં બળદનોજ ઉપયોગ થાય છે આ કારણથીજ ગવર્નમેન્ટ બળવાન બળદ ઉત્પન્ન કરવા ઉત્સુક રહે છે ઇજ્જત અને મદદ સુદ્ધાં આપવાની પરવાનગી આનો જુ તો પુરાવો આપે છે આ વખતે સવાલ એ થાય છે કે અંગ્રેજ પ્રજા જેઓ આજ સુધી પોતાના દેશમાં ઘોડાનો ઉપયોગ કરનારી હતી, તેઓજ રચાયેલી ગવર્નમેન્ટ આપણા દેશમાં તેના ખાતામાં મુલકની ખેતીમાં બળદનો ઉપયોગ શામાટે કરે છે આના મુખ્યત્વે ત્રણ કારણો માલુમ પડે છે

( ૧ ) અશ્વ શક્તિ કરતા ગૌ શક્તિ આપણા દેશમાં સારી અને સસ્તી છે

( ૨ ) આપણા દેશની જમીન વરાળ શક્તિથી કે યંત્રમાં ચાલતા સાતીઓથી ખેડી શકાય તેવા મોટા જથામાં નથી

( ૩ ) આપણા દેશમાં બળદની કિંમત ઘોડા કરતા ઘણી સસ્તી છે એટલુંજ નહિ, પણ બળદો સહજમાં મેળવી શકાય એવી આપણા દેશમાં સગવડના છે

તોને લુટાતા બચાવવાને માટે આપણી સરકાર માબાપ કોઓપરેટીવ ક્રેડીટ સોસાઇટીઓ સ્થાપવાને મેહેનત કરી રહી છે. આ સોસાઇટીઓ દ્વારા વેચાણ કરવામાં આવે તો ઘણો સારો ભાવ ઉપજાવી શકાય એમાં કાંઇ શંશય નથી.

આપણા ખેડુ ભાઇઓને આ રસ્તે દોરવાને સમજુ પાટીદારોએ સતત્ પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે.

# ધંધાની મારામારી.

આજ કાલ ધંધામાં કમાઇ નથી એવી બુમો ચોતરફથી સંભળાય છે. નવો ધંધો કોઇ શોધતું નથી એટલુંજ નહીં પણ જુના ધંધામાં કાંઇ પણ નવું કરવું નહીં એવુંજ સૌ કોઇ સમજતા જણાય છે. ઘરડા કહે આંધળા હતા કે તેમનામાં કાંઇ સુધારો અમે કરીયે ? રૂઢીના ગુલામ જેમ થયા છે તેમજ ધંધામાં પણ જુનાનેજ વળગી રહે છે જેના પરિણામે ઓછો નફો કરી શકે છે. આપણા ખેડુતો તેમના ખેતીના કામમાં આજે સેંકડો વર્ષથી એક તસુ પુર પણ આગળ વધ્યા નથી. યુરોપ અને અમેરીકાના ખેડુતો જ્યારે સમસ્ત પ્રજામાં શ્રેષ્ઠ અને અગ્રેસર બન્યા છે ત્યારે અમારા–હિંદુસ્થાનના ખેડુતો બીચારા અધમાવસ્થામાં સબડયાં કરે છે. તેમની એટલી નિર્બળાવસ્થા છે કે એકાદ વર્ષે વરસાદ થોડો આવ્યો, કે બીલકુલ ના આવ્યો એટલે તરતજ નાશ પામે છે. જમીન અને ઢોરને વેચીને પરાણે પોતાના પેટનું પુર કરે છે. દેવામાં એટલા ડુબે છે કે પછી ખેતી કરવાને અસમર્થ બને છે અને મજુરી કરીને પેટીયું પેદા કરે છે. ગામડામાં મજુરી મળતી નથી એ સબબે શેહેરમાં આવી, વસી મજુરી ખોળે છે અને પછી ધીમે ધીમે પોતાના ગામને રામરામ કરી શેહેરમાં જ્યુકના રહી જાય છે.

ખેડુતોના છોકરા કાંઇક કેળવણી લેતા થયા છે ખરા. પણ કેળવણી લીધા પછી પોતાનાજ ધંધાને કેળવવાનું બંધ કરે છે અને નોકરી શોધે છે. પોતાનો ખેતીનો ધંધો તેમને હલકો જણાય છે. સાત આઠ રૂપીઆની મહેતાગીરી અથવા બીજી ગુમાસ્તીમાં જોડાય છે અસલી રીતની ખેતીમાં જરાપણ સુધારો વધારો કરવાનું કોઇને સુજતું નથી એ અમારા હત્ ભાગ્યની નિશાની નહીં તો બીજું શું કહેવું ?

વિદ્વાનોના તે સબંધી શા વિચાર હતા તે જાણવાની સહજ ઇચ્છા થાય છે. પણ જે શાસ્ત્ર ઘણાજ પ્રાચીન કાળથી જાણવામા આવ્યુ છે તેનો ઇતિહાસ શરૂઆતના સમયની ખબરનો નથી મનુષ્યમા જ્ઞાન પ્રાપ્ત કરવાની પ્રબળ પ્રકૃતિ છે તેનો આરંભ જે વખતથી માનવી જાતીની બુદ્ધિનો વિકાશ થવા લાગ્યો ત્યારથીજ થાય છે. એ દેખીતુ છે ગટ્ટીબાકીની નાના પ્રકારની વિદ્યા બુદ્ધિબળથી જેમજેમ મનુષ્યના જાણવામા આવી તેમ તેમ તેનુ જ્ઞાન વધતુ ગયુ જ્યોતિષ ગણિત વનસ્પતિ ઇત્યાદિ અનેક શાસ્ત્રનો ઉદય થયા પ્રાચીન કાળમાં લેખન કળાની યુક્તિ ન હોવાથી મનુષ્યને જે જ્ઞાન પ્રાપ્ત થતુ તે સ્મરણમા રાખવુ પડતુ તેથી કરીને જ્ઞાનનો પ્રચાર અને રક્ષણ ફક્ત વાણીથી એક બીજાને સમજાવી થતુ. આવી સ્થિતિમા મનુષ્યના ઘણા વર્ષ ગયા પછી લેખન કળાની અસલ યુક્તી નીકળવાથી મનુષ્યને લેખદ્વારા વિદ્યાનુ રક્ષણ કરવાની સારી તક મળી તોપણ આપણા વિચાર અને આપણી સમજની વાતો લખી રાખવાનો રીવાજ, લેખનકળાની યુક્તી નીકળી તેના પછી ઘણા વરસસુધી શરૂ થયો ન'તો લેખનકળાની યુક્તી નીકળ્યા પહેલા હજારો વર્ષથી મનુષ્યનુ જ્ઞાન વધેલુ હતુ પણ ઇતિહાસ લખવાની રીત તો ઘણો કાળ વીતી ગયાપછી શરૂ થઇ તેથી કરીને જે શાસ્ત્રો ઘણા પ્રાચિન વખતથી જાણવામા આવ્યા છે, તેનો ખરેખરો ઇતિહાસ આપણને બરાબર મળતો નથી

જેમ જેમ મનુષ્યની બુદ્ધિનો વિકાશ થવા લાગ્યો તેમ તેમ તેને જ્ઞાન મળવાની શક્તિ પણ વધતી ગઈ, મનુષ્યના બાળપણથીજ તે આકાશ માર્ગના તારા જોવા લાગે છે તેજ જ્યોતિષ શાસ્ત્રનો આરંભ છે ઘણાજ પ્રાચીન કાળથી જ્યોતિષ શાસ્ત્ર તરફ મનુષ્યનુ લક્ષ લાગવાથી ઘણોજ મહત્વનો શોધ ઇતિહાસ કાળ પૂર્વે થયો હતો સૂર્ય અને તારા અને તેની આસમાનગતિ, તારા તે શુ ? અને ગ્રહ તે શુ ? એ વાતો પ્રાચીન લોકોને માલમ પડી હતી તે વાતોનો શોધ ઘણો સાદો અને સહેલો છે એમ કહેવુ નહી જોઇએ હમેશા આપણે જે વસ્તુઓ જોઇએ છીએ તેનુ મહત્વ આપણને કાંઇ લાગતુ નથી પણ તેનો બારીકીથી અભ્યાસ કરીએ તો તે સબંધી ઘણુ જાણવાનુ મળે છે ઘણા પ્રાચીન કાળથી મનુષ્યનુ લક્ષ આકાશના ચમત્કાર તરફ કેમ લાગ્યુ તેઓની તારા વિષે શુ કલ્પના હતી, આપણામાંથી કેટલાક 'માદન દુર જે ચમત્કાર જોવામા આવે છે તે સબંધી શુ કલ્પના હતી' જ્યોતિષ શાસ્ત્ર સબંધી શોધ માને કોને અને કેવી રીતે

કહેતા અને તેનું અપભ્રંશ કોકન-કોંકણ હાલ થયું છે. ( કુ. ક્ષ. હિતૈષી ૨૫-૬-૧૪ )

આ એક નવો ઇતિહાસ જાણવામાં આવે છે. પણ તેનું કાંઈ પ્રમાણ આપ્યું નથી જેથી તેને કેટલે દરજજે સત્ય માનવો એ વિચારવા જેવું છે. કણબી ક્ષત્રિય ઉત્પત્તિ નામના પુસ્તકમાં તેના કર્તા રા. પરસોતમદાસે તે સંબંધી કાંઇ જણાવ્યું નથી. કદાચ તેમને આ ખબર તે પુસ્તક બનાવવાનાં પહેલાં ના મળ્યા હોય, તો હવે તેની સત્યતા સંબંધે તપાસ થવી જોઇએ છે.

---

# ભાવનગર કડવા પાટીદાર કોમની દશા.

તા. ૫ મી જુલાઇના આર્યપ્રકાશમાં એક ગૃહસ્થે ખેદજનક બીના પ્રકટ કરાવી છે. ત્યાં ઉક્ત જ્ઞાતિમાં કોઇ ધણી ધણીયાણીમાં તકરાર થવાથી ધણીયાણીએ કોર્ટમાં ફરીયાદ કરતાં ધણીને આઠ દીવસની કેદ અને ૧૦ રૂ. દંડની સજા થઈ છે. આ યુગલ કોણ છે તે જાણવાની જરૂર નથી. પણ અનુમાન તો એમજ હોવું જોઇએ કે આ બાળલગ્નના પ્રતાપ હશે માબાપો વર કન્યાના સ્વભાવ મળતા આવશે યા નહીં તે જોતાજ નથી-તેમને તે જોવાનો સંભવજ નથી. નાનાં બચ્ચાંના સ્વભાવ શી રીતે જોઇ શકાય ? છોકરાં સમજણાં થયાં હોય તે પછી લગ્ન સબંધ જોડાય તો પણ એક બીજાના સ્વભાવ જોવાતાજ નથી. સ્વભાવ જોવાની માબાપ દરકાર કરતાંજ જણાતાં નથી. કારણ તેમને પોતાનાં છોકરાં પરણ્યાવિના રહી જશે તો પોતાની ઇજત જશે એ દહેશત ઘણી છે. જ્યાં આવા ભાવ હોય ત્યાં છોકરાંઓનાં સ્વભાવ જોવાની દરકાર કેમ કરી શકાય ? અમુક કન્યા અમુક વર સાથે વરવાની વાત બહાર પડી પછી જો તે વાત પડતી મુકાય તો મનુષ્યો તરેહવાર ગપગોળા ઉડાવવા લાગે છે. એ ગપગોળામાં કાંઈ વિસાત છે કે કેમ ? તેની તજવીજ કરવા યત્ન થતો નથી. તે વાત સાચી મનાય છે. અને ઘણી વખત વર યા કન્યામાં ઘણી તરેહના અસત્ય દોષોનું આરોપણ થઇ જાય છે, આ દહેસત ઘણી જબરી છે અને તે દહેસત સાચી પડવાના દાખલા પણ બન્યા છે. તેથી બાળલગ્ને બંધ કરવાની ખાસ આવશ્યકતા છે.

એક સ્ત્રીના છુટા છેડા માટે ભાવનગરમાં રૂ. ૬૨૫૦ અપાયા છે. તથા રૂ. ૨૦૦ કન્યાની માને ખાવા આપ્યા છે. વાહ ! આ ભવાડો નહીં તો બીજું શું ? અનુમાન એમ છે કે કોઇ સદ્ગૃહસ્થ પુરૂષને આ સ્ત્રી ઉપર

સગવડ છતાં ખેતીમાં અગર તેના અંગના બીજા કોઈ ધંધામાં લાગવાને હજુ આનાકાનીજ કરે છે.

કેટલાક ખેડૂતોના છોકરા થોડું ઘણું ભણે છે એટલે તેમને ખેતી ઉપર અભાવ ઉત્પન્ન થાય છે તેઓ પણ ખેતીને ત્યાગે છે. પોતે નિશાળમાં અગર બીજે ક્યાંઈ સાત આઠ રૂપીયાની નોકરીમાં વાગે છે. પોતાના ખેતરો બીજાને ખેડવા આપે છે જાણે જરાપણ ભણ્યા એટલે ખેતી એનો મહેનતનું કામ તેથી ભણેલા કરે તો તેમનું પદ હલકું થાય એમ માને છે તેમને ખબર નથી કે સુધરેલા દેશોમા ગ્રેજ્યુએટો પણ ખેતી કરે છે. તો ખેતીમા તેમની પદવી હલકી શી રીતે થઈ જાય છે?

ખેડુતોને શહેરમા આવી વસવાનું એક કારણ સગતનું પણ છે. ખેતીમા અવાચક પ્રાણી અને જડ ઝાડ બીડની સગત તેને વિશેષ હોય છે આખા દીવસ ખેતરમા કામ કરતા તેને તેના બળદ સાથે રહેવુ પડે છે. પાસે ઝાડજ હોય છે તેઓની સાથે વાતચીત થતી નથી એકાદ બીજો માણસ સાથે હોય યા નહી તેથી તેને સગત ઘણી ઓછી છે. પણ શહેરમા તો જે કાંઈ કામ કરવાનું હોય ત્યાં માણસનીજ સગત હોય છે. માણસને માણસની સગત વધારે પસંદ આવે તે સ્વાભાવિક છે. આ કારણ પણ ગામમા વસવાની વિરૂદ્ધ જાય છે. ખેતીમાં વરસાદના દીવસોમા પલળવું પડે છે ખેતીમા છત્રી ઓઢીને કામ થઈ શકતુ નથી. શહેરમાનો છત્રી ઓઢીને ફરી શકાય છે કામ કરતી વખત વરસાદ વાગતો નથી. કામ કરવાનું ઉઘાડામા હોતુ નથી પણ ખેતીનો ઉઘાડામાજ હોય છે તેથી ખેતી કરવાવાળાને પલળવા સિવાય છુટકોજ નથી આ પણ ખેતી વિરૂદ્ધનું એક કારણ છે શહેરમા વસ્તો મનુષ્ય વરસાદ ક્યારે બંધ રહેશે એવી ઇંતેજારી રાખે છે ત્યારે ગામડાના ખેડુતે ક્યારે વરસાદ પડશે એવી આશા સ્વાભાવિક રીતે રાખવી પડે છે. ખેતીના કેટલાક કામ વરસતામાજ કરવા જોઇએ. તે મુલતવી રખાયજ નહી. તે જો મુલતવી રાખે તો આખુ કામજ વહી જાય છે.

ખેતી કરતા ઢોર ઉછેરવાના કામમાં પલળવાની જરૂર નથી. ઢોરને પણ વરસાદમાં પલળવા દેવાં ના જોઇયે ફક્ત ચરવા જાય ત્યારે જ તેઓ પલળે છે તેનો ગોવાળ છત્રીનો આશરો લેઈ શકે છે. પણ ખેડુતો ઢોર ઉછેરવા તરફ થોડું લક્ષ્ય આપે છે એ દીલગીરી ભરેલુ છે. પોતાને બળદની જરૂર પડે છે તેટલા વાછરડાં રાખીને બાકી કરવા તરફ પણ તેમનું ધ્યાન

આ સાલમાં મહામંડળને રૂ ૨૦૪૧-૭-૮ ની ઉપજ થઈ હતી અને રૂ ૧૯૧૫-૮-૬ ખર્ચ થયું છે.

આ સંસ્થા હણુ એક સ્કોલરશીપ રૂ ૧૫ ની ત્રણ વર્ષ માટે શેઠ મફતલાલ ગગલભાઈએ આપી છે તે પુના સીવીલ એન્જીનીયરીંગ કૉલેજના વિદ્યાર્થી મી. બેચરલાલ લખમીચંદ પોમાટને મળે છે.

રણછોડલાલ છોટાલાલ ટેકનીકલ સ્કુલમાં અભ્યાસ કરનાર મી લલુભાઈ ઇશ્વરદાસને આ સંસ્થા તરફથી રૂ ૫ ની ૧ સ્કોલર શીપ મળે છે.

કડીના રહીશ મી. સાંકળચંદ વનમાળીદાસ જે પાટણની ઈંગ્રેજી શાળામાં ૭મા ધોરણમાં અભ્યાસ કરે છે તેને રૂ ૩-૦-૦, મણીપુરના રહીશ મી. કેશવલાલ ગીરધરલાલ જે ગોધાવીની એંગ્લો વર્નાક્યુલર સ્કુલમાં પાંચમા ધોરણમાં છે તેને રૂ ૨-૦-૦, મારગીયા વાસણાના મી. મણીલાલ ખોડીદાસને ઇંગ્રેજી ૩ જા ધોરણમાં રૂ. ૧-૮-૦ તથા મી. છનાલાલ હરીલાલને પેહેલા ધોરણમાં રૂ ૧-૦-૦ સ્કોલર શીપના દર મહીને મળે છે.

બોરડીંગમાં ૨૨ વિદ્યાર્થીઓએ લાભ લીધો હતો તેમાં ૬ ફ્રી બોરડરો હતા અને ૧૬ રૂા પાંચ આપનાર હતા. સઘળા બોરડરો ઈંગ્રેજી ભણે છે. તેમાંથી ૨ પહેલા ધોરણમાં, ૧ બીજામાં, ૨ ચોથામાં, ૩ પાંચમામાં, ૮ છઠ્ઠામાં, ૩ સાતમામાં, ૨ ગુજરાત કૉલેજમાં, અને ૧ ટેકનીકલ સ્કુલમાં શિખતા હતા. કુલ રૂા. ૨૩૭૩-૧૫-૪ ખર્ચ થયું હતુ. ( ૧૪૨૦-૧૫-૦ ભોજનમાં, ૫૫૦-૧૬-૧૦ નોકરોમાં ૪૮-૦-૬ કંટીજનમાં, અને ૩૫૪-૪-૦ મકાન ભાડામાં ) એટલે દર છોકરા દીઠ દર મહીને રૂ ૧૦-૭-૬ ખર્ચ થયું.

આ ૨૨ બોરડરો નિચે પ્રમાણે ગામના હતા.

| | | |
|---|---|---|
| અમદાવાદ ૩ | પાટડી ૩ | વિરમગામ ૩ |
| ચાણસમા ૨ | તોરણા ૨ | જેતલપુર ૧ |
| લાંઘણજ ૨ | ગુંજાળા ૧ | મા. વાસણા ૧ |
| લાલી ૧ | અંજારબાદ ૧ | વડાલી ૨ |

બોરડીંગ આજ વર્ષમાં આ મહા મંડળના વહીવટ તળે આવી છે, તે પહેલાં કડવા પાટીદાર શુભેચ્છક સમાજમાં બોરડીંગ માટે દાનમાં મળેલાં નાણાંથી ચાલતી હતી.

બોરડીંગમાં ત્રણ વર્ગ છે. अ વર્ગમાં રૂ ૭ સાત અને ब વર્ગમાં દાખલ થનાર વિદ્યાર્થીને રૂ ૫ પાંચ આપવા પડે છે. અને क વર્ગમાં કાંઈ આપવું પડતું નથી. હાલ ब વર્ગમાં પાંચ જગા ખાલી છે. કારણ હાલમાં ફક્ત એકજીક્યુટ બોરડર છે.

વધ્યા છે પણ આપણા દેશની બધી ચીજોના ભાવ મક્કમ છે. આ વર્ષમા ભાદરવાના એક વરસાદની જરૂર હતી જે જોઈતો પડ્યો છે તેથી આ વર્ષનો પાક સારો થશેજ એ નક્કી છે માટે ખાદ્ય ખોરાકીના ભાવમા કાંઈ ફેર થવા સંભવ નથી

**વધાઈ** આપણા જ્ઞાતિ રત્ન-વિદ્વાન પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણને(તા ૩૦મી આગષ્ટ ૧૯૧૪ સવંત ૧૯૭૦ ભાદરવા સુદ ૧૦ ને રવીવારને દીને ) પુત્ર પ્રાપ્તિની વધાઈ આપતા અમને આનદ થાય છે એ પુત્ર રત્ન આયુષ્યમાન થાય અને વિશેષ વિદ્વાન થઈ નાપથી સવાઈ કરે એવી અમારી ઈશ્વર પ્રત્યે પ્રાર્થના છે

**કૃત્રિમ કુળની કહાણી—અને અભણાની અરજી**—મનુષ્ય પ્રકૃતિ એવી છે કે એક ચીજની પરિક્ષા કરીને-કસોટી કરીને ખરીદે છે એક પૈસાની માટીની હાંડી જે થોડાજ વખતમા નાશ પામનારી તેને પણ ત્રણ વખત વગાડીને-ટકોરા મારીને તે ભાગેલી નથી, આખી છે એવી ખાત્રી કરા પછી પૈસો આપી લે છે રૂપીયો પણ પથ્થર ઉપર પાચ વખત પછાડીને ગૃહણ કરે છે સામા—બીજા માણસના કહેવા ઉપર ભરોસો રાખતો નથી તરતજ વાપરવાનુ પૈસાનુ શાક લેતા ત્રણ દુકાને તપાસ કરવામા આવે છે, પાચ મહીના ચાલે તેવુ કાપડ ખરીદ કરવાને પચ્ચીસ દુકાનો ભટકે છે સો સવાસોના દાગીના લેવાને પણ ચોકસીની ચોકસાઈ કરવામા ગામડીઓ ગમારપણ પ્રવિણ હોય છે કહેવાનો મતલબ એ છે કે પાઈથી પાચસે રૂા ની ચીજ લેતા દરેક મનુષ્ય પોતાની જાતી તપાસ કરે છે બીજાના કહેવાપર ભરોસો મુકતા વારંવાર પાછુ વાળી જુએ છે પણ દીલગીરી એ છે કે પોતાની પ્યારી પૂત્રીનુ સગપણ કરતા બીજાના-સામાના કહેવાપર ભરોસો રાખી પૂત્રીના સુખ સગવડની કાંઈ પણ તજવીજ લીધા વિના એકદમ ઝપલાવી પડે છે પરિણામે ખરચેલા પૈસા અને પુત્રીની જીંદગી બરબાદ કરે છે

એક સાધારણ સ્થીતિના કડવાભાઈને ગયા જેઠ માસના વિવાહમા એક પૂત્રી પરણાવવાની હતી તેમ કહાડનારાઓમા મે પત્ર પડવાથી મે તેમ તિથિઓ જાહેર થઈ ત્યારે બેઉ પક્ષવાળા દરેક, પૂત્રીના બાપને પોતાના પક્ષના લેવા માટે મથ્યા હતા એ વખત પણ તડ જેવોજ હતો અલગ સુધરેલી રીતે કહીએ તો મ્યુનીસીપાલેટીમા કાઉન્સીલર થવાને વોટની ભિક્ષા માગવા જેવો હતો, પૂત્રીના પિતાને પણ બેઉ તરફથી લાગણ વધુ

બીજા ભાઇઓની મદદથી બોરડીંગનો નિભાવ થતો આવ્યો છે. સભાની મીલ-કતમાંથી વ્યાજજ વાપરી શકાય છે. ચાલતા વર્ષમાં રૂ ૧૨૦૦ નું ખર્ચ થવા અડસટો છે. તેટલી રકમ એકઠી થવા માટે **જ્ઞાતિના સદ્‌ગૃહસ્થોને વિનવવામાં આવેછે.**

સભાના પ્રમુખ મ. કુબેરદાસ હરીચંદે આ બોરડીંગને રૂ ૩૬૦૦ ની મદદ કીધી હતી. ત્યાર પછી સંકટ સમયે રૂ ૧૨૦૦ ની રકમ એકઠી કરી આપી હતી. વળી હાલમાં રૂ ૧૦૦૦ નો નાદર રકમ આપી બોરડીંગપર મહાન ઉપકાર કર્યો છે તે માટે તેમને વડનગરમાં લેઉવા અને કડવા સમસ્તના દોઢ હજાર મનુષ્યોની સભામાં મેસાણાના સુબા સાહેબ રાવ બહાદુર ગોવીંદભાઇ હાથીભાઇના હસ્તે એક માનપત્ર ગયા બે મહીનામાં આપવામાં આવ્યું હતું.

ગાયકવાડી અમલદારોએ અને મુબાઇ ઇલાકામાં સુવિખ્યાત પરોપકારી બાઇ જમનાબાઇ નગીનદાસ સકકઇએ આ બોરડીંગની મુલાકાત લઇને તેની વ્યવસ્થા માટે સારા અભિપ્રાય દર્શાવ્યા છે તે માટે તેના વ્યવસ્થાપકોને માન ઘટે છે.

**કણબી કોમમાં માબાપ વિનાના નિરાશ્રિત તેમજ ગરીબને માટે કોઇપણ સહાયક સંસ્થા હોય તો તે વડનગરનું બોર્ડીંગ છે જેને સહાયતાની ખાસ જરૂર છે એવું અમારા વાચકોના ધ્યાનપર લાવવા ઇચ્છીયે છીયે.**

---

પત્ર વહેવાર.

મોજે ઢોરી ભરથાણા તા. કામરેજ તા. ૧૩–૭–૧૪

નં. ૫૩૪

**શ્રીયુત વ્યવસ્થાપક કડવા હિતેચ્છુ—અમદાવાદ.**

જોગ લી. યથા પ્રણામ. આપનો હું બે વર્ષનો ગ્રાહક છું છતાં મને બે વર્ષના લવાજમમાં એકપણ ભેટ મળી નથી. જેથી હિતેચ્છુના તાત્પર્યમાં ઉલટો અર્થ મને માલુમ પડયો છે. માટે આવતા અંકો બંધ કરવા, જો બંધ નહીં કરો તો હું હવે લવાજમ આપીશ નહીં. બે વર્ષની ભેટ મારા ભરેલા લવાજમ પ્રમાણે મનેમળવીજ જોઇયે. આજસુધીમાં નહીં મોકલી તેથી બંધ કરું છું કાંઇ વી. પી. થી ભેટ સ્વીકારીશું નહીં દા. પોતે.

અમારા ઉપર ઘણા પત્રો આવે છે તેનો આ એક વાનગી તરીકે છાપ્યો છે. તેઓને દરેકને જુદા પત્રથી જવાબ આપી સંતોષવા બનતું કર-

# અમૂલ્ય ભેટો

નીચેના પુસ્તકો કે વસ્તુઓમાંથી કોઇ એક પુસ્તક કે વસ્તુ મંગાવ નારને તેની કિંમત કે પોસ્ટેજ કંઇ પણ લીધા વગર તદન મફત મોકલ વામાં આવે છે, પણ એક કરતાં વધારે પુસ્તક કે વસ્તુ મંગાવનારે તે વધા ના દરેક પુસ્તક કે વસ્તુ બદલ અર્ધા આનાની ટીકીટ મોકલવી.

**બ્રહ્મચર્ય**—બ્રહ્મચર્યનો અલૌકિક પ્રભાવ દેખાડનારો હમેશા વાંચવા લાયક થીનો ઉત્તમ નિબંધ.

**શ્રી સમાગમ**—દીર્ઘાયુ તથા આરોગ્યની જાળવણી માટે સર્વોત્તમ નિબંધ.

**સતીદ્રૌપદી**—શ્રીકૃષ્ણ પરમાત્માની પત્ની સત્યભામા પ્રત્યે સતીદ્ દીએ પાતિવ્રત્ય વિષે જણાવેલા વિચારો.

**ફેન્સી બુકમાર્કસ**—પુસ્તકો વાંચતી વખતે તેમાં નીશાની રાખવાનું મં સાધન. માત્ર અંગ્રેજી જાણનારાઓએ આ બુકમાર્કસ મંગાવવી.

**મંત્રીની**—ઘણી બાબતોનું જ્ઞાન આપનારી રસીલી વાર્તા.

**આજીગર**—ભીમસેન તથા અર્જુનના ગર્વનો નાશ કરવાની ઘ ણેની અપૂર્વ યુક્તિ.

**દેવજ્ઞવિદ્યા**—ભવિષ્યના પ્રશ્નોના જવાબોનું પુસ્તક.

**પુનર્લગ્ન અને પશ્ચાતાપ**—એક અસરકારક નિબંધ.

**આયુર્વેદ રહસ્ય**—હિંદી અને અંગ્રેજી ભાષાનું વૈદક ગ્રંથાનીયું ના નમુનોજ મફત

**ફેન્સી પેપર કાર્ડો**—ઉંચી જાતનાં જાડાં લીસા સુશોભીત કાર્ડો.

**બાવીસ રસીલી વાર્તાઓ**—લક્ષ્મિ અને સરસ્વતી જેવી જતિ તેવું ળ, પુન્યપાપ, ઇશ્વરનો અનુગ્રહ, વાદીના ગેરલાભમાં અપાયેલ ફેંસલો, એ ળાણે બાવીસ વાર્તાનો સંગ્રહ.

**સિકંદર બાદશાહે કરેલી અમૃતની શોધ**—એરીસ્ટોટલ, પ્લાટ ખિઝર અને મહેતર અલીઆસના ચમત્કારીક ચોકસ ઇતિહાસ સહિત જાણવા જેમ રસુજી વાર્તા.

**અલંકાર મણિમાળા**—ઉપમા આદિ ૬૩ અલંકારોના દ્રષ્ટાંત તથા મિત્ર સાથેનું સંસ્કૃત પુસ્તક. માત્ર બી. એ. ક્લાસમાં અભ્યાસ કરતા સંસ્કૃત ષાના અભ્યાસીઓનેજ ભેટ અપાય છે.

**આયુર્વેદ માર્ગોપદેસીકા**—જુદાં જુદાં ૧૬ રોગોનું વર્ણન કારણ ધા ઉપાયોનું પણ સરસ પુસ્તક. આ પુસ્તક માત્ર અમારા ગ્રાહકોનેજ અપાય

[illegible]

## વડનગરમાં વધી પડેલા ન્યાત વરા.

આ સાલમાં વડનગરમાં પાટીદારોએ વરા કરવામાં બહુ ઉત્સાહ બતાવ્યો છે. કોઇએ મરણ પછવાડે, તો કોઇએ માબાપની મરણની રહેલી, તો કોઇએ પોતાને છતાંતે, એમ ન્યાતો કરવામાં પાછું વાળી જોયું નથી. ગત સાત મહિનામાં લગભગ ચાલીસ ન્યાતો વડનગરમાં કરવામાં આવી છે. એક ન્યાતનું ખર્ચ આસરે રૂપીઆ ૩૫૦ થી ૪૦૦ સુધી થાય છે તો ચાલીસ ન્યાતોના રૂપીઆ આસરે પંદર હજાર થયા. ફક્ત એક વખતના ભાણુમાં પંદર હજાર રૂપીઆ ખર્ચી નાંખી વડનગરાઓ ધનથી ખાલી થયા છે. વડનગરમાં જ્ઞાતિનાં માબાપ વગરનાં છોકરાંઓને ભણાવવા સારૂં એક બોર્ડીંગ હાઉસ જ્ઞાતિના મુઠ્ઠીભર સુશિક્ષીત જનોએ ઉઘાડેલું છે. તેમાં હાલમાં પચીસ છોકરાંને વગર ફીએ પાળે છે. તેનો નીર્વાહ પર ગામમાંથી પરદેશથી ભીખ માગી પરાણે પુરો કરે છે. તે બોર્ડીંગને સ્થાયી ફંડની જરૂર છે. બીજા છોકરા હજી તેમાં દાખલ થવા તૈયાર છે; પણ પૈસા નહિ હોવાથી ના પાડવી પડે છે. બોર્ડીંગને મદદની જરૂર છતાં અમારા જ્ઞાતિ બંધુઓ તેમાં મદદ ન કરતાં વરા કરી પોતાના પૈસાનો દુરૂપયોગ કરે છે. એ ઘણું શોચનિયછે. વડનગરના બોર્ડીંગમાં એવા છોકરા પણ નીકળશે કે જેમના માબાપે ન્યાતો કરી ન્યાતમાં વાહ વાહ કહેવરાવેલી છે, ને અત્યારે તેઓ પૈસાથી ખાલી થવાથી તેમનાજ છોકરાઓ બોર્ડીંગમાં પારકે પૈસે પોષાય છે. છોકરાઓને ભણાવવાની પણ શક્તિ રહી નથી છતાં હજી વરા કરનારાઓની આંખ ઉઘડતી નથી. ન્યાતો કરે છે તેમને બોર્ડીંના ફંડમાં મદદ કરવા કહીએ છીએ ત્યારે કહે છે કે ગરીબ છીએ. પણ જ્ઞાતિ વરા કરવામાં સેંકડો રૂપીઆ ખરચી નાંખે છે. પાટીદાર બંધુઓએ હવે આંખ ઉઘાડી જોવું જોઇએ કે દુનીયામાં શું પ્રગતિ ચાલી રહી છે. તમારો ખેતીનો ધંધો પણ છેક ગબડી ગયો છે. આગળ જેટલાં અનાજ પાકતાં નથી. અમેરિકાના ખેડુતો ઘોડા ગાડીઓ તથા મોટરો દોડાવે છે, ત્યારે તમારા બળદનાં ગાડાં પણ વાણીઆને ત્યાં ઘરેણે મુકેલાં હોય છે. તેનું કારણ ન્યાત વરાજ છે. માટે હવે ચેતો. વરા બંધ કરીને છોકરાઓને કેળવણી આપવામાં અગર

ફરીવખત પૂર્વ દીશાએ ઉગતા આવે છે. પર્વતની બીજી બાજુ ગયી ગયાથી તે આપણને દેખાતો નથી, પૃથ્વી સપાટ છે, તેની ઉત્તર દીશાએ મેરૂ પર્વત છે અને તે પર્વતની આસપાસ સૂર્ય પ્રદક્ષણા કરે છે એમ હિંદુ લોકો માને છે તે સર્વેને માલુમ છે

જડ પૃથ્વીની બીજી બાજુથી ગયી માર્ગ ક્રમણ કરીને સૂર્ય પૂર્વ દીશાએ આવે છે, એમ માનવુ યુક્તી પૂર્વક છે, એમ પ્રાચીન લોકોને લાગવા માંડયુ ચંદ્ર અને નક્ષત્ર પણ પૂર્વ દિશાએ ઉદય થઇને પશ્ચિમ દીશાએ આથમે છે એમ લાગે છે સૂર્ય, ચંદ્ર, અને નક્ષત્રો તે સર્વે જડ પૃથ્વીની આજુ બાજુ ફરી શકે છે, તે ઉપરથી પૃથ્વી પૂર્વ પશ્ચિમ આકાશને અડીને રહેલી નથી પણ ચગ હશે જેમ પૃથ્વી પૂર્વ પશ્ચિમ આકાશને અડીને રહી નથી તેમ ઉત્તર દક્ષિણ કેમ ન હોય આવા પ્રકારના વિચાર આવવાથી પૃથ્વી સપાટ હશે કે ગોળ, ને આકાશમાં નીરાધાર રહેલી હશે ? એવી અનેક આશ્ચર્ય કારક કલ્પના મનુષ્યના મનમાં વેળા સરજ આવી હશે. જે પૃથ્વી ઉપર હિમાલય સરખા મોટા મોટા પર્વત અને હિંદી મહાસાગર જેવા વિસ્તીર્ણ સમુદ્ર છે તે પૃથ્વી આકાશમા નીરાધાર કેમ રહી શકે ? પડી નહી જાય ? ઇત્યાદી વીચાર મનમા આવીને મનને મોટા વિચારમા નાખી દીયે છે

આવડી મોટી પૃથ્વી આકાશમા આધાર વિના અધર રહી શકે ની એમ સમજીને પ્રાચિન લોકોએ જૂદી જૂદી કલ્પના મનમા આણી હશે, એમ લાગે છે શેષનાગના માથા ઉપર પૃથ્વી રહેલી છે એમ આપણા પૂર્વજો માનતા હતા અને હાલ પણ કેટલાક લોક માને છે શેષનાગના માથા ઉપર પૃથ્વી રહેલી છે, આ વિચાર ઉપરથી એમ લાગ્યુ હશે કે તે આકાશમા નિરાધાર નથી, પણ બારીકીથી વીચાર કરીએ તો એવી શંકા સહજ થાય કે ત્યારે શેષનાગને બીજાનો આધાર કેમ નહી હોય ? તે પણ અન્તરિક્ષમા નિરાધાર કેમ રહી શકે ? પૃથ્વીને જેમ શેષનો આધાર છે તો શેષને પણ બીજાનો આધાર માનવો પડશે અને વળી તે બીજાને ત્રીજાનો અને ત્રીજાને ચોથાનો આધાર આ પ્રમાણે કલ્પના કરીએ તો અર્થાપત્તિ દોષ (ક્યાં અટકવુ તે) આવશે આવી કલ્પના પ્રાચીન લોકોમા જે ખરેખરા શોધક હશે તેના મનમા આવ્યા વિના રહી નહી હોય, આમ બારીક વિચાર કરવાથી પ્રાચીન લોકોએ આકાશમા પૃથ્વી નીરાધાર રહેલી છે, એમ ચોક્કસ ઠરાવ્યુ હશે

રંગ રાખે? આવડી રજે અગર પીયરથી લાવે ત્યારેજ મીયાંના ઘરનો કારભાર ચાલી શકે એવી સ્થિતી હતી. એવા બદમાશોનો વરા કરનારાઓને ડર પણ હતો, ખવાય નહીં તો ઢોળી નાંખવું-એવુ સુત્ર તેવા સજ્જનોનું (?) હોય છે. માટે તેમણે—વરા કરનારાઓએ મુલતવી રાખવાનું ડહાપણ વાપર્યું. મુગે મુહે તેથી પણ વરાતો બંધજ રહ્યા.

ત્યાર પછી વળી ન્યાતના શેઠ છગુલાલભાઈનો વરો થયો તેની લગોલગ પાંચેક વરા થઇ ગયા. પણ પેલા સુધારકોનાં નોતરાં તો કપાયાં નહીં તે નહીંજ. આ વખતે વાતો થતી હતી કે હવે વરા બરાબર છ મહીના ચાલશે. કારણ ઘણા વરા રહેલા છે. પણ પૈસા ક્યાં છે વરા કરવાને? દરેકે દરેક જેને વરા કરવાના હતા તે ભાવે કે કભાવે હાલતો સુઇજ ગયા છે.

જમણ પાછળનાં ભોજન કીયા શાસ્ત્રાધારે અગર કઇ ડહાપણની દલીલથી તે કરવામાં આવે છે તે સમજવું મુશ્કેલ છે. પાશ્ચિમાત્ય પ્રજાના સંસર્ગના યોગે અને યુરોપ અને અમેરીકાના દેશો તથા ચીન જાપાનના લોકોની બુદ્ધિએ ઉપજાવેલા આકર્ષક નવા નવા માલના મોહમાં આપણે વૈભવનું ખરચ વધારતા જઇએ છીયે. તે પ્રમાણમાં આવક વધારી શકતા નથી. પરિણામ અતિ પાયમાલીમાં આવે છે. આ જમાનો નવીનતાનોજ છે તેથી નવાં ખરચ વધે એ સ્વભાવીક છે. માટે જુના ખરચ બંધ થવાંજ જોઇએ. ગધેડાનું પુછડું પકડયું તે મુકવા હવે પણ આપણે તૈયાર નહીં થઇએ તો આપણી ગણત્રી એજ જનાવરમાં થશે એ નક્કી છે.

મરણ પાછળ જમણ કરાવનારાઓ જુના વિચારના સજ્જનો એવા માણસોની કમાઇ વધારવાની યુક્તી બતાવી જમાં અને ઉધાર પાસુ બરાબર કરાવી આપી શકતા હોય તો એવાં જમણ ચાલુ રાખવામાં વિશેષ હરકત જેવું નથી. પણ એમ થવુંજ અશક્ય છે. શાસ્ત્રોએ ગાઇ વગાડીને એવાં પ્રેત ભોજનને ધીક્કારી કહાડયાં છે. છતાં શાસ્ત્રોની અવગણના કરી જે સજ્જનો પ્રેત ભોજન જમે છે તેમની બુદ્ધી એટલી મલીન થઇ ગઇ છે કે આવકમાં વધારો કરવાની અક્કલ તેમનામાં અવશેષ રહી નથી. તેથી એતો સ્વતઃ સીદ્ધ છે કે તેઓ કોઇ નવી યુક્તિ બતાવી શકવાના નથીજ.

પ્રેત ભોજનથી પાયમાલ થયેલાના દાખલા હજારો છે. હમણાં થોડાજ વખત પર એક તાજેતર દાખલો ઝાલાવાડ પ્રાંતમાં બન્યો છે. માથાના પિતાનુ પ્રેત ભોજન એ મથાળા નીચે કડવા વિજયના છઠા અંકમાં અપાયો છે. એજ પ્રકારનો એક બીજો દાખલો કડી પ્રાંતના એક ગામમાં બન્યો છે. એ

# પ્રેત ભોજનથી પાયમાલી.

( ગત અંકથી ચાલુ )

માના પટેલ ગામમા આબરૂદાર ગણાતા હતા તેમજ પૈસે ટકે પણ સુખી હતા જરે જાગીર પણ સારી હતી તેમના વિના બીજા કોઈથી કંઈપણ પચાયત થઈ શકે નહીં એટલુજ નહી પણ આખા ગ્રાતમા એમના વિના ભાગ્યેજ કોઇ પણ કામ પાર પડી શકતુ હતુ આ ગમા કારજ ગામસરણી, પાખોનાડીયા તોડે ચોખા એવાને એવા કાર જેમા તેમની હાજરી અવસ્ય હોવીજ જોઇયે જમાઇ તેડયો હોય, અગર વ ન પુખગ હાય એવા સર્વ ગામમા તેમને આમત્રણ આવતા હતા પણ નજદીકના ગામમા હાજરી આપવાની દરકાર રાખતા હતા ! દુર જવુ પડતા જતા વખતે બેસવાને સ્વારી મળી જાતી તોજ જતા હતા

આ પ્રમાણે ગામત્ર ફરવા પડતા હોવાથી તથા ગામમા પણ પંચા તોમા તેમની હાજરીની ઘણી જરૂર હોવાથી તેમનાથી ખેતીનુ કામ બરા બર સભાળી શકાતુ નહોતુ એટલે પાક થોડો થવા લાગ્યો વળી પાટકે ઘેર પચાયતો કરનારને ત્યા મેમાન-પરોણાનો આગ વિશેષ હોય તે પણ સ્વભાવિક છે તેથી ઘરનુ ખરચ પણ વધ્યે જતુ હતુ બહાર તેમની ી મરદાસ્ત થતી હતી તેથી તેમને પણ ગામની ભાગોળે થઇને જતા વાટીહાનાને કાનુ પકડીને મેમાન તરીકે પોતાને ઘેર તેડી લાવવા પડતા હતા તેથી ગામ પરગામમા સઘળે વાહવાહ થઈ રહેતી હતી પણ ઘર આગળ પટલાણીને કોઇ કોઇ વખત અકળામણ આવતી હતી ઘ મા કેમ ચાલે છે તે પટેલને ખબરજ નહોતી

આ પ્રમાણે માના પટેલનો ઘર ખટલો ગગડ ગગડ ચાલ્યો જતો હતો તેવામા કમનસીબના ગર્જે માના પિતા અને થોડા સમયને અતર ગુજરી ગયા તેમના બે ખર્ચ બહુ ધુમથી કર્યા સીમાજોને ઘેર જ્યારે એવા મરણ પ્રસગ આવતા ત્યારે મરનારના ઓલાદને ઉન્હેરી કારજ કરા વવામા આગેવાની લેતા હતા તેમજ ઘેર મારુ આ રેથી કર્યા વિના ચાલેજ કેમ ? માના પટેલની માન્યતાજ એવી થઇ ગઇ હતી કે માગા પનુ બારસુ કર્યા વિના ચાલેજ નહી તેમા વળી પોતે ગામ પરગામમા નામાન્તિ હતા પચાવીયા હતા એટલે એમના બાપાપના કારજ કરવા જોઇયે

છે. પણ આ દેશમાં જેની પાસે પૈસા છે તેઓ પોતાના પૈસા જમીનમાં દાટી રાખી કાર્ય કરે છે. પૈસાના થોડા વ્યાજે સંતોષી રહે છે પણ પૈસા પાથરી પૈસા કમાવા શક્તિવાનજ નથી; અથવા જેમાં પોતાના રોજગારનો રસ્તો ખુલ્લો થઇ શકે તેવું પણ કરી શકતા નથી એજ આપણા દેશના પૈસાદાર લોકોનો દોષછે. એ તેની સાધારણ કૃપણતા ઉન્નતિનો માર્ગ રોકી આડી ઉભી રહીછે. બીજી વાત એકે આપણામાં સ્વભાવથીજ આળસ રહેલીછે. દેશમાં એવા બાહોશી નરો જોઇએ, કે જેઓના ઉદ્યોગના ફળથી દેશ મગરૂબ થઇ શકે અને દેશ દેશમાં અને ગામે ગામમાં નવી રીતના નવા અખતરા ખેડૂતોને સાથે લઇને ખેતીના પટપર અજમાવી શકે. ખેડૂતના બાળકો કૃષિની નવી નવી પદ્ધતિની વિસ્તાર વાળી કેળવણી લઇ શકે. સરકારના પ્રયાસથી કૃષિ કોલેજો સ્થપાયછે ખરી, પણ આવા એક મહાદેશમાં ૩૦) કરોડ માણસોને માટે તે ગોઠવણ અતિ થોડીછે, એમ સહેજમાં સમજાય તેમ છે. જ્યારે સરકારની સાથે આપણી સાધારણ પ્રજાના પ્રાણે પ્રાણમાં કૃષિની ચડતીના અવાજના ટંકારા થવા લાગશે, ત્યારેજ ભરતખંડની ખેતીની ચડતી થશે. માટે તે તરફ આપણું ધ્યાન દોરાવું જોઇએ.

• પુસા કૃષિ કોલેજમાં કીટતત્વનો સારી રીતે અભ્યાસ થયા પછીથી ગંગા પ્રદેશના ખેડૂતો આ વખતે જાણવા લાગ્યા, કે વાવેલા મોસમમાં કીડા લાગે તો કેવળ શંખ અને ઘંટ વગાડી પુજા ઉપર પેટ ભરાઈ કરવાનું ન ધારતાં, કાંઇકનો કાંઇક ઉપાય કરવાથી કીડાનું નિવારણ થઇ શકશે. (ગંગા એ ધર્મ સ્થળછે જેથી વિદેશી જાત્રાળુ દર વરસે સંખ્યાબંધ જાયછે. જે વરસમાં ખેતીના મોસમમાં કુદરતી કંઈ આફત આવી પડેછે, ત્યારે ત્યાંના ખેડૂતો અમુક અમુક સ્થળે અમુક દેવ કે દેવીની પ્રતિષ્ઠા કરી પુજારીનું રૂપ ધારણ કરી આજીવિકાનું એક સાધન શોધી ગુજરાન કરતા હતા. એવો દેખાવ હજુ કોઇ કોઈ સ્થળે જોવામાં પણ આવેછે.) ભરતખંડના જેવું રેશમી કાપડ કોઈપણ દેશમાં થતું નથી. કીમતી રેશમ ઉત્પાદક વાયેનર પાનું સૂકી અફીમની શિલ્પ ઉદ્ધારને માટે યત્નો ચાલુ રાખીએ છીએ. કપાસ જેવાં બીજાં સુન્દર ઉત્પન્ન કરનારાં ઘણાં ઝાડવાંઓની આબાદી કરવા, અને અધિક પરિણામે પાક ઉત્પન્ન કરવા માટે સરકારી વિશેષજ્ઞો યત્ન કરે છે. તેઓની સુંદર યોજના કેટલે વખતે સફળ થશે તે કહી શકાય નહિ. આપણા દેશના પૈસાદાર લોકો અને જમીનદારો તેઓનાં ભોગ વિલાસનાં વિલાસી કપડાં ઉતારી તેમના એકઠા કરેલા પૈસાનો વિના સંકોચે ઉપયોગ કરવા સરકાર સાથે જોડાતા નથી; તો પછી એકલી સરકાર કેટલુંક કરી શકે ? સરકાર

અનર્થ થઇ જાય. પણ વાણીયાએ તો પહેલું જાણ્યુ બીજે દીને સહવારમાં આવ્યો ઉઘરાણીયે "દાના પટેલ, મારા રૂપીઆ આપો." 'રૂપીઆ તમારા ક્યાં ખોટા છે ' દાના પટેલે તો જરા એવો દિ જવાબ આપ્યો શાવા ગેહને વહેમ આવવા લાગ્યો, મારા મે-એ દસ્તો ઓળવ્યો છે. મારા રૂપીઆ ખોટા કરવા માગે છે દાનાને ખુબ ધમકાવ્યો પણ દાનાને તો આજેજ જાણે મા અને બાપ મરી ગયા છે, એવો દેખાતો હતો. કારણ ખુ'લુજ છે જે દસ્તો મળવાનો હતો તે મળ્યો નહીં, ગવરીનકર ગેરે પણ જાણ્યુ એના બાપે મારી સમક્ષ ખોટી દસ્તો મેળવવાને કહ્યું હતુ અને આણે તો મને વેચીને ચણા બાધા જરૂર ચર તેણે ઉડાવ્યા છે વાત બહાર પડી ગઈ વાણીયાએ વિચાર્યું, કદાચ નાશી જશે. ઘર, બાર, ખેતર, પાધર કોઇને લખી આપને તો મારા હાથમાં કાંઈ નહીં આવે તે કચેરીમાં જઇને કનમ બધી થઈ આવ્યો દાનાની દરેક મીલકત પર જપતી મુકાવી વાણીયાનુ વેરેલુ સાચુ ઠર્યું અને દાનાને કેદમા બેસાર્યો તેના ઘર, ઢોર, ખેતર વીગેરે વાણીયે પોતાના કબજામાં લીધુ દાના પટેલ દીવાની જેલમાં ખીચડુ ખાય છે અને દાના પટેલની વહુ ગામમા દળણા દળે છે અને છોકરા વાણીયાનાં ઢોર ચારવા જાય છે અને તેને ત્યા રોટલા ખાય છે

દાના પટેલના બાપે ઇજ્જત મેળવી હતી તે તથા તેણે પોતે ખરચ કિ ત્યારે જે વાહવાહ મળી હતી તેમાનુ કાંઇ કામમા આવતું નથી. ને દાના પટેલની દાદ મ ભળાતી નથી

દાના પટેલની પાયમાલી આથી વિશેષ શી થશે ?

મારા પટેલ ભાઈઓ! વિચારો! આરમા કરવાથી શું ફળ મળે છે તેનો વિચાર કરો.

બેશક તમને ઇશ્વરે પૈસા આપ્યા હોય તો વાપરવાના ઘણા રસ્તા છે. સારે રસ્તે તમારા નાણાંનો વ્યય કરો તો તે'ઉગી નીકળે. તમને અને તમારા વરા વારસોને ફાયદો થાય એ રીતે ખરચ કરો. બીજુ શું કહું ?

## દાનવીર શેઠ માણેકચંદ જે. પી. નું ચરિત્ર. [1]

( તેનું અનુકરણ કરી આપણી બોર્ડીંગોને મદદ આપવાની અરજ )

જનમવું અને મરવું એ જીવાત્માનો અનાદિ ધર્મ છે. પણ જેના જીવનથી જગતના અનંત જીવોને અનન્ય પ્રકારે લાભ થાય છે તેનુંજ જીવન તે ખરેખરૂં જીવન છે.

આ મહાન્ પુરૂષનો જન્મ સંવત ૧૯૦૮ માં સુરતમાં થયો હતો. અને દેહાંત ગયા મહીનામાં થયો છે ( પરમેશ્વર તેમના આત્માને શાંતિ આપો. ) તેઓએ ગુજરાતી ભાષાનું વ્યવહારીક શીક્ષણ લેવા ઉપરાંત ધાર્મિક કેળવણીનો બચપણથી અભ્યાસ કર્યો હતો.

પોતાની બાર વર્ષની ઉમરે સુરતથી વેપાર અર્થે મુંબઇ આવ્યા હતા, અને મુંબઇમાં સં. ૧૯૨૨ ની સાલમાં મોતીની દુકાન શરૂ કરી હતી. ધીમે ધીમે પોતાનો વેપાર વધાર્યો અને પોતાના નહાનાભાઇઓને પોતાની સાથે એકત્ર પણામાં રાખી એકસપથી લંડન અને પેરીસ સાથે વેપાર શરૂ કર્યો.[2]

જેમ જેમ વ્યાપારમાં આગળ વધતા ગયા તેમ તેમ પ્રાપ્ત કરેલા દ્રવ્યનો પણ સદ્ઉપયોગ કરવા લાગ્યા. હીંદમાં અનેક દ્રવ્યવાનોએ જુદા જુદા પ્રકારે અનંતદ્રવ્ય વાપરેલું છે, પણ ધર્મશાસ્ત્રોએ બતાવેલા સર્વોતમ દાનની પહેલ કરનારતો માત્ર શેઠ માણેકચંદ જ હતા. અગર જો કે જાહેરમાં તેઓ બહુ કેળવાયલા ગણાતા નહોતા, પણ પોતાને વાંચનનો શોખ હોવાથી અને ધર્મચુસ્ત હોવાથી ધર્મ શાસ્ત્રો તેમજ હાલના જમાનાના વિદ્વાનોના અભિપ્રાય દાનના સંબંધમાં શું છે તેની તુલના તેઓએ બરાબર કરી હતી. ધર્મશાસ્ત્રોમાં " વિદ્યાદાન " એ સર્વ દાનોમાં શ્રેષ્ટ દાન ગણેલું છે અને હાલના જમાનામાં

---

૧. આ જીવન ચરિત્ર અનુકરણીય હોવાથીજ અમે તે આ જ્ઞાતિ માસીકમાં દાખલ કર્યું છે. અમે ઈચ્છીયે છીયે કે તેમના ગુણોનું અનુકરણ અમારા જ્ઞાતિબંધુઓ પણ કરે.

૨ અમારા કેટલાક બંધુઓ ભાઈ બાઈજમાં લડાઇ કરે છે. અને ધંધો રોજગાર જુદો કરે છે. તેમને આ ચરીત્ર પરથી શીખામણ લેવી લેઇએ છે.

લેઇ જવા આવ્યો છુ " એમ કહેતાંજ તેને પણ મારવા લીધો. પોતે રજપુત હતો પણ ચોરી કરવા આવ્યો હતો એટલે સામો થઈ શક્યો નહીં અને નાઠો તે પણ ગાસડો બાંધેલ ચાદર મેલવા ઇને નાશી ગયો. હવે પટેલને નિરાત વળી ચોરને ભગાડ્યા અને ત્રણે ચોરની ચાદરો કમજે કરી

ભૂખણ પટેલે અક્કલ ના વાપરી હોત અને ત્રણેની સામા એકે વખતેજ થયા હોત તો એ ત્રણે જણા જરૂર પટેલને પુરા પડત, મારત, અને અનાજના ગાભડા માથી લઇ જાત અક્કલ વાપરી વારાફરતી ચોરને માર્યા તો ચોર નાશી ગયા અને અનાજ બચ્યુ એટલુજ નહીં પણ ત્રણ ચાદરો મળી તે નફામા.

અસલના વખતમા આવા અક્કલવાન પટેલો હતા તે જાણી અમને આનદ થાય છે, હાલમા પણ એ પ્રમાણે અમારા બધુઓ અક્કલનો ઉપયોગ કરતા શીખે એમ અમે ઇચ્છીયે છીયે.





## બાળકોની કેળવણી.

આપણી ભાવી પ્રજાનો પાયો આપણા બાળકો છે. બાળકોને જેટલા આપણે સુદૃઢ કરીશુ તેટલાજ પ્રમાણમા આપણી ઉગતી પ્રજારૂપી ઇમારત સુદૃઢ થશે એ નિર્વિવાદ છે.

બાળકોની ઉત્પત્તિ તો ઇશ્વરાધિન જ છે એમ માનીને મનુષ્યો પોતાનો સંસાર ચલાવે જાય છે સ્ત્રી સમાગમના અમુક કાળ આપણા શાસ્ત્રોમા દરશાવેલા છે તેની તો અવગણના જ થાય છે. શાસ્ત્રોના જાણકાર ઉત્તમ વર્ણમાં બ્રાહ્મણો તે પણ તે શાસ્ત્રોનાનુ રહસ્ય સમજતા નથી કદાચ કોઈ સમજતા હશે તો તેઓ તે પ્રમાણે વર્તતા નથી એમ

આપણી કોમનો મોટો ભાગ ખેતી કરનાર હોવાથી વિદ્યાદેવી સાથે વૈર બાંધેલું છે. અજ્ઞાનતાને લીધે મિથ્યાભિમાનમાં પોતાની ખરી મહેનતથી પ્રાપ્ત કરેલા દ્રવ્યનો સદુપયોગ નહિ કરતાં ઉપર બતાવ્યા પ્રમાણે દ્રવ્યનો નાશ કરે છે. ભીખ માગનારાઓ કહે છે કે " એક ગણું દાન અને સહસ્ત્ર ગણું પુન્ય " આ પ્રમાણે કહી ભીક્ષુકો આપણને દાન કરાવવા લલચાવે છે પણ ઉંડા ઉતરી વિચાર કરીશું તો આપણને જણાશે કે પરંપરાથી આપણી કોમ આવા ભીક્ષુકોને દાન આપતી આવેલી છે છતાંપણ આપણી કોમમાં કોઇ કરોડાધિપતિ જોવામાં આવતો નથી. કદાચ કોઇ ગણ્યા ગાંઠયા લક્ષાધિપતિ થયા હશે તો તેનું દ્રવ્ય બે ત્રણ પેઢી પુરી થતાંમાંજ ભીક્ષુકો ખાઇ ગયા છે. અથવા તો મિથ્યાભિમાનમાં, મોટા જ્ઞાતિ વરા કરવામાં અથવા લડાઇ બખેડામાં દ્રવ્યનો નાશ થઇ ગયો છે. પણ કોઈનું નામ અવિચલ રહ્યું નથી અને બે ચાર પેઢીએ તેનાજ વંશજો મજુરી કરી મુશ્કેલીએ પેટ ભરતા હોય છે. આ ઉપરથી તો ચોખ્ખી રીતે જણાય છે કે " એક ગણા દાનનું સહસ્ત્ર ગણું પુન્ય " આપણને મળતું નથી !

મળે ક્યાંથી ! સુપાત્રને દાન આપીએ તોજ તેનું ફળ મળે ! દેશમાં ભીખારી વધારવાનું કામ મ્હોટે ભાગે આપણીજ કોમ કરે છે અને તેથીજ આપણી કોમ ભીખારી બની છે.[૫]

[૫] લેખકના વિચારને અમારે મળતા થવું પડે છે. લેખકે બરાબરજ કહ્યું છે કે આપણેજ ભિખારી વધારીએ છીયે. એક ગામનો અમને પરિચય થયો છે. એ ગામ એટલું બધું પૈસે ટકે સુખી નથી. છતાં ત્યાં કેટલાક સદાવ્રત અપાય છે. એક ખીચડીનું, બીજું સેકેલા ચણાનું, ત્રીજું આટાનું, ચોથું દાળ ચોખાનું વગેરે. આ સદાવ્રત કેવી રીતે ચાલુ થયાં છે તેની તજવીજ કરતા માલુમ પડયું છે કે નખોદીઆ મીલકતના આ સદાવ્રતો થયાં છે. એક કુટુંબમાં ચારભાઈ હતા. પિતાની જમીન ફાળે પડતી વહેંચી લીધી. તેમાંનો ૧ ભાઈ વિના ફરજન્દ ગુજરી ગયો. બઇરીના ગુજરાન માટે અમુક વિઘા જમીન રાખી બાકીની જમીન મંદીરમાં આપી દીધી તેમાંથી સાધુઓને ખીચડી અપાય છે. બીજો ભાઈ બે છોકરીઓ મુકી ગુજરી ગયો તેણે પોતાની જમીન છોકરીઓને આપી દીધી. તેની બઇરી મરી ગઇ હતી ત્રીજાને અને ચોથાને અડધું ડઝન છોકરાં છે તેઓ અડધાં ભુખે મરે છે. તેમને જમીન ઓછી છે તેથી પેદાશ પુરતી થતી નથી. બીજી જમીન વેચાણ લેવાને મુડી નથી. સદાવ્રતનું ખીચડું હરામખોરોને અપાય છે તેજ ખીચડું જેની મીલકતમાંથી સદાવ્રત અપાય છે તેના સગાંઓને અપાય તો તેમને ભુખમરો મટે. સદાવ્રત લેનારા સાધુ ભિખારીઓ હરામનું ખાઈ એક ગામથી બીજે ગામ રખડતા ફરે છે તેમને પોષવાથી હરામખોરી વધી છે અને અમારાંજ

તેમજ વખાણુ કરનારા ભિક્ષુકોને દાન આપવામાં પાછું વાળી જોતા નથી. પણ પોતાનીજ જ્ઞાતિના અનાથ બાળકોને દાન આપવા તરફ તેઓનું હૃદય પીગળતું નથી. દરેક દેશના અને દરેક વિભાગના લેવા અને કડવા પાટીદારો પ્રત્યે અમારી પ્રાર્થના છે કે જ્યારે જ્યારે તમારે ત્યાં કોઈ પણ જ્ઞાતિવરાનો અને દાન આપવાનો પ્રસંગ આવે ત્યારે આ વડનગરની બોરડીંગને દાન આપી પુન્ય ઉપાર્જીત કરશો.

લે. જ્ઞાતિ સેવક.



## શેરડી, ગોળ, ખાંડની પેદાશ.

આપણા દેશમાં ગોળ અને ખાંડ શેરડીમાંથી બનાવવામાં આવે છે. શેરડીનું વાવેતર હિંદુસ્થાનમાં ઘણું થતું નથી તેથી પરદેશથી અત્રે ખાંડ આયાત થાય છે. શેરડીની પેદાશ સારી ઉતરે છે એટલે દર એક એકર જમીનમાં ૫૦૦થી ૮૦૦ રૂ. ની પેદાશ થાય છે, ત્યારે બીજા સારા પાકની પેદાશ–કપાસની પેદાશ રૂ. ૩૦૦–૪૦૦ થી વધારે થતી નથી તો પણ દીલગીરી સાથે લખવું પડે છે કે શેરડીનું વાવેતર ઘણું જુજ થાય છે. સન ૧૯૧૧–૧૨ ના સાલમાં શેરડીની ખાંડ મોરીસસથી ૧૭,૦૯,૭૭૩, ચીનથી ૧૨,૬૫૬, જાવાથી ૮૧,૬૦,૪૬૮ તથા બીજા દેશોથી ૮૭૯૭ હંડરવેટ * હિંદુસ્થાનમાં આવી હતી. તથા બીટ નામનાં મુળાયાંની ખાંડ જર્મનીથી ૯,૮૧૨, બેલજીયમથી ૧,૫૯૯ ફ્રાન્સથી ૨૪૧, ઓસ્ટ્રીયાહંગરીથી ૨,૪૧,૪૩૩ તથા બીજા દેશોથી ૧,૦૫૩ હંડરવેટ આવી હતી. કુલ ૧,૦૧,૪૧,૮૩૨ હંડરવેટ ખાંડ આયાત થઇ જેની કીંમત રૂ. ૧૧,૨૪,૩૫,૧૧૯ હિંદુસ્તાનમાંથી પરદેશ ઘસડાઇ ગયા. અમારા ખેડુતો દરેક ફક્ત ૧૦૦ રૂપીયાનીજ શેલડીનું વાવેતર કરે તો ૧૧,૨૪,૩૫૧ ખેડુતોને રોજી મળી શકે.

મુંબાઈ ઇલાકામાં ૬૦ હજાર એકર જમીનમાં શેલડી વવાય છે. મુખ્યત્વે કરીને પુના, સતારા, બેલગામ, નાશીક અને સુરત જીલ્લામાં શેલડી વિશેષ થાય છે. આપણા ગુજરાતમાં શેલડી ઘણી જુજ થાય છે. બીજા પાકની

* ૧ હંડરવેટના ૧૧૨ પાઉન્ડ યાને રતલ થાય છે અને ૨૦ હંડરવેટનો ૧ ટન થાય છે

ઇતિહ મેની શક્યા તેનુ મરણ એટલુંજ કે વાણી પ્રમાણે વર્ણન કરી નહિ એવા માનસિક બળવાળા થોડા પણ શૂરવીર સુધારકોએ આમા ભાગીને છુટા લગ્નની શરૂઆત કરી કડવા પાટીદાર કોમને રૂઢિની ગુલામગીરી માંથી મુક્ત કરનાર વીર સુધારકોના નામની ગણના કરતાં મહાશય હરજીવન દાસ ભગવાનદાસ મહાશય હીરાલાલ વસન્તદાસ મહાશય મોહનલાલ ત્રીભોવનદાસ, મહાશય ચુનીલાલ વનમાળીદાસ, મહાશય ઇશ્વરદાસ જોઇતનદાસ મહાશય છગનલાલ પીતામ્બરદાસ ઇત્યાદિ આત્મ ભોગ આપનાર સુધારકોના નામ અગ્રસ્થાન ભોગવશે. જે મહાપુરૂષોએ સ્વાર્થનો પરિત્યાગ કરી, નિસ્પૃહ વૃત્તિ ગ્રહણ કરી જ્ઞાતિને રૂઢિના અસહ્ય બંધનમાંથી મુક્ત કરવામાં પ્રવેશ કરી છે તેમના નામ કડવા પાટીદાર કોમના ઇતિહાસમા સોનાના અક્ષરે કોતરાઇ રહેશે અને તેમની ચંદ્ર જ્યોતિ સમાન શુભ્ર શ્વેત અને મનોહારિણી કીર્તિ સદાને માટે ભુવનતલમા વાસ કરશે

परिवर्त्तिनि संसारे
मृतः को वा न जायते ।
सजातो येन जातेन
याति वंशः समुन्नतिम् ॥

'આ ભ્રમણશીલ સંસારમા મૃત્યુ પામેલો કોણ ફરી જન્મતો નથી? ફક્ત તેજ જન્મેલો ગણાય છે કે જેના જન્મથી તેનો વંશ ઉન્નતિ પામે છે. તેવીજ રીતે જેઓના શુભ જન્મથી નાતિની ઉન્નતિની શરૂઆત થઇ ચુકી છે તેવા મહાપુરૂષોના જન્મને હજારોવાર ધન્યવાદ ઘટે.

સુધારકો! જ્ઞાતિ હિતૈષીઓ! આગેવાનો! તમારૂં હૃદય શુદ્ધ અને નિર્મળ બનાવો સ્વાર્થના ચરાને અળગાની મુકો અને સંયમની વિસ્મય નતાને વિસારવાનું ન ચુકો. જે સુધારાના સત્ય સિદ્ધાંતોનું પ્રતિપાદન કરવા આપણે એવા કટિબદ્ધ થયા છીએ તેનું અક્ષરશઃ પાલન કરવામાં આપણે પાછા હઠવું ન જોઇએ. જેવી રીતે વેદમા પરમાત્માની સ્તુતિ કરતા કહ્યું છે કે —

यस्यच्छायामृतं यस्य मृत्युः
कस्मै देवाय हविषा विधेम ।

'જે અવર્ણનીય, પરમાત્માની છાયા અર્થાત્, આશ્રય મનુષ્યને અમૃત સુખ આપે છે અને જેનો પરિત્યાગ, અથવા વિસ્મરણ માણસને મૃત્યુના

જાવામાં + ખાંડ બનાવવાની ઘણી મીલો છે તેમાં મુખ્ય ત્રણ છે. સન ૧૯૧૩ની સાલમાં એ ત્રણે મીલોની સ્થિતિ નીચે પ્રમાણે હતી. તે મીલો શેલડી પકવીને ખાંડ બનાવે છે.

એક મીલની શેર કેપીટલ (ભંડોલ) રૂ. ૧૦ લાખની છે કોઇ બેંક-માંથી વર્કીંગ કેપીટલ ૭ા ટકાના વ્યાજે કરજે લે છે, જ્યાં શેર કેપીટલ પર ૫૦ ટકા નફો કરે છે. તેણે ૨૪૦૦ એકર જમીનમાં શેલડી વાવી દર એકરે ૪૫ ટન શેલડી નિપજાવી છે.

બીજી મીલનું શેર કેપીટલ ૧૮૩/૪ લાખ રૂ. નું છે, તેપણ વર્કીંગ કેપી-ટલ ૭ા ટકાના વ્યાજે કરજે લાવી ૩૮૦૦ એકર જમીનમાં શેલડી નિપજાવી ૨૫ ટકા ડીવીડન્ડ આપે છે.

ત્રીજી મીલની શેર કેપીટલ રૂ. ૯ લાખની છે તે પણ વર્કીંગ કેપી-ટલનું ૭ા ટકા વ્યાજ આપે છે. ૧૮૪૦ એકર જમીનમાં શેલડીનો પાક કરી દર એકરે ૫૩ ટન શેલડી ઉપજાવી ૪૫ ટકા નફો વેંચે છે.

સાં નવ ટન શેલડીમાંથી ૧ ટન ખાંડ બની શકે છે.

જાવાના ખેડુતો અમારા ખેડુતોની માફક બાપદાદા કરતા આવ્યા હતા તેજ રીતીએ કામ કરતા નથી. તેમણે ૧૮૯૪થી ૧૮૯૮ સુધીના પાંચ વર્ષમાં દર એકરે ૩ ટન ખાંડ પકવી હતી. તેમાં સુધારો કરતાં કરતાં સન ૧૯૦૭થી ૧૯૧૧ સુધીના પાંચ વર્ષમાં દર એકરે સવા ચાર ટન ખાંડ બનાવવા લાગ્યા છે. શું આ થોડો સુધારો છે? અમારા ખેડુતોની માફક તેઓ હાથ પગ જોડીને દૈવ ઉપર આધાર રાખી બેસી રહેતા નથી.

× ફોરમોસાનો ટાપુ જાપાને સન ૧૮૯૪ માં મેળવ્યો. ત્યારથીજ જાપાને તેમાં શેલડી વાવવાનો અખતરો ચાલુ કીધો પણ શરૂઆતમાં ફતેહ મળી નહીં, કારણ કે ચીના લોકો જમીનના માલેક હતા, તેમને શેલડીની ખેતીની માહીતી ન હોતી ચીના ખેડુતો જાપાનીઓને જમીન પણ વેચાણ આપતા નહોતા. જાપાની સરકારને તેથી દરમ્યાનગીરી કરવી પડી, તોપણ આઠ વર્ષ

+ જાવા હિંદી મહા સાગરમાં બેટ છે. બરમાની દક્ષિણ દિશામાં સુમા-ત્રા બેટની જોડે જાવા બેટ છે. આપણા અસલના હિંદુઓ જાવા બેટમાં કમાવા જતા હશે તેપીજ કહેવત છે કે 'જે જાવ જાવે તે ફરી પાછો ના આવે. આવે તો તેનાં પરીયાંના પરીયાં ચાલે. એટલું ધન લાવે.'

× ફોરમોસાનો ટાપુ-બેટ ચીનની પશ્ચિમે આવેલો છે.

અમદાવાદ એગ્રીકલ્ચર કંપની લીમીટેડના એજન્ટ સાહેબ પણ શેલડીનો પાક કરવાને તૈયારી કરી રહ્યા છે એ જાણી અમને આનંદ થાય છે. ઈશ્વર તેમના સાહસમાં ફતેહ આપે એવું ઇચ્છી અમે વિરમીશું.

## ઉપકાર સ્મરણ.

—(૦)—

ગયા અંકમાં જણાવ્યા પ્રમાણે ટપાલ ખર્ચ સારૂ મુંબાઇથી એક સદ્‌ગૃહસ્થે રૂ. ૨૫) પચીસ રોકડા આપ્યા તે અમને મળ્યા છે. તેમનો તથા જેમણે માસીક છાપવાને બાર રીમ કાગળ (કીંમત રૂ. ૫૦) પચાસથી વધારે) આપ્યા છે તેમનો બંનેનો અમે અંતઃકરણ પૂર્વક આભાર માનીયે છીએ.

અમદાવાદના પા. સોમનાથભાઇ રૂપજી રેશમના વેપારી જેમની દુકાન મુંબઇમાં પણ છે તેમણે રૂ. ૨૫) પચીસ રોકડા આપ્યા છે તે માટે અમે તેમના ઘણાજ આભારી છીયે.

વ્યવસ્થાપક.




અમારા ગત ૬ ઠા અંકમાં આપેલા પ્રશ્નના જવાબ નીચે પ્રમાણે હતા.

આપણી જાતિની ઉન્નતી શી રીતે થાય?

આપણે હાલ શાની જરૂર છે?

તેના ખરા ઉત્તર જે સજ્જનોના આવ્યા હતા તેમનાં મુબારક નામ અમે સાતમા અંકમાં આપ્યાં છે.

જે ૭ સજ્જનો માટે અમે સાત પુસ્તકો ઇનામમાં આપવા ઠરાવ્યાં હતાં, તેમાંના હજુ પાંચ જણાઓએ તે મંગાવી લીધાં નથી. તેમને તે મંગાવી લેવાની વિનતી કરવામાં આવે છે.

ઉપરી પાણું મેળવે છે તે તેમને પરતંત્ર બનાવે છે તે લેખક મહાશયની જાણ બહાર હશે એમ અમે માનતા નથી.

શહેરોમાં મીલ ઉદ્યોગમાં તથા બીજા હલકા ધંધામાં મહેનત મજુરી કરવામાં ગામડાઓમાંથી આવી લાગે છે તે ખેડુતો પરતંત્ર બની ગયા છે. અમદાવાદની મીલોમાં આસપાસના ગામડાના ખેડુતો હજારોની સંખ્યામાં આવી શાળો ઉપર કામ કરવા લાગ્યા છે તેમને પાછા ખેતીમાં લગાડી સ્વતંત્ર બનાવવાની કોઈ યોજના જણાતી નથી. હજુ પણ વિશેષ આવતા જાય છે.

ઉક્ત ખેતીવાડીની કંપનીના એજન્ટ મી. કેશવલાલ રૂગનાથ પોતે પણ ખેડુત છે. સેંકડો વિઘા જમીનમાં તેઓ ખેતી કરે છે. ગયે વર્ષેજ તેમણે લગભગ ૧ લાખ મણ બટાકા પકવ્યા હતા. તથા વીસ વિઘા જમીનમાં શેલડી ઉપજાવી હતી. તેમજ જાર, બાજરી વિગેરે પણ પુષ્કળ ઉત્પન્ન કરે છે. તેમના મોટાભાઈ ડીસામાં મોટા પાયાપર બટાકા, કપાસ, અનાજ, કઠોળ વીગેરેની ખેતી કરે છે. તેઓ ૫૦૦—૫૦૦ જનાવરો, ગાયો, ભેંસો, બળદ વીગેરે પાળે છે, ઉછેરે છે. તેમને ત્યાં બસેં બસેં કુટંબો—ખેડુત કુટંબો—કામપર લાગેલાં છે. તેઓ સર્વે ખેડુતજ છે. કેટલાક નોકર તરીકે કામ કરે છે, કેટલાક ભાગમાં ખેતી કરે છે, તેમ કેટલાક આગવી ખેતી પણ કરે છે. તેમને મોટો ફાયદો એ છે કે તેઓ શાહુકારના દાસ નથી, તેમને ગામનો હવાલદાર દબાવી મારતો નથી, તેમજ રૂઢીના બંધનમાંથી જ્ઞાન પ્રકાશના પ્રભાવથી ઘણે દરજ્જે છુટા થયા છે. એટલુંજ નહી પણ કેટલાક ખેડુતના છોકરાઓ સારૂં ભણીને ખેતીમાંથી “ છુટા થઈને બીજા ધંધે ” લાગ્યા છે

ઉક્ત બંને ભાઈઓ પોતાના બાપદાદાના વખતથી ખેતીનો ધંધો કરે છે. સાથે સાથે કંત્રાટ અને વેપાર પણ કરે છે. ડીસામાં તેમજ અત્રે મોટા કુવા બનાવી, બોરીંગ કરાવી પુષ્કળ પાણીનો જથો મેળવી ૨૦—૨૦ હોર્સ પાવરના ઇન્જીન—પંપ મુકી ખેતીને પાણી પાય છે. ખેડમાં વિલાયતી હળનો ઉપયોગ કરે છે. ડીસા તરફ કદી કપાસ વવાયો નહોતો. ત્યાં તેમણે કપાસનો પાક લીધો છે. બીજા ખેડુતોને પણ તે શીખવી હજારો મણ કપાસ, કંબોડીયો, કાનપી, ભરૂચી વીગેરે પેદા કરાવ્યો છે અને તેને પીલવાને જીન નાંખવાની તૈયારી થઇ રહી છે. ત્યાં નજદીકમાં — ૧૦૦ માઇલની અંદર ક્યાંઇ જીન ફેક્ટરી નથી. ડીસા એ પાલણપુરના રાજ્યનું સ્થાન છે તે રાજ્યને પણ તેથી સારો ફાયદો થાય છે.

ઉક્ત કંપની સહકારી મંડળના ધોરણ પરજ સ્થાઇ છે. ગમે તે ખેડુત તેનો ભાગીદાર થઇ શકે છે. પોતેજ પોતાની જમીન ખેડી સારી ખીજરી તથા નાણાંની

॥ ॐ श्री उमिया देवी विजयताम् ॥





# કડવા હિતેચ્છુ.

# THE KADVA HITTECHHU.

પુસ્તક ૫ મું. | સપ્ટેમ્બર સને ૧૯૧૪. | અંક ૯ મો.

हितेच्छु नरवर हिंदना हितेच्छु करवा काज,
हितेच्छु थइ आगळ वधी शोधो सरस इलाज.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ ટપાલ ખર્ચ સાથે.
વ્યવસ્થાપક, હીરાલાલ વસંતદાસ.



આ પત્ર અમદાવાદ, રીચીરોડ, નં. ૪૬૩, ધર્મ વિજય છાપખાનામાં ચીમનલાલ હીરાલાલે છાપી તેજ ઠેકાણેથી ચીમનલાલ હીરાલાલે પ્રકટ કર્યું.

સિદ્ધ ન થાય તો આમા ગો દોષ છે તે શોધી કાઢવું, એમ કહેવાય છે ઉદ્યોગને આમ સર્વના અત્યુત્તમ મત મળે છે, છતા કેવો ઉદ્યમ કરવો જોઇએ એ પણ અગત્યનો સવાલ છે ન્યાય આસન ઉપર બેસી કાયદાના ગુઢ પ્રશ્નોનુ નિરાકરણ કરનારો, પૃથ્વી ઉપરના પ્રભુ જેવો ગણાતો જજ જે કરે છે તે ઉદ્યોગ, અને વગડામા દાતરડુ લઇ ઘાસ કાપનારો માણસ જે કઈ કરે છે તે પણ ઉદ્યોગ અમેરીકા વાસી કરોડાધિપતિઓ ખેતીનુ જે કાર્ય કર છે તે ઉદ્યોગનો પ્રતાપ છે, તેમજ ગોમડી ઓઢી સુકો રોટનો ખાઈ હિંદુસ્તાનનો મજૂર, પાડાના પુછડા ઉમેળતો ખેડુત જે ખેતી કરે છે તે પણ ઉદ્યમનો પ્રતાપતો ખરોજ, પણ તે ઉદ્યમમા જમીન આસ્માનનો તફાવત છે ત્યારે આપણે જોવુ જોઇએ કે આપણે કયા પ્રકારનો ઉદ્યમ કરવા લાયક છીએ ? જુની શાસ્ત્રકારોની રીત જોતા હાલ આપણા ભાઇઓ પાને વૈશ્યનુ કાર્ય રહેલુ છે જો કે આપણા ગોધક ચતુર ભાઇઓએ ક્ષત્રિયમા ગણત્રી કરાવવા અગાધ શ્રમ કર્યો છે. જેના તેનો શ્રમ છે તે સાર્થક કરવા હથીઆર ઝાલી દયાળુ સરકાર માબાપને આવા નાજુક સમયમા યુરોપની સળગતી લડાઇમા મદદગાર થવા આપણા ભાઇઓ તૈયાર નથી, આટલીજ અપૂર્ણતા છે માટે ક્ષત્રિયને છાજતો ઉદ્યોગ મુકી દઈ વૈશ્યનાજ ધધાના બે બોલ બોલુ છુ

મનુ મહારાજ કહે છે કે —

पशूनां रक्षणं दानमिज्याऽध्ययनमेव च ।
वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च ॥१॥

ગાય આદિ પશુઓનું પાલન કરવુ, વિદ્યા ધર્મની વૃદ્ધિ કરવી, દાન ( મત પાત્રે ) કરવુ, અગ્નિહોમ આદિ કરવા, વ્યાપાર વ્યાજવટ્ટનર કરવા અને ખેતી કરવી આટલા વૈશ્યોના કર્મો છે તે જોઇ વખતને અનુસરી દાનને માટે શુ કરવાને માટે આપણુને સગવડ છે ? તો, " મુખ્ય ધધો ખેતી અને વ્યાપાર ' કહી શકીએ

**ખેતી સુધારવા તત્પર થાઓ** પ્રાચીન ભારતમા કૃષ્યનો અતિ આદરને પાત્ર હતા કૃષિ કામ એ અતિ પવિત્ર કાર્ય છે એમ સહુ કોઇને વિશ્વાસ હતો *વસિષ્ઠ, વિશ્વામિત્ર, જનક આદિ દેવ પુરુષો અને રાજર્ષિઓ* પણ કૃષિ કાર્યને સદા માન આપતા એવા થોકડાબધ દષ્ટાંત પુરાણ ઈતિહાસ વગેરેમા જેવામા આવે છે તે વખતે કોઇના પડામા કૃષિ નિષેધ

तत् सत् परमात्मने नमः ॥



# કડવા હિતેચ્છુ.


કડવા પાટીદારોની ઉન્નતી અર્થે નિકળતું આ માસીક છે.
જેમાં અન્ય કોમને ઉપયોગી વિષયો પણ ચર્ચાય
છે. જ્ઞાતિ અને પરજ્ઞાતિના વિદ્વાનોના લેખો
એમાં આવે છે. પરસ્પર ભ્રાતૃભાવ વધે
એવા લેખોને ખાસ સ્થાન આપ-
વામાં આવે છે.

પુસ્તક ૫ મું. } સપ્ટેમ્બર સન ૧૯૧૪ { અંક ૯ મો.


વ્યવહારિક નીતિ રીતિ સંબંધી

## હીત શીક્ષા.

રાગ આશાવરી.

જે જ્ઞાતિ બંધુ આ દેહ પામી, વરતે નિરમળ મન.
વિસ્તાર પામે જગતમાં જશ તેનું જીવ્યું ધન્ય. ....૧
સદ બુદ્ધિએ સદ વિવેકે ધરીએ અંતર જ્ઞાન.
સત પુરૂષનો સંગ કરીએ ટાળીએ અજ્ઞાન. ..... ....૨
નવ કરીએ કોઇને દુષ્ટ વાયક ન કરીએ હેલન,
સરવેનું રૂડું ચીંતવીએ જેમ સુખી હોએ જન. ....૩

**ચંદુલાલ**—બાપા, હું કાંઇ વાચતો નથી. તેમ આવી કોઇ નથી. વાત તે કોની જોડે કરૂં ? માત્ર કાંઈક વિચાર છું.

**માધવ પટેલ**—શુ વિચાર કરે છે ( હે હનેમને મનતો ઉચાર કરીને ) વિચારવુ શુ ને કરવુ શુ કાંઈ ગાંડો થઇ જતો ના રે.

**ચંદુલાલ**—બાપા ગાંડો થવા જેવુ નથી તમો જુના જમાનાના છો અને તમોને વાત કહુ તો તમો કાલો હશી કહાડશો અગર હતો માગ જેવુ કાંઇક કરશો

**માધવ**—એવુ શુ છે કે હુ પણ તારા જેવોજ થઈ જઇશ કહે જોઇએ

**ચંદુલાલ**—બાપા ! અમારા ભણવાના પાઠોમા ઇતિહાસ આવે છે તેમાં અગાઉ થઇ ગયેલા રાજાઓની હકીકત તે વખતના રીત રિવાજ કાયદા કાનુનો રાજ્ય પદ્ધતિ જન સ્વભાવ વિગેરે બાબતો આવે છે તે ક્રમવાર ધીરે ધીરે ધોરણમા સમજવા જેવું જાણવા જેવુ જોવા જેવુ ને વિચારવા જેવું હોય છે. તે મથાળાપર આજ થોડી થોડી દ્રષ્ટી પડતા તે વિષે ઉંડા વિચાર પર જતો રહ્યો તેથી આવુ આવુ કાંઇક કહેવાઈ ગયુ અને તેમ થવુ પણ વાસ્તવિક હતુજ

**મા**—એવુ તે શુ હતુ ?

ઇ કાલે આપણા શહેરના વિદ્વાન વર્ગે નવી નવી બાબતો વિષે એક અસર કારક ભાષણ આપ્યુ હતુ તેમાં ઇ સ પૂર્વે ૩૦૦ વરસ ઉપર એક મેગેસ્થીનેસ નામે ચીનો મુસાફર ચંદ્રગુપ્તના દરબારમા એલચી તરીકે આવ્યો હતો તેણે આપણા દેશના રીત રિવાજ વિષે ઘણુજ અસર કારક વર્ણન લખ્યુ છે. તે લખી ગયો છે કે તે વખતે હિંદુઓ સાચા પ્રમાણિક અને પૈસે ટકે સુખી હતા. કોઇ દરિદ્રી કે દુઃખી ન હોતુ ખેડુતોને સારૂ માન મળતુ ખેતીને સારી મદદ મળતી. ખેડુતો નિરૂદ્યમી નહોતા વિગેરે બાબતો ચર્ચા થઇ હતી તે બધી વાત આજ પાંચી યાદ તો. ... પણ વખત છે. તેજ હિંદ અને ... જ્યારે રોજગાર અને કેવી

પકડ. દિલ મહિ વોર. તામ તાણું ખાસ ... તાલ

લખિ લખિ લખિને લખ્યું હું તેજ જુઓ અને કપરી, જે કરકર્યાં તણી જ્ઞાતિ સર્વે છે આગામુ. જે સધન અને સુખા

## કીલીબાની કહાણી.

( લેખકઃ—એક M. A. )

કડવા હિતેચ્છુનાં એક ગત અંકમાં મિથ્યાભિમાનથી ઉપજતાં માઠાં ફળનું પર્યાલોચન કરવામાં આવ્યું છે. દૈવી વૃત્તિવાળા મનુષ્યો મિથ્યાભિમાનના ભોગ થઇ પડે છે તે ઉપર પણ તેમાં સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું છે. જ્યાંસુધી મિથ્યાભિમાનનું વિષ મનુષ્ય પ્રકૃતિમાં વિદ્યમાન છે ત્યાંસુધી સુખ શાંતિની આશા રાખવી વ્યર્થ છે.

કડવા તેમજ લેવા પાટીદારોમાં કોમના, ઉચ્ચ નીચ તફાઓમાં ઘણા વિભાગ પડી ગયા છે, કેટલાંક ગામ અગર કુટુંબ ઊંચા ગણાય છે, અને કેટલાંક નીચાં ગણાય છે; વળી કેટલાંક તો સૌથી નીચાં ગણાય છે અને જાડી પછેડીવાળા એવા ઉપનામથી ઓળખાય છે. આ તફાઓને, સ્હીડીનાં પગથીયાં સાથે સાધારણ રીતે સરખાવવામાં આવે છે. અમદાવાદના આડીઆઓનું પહેલું પગથિયું; તે પછી વચલો વડ એ નામથી ઓળખાતો બેચરદાસનો પક્ષ બીજા પગથિયામાં ગણાય છે. પછી ત્રીજા પગથિયામાં બાકી રહેલા અમદાવાદના પરચુરણીઆ સંજ્ઞાથી ઓળખાતા કડવા પાટીદારો આવી જાય છે, પછી ચોથા પગથિયામાં દશક્રોશીનાં ગામડાં, પાંચમામાં કડીપ્રાંતનાં ગામડાં, છઠામાં લાડોલ, ચાણસ્મા, ઉંઝા, ઉમતા વિગેરે વીજાપુર અને પાટણ તાલુકાનાં ગામડાં આવે છે. આતો એક સાધારણ રીતે માન્ય કરેલી રૂઢિ મુજબ પગથિયાંનું વર્ણન કરવામાં આવ્યું. તેવીજ રીતે લેવા પાટીદારોમાં બારે ગામ ઉંચા ગણાય છે. તે બાર ગામોમાં વળી ૭ ગામ વધારે ઊંચા ગણાય છે. તેમાં વળી સાડા-ત્રણ ગામ સૌથી ઊંચાં ગણાય છે, જેવાંકે નડીઆદ વસો ધોળકા ને અડધું સારસી. આ પ્રમાણે ચરોતરના બાર ગામ શીવાયના લેવા પાટીદારો તેમના કરતાં નીચાં ગણાય છે. ચરોતરની બહારના ભરૂચ જીલ્લાના કાનમ અને વાકળ વિભાગ તેનાથી ઉતરતા દરજ્જામાં ગણાય છે. આવી રીતે લેવા પાટીદારોમાં પણ ઉચ્ચ નીચનાં પગથિયાં બંધાઇ ગયાં છે.

નીચા પગથિયાના સદ્‌ગૃહસ્થને ઊંચા પગથિયામાં કન્યા આપવી હોય ત્યારે તેને અસાધારણ બોજો ઉપાડવો પડે છે. ત્યારે મોટી રકમનો

(૩) ખેતી ધ્યાન પૂર્વક થતી નથી. ખાતરની બરાબર માહીતી નથી. હથિઆરો સારાં નથી જે છે તે જુના વખતના હોઈ વધારે મહેનત પડે તેવા છે જો સુધરેલા દેશના હથિઆર તો થોડે ખર્ચે સારી પેદાશ થાય તેમ છે

(૪) સહકારી મંડળી ઉભી કરી કામ કરવાથી ઘણો લાભ છે

(૫) દીકરા દીકરી બન્નેને બનતા સુધી ઉંચી કેળવણી આપવી

ઉપરની ખામીઓ છે તે સુધારવાના ઉપાયો લેવા જરૂર છે. હાલ જે સભાઓ ભરાય છે તે એજ કરે છે તેને સંખ્યાએ વધારી લેવાની જરૂર છે અને તેને સારી મદદ કરવાની પણ જરૂર છે. એક વાત ભુલી ગઉ છું તે એ કે ગામડાના ખેડૂતોને નબળી સ્થિતિમાં વેપારીઓ પાસેથી કરજે લેવું પડે છે તેમાં વેપારી વ્યાજ જોર આપણા અભણ ખેડુ ભાઈઓને પારાવાર પજવે છે અને ઉપજ બધી ઉપાડી જાય છે તેથી એક વેપારી કંપની પણ થવાની જરૂર છે અથવા કોઈ માર્ગે તેને બી એનકુ ભાવ વરતાં વિશેષ થોડે વધારે ભાવ તેવા બંદોબસ્ત થવાની પણ ખાસ જરૂર છે.

એમબાર હવે હું બસ કહું છું વધી બોલાવનો તો આશીશ એમ કહી પ્રણામ કરી તે ગયા અને પછી પાછુ ધીરે રહીને જ્ઞાતિ હિતને માટે ચતુરાને કાંઈક ગાવુ શરૂ કર્યું છેવટે નીચેની પ્રાર્થના કરી પોતાના ભાષણની પુર્ણાહુતી કરી

### શાર્દુલ વિક્રિડિત વૃત.

દાના નાથ દયાળ દેવ સહુને સારી મતી આપજો,
જ્ઞાતી આ કડવા તણી સુખી થવા સાથે મહાએ હજો;
કાઢી મૂળ કુસંપના કરી કૃપા સુસંપને સ્થાપજો,
જ્ઞાતીના હિત કારણે જન સહુ સાનંદ લેતા થજો.

અંતર્યામી દયાળ દેવ ફરીથી એવી કરૂં પ્રાર્થના,
લેજો દેવ દયા કરી ફરીફરી આજી સુણી સૌ બિના;
મારી જ્ઞાતિ અને સહોદર સહુ સારા સુધારો ચહે,
આરંભ્યો શુભ યત્ન આ સફલતા સારી રીતેથી લહે.

### દોહરો.

સંવત ઓગણીસેં પરે સાલ ભલી સીતેર,
બળેવ શ્રાવણ પુર્ણીમા જામી લીલા લેર.

થાઓછો તેમાંનો એકે પણ તમારી દયા ખાધી નહી. આમ છોકરાને પરણાવવામાં પણ તમારે મોટી મુસ્કેલી પડે છે અને બીજી બાજુ કન્યાને પરણાવવામાં પણ મોટી મુસ્કેલીઓ ઉભી કરોછો તો આપણી કેટલી બુરી દશા થશે તેનો ખ્યાલ મારાથી થઇ શકતો નથી. વળી ચરોતર સુધી જવામાં આપણી સંરખી પંક્તિનાં ગામો આપણને બહિસ્કૃત કરશે તો નાહ્નું ખર્ચતાંએ અમારા છોકરાઓ માટે કન્યા મલી શકશે નહી. ” આવી રીતની ઘણી દલીલો અને દાખલાઓ સાથે તેણે તેના માબાપને વિનવ્યા પણ તેઓ એકના બે થયા નહી છેવટે મારૂં કાંઇ વળશે નહી એમ ધારી સુજ્ઞ પુત્રે પોતાના માતપિતાને વધુ ઉપદેશ કરવાનું ઉચિત ધાર્યું નહી.

ડીલીબા આશરે બારેક વર્ષની ઉમ્મરનાં થયાં. અતિશય સુખ અને લાડમાં ઉછરેલાં હોવાથી તે પંદર સોળ વર્ષ જેવી દેખાતી હતી. ઉતા-વળાં પટલાણીએ ડીલીબાના લગ્ન માટે ઉતાવળ કરવા માંડી. તેથી રામ-ભાઇ પટેલ દીકરી માટે વર ખોળવા ચરોતર તરફ જવા નીકળ્યા. ગાડીમાં ચરોતરી પાઘડી પહેરેલા એક પટેલનો સંગાથ થયો. એક બીજાની ઓળખાણ આપતાં ચરોતરી પટેલે પોતાનું વતન સોજીત્રાના વખાણ પુષ્કળ કરવા માંડ્યા. સોજીત્રાનીતો બલીહારી, મોટા મોટા અમીનો અને પાટીદારો સોજીત્રામાં રહે છે. આવી રીતની અતિશયોક્તિથી રામભાઇ પટેલનું મન સોજીત્રા તરફ કુદરતી રીતે આકર્ષાયું. એમ વાત કરતાં બન્ને વચ્ચે પરિચય એટલો વધી ગયો કે રામભાઇ પટેલે પોતાના અંતરની વાત કહેવા માંડી. ભરૂચ જીલ્લાના આ ભલા પાટીદારને સારી રીતે નીચો-વવાના વિચારથી અને તેમાંથી પોતાની પણ દલાલી ઉભી કરવાના આશયથી ચરોતરી સદ્‌ગૃહસ્થે રામભાઇ પટેલના દિલની હકીકત સમજી લીધી. પોતાની દીકરીનું સગપણ કરવા પટેલ નીકળ્યા છે, અને વળી પૈસે ટકે સારીરીતે સુખી છે તેથી તેમને ચઢાવી તેમનું દ્રવ્ય ચુસવાનો સારો લાગ મળશે એમ ધારી તે સદ્‌ગૃહસ્થ જેમનું નામ હાથીભાઈ હતું તેમના હર્ષનો પાર રહ્યો નહી. તેમણે તુરત જ કહ્યું.-રામભાઇ પટેલ ! જો તમારે દીકરીને ઉંચામાં ઉંચા સ્થળે નાંખવી હોયતો સોજીત્રા જેવું એકે ગામ તમને દુનિયાની તજેટીમાં જડશે નહી. તેથી તમે મારી સાથે સોજીત્રા ચાલો. રામભાઇ પટેલ ભલા અને સીધી લીટીના હોવાથી હાથીભાઈના તેજમાં અને રૂવાબમાં અંજાઇ ગયા અને સોજીત્રા પહોંચ્યા.

હાથીભાઈ, જો કે કુળવાન ગણાતા, પણ, તેમના ઘરમાં અન્ન વસ્ત્ર અને અર્થ શીવાય બીજી બધી ચીજોનો ભરપુર ભંડાર હતો. તોપણ

વાઘજીભાઇ વહાણામાં વહેલા ઊઠી ઓઘાભાઇને સમજાવી ને મૌન રહે-વાની ફરમાયશ કરી ઓઘડભાઇને પોતાને ત્યાં લઇ આવ્યા અને પુષ્કળ હાક સાથે સર્વે ગૃહસ્થો વાઘજીભાઇને ત્યાં ભેગા થયા. સવારમાં હાથીભાઇ પોતાના મેમાનને ચાપાણી પાઇ વાઘજીભાઇની હવેલીએ લાવ્યા અને ત્યાં પાટી-દારી સાહેબીના ભપકામાં તેમને આંજી નાખ્યા. નહવરાવી ધોવરાવી તૈયાર કરેલા ઓઘડભાઇને બતાવ્યા અને રામભાઇ પટેલ મુરતીયાને જોઇ રાજી થયા. પછી દરરોજ સાતે જણે એક પછી એક એ પ્રમાણે રામ-ભાઈ પટેલને ભોજનનું આમંત્રણ કર્યું અને તેમને સારી રીતે જમાડી પુરાપુરા કરી નાખ્યા. ગમે તેટલી પહેરામણી માગે તોપણ આવા હવેલી-વાળા અમીન ગૃહસ્થને ત્યાં સંબંધ કરવો એવો પાકો નિશ્ચય રામભાઇના મનમાં થયો. ધીમે ધીમે તે ટોળીએ વાત ઉકેલવા માંડી. " પટેલ, તમે જાણોછો કે અમે આવા મોટા ગામવાળા તમારે ત્યાંસુધી આવીએ તો મુદ્દીતો સારી રીતે ભરાવી જોઇએ. આવું કુળ મેળવતાં લાખો રૂપૈયા ખર્ચો તોએ ઓછા છે. ઇશ્વરની કૃપાથી તમારે ત્યાં લીલા લ્હેર છે. વળી પાંચ પાંચ છોકરે એક દીકરી છે. તેથી ઉંચે સ્થળે સગપણ કરી લ્હાવો લ્યો. " પહેરામણીની વાત નીકળતાં પંદર હજારથી માગણી શરૂ થઇ પણ છેવટે હા ના કરતાં રૂ. ૧૦૦૦૦) ની પહેરામણી નક્કી કરવામાં આવી. રામભાઇ પણ હવેલી જોઇ હરખાઈ ગયા હતા તેથી માગણી કબુલ કરી મનમાં આનન્દ પામતા ઘેર આવ્યા.

પોતાના ગામમાં પોતાની બહાદુરીનાં વખાણ કરવા માંડ્યા. ઘરમાં રોકડ અવેજ ઓછો હતો તે પોતાની ૫૦) વીઘા જમીન ઘરાણે મુકી ગામના શાહુકાર પાસેથી ઉપાડ્યા. જેમ બને તેમ તાકીદે મુહૂર્ત લીધું. વૈશાખ સુદી ૧૨ ને દિવસે જાન લઇ વેહેલા પધારજો એવો પત્ર સોજીત્રે લખ્યો. સોજીત્રામાં પેલા સાત મિત્રોને ખાત્રી હતી કે આવો લાગ ફરીથી મળવાનો નથી. માટે જેટલાં બને તેટલાં માણસોને જાનમાં નોતર્યો. પૈસાદાર વેવાઇને ત્યાં મોજ માણવા કોણ તૈયાર ન થાય ? આશરે હજાર માણસ જાનમાં જવા તૈયાર થયું અને પુર ભપકાથી પગ રસ્તે સઘળું લશ્કર વાકળ તરફ કુચ કરવા લાગ્યું. રસ્તામાં કોઈ અજાણ્યા લોક જોઈ અચંબો પામતા ત્યારે અભિમાનમાં છકેલા કુળવાનો બોલતા કે "વાક-ળમાં એક આખલી ફાટી છે તેને નાથવા જઇએ છીએ" અર્થાત્ વાક-ળમાં એક માણસ ઘણો તાલેવર થયો છે તેની મુછો ઓછી કરી તેને

Kadwa Hittechhu Office,
No 483 Richey Road,
AHMEDABAD

# ધી અમદાવાદ એગ્રીકલ્ચર કં. લીમીટેડ

## અમદાવાદ

થાપણ રૂા. પાંચ લાખ (વધારવાની સત્તા સાથે)

રૂા. ૨,૨૫,૦૦૦ ના શેર નંગ ૧૫૦૦ હરેક શેરના રૂા. ૧૫૦

પ્રમાણે બહાર પાડવાના—

રૂા. ૨,૭૫,૦૦૦ ના શેર હાલ બહાર પાડવાના નથી.

---

સેક્રેટરી ટ્રેઝરર્સ અને એજન્ટ્સ




મેસર્સ કેશવલાલ જેઠાભાઈની કંપની.

નં ૨૦૪૮ ગાલુપુર ગેટ—અમદાવાદ

બે દિવસ સોજીત્રામાં કિશોરભાઇ રહ્યા તે દરમ્યાન જે કપટ પ્રપંચે કીલીબાના સુખનું સત્યાનાશ વાળ્યું હતું તેની પુરી તપાસ કરી ત્યારે કુળવાનોનાં કાળાં કૃત્યો ઉઘાડાં પડયાં. પણ હવે બનેલી બાતનો શોક કરવાથી કાંઇ વળે તેમ નહોતું. જે કીલીબા માટે પોતે સર્વસ્વનો પરિત્યાગ કર્યો તે કીલીબાનું અસહ્ય કષ્ટ નજરે જોઇ કિશોરભાઇના હૃદયમાં શોકાગ્નિનો પાર રહ્યો નહીં. કીલીબાને પોતાની સાથે લઇ કિશોરભાઇ પાછા આવ્યા અને સત્ય હકિકતથી પોતાના પિતાને વાકેફ કર્યા. છેવટે વૃદ્ધ રામભાઇ પટેલની આંખ ઊઘડી અને પોતાના પુત્રે જે ઉપદેશ આપ્યો હતો તેની અવગણના કરવા માટે પસ્તાવા લાગ્યા. કીલીબાએ પોતાની માને ચોખ્ખેચોખ્ખું જણાવી દીધું કે મરણ પર્યંત વૈધવ્ય પાળીશ પણ તે ઝુંપડામાં હું પાછી જઇશ નહીં. એ પ્રમાણે કીલીબાની કહાણીથી છક્કેકોર પટલાણી પુરાં પસ્તાયાં પણ રાંડયા પછીનું ડહાપણ કામ આવ્યું નહીં.

---




( લેખક પા. મેઘીદાસ પ્રેમજી જાગાણી ગુરૂકુળ વિદ્યાલય નાશિક સ્ટેશન. )

ગાયના અનેકાનેક ઉલ્લેખ વેદોમાં જોવામાં આવે છે. ઋગવેદ મંત્રમાં ગાયોની આરાધના કરવામાં આવી છે. ગાયોની રક્ષણ કુશળતા ઉપરથી પ્રાચીન સમયમાં ઋષિઓના ગોત્રોની ઉત્પત્તિ થઇ છે. ઝાડપાલા અને તૃણથી છવાએલી પર્વતની ખીણોમાં ઋષિઓ ગાયોની રક્ષા કરતા હતા, એવું "ગોત્ર" બતાવે છે. વળી ગાયોને દોહનારી કન્યા હોવાને "દુહિતાજ" નામ આપણી સંસ્કૃત માતૃ ભાષામાં આપવામાં આવ્યું છે. આ ઉપરથી હિન્દુના ગૃહ જીવનની સાથે ગાયોનો ગાઢ સંબંધ છે તે સાબિત થાય છે. આ ઉપરથી આપણે સર્વ રીતે સદ્‌ભાવથી ગાયમાતાની ઉન્નતિ કરવાનું, રક્ષણ કરવાનું અને તેનું પ્રતિપાલન કરવાનું આપણું

કાળનો ભોગ થઇ પડે છે. કારણ કે આપણા દેશમાં ગાયોના વૈદોનો પુરતો અભાવ છે, તે ખોટ મટાડવા દેશોન્નત્ત ભ્રાતાઓએ સતત્ પ્રયાસ કરવાની પુરતી જરૂર છે. વળી ખેતીની પેદાશથી તર થએલી દયાળુગવર્નમેન્ટ પાસે પ્રત્યેક જીલ્લાએ નાનાં નાનાં ગાયનાં દવાખાનાં ખોલવાની માગણી કરવી જોઇએ.

આપણા દેશના સુધરેલા ભાઇઓ ગાયો પ્રતિ અનાદર ધરાવે છે, પણ તેની સાથે આપણા જીવનોનો કેવો ગાઢ સંબંધ છે તેનો વિચાર કરવાની જરૂર છે. તેના સંતાનો પાસેથી અણધાર્યું કામ લેવા આપણે કેવા તૈયાર છીએ ? પણ તેને વાસ્તે આપણે સારામાં સારા ગોવાળ રાખતા નથી, પુષ્ટીકર આહાર તેમને આપતા નથી, પણ ભારથી કસકસતાં ગાડાં ખેંચાવવા અને તેવાં બીજાં ભારદાર વાહનો ખેંચાવવા તો આપણે તત્પર છીએ. મણબંધી બોજા ખેંચવા કદાચ બાપડા અશક્ત હોય તોપણ તેના પ્રતિ નિર્દયતા વાપરવામાં, વાંસની લાકડીમાં ભોંકાતી આર નાખી તેનાં ફળકાં ફોલવામાં, શું કંઇ બાકી રાખવામાં આવે છે ? પશ્ચિમ દેશના મોટા મોટા નગરોમાં રસ્તાના ચોકમાં લવણ અને સૈંધવમિશ્ર કરી ઉંચો ખોરાક અહોળા જથ્થામાં રાખેલો નજરે પડે છે. જળપાન કરવા શિતળ સ્વચ્છ સુસ્વાદુ પાણીની ટાંકીઓ શોભી રહી છે. આરીત આપણા દેશમાં નથી જ, પાણી પીવાને હવાડા બાંધી રાખવા છતાં તે હવાડાઓ ભાદરવા માસના ગંધાતા મેલા પાણીના ખાડાની સાથે હરિફાઇમાં ઉતર્યાં હોય નહિ ? તેવા દેખાય છે. ઉનાળાના દિવસમાં ભુખે અડવડીઆં લેતી અને આવું પાણી પીતી ગાયો શું તમારા દેશનો ઉધાર કરી શકે તેવા બળદો ઉત્પન્ન કરવા શક્તિમાન છે ? જે ગાયો એક દિવસે ઋગવેદમાં, અથર્વવેદમાં, રામાયણના વસિષ્ઠ અને સુમન્તના સંવાદમાં, મહાભારતમાં, સ્મૃતિ ગ્રંથોમાં અને તેવા બીજા માનનીય ધર્મ ગ્રંથોનાં પાનાંઓમાં, પોતાની મહત્તા પ્રદર્શિત કરાવવા ભાગ્યશાળી થઇ છે; તે આજ આમ અડવડીઆં મારે છે. તે દેખી આપણું હૃદય શું દ્રવતું નથી? આટલુંજ નહિ પણ અબાધ ગૌહત્યા તો હાર્દતાની હદ વાળી દે છે. મુંગે મોંડે દુઃખ સહન કરનારી, વયમાં વૃદ્ધા કે દુધ ન આપનારી ગાયો ખાટકીની છરીએ કાળનો ભોગ થાય છે. આશું થોડી દયામણી સ્થિતિ છે ? આર્યભાઇઓના સાંસારીક જીવનમાં ગાયો વડે અનેક ઉપકાર સાધિત થાય છે. અને તેથીજ આપણા ધર્મ શાસ્ત્રોમાં ગાયોનો નાશ અથવા નુકસાન કરવાને અધર્મ–પાપ ગણવામાં આવે છે. રાજ્યની ઉપજ વધારવાનો

ખાંડ ટ્રસ્ટીઓને બોલાવો " ભાડુતો એકદમ ટ્રસ્ટના સેક્રેટરીને બોલાવવા ગયા પરંતુ સેક્રેટરી સાહેબને આવા ચમત્કારોમાં બહુ શ્રદ્ધા નહિ હોવાથી ગયા નહિ અને ટ્રસ્ટીઓમાંના એકને બોલાવવાનું કહ્યું. આખરે ભાડુતો ટ્રસ્ટીઓમાંના સૌથી ભાવિક ટ્રસ્ટીને બોલાવી લાવ્યા. આ ગૃહસ્થને માતાના ક્રોધનો ભય લાગ્યો અને તેમણે હાથ જોડીને માતાનું દેવળ નવું કરાવી આપવાનું કબુલ કર્યું ! આગળ પાછળની વાતો ધ્યાનમાં લેતા સ્પષ્ટ જણાઈ આવે છે કે આમાં ફક્ત યુક્તિ કરીને દાન કઢાવવાનો કિસ્સો હતો બુદ્ધિ પૂર્વક વિચાર કરતાં પણ ઉપરની બાબતમાં ઘણી શંકાઓ ઉત્પન્ન થાય છે યાવની ભાષાનો "ટ્રસ્ટી" એ શબ્દ માતાજીના પવિત્ર મુખ કમળમાંથી કેમ નીકળ્યો હશે ? વળી માતાજી પોતે સર્વ શક્તિમાન હોવા છતા પોતાનું જીર્ણ થઇ ગયેલું દેવળ પોતાની શક્તિથી નહિ સુધારતા બિચારા ભાડુતોને અને ટ્રસ્ટીઓને શા માટે કનડયા હશે?

આવી વિચિત્ર દાન દેવા-લેવાની પ્રણાલીના પરિણામો બેશક ભયંકર હોવાજ જોઇએ અને છે. જરમન લશ્કર કરતાં પણ મોટું આપણા ભીખારીઓનું બાવન લાખનું મહા સૈન્ય ભારત વર્ષની ગરીબ પ્રજાના દાન ઉપરજ તાનામાના કરે છે આપણા ધર્મ ગુરૂઓ આ દાનનીજ પ્રથાથી વગર મહેનતે અને બેફીકરાઈથી વાડી-ગાડી-અને લાડીની મોજ માણે છે. દાન આપવાની આપણી અવિચારી રીતથી આપણા મંદીરોના ચોપડામાં જમે પાસુ દીન પ્રતિદીન વધારો કરે છે અને દેવળના ટ્રસ્ટીઓનું તથા પુજારીઓનું પોષણ કરે છે. અને આ દાનની રૂઢીથીજ આપણા દેશમાં ધર્મને નામે અનેક જાતનાં ધતીંગો તથા અત્યાચારો થઇ રહ્યા છે

ઉપરની બાબતો તો દાન આપવાની ખોટી પ્રથાના સીધા પરિણામ રૂપે છે પરંતુ તેનાથી આડકતરી રીતે આપણને જે ગંભીર હાનીઓ થાય છે તે ભુલી જવી જોઈતી નથી.

દેશની કેળવણીની સંસ્થાઓ ધનના અભાવે આગળ વધતી નથી. આપણા લાયક યુવાનો ધનના અભાવે ઉંચી કેળવણી લઇ શકતા નથી. અનાથો તથા દરદીઓ ધનના અભાવેજ શરણ વગરના થઇ પડ્યા છે અને પરધર્મમાં જાય છે. આપણી પ્રજાહિત સંસ્થાઓ ધનના અભાવેજ સાચા ઉદ્દેશ પાર પાડી શકતી નથી

કાળનો ભોગ થઈ પડે છે. કારણ કે આપણા દેશમાં ગાયોના વૈદોનો પુરતો અભાવ છે, તે ખોટ મટાડવા દેશોન્નત્ત શ્રોતાઓએ સતત્ પ્રયાસ કરવાની પુરતી જરૂર છે. વળી ખેતીની પેદાશથી તર થએલી દયાળુગવર્નમેન્ટ પાસે પ્રત્યેક જીલ્લાએ નાનાં નાનાં ગાયનાં દવાખાનાં ખોલવાની આગણી કરવી જોઇએ.

આપણા દેશના સુધરેલા ભાઈઓ ગાયો પ્રતિ અનાદર ધરાવે છે, પણ તેની સાથે આપણા જીવનોનો કેવો ગાઢ સંબંધ છે તેનો વિચાર કરવાની જરૂર છે. તેના સંતાનો પાસેથી અણધાર્યું કામ લેવા આપણે કેવા તૈયાર છીએ ? પણ તેને વાસ્તે આપણે સારામાં સારા ગોવાળ રાખતા નથી, પુષ્ટીકર આહાર તેમને આપતા નથી, પણ ભારથી કસકસતાં ગાડાં ખેંચાવવા અને તેવાં બીજાં ભારદાર વાહનો ખેંચાવવા તો આપણે તત્પર છીએ. મણબંધી બોજા ખેંચવા કદાચ આપડા અશક્ય હોય તોપણ તેના પ્રતિ નિર્દયતા વાપરવામાં, વાંસની લાકડીમાં લોઢાની આર નાખી તેનાં કળકાં કોલવામાં, શું કંઈ બાકી રાખવામાં આવે છે ? પશ્ચિમ દેશના મોટા મોટા નગરોમાં રસ્તાના ચોકમાં લવણ અને સૈંધવમિશ્ર કરી ઉંચો ખોરાક બહોળા જથ્થામાં રાખેલો નજરે પડે છે. જળપાન કરવા શિતળ સ્વચ્છ સુસ્વાદુ પાણીની ટાંકીઓ શોભી રહી છે. આરીત આપણા દેશમાં નથી જ, પાણી પીવાને હવાડા બાંધી રાખવા છતાં તે હવાડાઓ ભાદરવા માસના ગંધાતા મેલા પાણીના ખાડાની સાથે હરિફાઇમાં ઉતર્યાં હોય નહિ ? તેવા દેખાય છે. ઉનાળાના દિવસમાં ભુખે અડવડીઆં લેતી અને આવું પાણી પીતી ગાયો શું તમારા દેશનો ઉધ્ધાર કરી શકે તેવા બળદો ઉત્પન્ન કરવા શક્તિમાન છે ? જે ગાયો એક દિવસે ઋગવેદમાં, અથર્વવેદમાં, રામાયણના વસિષ્ઠ અને સુમન્તના સંવાદમાં, મહાભારતમાં, સ્મૃતિ ગ્રંથોમાં અને તેવા બીજા માનનીય ધર્મ ગ્રંથોનાં પાનાંઓમાં, પોતાની મહત્તા પ્રદર્શિત કરાવવા ભાગ્યશાળી થઈ છે; તે આજ આમ અડવડીઆં મારે છે. તે દેખી આપણું હૃદય શું દ્રવતું નથી? આટલુંજ નહિ પણ અભાગ્ય ગૌહત્યા તો હાર્દિકતાની હદ વાળી દે છે. મુંગે મોઢે દુઃખ સહન કરનારી, વયમાં વૃદ્ધ કે દુધ ન આપનારી ગાયો ખાટકીની છરીએ કાળનો ભોગ થાય છે. આશું થોડી દયામણી સ્થિતિ છે ? આર્યભાઈઓના સાંસારીક જીવનમાં ગાયો વડે અનેક ઉપકાર સાધિત થાય છે. અને તેથીજ આપણા ધર્મ શાસ્ત્રોમાં ગાયોનો નાશ અથવા નુકસાન કરવાને અધર્મ-પાપ ગણવામાં આવે છે. રાજ્યની ઉપજ વધારવાનો

માટે હે ખેતીકાર જ્ઞાતાઓ ! તમોતો ખાસ ગાયો ઉછેરવા તન મન અને ધન ખર્ચો. બળદ વિના આજ ઘણાઓ પાડા વાપરવા લાગ્યા છે તે તાપમાં અને ઉતાવળના કામમાં જોઈએ તેવા અનુકુળ થતા નથી. માટે બળદની ઘણી જરૂર છે તો ગાયો પાળવી જોઈયે. ગાયતો રત્ન ખાણ છે. ગાય ભાંગ્યો ખેડુત ઉભો કરે છે,

દુધ, દહિ, માખણ, ઘી, છાશ વગેરે ગાયમાંથી ઉત્પન્ન થનારી વસ્તુઓ આપણા દેશમાં ઉંચામાં ઉંચી ખાદ્ય, પેય વસ્તુઓ છે. માટે ગોપાલન એ આપણો મોટામાં મોટો ધર્મ મુકરર થયો છે. પ્રાચીન સમયથી આકબર અકબરીના સમય સુધી, તેમજ તે પછીનો પણ કેટલોક વખત આપણો દેશ ગોપાલનમાં પંકાયો છે, પણ વર્તમાન સમયેતો ખરા મનથી પાલન કરનાર પુરૂષો વિરલાજ છે. જેથી ગાયોની અવનતિ થાય તે બનવા જોગજ છે. અને આ અવનતિનાં કડવાં ફળ આપણેજ ભોગવવાં પડે છે તે વિષે અનેક વખત કહેવામાં આવ્યું છે. આપણો દેશ કૃષિ પ્રધાન દેશ છે, અને તે ધંધો ગુજરાત કાઠીઆવાડમાં આપણાજ ભાઇઓને સોંપાયો છે; માટે ખેતીના સાધનના અખુટ ખજાનાનું ખરી કાળજીથી જતન કરો. વળી ગાયને કામધેનુ કહેવામાં આવી છે તેનો પણ વિચાર કરો. શામાટે કામધેનુ કહી ! ગાયનો દરેક ભાગ ગાયના જન્મથી મૃત્યુ પર્યન્ત આપણા ઉપર ઉપકાર કરી રહ્યો છે. મળમુત્ર ઉંચામાં ઉંચુ ખાતર છે. તેનું દુધ ઉત્તમ ખોરાક છે. મરેલી ગાયનાં ફોસફરસથી ભરેલાં રખડતાં હાડકાં ખાતર તરીકે ખેતીને અત્યુપકાર કરે છે, તેનું ચામડું આપણા કેટલા ઉપયોગમાં આવે છે તેતો ખાસ વિચારવા યોગ્ય છે. પગમાં પહેરવાનાં બુટ, પાણી કાઢવાના કોષ, પખાલ, ઢોલ, મૃદંગ, વગેરે વાદિંત્રોનાં ભોણીઆં પણ ગાયના ચામડાનાંજ થાય છે. ચામડાનો વેપાર કરનારા મુસલમાનો થોડા વરસમાં કેવા લાખોપતિ થઇ ગયા ? તે તેનો કેટલો ખપ છે તે બતાવે છે.

એક વિદ્વાન કહે છે કે

જ્યાં ઘોષ નહિ દધી મંથનનો, નહિ હોય નાનાં બાલુડાં;
ગુરૂ ગોરખ પુજ્ય થાય નહિ, ઘર નહિ વન તે જાણવાં.

ગાયો પાળવાનો આવો ઉત્તમ મહિમા દેશમાં સ્ફુરો. પરમકૃપાળુ પરમાત્મા સૌને સુમતિ આપો, અને દેશનું જેમાં પરમહિત સમાએલું છે તે " ગોમાતાની ઉન્નતિ કરવામાં " દરેક બંધુ ઉમંગ લેતા થાઓ,

इतिशम्.

દેખાય છે તે શું ? ચંદ્રની ઉપર પર્વત વગેરે દેખાવ જોવામાં આવે છે તે ખરૂં હોય કે ? ચંદ્રનો પ્રકાશ શીતળ અને મનોહર કેમ લાગે છે ? ગૃહ જેને કહેવામાં આવે છે તેના સંબંધમાં આપણે શું જાણીએ છીએ ? શુક્ર, મંગળ, ગુરૂ ઇત્યાદિ ગૃહ આપણી પૃથ્વી જેવા ગોળ છે ? આપણી પૃથ્વીની આસપાસ ફરનારો જેમ આપણો ચંદ્ર છે, તેમ ગુરૂગૃહની આસપાસ ફરનારા પાંચ ચંદ્ર છે એમ જે કહેવામાં આવે છે તે સંબંધી આપણને શું માહેતી છે ? શનીની આસપાસ જે કડી દુરબીનમાં જોવાથી માલમ પડે છે તે શું છે ? આ સીવાય જેને આપણે પુછડીયા તારા કહીએ છીએ તે પુછડીયા તારા શું છે ? અને તેની સુંદર વિલક્ષણ પુછડી શાની બનેલી છે ? તે પુછડીયા તારા કોઈકોઈ વખત કેમ દેખાય છે ? આકાશમાં ખરતા તારા આપણે રોજ જોઈએ છીએ તે પડતા પડતા એકદમ અદ્રશ્ય થઈ જાય છે, તે અલોપ કેમ થાય છે ? આકાશમાંથી કોઈ કોઈ વખત પથરાના ગોટા પડે છે. આવા ઉલ્કાપાત શાથી થાય છે ? આકાશમાં હજારો તારા પુંજ આપણે જોઈએ છીએ તે પહેલા વિતી ગયેલા યુગમાં જેવા દેખાતા હતા તેવા દેખાય છે કે ? તારાઓ આપણાથી કેટલા દુર હશે ? **आकाश गंगा** તે શું વિષય છે ? આવા અદ્ભુત ચમત્કાર જેમાં ભરેલા છે, તે વિલક્ષણ વિશાળ વિશ્વ શું છે ! આવા આવા સેંકડો પ્રશ્ન અંતઃકરણમાં ઉત્પન્ન થાય છે. આવા પ્રશ્નનું સમાધાન ન થવાથી મન અનેક તરેહની શંકામાં પડી જાય છે.

આવા અનેક ગહન પ્રશ્નોના ઉત્તરનું સમાધાન મનુષ્ય પોતાની બુદ્ધિ અનુસાર કરી લેય છે. પણ તેનો ખરેખરો જવાબ તો જ્યોતિષ શાસ્ત્ર આપે છે. અહા માનવ જાતની કેટલી વિલક્ષણ બુદ્ધિ સામર્થ્ય છે ! જેના યોગથી પૃથ્વી ઉપરના નાના ગોળા ઉપર રહેનારે દુરના પદાર્થ વિષે કેટલું બધું ચમત્કારી જ્ઞાન પ્રાપ્ત કરેલું છે. દુરબીન યંત્રની શોધ થયા પછી મનુષ્યનું જ્ઞાન દીવસે દીવસે વધતું ગયું છે. અને અતિ દુરના દ્રશ્ય અને અદ્રશ્ય ગ્રહોની રચના માલમ પડી છે.

આપણી પૃથ્વીની આસપાસ જે આકાશ માંહેના જડ પદાર્થ છે, તેના આકારમાન માલુમ પડ્યા તેટલુંજ નહી પણ જે નિયમથી તે પદાર્થો આકાશમાં ભ્રમણ કરે છે તે નિયમનો બરાબર શોધ કરીને તેના આધારે બીજી અનેક તરેહની નવી નવી શોધો થઇ છે. , .

* કોઈ પણ શાસ્ત્રનો અભ્યાસ કરીએ તે પહેલાં તે શાસ્ત્રવિષે પ્રાચિન

સુધારા ના સજે પાઠ, સુધારકનો સહુ ગાઠ;[૪]
"જમન" છેટે રહે ટેવી,[૫] કહો ત્યાં ઉન્નતિ કેવી ! ૧૨

પટેલ. છગનલાલ હરજીવનદાસ–આવળા.

---

( દોહરો. )

પાપ અહારે નામની, સમજ્યા કહિં જરૂર;
"જમન" કહે છે તેહ નો, રાક્ષસ 'અહિસાનુર". ૧

પટેલ. છગનલાલ હરજીવનદાસ–આવળા.

---

( ગજલ. )

અરે ! જે જ્ઞાતિમાં રોગે, કુલાભિમાન ભુરૂ ત્યાં,
રહી વિદ્યા તણા લોપે, બધા દાર્‌દુમનો સૌ ત્યાં;
કન્યાઓને તમાકુના, બન્યા છે દમ જોઓ ત્યાં,
મદા જ્યાં વાત "બાવા"ની, કહો ત્યાં ઉન્નતિ કેવી ?
નથી જ્યાં પ્રેમ કે આદર, અરે અબળા જનો માટે,
નથી જ્યાં લાજ કે દરકાર, જરા જ્ઞાતિ જનો માટે;
રહે જ્યાં બાળ ગર્ભોમાં મરે ત્યાં નાર દૂધપાનમાં,
દહે જ્યાં કરીઓ એની, કહો ત્યાં ઉન્નતિ કેવા !
નથી અર્નાર્ક જેવી ત્યાં, કદીએ જ્ઞાનના માર્ગે,
નડાયા છે અજ્ઞાના ત્યાં, અરે રે "આત્મા" હાજે;
રહી વેચે વરોને ત્યાં, વરાવા ડોસાઓને,
રીતી આવી કુલીનોની ! કહો ત્યાં ઉન્નતિ કેવી ?
વખાણે જ્યા કુધારાને, વખોડે ત્યાં સુધારાને,
કરીના ગમ મૌખે ત્યાં, સત નીંદે ભલેઆને:
વળી જ્યા એમની વાતો, મનાવે ધર્મને નામે,
જનોની ત્યાં સ્થિતી એવી, કહો ત્યાં ઉન્નતિ કેવી !

"બાકિ"

---

૪ સોબતી, ૫ બનાવી

કર્યો તે સંબંધી માહીતી પ્રાચીન ઇતિહાસ ન હોવાથી આપણને મળી શકતી નથી તે ઉપર કહેવામાં આવ્યું છે. તોપણ આકાશ માંહેના ચમત્કાર વિષે પ્રાચીનકાળના લોકોની ખરી કલ્પના શું હતી તે કહેવું અત્રે જરૂરનું છે. અર્વાચીન કાલના આરંભમાં જ્યોતિષ શાસ્ત્રની કેવી સ્થીતિ હતી તે સમજવા જેવું છે. અને તે હવે કહેવામાં આવશે.

અપૂર્ણ.

તો કોઇ કાંઇ કહેશે એવી ભ્રાન્તિ હોય છે, એ ખોટી ભ્રાન્તિને લીધે નુકશાન ખમે છે. ખેડુતોમાં શોધક બુદ્ધિજ જણે નથી. હોયતો તેનો ઉપયોગ કરતા નથી. તેથી ગાડરીયા પ્રવાહની માફક ચાલ્યા કરે છે. જે ખેડુતો હિંમતવાન અને શોધક બુદ્ધિના હોય છે તેઓ સારી કમાઇ કરે છે. સારી કમાઇ થયા પછી તેઓ વેપારમાં લાગે છે, વેપારમાં સારા પૈસા પેદા કરે છે તેઓ વધારે મોટો વેપાર ધંધો કરવાને શેહેરમાં આવી વસે છે, એ રીતે પણ ખેડુતો ગામડામાંથી આવે છે. દીલગીરી એટલીજ કે કોઇ ખેડુત ખેતીને ખીલવવાનો યત્ન કરતા નથી. ખેતીમાં સુધારા વધારા કરવા તરફ તેનું મન આકર્ષાતું નથી. વેપારને ખીલવવાને તે યત્ન કરે છે અગર વેપારમાં ફાવતો નથી તો શહેરમાં નોકરી ચાકરીએ લાગી જાય છે પણ ઉત્તમ ખેતી તે તરફ તેની અનિચ્છાજ રહે છે.

અમને એક ખેડુત જેણે થોડા વખતથી ખેતી મુકી અને મીલમાં મજુરી કરવા જાય છે તેની સાથે વાત થઇ હતી. તેના ઉદગાર એવાજ હતા કે ખેતીમાં જરાપણ પેદાસ છેજ નહીં. મેં તેને પુછ્યું કે હિંદુસ્થાનની વસ્તીના ૮૫ ટકા માણસો ખેતી ઉપરજ નિર્વાહ કરનારા છે તેમણે તમારા મત પ્રમાણે તો ખેતી મુકીને શેહેરમાં મજુરી કરવાજ આવવું જોઇએ. તેમ થાય તો ખેતી બંધ પડશે તો તમારી મીલો કેમ કરીને ચાલી શકશે ? તેનો કાંઈ ઉત્તર તે આપી શક્યો નહીં. તેને તેના ગામમાં દેવું થયું હતું પણ શહેરમાં તો તેને રોકડી મજુરી મળે છે તેથી પોતાને સુખી માને છે. તેને ગામડાની જીંદગીપર કંટાળો આવે તે સ્વભાવીક છે.

એક બીજો ખેડુત ગામડામાં કારજ વરા કરવાથી દેવાદાર થયો હતો તે અમદાવાદમાં આવી રહ્યા પછી પોતે અને એ દીકરા મીલમાં મજુરી કરી દેવું વાળ્યા પછી હવે અહીંજ ઘર લેઈ રહ્યા છે તેના છોકરાને ખેતી ઉપર બાપદાદાનું વેર હોય તેમ વર્તે છે. મીલની મજુરીમાં બાપ અને એક ભાઈ ગુજરી ગયા. પોતે પણ મંદિ સાજો રહે છે. મીલમાં કામ ઉપર બરાબર જઈ શકાતું નથી છતાં ખેતી ઉપર તેને પ્રેમ થતો નથી. એક મોટા જાગીરદારે પોતાની ખેતી ઉપર દેખરેખ રાખવાને તેને કહ્યું જે તેને પસંદ આવ્યું નહીં. જાગીરદારનાં જનાવરો ઉપર દેખરેખ રાખવાની નોકરી આપવા માંડી તે પણ ના પસંદ કરી. વિશેષ ભણેલો નથી તેથી કાંઈ લખવાની નોકરી મળી શકે નહીં. કદાચ મળે પણ પગાર ઓછો પડે છે. એમ રખડે છે તોપણ તેના હિતેચ્છુ સ્નેહીઓની સલાહ અને

ઓછું છે. ઢોર ઉછેરવામાં પણ સારી કમાઇ થઇ શકવાનો સંભવ છે. તેમાંથી બીજા પણ ઘણા ધંધા થઇ શકે એમ છે. પરદેશથી ઘટ દુધના હજારો ડાબડા આવે છે. આપણા દેશમાં તેવું દુધ કેમ ના બનાવી શકાય? જો કોઇ એ ધંધો કરે તો તેમાં ઘણો ફાયદો થવા સંભવ છે. આપણે ત્યાં હજારો મણ દુધ પેદા થાય છે. શહેરમાં ખપે છે ખરૂં પણ દુરના ગામડામાં તેની ખપત ઓછી હોય છે ત્યાં સસ્તુ મળી શકે છે. એ દુધને ઘટ કરીને ડાબડામાં ભરી પરદેશ નહીં તો આપણાજ દેશમાં અન્ય સ્થળે મોકલવામાં આવે તો તેની ઘણી ખપત થઇ શકે. પરદેશથી આવે છે તેના કરતાં અત્રે બનાવેલું ઘટ દુધ સસ્તુ પડી શકે. દીલગીરી એટલીજ છે કે તે તરફ આપણા ધનાઢયોનું ધ્યાન જતું નથી. મીલોમાં પૈસા રોકાય છે પણ આ ધંધાને ખીલવવાને હજુ કોઇનું ધ્યાન દોરાયું નથી. આશાનું એક કારણ દ્રષ્ટીગોચાર થાય છે કે અત્રે જે એગ્રીકલચર કંપની નીકળી છે તેના ઉદ્દેશોમાં આ ઉદ્યોગ સમાયેલો છે. અમે આશા રાખીયે છે કે તેના કાર્ય વાહકો આસ્તે આસ્તે આ તરફ પણ ધ્યાન આપશે.

---




( લેખકઃ—પા. શીવાભાઇ ચતુરભાઇ ચાણસમા. )

લગ્ન એટલે બે વસ્તુઓનું જોડાવું. તેના સમનાર્થવાળો શબ્દ વિવાહ છે. આ સંસારની અંદર પુરેપુરૂ સુખ પ્રાપ્ત કરવાને લગ્ન કરવાની ખાસ જરૂર છે. લગ્ન કરવાથી પ્રેમી સ્રી પુરૂષો એક બીજાને પ્રેમથી મદદ કરવાને બંધાય છે, અને એક બીજાના દોષ કોઈ બાબતોમાં માલુમ પડે તો તેને દુર કરવાને તેઓ શક્તિમાન થાય છે. જો લગ્ન કરે નહિ તો વંશ વૃદ્ધિ થાય નહિ અને છેવટે દુનિયાનો નાશ થઈ જાય. અને વળી તે કામ આપણે ઇશ્વરી નિયમથી ઉલટું કરીએ તો ઇશ્વરના ગુન્હેગાર થઇએ, માટે લગ્ન કરવાની જરૂર છે.

લગ્ન કરતી વખતે સ્રી પુરૂષોએ ઘણી કાળજી રાખવાની છે. ગમે તેવાં ખરાબ સ્રી પુરૂષનો સબંધ થાય તો એક બીજાની છંદગી ઉપર પાણી

છે અને કોયનાના ગડ્ડા થઈ જાય છે એ પગ મકાનોના મેડાની ફ્રેમના કામમા આવે છે એ ગડ્ડામા ચુનો ભેળવીને મેડા ઉપર કાકરેટ થાય છે. તે પાટીયાના મેડા કરતા ઘણો મજબુત અને આગ સામે ટકર ઝીલે તેવા થાય છે

લાકડાના વેહનમાથી દારૂ બને છે તેની પુતળીયો બને છે. બીજા જાતના લાકડાના વહેરમાથી સાકર બને છે કહે છે કે એકલા ન્યુયોર્ક શે'રમા લાકડાના વહેરના ૫૦૦ વેપારી છે, અને તેઓ દર વર્ષે સાત લાખ પીપાનો વેપાર ખેડે છે વહેર બરફ બચાવવાના કામમાં આવે છે તે તો જાણીતુ જ છે

સડેના મેલામાથી અજાગો અને અર્ક બને છે તેનો સુધરેના દેશોમા મોટો વપાર ચાલે છે

ચરબીમાથી ગ્લીસરીન અને બીજા કીમતી ક્ષારો બને છે તે ક્ષારમાથી સાબુ અને મીણબતી બને છે.

મરી ગયેલા ઢોરના ચામડા, માંસ, વાળ, નખ, ખરીયો, શીંગડા. હાડકા વીગેરે દરેક ચીજ ઘણી ઉપયોગી છે આપણે સા તે નાખી દઇએ છીએ પણ વીલાયતમા તે ઘણા ઉપયોગી છે તેના મોટા મોટા કારખાના છે ઢોરના હાડકા વીગેરેમાથી દવા, તેલ, સાબુ, રંગ, દાતીઆ, બટન, અરીસા, ફોટાની ફ્રેમો, ઓજારના હાથા, રોલરો, છત્રી તથા લાકડીઓની મુઠો, મોગરા, નાની ડબીઓ, જાતજાતની દાબડીઓ અને એવી અસખ્ય ચીજો બને છે તેનો ખરચ બને છે દીવાસળીમા જે ઝડપથી સળગવા માટે જે ફાસફરસ વપરાય છે તે પણ હાડકામાથી બને છે એવી રીતે નકામી ગણાતી ચીજમાથી અસખ્ય ઉપયોગી ચીજો બની શકે છ

આ ઉપરથી સાર ગ્રહણ કરવાનો છે કે નકામી માનેલી ચીજ ખરી રીતે નકામી નથી માટે તેને સઘરી રાખવી "સગ્રહેલો સાપ પણ કામમા આવે છે" એ કહેવત સત્ય જણાય છે એવી ચીજો સગ્રહવાની ટેવ પાડવામા આવે અને એવી ચીજોને ઉપયોગમા લેવાના કારખાના નિકળે તોજ ફાયદો થાય એવા કારખાના ધીમે ધીમે નિકળશે આસ્તે આસ્તે આપણે આગળ વધતા જઇએ છીએ એ આ જમાનાની નીશાની છે

પાછળ દોરાવાની ગતિવાળા હોવાથી તેમને વ્યવહારીક જ્ઞાન આપવામાં આવશે તેથી વિશેષ ફાયદો થશે.

અમુક ગામમાં કોઈ નવીન પાક કરે છે ત્યારે પહેલે વર્ષે તેઓ બધા ચિકિત્સા જુએ છે. પણ જ્યાં તે પાકમાં જરાપણ ફાયદો વિશેષ અને થોડી મહેનત દેખી કે તે ઉપરજ આખુ ગામ મંડી પડે છે. સઘળાજ તે પાક કરવા તૈયાર થાય છે–કરે છે, પણ તે પાકનો નિકાસ કેમ કરવો તેની કોઈ તજવીજ કરતું નથી. છેવટે તે પાકની છત વધારે થવાથી ગામના વાણીઆ છળકપટથી યા ઉક્ત ચીજની માંગ ઓછી હોવાથી ગમે તે કારણે–તે પાકનો ઘણોજ ઓછો ભાવ આપે છે અને પરિણામમાં ખેડુતને ફાયદાને બદલે નુકશાન થાય છે. આવા નુકશાનથી બચવાને માટે ખેડુતોને વ્યવહારીક જ્ઞાન આપવાની ખાસ જરૂર છે.

લડાઇ—લડાઈના ભણકારા સર્વત્ર વાગી રહ્યા છે. હિંદુસ્થાનમાં ક્યાંઇ લડાઇ નથી. લડાઇ યુરોપ ખંડમાં જાગી છે. ગયા મહીનાની ૪ થી તારીખે પહેલ વહેલી તે જાહેર થઇ છે. અત્યાર સુધીમાં આ હિંદના નાના ગામડામાં પણ પ્રસિદ્ધ થયું છે કે લડાઇ થાય છે. ઑસ્ટ્રીયાના પાટવી કુંવર અને તેની ધર્મ પત્નિનાં ખુન થયાં હતાં તે ઉપરથી ઑસ્ટ્રીયાએ સર્વીયા સાથે લડાઇ જાહેર કીધી. જર્મનીએ ઑસ્ટ્રીયાની વહાર કીધી ફ્રાન્સ સર્વીયાની પક્ષમાં હતું. જર્મનીયે ફ્રાન્સમાં લશ્કર લેઇ જવા બેલજીયમના દેશમાં થઇ જવા માંડયુ. બેલજીયમે મના કીધી બેલજીયમને જર્મની દબાવતું હોવાથી બ્રીટીશ રાજ્યે પણ જર્મની સામે ઝુંડો ઉઠાવ્યો. રૂશીયા પણ જર્મનીની વિરૂદ્ધ છે અને તે પૂર્વ તરફથી જર્મની ઉપર ચઢી આવે છે. જર્મનીનું લશ્કર બેલજીયમમાં થઈને છેક ફ્રાન્સના પારીસ નગર સુધી પહોંચી ગયું છે. બ્રીટીશ લશ્કરને મદદ કરવાને હિંદી લશ્કર પણ ગયું છે. અત્યારે જર્મનીની છત થતી જણાય છે પણ તેની ખુવારી ઘણી મોટી છે. એક જર્મન શાહજાદો ખપી ગયો છે. છેવટમાં બ્રીટીશ–ફ્રાન્સની જીત થશે અને જર્મન હારશે એમ અનુમાન થાય છે. જર્મનીએ લડાઇ શરૂ કરી છે. બ્રીટીશ–ફ્રાન્સ તો પોતાનો બચાવજ કરે છે અને છેવટ સુધી ફતેહમંદી સાથે તેઓ જર્મનો ઉપર જીત મેળવી તેમને ભગાડશે. જર્મનીને માણસનું તેમજ પૈસાનું અને છેવટે વેપારનું ઘણું નુકશાન થશે.

આપણે હિંદુસ્થાનના લોકોએ આ લડાઇથી કાંઇ ડરવાનું કારણ નથી. અલબત્ત કેટલીક પરદેશી ચીજોની આયાત ઓછી થવાથી તેના ભાવ

હતું. તેના સગા, કાકા, મામાં, માસા, ફુઆ, સસરા, બહેનના સસરા વીગેરે બેઉ પક્ષમાં હતા. કીયા પક્ષમાં જવું તેનો નિર્ણય સહેલાઇથી કરી શક્યો નહીં ત્યારે ડહાપણ વાપરીને પૂત્રીને પરણાવવાનું માંડી વાળી ઉમર લાયક થયે કામ બેસારવાનો–વાળાવવાનો વિચાર કીધો. ગયા વિવાહમાં તો કુંવારાં રાખવાનો વા વાયો હતો તેથી તેણે છોડીને ફૂલના દડે પરણાવવાની બેવકુફી ભરેલી કીયા કરી દીકરીને કૃતિમ રંડાપો આપ્યો નહીતો એપણ એણે ડહાપણ કર્યું કહેવાશે. તે છોકરી તેર વર્ષની થઇ એટલે તેને સાસરે મોકલવીજ જોઇયે એવી માન્યતા અમારા જ્ઞાતિ ભાઇઓમાંથી ગઇ નથી. ગયાઉન્હાળામાં દીકરી વાસ્તે વરની ખોળમખોળ કરી પણ પંથવર મળ્યો નહીં. શોક્ય ઉપર વળાવવાનો વિચાર કીધો. અમુક દુકાનમાંથીજ ખરીદી કરવાની હોય ત્યાં તેની દુકાનમાં જે હોય તેમાંથીજ એક પસંદ કરવીજ પડે. તે છોકરીને લાયક પંથવર ન્યાતમાં ઘણા હતા. પણ ત્યાં તેમનો ઉતાર નહોતો. એક જથો બાંધીને તેમાંથીજ પસંદગી કરવી. બીજા જથામાં આપવાથી ઇજ્જત જતી રહેતી હતી. શોક્ય ઉપર છોકરીને આપવાથી સુખની પ્રાપ્તિ થશે એ આશા આકાશ કુસુમવત હતી. છતાં એમ કર્યા વિના છુટકો નહોતો એમ માન્યું. એક મહોલ્લાનાં કુતરાં પણ બીજી પોળનાં કુતરાંને પેસવા દેતાં નથી. જબરજસ્તી કરે છે ત્યારે જગ મચે છે તે કદાચ પેલા પિતાએ દીઠો નહીં હોય અગર ગમે તેમ પણ પોતાની પૂત્રીને પેલી આગલી બહારી બચકાં ભરશે એ વાત ખ્યાલમાં લીધીજ નહીં. વર અને ઘર પણ જોયું નહીં અને બીજાના કહેવા પર બધો આધાર રાખી શોક્ય ઉપર પોતાની પ્યારી પૂત્રીને, મુળાના પીતા જેવા મહામુશીબતે અને પરસેવાનાં પાંચ ટીપે એક ઉપાર્જન કરેલો એવા રૂપીયાનો ચાંલ્લો કરીને, આપી, દીકરીના રૂણમાંથી છુટયા માન્યું. પણ અફસોસ ! શ્વાનના જેવોજ જંગ મચ્યો. જંગમાં કોણ કોણ હતું તેતો અમને ખબર નથી. પણ એટલી તો ખબર મળી છે કે ખરચેલા રૂપીયા છુટી પડ્યા છે અને પૂત્રી પિતાને ઘેર પાછી આવી છે.

છે કોઇ જ્ઞાતિપટેલ, આ અબળાની અરજી સાંભળવાને તૈયાર ?

નોટ—હાલ આપણે શાની જરૂર છે. એ વિષય પર અમારી માંગણીને માન આપી કેટલાક નિબંધ અમારી પાસે આવ્યા છે તે છપાઇ તૈયાર થવા આવ્યા છે. આવતા અકટોબરના અંક (૧૦મા) સાથે જે

અરજદારોએ સત્વર પોતાની અરજીઓ મોકલી આપવી જોઇયે. તે વર્ગમાં દાખલ થનારાની અરજીઓ મેનેજીંગ કમીટીમાં મુકાય છે તે કમીટી જેને દાખલ કરવાની પરવાનગી આપે તેનેજ દાખલ કરાય છે માટે અરજીઓ કરવામાં વિલંબ થવો ના જોઇયે. અરજીનાં ફારમ બોરડીંગ સુપરીન્ટેન્ડન્ટને લખીને મંગાવી લેવાં જોઇયે.

આ બોરડીંગમાંથી આ વર્ષે ૭ છોકરા મેટ્રીકની પરીક્ષા આપવા જવાના છે તેમાંના બે કાર્ડનિલની પરીક્ષા પણ આપશે. એક વિદ્યાર્થી કોલેજની ઇન્ટર ક્લાસની પરીક્ષા આપશે.

**બે સ્ત્રીના પતીનું વીલ**—સમૃદ્ધિના મદમાં અને સ્વાર્થી સ્નેહીઓના ભંભેરાવવાથી તેમજ વળી વિષયની લાલસામાં એક સ્ત્રી હયાત છતાં બીજી જુવાન સ્ત્રી સાથે નાતરૂં કીધું. તે વખતે હયાત સ્ત્રીને છોકરીઓ હતી. આગલી એક ગત સ્ત્રીની પણ છોકરીઓ હતી. લોકો કહેતા હતા કે મીલકતનો માલીક નથી તે માટે નાતરૂ કરે છે તેને પોતે સ્વીકારતા નહોતા. તે કહેતા છોકરાની લાલસા મને નથી. મારી મીલકતનું ગમે તે થાય મને પરવા નથી. ઇશ્વર કૃપાથી નવીને છોકરાજ થયા. પણ બે પત્નિથી ઘણા કાયર થાય છે. ઘરમાં વાદ વિવાદ થયાં કરે છે. કામકાજમાં, ખાવાપીવામાં, લુગડાં લતાંમાં, ઘરેણાં ગાડામાં, તેમના પીયરીયાંની સરભરામાં વીગેરેના ભાગ વહેંચવામાં એમનો ઘણો વખત જાય છે. છતાં અન્યાય થવાનો આરોપ એક અગર બીજી તરફથી આવે છે ત્યારે તેમને ઘણો કલેશ થાય છે. ઘણા અકળાય છે ત્યારે કહે છે કે તે બે બાયડીઓનો ધણી છે પણ ખરી રીતે પોતે બે ધણીની બાયડી જેવા થઇ ગયા છે, તેથી નવીને, જે હજુ જુવાન છે તેને (પોતે સાઠની લગભગ થયા છે,) વીલ કરી આપ્યું છે કે તારા છોકરાંઓનું ન સંતાન જતું હોય અને કદાચ હાલ છે તેથી પણ વિશેષ સમૃદ્ધિ ભોગવવાને કોઇ વંશજ હોય નહીં તોપણ છોકરાને બે બાયડીઓ કરાવીશ નહીં. એ વીલ કરીને નવીને સોગન લેવરાવ્યા છે કે તે વીલ તેણે શબ્દેશબ્દ પાળવું. નવીને પોતાનો સ્વાનુભવ તો વીલને માન કરવા દેવામાં આનાકાની કરે છે. તે કહે છે તમારે પુત્ર સંતાન નહોતું ત્યારે મને કાંથી તો પુત્ર પ્રાપ્તિ થઇ તેજ પ્રમાણે મારા છોકરાને પણ તેવા વખતે બીજી બઇરી કરાવવાથી વંશવેલો લંબાય એ સંભવિત છે તો શામાટે તમે તે વિરૂદ્ધ વીલ કરો છો? આનું કાંઇ ઉત્તર તે આપતા નથી. પણ પોતાનું વીલ કાયમ રાખે છે.

## અમૂલ્ય ભેટ



નીચેના પુસ્તકો કે વસ્તુઓમાંથી કોઇ એક પુસ્તક કે વસ્તુ મંગાવનારને તેની કિંમત કે પોષ્ટેજ કંઇ પણ લીધા વગર તદન મફત મોકલવામાં આવે છે, પણ એક કરતાં વધારે પુસ્તક કે વસ્તુ મંગાવનારે તે વધારાના દરેક પુસ્તક કે વસ્તુ બદલ અર્ધા આનાની ટીકીટ મોકલવી.

**બ્રહ્મચર્ય**—બ્રહ્મચર્યના અલૌકિક પ્રભાવ દેખાડનારો દાખલા દલીલો સાથેનો ઉત્તમ નિબંધ.

**સ્ત્રી સમાગમ**—દીર્ઘાયુ તથા આરોગ્યની જાળવણુ માટે સર્વોત્તમ નિબંધ.

**સતીદ્રુપદી**—શ્રીકૃષ્ણ પરમાત્માનાં પત્ની સત્યભામા પ્રત્યે સતીદ્રુપદીએ પાતિવ્રત્ય વિષે જણાવેલા વિચારો.

**ફેન્સી બુકમાર્કસ**—પુસ્તકો વાંચતી વખતે તેમાં નીશાની રાખવાનું ઉત્તમ સાધન. માત્ર અંગ્રેજી ભણનારાએજ આ બુકમાર્કસ મંગાવવી.

**માલીની**—ઘણી બાબતોનું જ્ઞાન આપનારી રસીલી વાર્તા.

**બાજીગર**—ભીમસેન તથા અર્જુનના ગર્વનો નાશ કરવાની શ્રી કૃષ્ણની અપૂર્વ યુક્તિ.

**દેવજ્ઞવિદ્યા**—ભવિષ્યના પ્રશ્નના જવાબોનું પુસ્તક.

**પુનર્લગ્ન અને પશ્ચાતાપ**—એક અસરકારક નિબંધ.

**આયુર્વેદ રહસ્ય**—હિંદી અને અંગ્રેજી ભાષાનું વૈદક ચોપાનીયું માત્ર નમુનોજ મફત

**ફેન્સી પોષ્ટ કાર્ડો**—ઉંચી જાતનાં જાડાં લીસા સુશોભીત કાર્ડો.

**બાવીસ રસીલી વાર્તાઓ**—લક્ષ્મિ અને સરસ્વતી જેવી વૃત્તિ તેવું ફળ. કૃતઘ્નપણું, ઇશ્વરનો અનુગ્રહ, પાદીના ગેરલાભમાં અપાયેલ ફેંસલો, એ પ્રમાણે બાવીસ વાર્તાનો સંગ્રહ.

**સિકંદર બાદશાહે કરેલી અમૃતની શોધ**—એરીસ્ટોટલ, ખ્વાજા ખીજર અને મહેતર અલીઆસના ચમત્કારીક ચોકસ ઇતિહાસ સહિત જાણવા જોગ રમુજી વાર્તા.

**અલંકાર મણિમાળા**—ઉપમા આદિ ૬૩ અલંકારોના દ્રષ્ટાંત તથા સમજ સાથેનું સંસ્કૃત પુસ્તક. માત્ર બી. એ. કલાસમાં અભ્યાસ કરતા સંસ્કૃત ભાષાના અભ્યાસીઓનેજ ભેટ અપાય છે.

**આયુર્વેદ માર્ગોપદેસીકા**—જુદાં જુદાં ૬૩ દરદોનું વર્ણન, કારણ તથા ઉપાયોનુ ઘણું સરસ પુસ્તક. આ પુસ્તક માત્ર ગ્રાહકોનેજ ટપાલ ખર્ચનો અરધો આનો લઇ મોકલવામાં આવે છે.

Registered No. B. 894.

॥ ॐ श्री उमिया देवी विजयंतार ॥





# કડવા હિતેચ્છુ.

# THE KADVA HITTECHHU.

| પુસ્તક ૫ મું. | અકટોબર સને ૧૯૧૪. | અંક ૧૦ મો. |
|---|---|---|

हितेच्छु नरवर हिंदना हितेच्छु करवा काज,
हितेच्छु थइ आगळ वधी शोधो सरस इलाज.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ ટપાલ ખર્ચ સાથે.

વ્યવસ્થાપક, હીરાલાલ વસંતદાસ.



આ પત્ર અમદાવાદ, રીચીરોડ. નં. ૪૬૩ ધર્મ વિજય છાપખાનામાં ચીમનલાલ હીરાલાલે છાપી તેજ ઠેકાણેથી ચીમનલાલ હીરાલાલે પ્રકટ કર્યું.

ર ૭ સખી—સતીપદ્મિની ની રક્ષા માટે સત્યશીલ ને ન્યાયના બચાવ માટે, લોડનાર રાજપુત સૈન્ય સામાન્ય નિમકહરામ બાદ નાહ મારે જે ન નરનો દાર મજા કરશે, તેના જાલીમ પાપોનું પૂરું પ્રાયશ્ચિત્ત આપશે

**વસુમતી**—આજ માન ખજાતા હૈયાને નાન્તિ મળશે

( હમ્મીર અજયસિંહ અને સજ્જનસિંહ પ્રવેશ કરે છે )

**હમ્મીર** માતા ! ચિન્તાશી કાકા અજયસિંહ પધાર્યા છે, અને સાથે સજ્જનસિંહ પણ આવ્યા છે

**વસુમતી**—પધારો દેવ ! અમારી નાનકડી પર્ણકુટીને પાવન કરો મહા સજ્જનસિંહ તને જોઈ મારી આંખ ઠરે છે

**અજયસિંહ**—પરમ પૂજ્ય માતા સમાન ભાભીજી ! કીર્તિવિત સદ્ગતિ પામનાર ચિતોડના રાજપુતોમાંથી રાણાવંશની રક્ષામાટે છવતા રહેવાની સજા પામનાર કુમાર અજયસિંહના પ્રણામ સ્વીકારો

**સજ્જનસિંહ**—માતાજી ! તમારા ચરણકમલમાં આ સજ્જનસિંહ શિર નમાવે છે

**વસુમતી**—અજયસિંહ આપના વચનોથી હેમ ખવે છે સ્પષ્ટ કહો મહારાણા લક્ષ્મણસિંહ, કાકા ભીમસિંહ, પદ્મિની દેવી અને મારા વ્હાલા હાર અને આભાસના ભાર કુમાર અરિસિંહનું શું થયું ?

**અજયસિંહ**—દેવી વસુમતી ! શું કહું ? મ્હેતા હૃદય રુવે છે ત્યારે રજે છે હૃદયમાં

**અનંગ વૃત્ત.**

દુર્ગાધિષ્ઠાત્રી જેને રજપુત સુભટો, ભાવ સાથે ભજે છે,
મેવાડાધિપતિને વીર રુધિર ભુખી, સ્વપ્નમાં જઈને કે છે
"જો માગો દીર્ઘ માગો, ભરત ધરણીના ચિત્ત દુર્ગે નિવાસ,
તો દેશો મુકુટધરને નૃપતિ કુલતણા બાર પુત્રોજ ખાસ "

**વસુમતી**—પછી શું થયું ?

**અજયસિંહ**—બીજુ શું ? મહારાણાના અત્યાગ્રહથી સ્થાન ધામ રક્ષણના અપૂર્વ સાર્થક પ્રસંગને લાભ મને ન મળ્યો, નિરાશ થયો નગરની રક્ષા માટે સજ્જનસિંહ સાથે કેલવાડા આવ્યો

॥ तत् सत् परमात्मने नमः ॥



# કડવા હિતેચ્છુ.

दोहरो.

हितेच्छु नरवर हिंदना, हितेच्छु करवा काज,
हितेच्छु थइ आगळ वधी, शोधो सरस इलाज.

પુસ્તક ૫ મું. | ઑક્ટોબર સન ૧૯૧૮ | અંક ૧૦ મો.

## અમારો મંત્ર.

**પ્રભુ અને સત્ય.**

### અનુસરવા યોગ્ય સિદ્ધાંતો.

પોતાના વિચારથી જુદા પડે તેટલા બધાએ મુરખ છે એમ ધારવું નહી. કદાચ પોતા કરતાં બીજા વ્યાજબી પણ હોય એ બનવા જોગ છે, માટે સર્વને વિચાર પૂર્વક સાંભળવા, વિચાર કરવો અને પછી નિશ્ચય કરવો.

બીજા મનુષ્યને વાચીક બોધ આપવા કરતાં પોતાની પ્રત્યક્ષ કૃતિથી બોધ આપવો ઉત્તમ છે. વાચીક બોધથી ઉલટી કૃતિ કરવામાં મહા પાપ છે.

દોહરો.

તો તેપર તન મન દઇ અંતે કરશો સર્વ,
એ બાબત મુજ અંતર આવી રહે છે ગર્વ.

લા. દેવસી દુદાભાઇ. મુ. ઇંદ્રા.

# विश्व चमत्कार—अंतरिक्ष चमत्कार.

( લેખકઃ—એક B. A. )

( ગતાંકથી અનુસંધાન. )

સૂર્યનો ઉદય અને અસ્ત આપણા જોવામાં નીત્ય આવે છે. આકાશના બીજા ચમત્કાર કરતાં સૂર્યના અસ્ત ઉદય તરફ મનુષ્યોએ પહેલો વીચાર કરેલો લાગે છે. સવારમાં સૂર્ય પૂર્વ દીશાએ ઉદય થાય છે, અને પશ્ચિમ દીશાએ અસ્ત થાય છે. અને વળી બીજા દીવસે પાછો પૂર્વે ઉદય થાય છે. અને સંધ્યા કાળ સુધીમાં આકાશમાં ભ્રમણ કરીને વળી પશ્ચિમે અસ્ત પામે છે. આવી રીતે દરરોજ જોવામાં આવે છે. દરરોજ ઉગનારો સૂર્ય અને આથમનારો સૂર્ય જૂદા જૂદા છે, એમ પહેલાંતો લાગ્યુ હશે. આજ આપણને ચોકશ માલમ છે કે દરરોજ ઉગનારો અને આથમનારો સૂર્ય એકજ છે. પૃથ્વી સપાટ છે અને તેની આસપાસ વિસ્તીર્ણ અરણ્ય અથવા મોટા મોટા પર્વત અને મહા સાગર હોય એવી કલ્પના જેની હતી તેને તો એમ લાગે કે દરરોજ ઉગનાર સૂર્ય અને આથમનાર સૂર્ય જૂદા જૂદા છે. પ્રાચીન કાળના લોકોને એવું લાગ્યું હશે કે જે દેદિપ્યમાન સૂર્ય એક વખત પશ્ચિમે આથમે છે તે લોપ થઈ જાય છે. અને બીજે દીવસે પહેલાની સરખો દેદિપ્યમાન બીજો સૂર્ય આપણને પ્રકાશ અને ઉષ્ણતા આપવા આવે છે. પછી રોજ રોજ નવીન સૂર્ય ઉગે છે, એ કલ્પના બરાબર નથી એમ લાગવાથી એમ સમજ્યાકે દરરોજ ઉગનાર સૂર્ય અને આથમનાર સૂર્ય એકજ છે. પરંતુ તે જે વખતે અસ્તમાન સમયે પશ્ચિમે મહાસાગરમાં ડુબે છે, તે વખતે તેને વિશ્વકર્મા વહાણમાં બેસાડીને ઉત્તર મહાસાગરમાંથી પૂર્વમાં લઇ જાય છે. કેટલાક લોકોની એવી કલ્પના હતી કે પશ્ચિમે અસ્ત પામ્યા પછી તેજ સૂર્ય ઉત્તર દિશામાંથી પર્વતની પીઠ બાજુએ બીજા દીવસે

**वराह मिहिर** નામના પ્રાચીન આર્ય જોશીએ એવું લખ્યું છે કે:- "લોખંડના ગોળાને જેમ ચોતરફથી લોહચુંબકનું સમતોલ સરખું આકર્ષણ હોવાથી જેમ ગોળો બરાબર મધ્યમાં રહે છે તે પ્રમાણે પૃથ્વીનો ગોળો આકાશમાં નિરાધાર રહેલો છે.*

આપણા અર્વાચીન કાળના જ્યોતિષ શાસ્ત્રનું જ્ઞાન પણ એમ સાબીત કરે છે કે સૂર્ય અને સૂર્યમાળાના બીજા જડ પદાર્થનું પૃથ્વી ઉપર સદાય સર્વ બાજુથી સરખુ સમતોલ આકર્ષણ હોવાથીજ આ ભૂગોળ અંતરીક્ષમાં નિરાધાર રહેલી છે. આ શોધ પ્રાચીન શોધમાંની ઘણી મહત્વની શોધ છે. આ શોધ જ્યોતીષ શાસ્ત્રના જ્ઞાનનું પહેલું પગથીયું છે, એમ સર્વ વિદ્વાન લોક સમજે છે.

એક વર્ષ સુધી સૂર્યના ઉદયાસ્ત તરફ લક્ષ પૂર્વક અવલોકન કરવાથી એમ માલમ પડશે કે કેટલાક દીવસ સૂર્ય બરાબર પૂર્વ દીશાએ ન ઉગતાં પૂર્વ અને અગ્ની કોણની વચમાં ઉગતો જશે, અને કેટલાક દીવસ સૂર્ય પૂર્વ અને ઇશાન કોણની વચમાં ઉગતો જશે. સૂર્યની આ વાર્ષિક ગતિ પ્રમાણે ઋતુમાં ફેરફાર થાય છે તે વાત પ્રાચીન લોકોને ઘણા કાળથી માલમ પડી હતી.

રાત્રે દેખાનારાં તારાપુંજ દર ઋતુ મધ્યે જૂદા જૂદા જોવામાં આવે છે. **मृग नक्षत्र** નામનું તારાપુંજ (હીરણી) શીયાળામાં આખી રાત આકાશમાં દેખાય છે. પરંતુ તે ઉનાળામાં આખી રાત દેખાતુ નથી. શીયાળામાં જે નક્ષત્ર રાત્રે દેખાતુ ન હતુ તેવુ બીજુ નક્ષત્ર મૃગ નક્ષત્રની જગ્યાએ ઉનાળામાં આખી રાત દેખાય છે. આ પ્રમાણે જૂદી જૂદી ઋતુએ જૂદા જૂદા તારાપુંજ આકાશમાં દેખાય છે તે ઉપરથી ઋતુ અને તારાપુંજને કાંઈ સંબંધ છે, એમ સમજીને ખેતી સંબંધીનો ખ્યાલ આકાશ માંહેના નક્ષત્રોના સ્થાનો જોઇને પ્રાચિન લોકોએ કરાવ્યો હતો. તારાપુંજ અને તારા અને તેની વચ્ચેનું અંતર બદલાતુ નથી એમ લાગે છે. પરંતુ દર ઋતુએ જૂદા જૂદા તારાપુંજ અને તારાઓ દેખાય છે તે ઉપર વિચાર કરતાં પ્રાચીન આર્યોને એમ લાગ્યુ હશે કે, સૂર્યને

---

*पञ्च महाभूतमयस्तारागण पञ्जरे महीगोलः
खेऽय स्कान्तान्तःस्थो लोह ईवावस्थितो वृतः
पंच सिद्धान्तिका, अ. १३

આકાશમાં ધ્યાનપૂર્વક જોવું, તે એવી રીતે કે ચંદ્રની નજીકના બે તારા ધ્યાનમાં રાખવા, જેમાંના એકની પૂર્વ દીશાએ અને બીજાની પશ્ચિમ દીશાએ ચંદ્ર હોય, પછી ચાર પાંચ કલાક રહીને પાછું આકાશમાં જોશો તો એવું જોવામાં આવશે કે પૂર્વ તરફના તારા અને ચંદ્ર વચ્ચેનું અંતર કમી થશે અને પશ્ચિમ તરફના તારા અને ચંદ્ર વચ્ચેનું અંતર વધારે થતું દેખાશે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ચંદ્રને પશ્ચિમથી પૂર્વમાં જવાની ગતિ છે.

ચંદ્રનો એક ફેરો પુરો થવાને કેટલી વાર લાગે છે તે વાત પૂર્વના લોકોને બરાબર માલુમ હતી. ચંદ્રને પોતાનો પ્રકાશ નથી તે સૂર્યના પ્રકાશથી પ્રકાશ પામે છે. તેથી સૂર્યના પ્રકાશથી ચંદ્રની જેટલી કમી અથવા વધારે પ્રકાશીત બાજુ પૃથ્વી તરફ હોય છે, તેટલોજ ચંદ્રનો પ્રકાશીત ભાગ પૃથ્વી ઉપરના લોકોના જોવામાં આવે છે. તે ઉપરથી ચંદ્રને કળા (ક્ષય, વૃદ્ધિ) છે એમ પ્રાચીન લોકોએ ઇતિહાસ કાળ પૂર્વે શોધી કાઢયું હતું.

ઉપર જે જે વાતો કહેવામાં આવી છે તેટલીજ વાતો પ્રાચીન લોકોએ ઇતિહાસ કાળપૂર્વે શોધી હતી નહી પણ બીજા ઘણા અગત્યના શોધ પ્રાચીન જોશીઓએ કર્યા હતા. ચંદ્ર ગ્રહણનો ચમત્કાર અને તેનાથી વધારે વિલક્ષણ અને આશ્ચર્યકારક સૂર્ય ગ્રહણના ચમત્કાર અને તે વીશેના ખરા કારણ પ્રમાણ સહીત શોધી કાઢયા હતા. તેવી રીતે પાંચ ફરનારા તારા અથવા ગ્રહ તેની શોધ પણ પ્રાચીન જોશીઓએ કરી હતી. **બુધ, શુક્ર, મંગળ, ગુરૂ, અને શની** આ પાંચ ગ્રહની ગતી વિશે પ્રાચીન લોકોને સારી માહીતી હતી. તેટલુંજ નહી પણ તે પાંચગ્રહને પરસ્પર શો સંબંધ છે તેપણ જાણતા હતા, કેમકે સૂર્ય, ચંદ્ર, અને ગ્રહની ગતિ ઉપર પૃથ્વીપરના લોકોનો નવીન ક્રમ અવલંબી રહેલો છે. એમ તે લોકો માનતા હતા.

માના પટેલે કરજ કરીને પણ કારજ તો કરી લીધાં. પણ દેવાનું દુઃખ બહુજ સાલતું હતું. તેથી તેમની તબીયત લથડી. ભોગ જેગે તેમની બહરીને પ્લેગ લાગુ પડયો. દેવ શરણ થઇ. માના પટેલે જાણ્યું કે દીકરો–દાના પટેલને શીર આટલું દેવું મુકતું પડે છે. તો તે મારી અને મારી બહરી પાછળ કારજ કરશે નહીં. તેને કોઇ ઉધાર પૈસા આપરીજ નહીં. એ વિચારમાં તેમનો પ્રાણ ગળે આવ્યો. માના પટેલ દુનીયાના ખાધેલ હતા. એક ઉપાય શોધ્યો.

માના પટેલે પોતાના દીકરા દાના પટેલને પથારી પાસે બોલાવ્યો. સાથે ગવરીશંકર ગોરને પણ બોલાવ્યા. બાપ, દીકરો આગળ રોઇ પડ્યા ગવરી ગોરને પણ આંસુ આવ્યાં. દીકરા ! હવે હું જીવવાનો નથી. મારી છેલ્લી ઘડીયો જાય છે. તારાથી હવે હું છાનું ક્યાં સુધી રાખીશ? આપણા વડીલોની આજ્ઞા મેં પાળી અને મને આશા છે કે તું પણ પાળીશ. ગવરી ગોર તો આપણા ઘરના છે. સુખ દુઃખમાં એ આપણને દીલાસો આપે છે. એટલે એમનાથી કાંઇ છાનું નથી. તારે માથે હું કરજ મુકતો જઉં છું પણ તારે કાંઈ ફીકર રાખવી નહીં. આપણી પાસે અઢળક ધન છે. પણ વડીલોનાં વચનને માન આપી તે ધન મારાથી વપરાયું નહીં, તેમ તેને ઉપયોગમાં પણ લેવાયું નહીં. તું પણ છેવટની ઘડી સુધી તેને વાપરીશ નહીં, જો કદાચ ઘણીજ જરૂર પડે તોજ તે વાપરવાનું છે. નિર્વાહને માટે તથા જીંદગીના ખીજા ખરચ માટે તો કમાઇનેજ વાપરવું. મેં પણ તેમજ કીધું. તું પણ તેમજ કરીશ એવી મને આશા છે. કમાવાને તું શક્તિમાન છે. પત્થરને પાટુ મારી પૈસા કમાવાની તારામાં શક્તિ છે એમ હું જાણું છું. મને તારો ભરૂંસો છે. જો તારી મા કાલેજ મરી ગઇ છે. તેમ હું પણ આજકાલ જરૂર મરીશ. માટે અમારા બેઉનાં કારજ તારે કરવાં એવી મારી છેવટની ઇચ્છા છે. આપણી આબરૂ જાળવવીજ જોઇયે. આપણે નાક કોઈ નથી કે પેલા સુધારાવાળા જેવા ભીખારી નથી. આપણે ઘેર આવેલું કારજ રહીજાય? દેવું છે પણ તેતું જોતજોતામાં અદા કરી શકીશ. બે બારમા કરવાનાં છે તે પણ તું કરીશજ. અને તેમ કરતાં તને જરૂર પડે તો મારી તને પરવાનગી છે કે આપણું વડીલોપાર્જીત ધન તું વાપરજે. પણ અમારાં બેનાં બારમાં તો જરૂર કરજેજ. નહિંતો હું અવગતીયો થઇશ. ગવરીશંકર ગોર ! કહો ! કેમ બોલતા નથી? એમ કરી ગવરીશંકરને હામાં હા મેળવવાની ઇશારત કરી. ગોરે કહ્યું. તમે કહો છો તે બધું યથાર્થ છે. દાનો ક્યાં અણસમજુ છે કે તેને સમજાવવો પડે? એતો સપુત છે. તમારા ઘરમાં દીવો છે. આપનો બોલ કદી ઉથામે એવો નથી. એમ કરીને દાનીયાને પાણી ચઢાવ્યું. માના

દાનાપટેલને ઘેર બે બારમાં એકઠાં થયાં. મા અને બાપનું, તે કાંઇ કર્યાવિના ચાલે ? લાગલાગટ, બબે દીવસને આંતરે. બે ત્રણ દીવસ ગયા. શવાશેઠ દાનાપટેલને ઘેર આવ્યા. પુછ્યું. "કેમ ! દાનાપટેલ ! શું વિચાર છે ? રૂપીયા જોઇયે તો લેઇ જજો. માનાપટેલ તો અમારા બાપને ઠેકાણે જેવા હતા. તેમનું કારજ કર્યાવિના ચાલે ? રૂપીયા વાસ્તે ગભરાશો નહીં. મારા ઘરમાં છે તે બધું તમારૂંજ છે."

શવાશેઠને જતા જોઇને ચોરે ચાર પાંચ પટેલીયા હોકો ગગડાવતા હતા તેપણ પાછળથી ઉઠીને દાનાપટેલને ત્યાં આવ્યા હતા. ધનાપટેલે ધબ દેઇને ધરમની વાત ધ્યાનમાં લીધી. "ભા ! દાના ! શવેશેઠ ઠીક કહે છે. માનાભાઇનું કારજ કર્યાવિના ચાલે નહીં. શું લઇ ગયા છે ? એતો ધરમ છે ! ધરમ ! રહેજ્યા ભા ! ! શાસતરમાં લખ્યું છે કે બારમુ ના થાય તો અવગતીયો થાય છે. ઇમ કાંઇ કર્યાવિના ચાલે ? ભા, તું ક્યાં નાનો અને અણસમજુ છું કે સમજાવવો પડે ? ચ્યમ વસ્તાપટેલ બોલતા નથી ?" વસ્તાપટેલના મોંમાં નેહ હતી તે કહાડીને બોલ્યા "હા, ભા, ખરી વાત કહોછો, હાંડો કર્યાવિના તો નાજ ચાલે ? પણ દાનો ક્યાં ના કહે છે ? અને શવેશેઠ રૂપીયા આપવા તૈયાર છે." બીજા પણ પાટીદારોએ ટાહુકો પુર્યો અને બે દીવસ ગામ જમાડવું અને સગાં વહાલાંને તેડવાં એ નક્કી થયું. દાનાપટેલના મનમાં ટાઢક હતી. દહલો મળવાનો હતો. શવા શેઠે જોઇતા રૂપીયા આપ્યા. ખાતુ પડાવીને. દાનાપટેલની મા અને બાપનાં કારજ રંગેચંગે પાર પડ્યાં. લોકોએ વાહ વાહ કરી. સૌ સૌને ઘેર વેરાઇ ગયું. શવાશેઠે ખરચનો આંકડો તૈયાર કર્યો. તે ફક્ત બે હજારનોજ હતો. દાનાપટેલને તો હજારો રૂપીયાની આશા હતી તેથી બે હજારની રકમ ભારે જણાઇ નહીં.

દાનાના મનમાં ગડભાંગ થયાં કરે, દહલો કહાડવો છે તેમાં ગવરીશંકર ગોરનું શું કામ છે ? મારા બાપનું છે ને મારે લેવું છે, તેમાં ગોરનું શું કામ ? એમાં ક્યાં શાસ્ત્ર ભણવું છે ? આમ વિચાર કરી એક દીન રાત્રેજ કોદાળો લેઇને ખોદવા માંડ્યું, એક રાતમાં પુરૂ થયું નહીં બીજી રાત્રે કામ ચાલુ રાખીને પાણીપાર ખોદી નાંખ્યું. પત્થરની નિચે તેને પથરાપણ મળ્યા નહીં. ખોદવાની વાત પટલાણીયે કુવા ઉપર પાણીઆરીઓને કહેલી તેથી ગામમાં થે પૈ થઇ ગઇ. દાનો પટેલ તો ઉદાસ થઇ ગયા, પણ બહાર કાંઇ કહી શકાય નહીં. વાણીયો જાણે તો મહા

## પદ ૨ જું.

( અહો સદાશિવ અહો સદાશિવ બળી તમારી ટેવ-એ રાગ )

જે કહેતાં કંપારી છૂટે, સુણતાં આંસુ આવે;
સ્તબ્ધ જાય થઈ શ્રોતા વક્તા, એવિ દયા ઉપજાવે. ૧
અરે અરે ઉદ્ગાર સાથ સૌ, કહે તોબાની તાળી
કૃષિકાર કેરી કહિ તે, ભ્રમાં જેણે ભાળી. ૨
સ્વર્ગ નર્કના બે રસ્તા છે, પાપ પુણ્યને લેખે:
જીવતા નર્કજ કૃષિકારને, દુનિયાં સર્વે દેખે. ૩
અયોગ્ય આપવાની ઉપમાઓ, અનેક આપે એને:
નહીં મડવાઓ કે એવું કહી, તિરસ્કાર દે તેને. ૪
ગરજ સમે સોનાના ઝારો, કહિને સૌ બોલાવે,
આસન પણ એને નવ આપે, જો આગળિયે આવે ૫
મરકે છે જે બળદતણાં પૂછ, એ એમાં શું જાણે '
એમ કહી સમજણનુ ઘર સહુ, પોતાનેજ પિછાણે. ·
મન ગમતી મસ્કરીયો માડે, જાણે નાટક આવું;
ચાળા ચેષ્ટા કરે ચતુર થઇ, જે રિત જેને ફાવ્યુ ૭
સગા પુત્ર છો ક્ષિતિ પતિના, એમ વકારિ વખાણે;
પૂછે નહિ પરવાર પછી જે, વસો કિયે ઠેકાણે. ૮
કૃષિકાર દેખે તો જાણે, ગોળનું આવ્યુ ગાડું;
નિધણિયાતુ જાણી જાણે, કયાંથી ખાવા માંડું ૯
કૃષિકાર કહેવાણો તે તો, જાણે ચોર પ્રભુનો;
એ કુળમા અવતાર ધર્યો તે ગુનો ન ન્હાનો સુનો. ૧૦
આતો દુખ ઉપરનું કીધું, બીજુ તો છે બાકી;
ત્રાહ ત્રાહ શ્રોતા ઉચરશે, સુણતાં જાશે થાકી. ૧૧
ગણે જીવ વિનાનો નિર્જીવ, છે કૃષિકાર બિચારો:
અરે અરે એનાં સંકટનો, કયાંઈ ન દીસે આરો. ૧૨
ઉમાદત્ત અનુભવથી કહે છે, નજરે નિર્ખી સત્ય;
સહન કરે કૃષિકાર બિચારો, જેજે થાયે કૃત્ય. ૧૩

### સાખી

સૌથી ઉત્તમ ખેતિ છે, છે મધ્યમ વેપાર;
નીચી સૌથી નોકરી, હાકમ કહો હજારરે.

## કડવા પાટીદારમાં વીર પુરૂષો.

તા. ૧૨ મી જુલાઈ ૧૯૧૪ના આર્ય પ્રકાશમાં એક લેખક ધર્મ સુધારક તરીકે (૧) મહર્ષી સ્વામી દયાનંદ સરસ્વતી. (૨) સ્વામી શ્રી નિત્યાનંદ સરસ્વતી. અને (૩) રા. રા. ભોળાનાથ સારાભાઇને ગણાવે છે. (૪) શ્રીમંત મહારાજા ગાયકવાડ સર સયાજીરાવ. અને (૫) શ્રીયુત મોહનલાલ કરમચંદ ગાંધીને રાજ્યકીય વીર પુરૂષો તરીકે લેખે છે. (૬) ભીક્ષુ અખંડાનંદ સ્વામી અને (૭) રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રીપાઠીને સાહીત્ય ક્ષેત્રના વિર પુરૂષો ગણે છે. (૮) **પટેલ હુરજીવનદાસ ભગવાનદાસ કડવા પાટીદારોનાં બાર વર્ષે એક તિથિનાં લગ્નને તોડી છુટાં લગ્નની પહેલ કરનાર** ગણાવે છે. તથા (૯) મીસીસ જમના બાઈ નગીનદાસ સકઇ અને (૧૦) મીસીસ ગાંધી (શ્રીયુત મોહનલાલ ગાંધીના ધર્મ પત્નિ) ની ગણત્રી પણ વીર સ્ત્રીઓમાં કરી છે.

ઉક્ત લેખકે પટેલ હરજીવનદાસની ગણત્રી મહાપુરૂષોમાં કેમ કરી? શું તેમણે ખરેજ વીરત્વનું કામ કર્યું છે? મોગલાઇ અને પેશ્વાઇમાં ધાડો આવતી હતી તેને મારી હઠાડવામાં વિરત્વ બતાવાતું હતું. હાલ અંગ્રેજ સરકારના રાજ્યમાં એવી કોઈ ધાડ મારવાની નથી. લશ્કરમાં રહીને કોઇ લડાઈ જીત્યા નથી. ત્યારે શું વીરત્વ કીધું? અલબત, તેમણે વીરત્વ કીધું છે. રૂઢી રૂપી અવનતિની ધાડમાં એમણે વીરત્વ બતાવ્યું છે. રૂઢીને ઓળંગવાની હીંમત કોઈ કરી શક્યું નહોતું. રૂઢીનાં અનિષ્ટ ફળોથી જ્ઞાતિ સમસ્ત કાયર કાયર થઈ હતી. રૂઢીની બેડીને તોડવાને સર્વની મરજી હતી, પણ તે તોડવાની કોઇની હીંમત ચાલતી નહોતી. રૂઢી જાણે એક મહા જોરાવર સત્તા હોય તેમ તેની આમન્યા કોઇ ઉલંઘી શકતું નહોતું. પરમેશ્વર અને રાજ્યનાં ફરમાન ઉલંઘવાને હીંમત હતી પણ રૂઢીનાં ફરમાન સામે કોઇ થઈ શકતું નહોતું. એવી રૂઢીની સામે થનાર પુરૂષની ગણત્રી વીરમાં થાય તેમાં શું ખોટું છે? અમારે એક ધનવાન અને સબળ પુરૂષની સાથે વાત થતાં રૂઢીથી એટલા કંપતા હતા કે પ્રત્યક્ષ નુકસાન વેઠવા છતાં તેનેજ વળગી રહેવાનું પસંદ કરી પાછળથી હાય વોય કરતા હતા. ત્યારે આ પુરૂષે રૂઢીની સાંકળ એકદમ તોડી નાંખી તેને શું ખમવું નહીં પડયું હોય?

પામર મનુષ્યના મારા પ્રચણ્ડ ભુજબળ આગળ શા ભાર છે? કહો તો તે હરામી હૈવાનની ગરદન તીક્ષ્ણ તલવારના ઘાએ જુદી કરૂ, કહો તો તેના કપાળને ભયાનક ભાલાવડે ભેદી નાખું, કહો તો તેની છાતીને શર પ્રહારથી કરી નાખુ, અથવા ઇચ્છા હોય તો તેને જીવતો પકડી તમારી હજુરમાં ઊભો કરૂ.

**માલવદેવ**—દુર્ગેશ મુંજ! ધન્ય છે તમારા ઉત્સાહને, ઇશ્વર સફળ કરો તમારા મનોરથને. મારો જાલીમ રિપુ બીજો કોઇ નહીં પણ ચિતોડના કેદમાંથી નાસી છુટેલો અજય છે, રાણાવંશને નિર્મૂળ કરવા માટે તેનો સંહાર એજ આપણો વિજય છે

**મુંજ**—મહારાજ માલદેવ! તમારા કરતાં અજય ઉપર મારો હજાર ગણો વધુ ખાર છે, પાંચ પચીસ બીનડા સાથે મારા દુર્ગ ઉપર હલ્લો કરનાર એ હરાયા રજપુતને, ભોગ લેવાનો મારા મનમાં ઘણા વખતનો વિચાર છે, તેને પુષ્ટિ આપનાર તમારા આજના ઉદ્‌ગાર છે, અલ્પ સમયમાં મારી મુઠ અજયને દેહાન્ત દણ્ડ દેનાર છે

**માલવદેવ**—ધન્ય છે, દુર્ગેશ! ધન્ય છે તમારી પ્રવૃત્તિમાં અનુકૂળતા થાય એવા હેતુથી ગુપ્તચરો મારફત મેં તપાસ કરાવી છે કે અજયસિંહ કનવાડા પાસે નીતિનાસા આગળ હરરોજ સંધ્યા સમયે આવે છે, તેજ સમયે તેના ઉપર શસ્ત્રપ્રહાર કરવો ઉચિત ભાસે છે.

**મુંજ**—મહારાજ! નિશ્ચિન્ત રહો અનાચારી અજયને સ્વર્ગ આકાશ કે પાતાળમાંથી પણ શોધી કાઢવા સમર્થ છુ. ખાત્રી પૂર્વક માનો કે થોડા દિનમાં મારે હાથે અજયનો ઘાત થશે તમારો મનોરથ ફળીભૂત થશે

**માલવદેવ**—દુર્ગરાજ! તમારા શુભ કાર્યમાં જલદી જોડાઓ, તમારો સર્વથા વિજય થાઓ, આપણી રાજ્યલક્ષ્મી નિષ્કણ્ટક થાઓ

**દુર્જનસિંહ**—પિતાજી! દુર્ગેશ મુંજ જેવા બહાદુર સરદાર સાથે વીરોચિત પરાક્રમમાં ભાગ લેવાની રજા આપો તો ઠીક

**માલવદેવ**—બહુ સારૂ, પરાક્રમી પુત્ર! તમને દુર્ગરાજ સાથે મોકલવામાં મારે કાંઇ વાંધો નથી, પણ તેમની ઇચ્છાનુસાર વર્તવામાં આપણી શોભા છે

**મુંજ**—તમારા શુરવીર નવાનને મારી સાથે લેવામાં હું મોટું માન સમજુ છુ. તેમણે સાહસિક કાર્યમાં જોડાવાની ઇચ્છા દર્શાવી એ તેમના સાચા ક્ષત્રિયત્વનુ લક્ષણ છે, તેમના ઉત્કટ શૌર્ય પ્રવાહને અનુકૂળ પંથે વહેતા કરવો એમાંજ આપણા ભાવિમંગળનુ સૂચન છે.

**માલવદેવ**—પુત્ર દુર્જનસિંહ, દુર્ગરાજ મુંજ! પ્રેમે પધારો, રિપુને વિદારો.

( વારાંગનાઓનો નાચ ) ટેબ્લો

ભૂખણ પટેલ ખેતરમાં વાસો રહ્યા હતા તેજ ખેતરમાં પેલા ચોર પેસીને અનાજની ગાંસડીઓ બાંધી ગાંસડીઓ માથે લેઇ નાસવાની તૈયારી કરતા હતા તેવામાંજ ભૂખણ પટેલ જાગી ઉઠયા. પટેલે જોયું કે ત્રણ જણ છે તે ત્રણેને પકડી શકાશે નહીં. એકને પકડીશ એટલે બે તો જરૂર નાશીજ જશે. પણ ત્રણેને પકડીને મારૂં ત્યારેજ મારૂં નામ ભૂખણ. એમ મનમાંજ વિચાર કીધો. ભૂખણ પટેલ મોટેથી બોલ્યા, અલ્યા ! ઉપણેલું અનાજ તો આ રહ્યું તમે ગાંસડા બાંધ્યા છે તેતો વગર ઉપણેલું છે માટે આમાંથી ગાંસડાબાંધી જાઓને ! ભૂખણ પટેલે પોતાનો સાદ કૃતિમ્ બનાવ્યો હતો તેથી પેલા ચોર સમજ્યા કે એતો પટેલ પોતે નથી પણ તેમનો સાથી છે તેથી ચોરમાંનાં એકે કહ્યું "કોણ હાથી કે" ભૂખણે જવાબ આપ્યો "હા, હા, આવોને" હાથી શકરશાનું નામ હતું તે ભૂખણ પટેલને ત્યાં સાથી હતો, નોકર હતો અને ઘણું ખરૂ ખેતરમાં હાથીજ વાસો રહેતો હતો. ચોરોને વિશ્વાસ પડયો એટલે પટેલની પાસે ગયા. પટેલે ચોખ્ખુ અનાજ બતાવીને ગાંસડા બાંધવાને કહ્યું. ગાંસડા બાંધ્યા પછી પટેલે કહ્યું "ભાઈ! ( પેલા રજપુત અને બ્રાહ્મણને ઉદ્દેશીને ) તમે તો અમારા રજપુત એટલે રાજા અને બ્રાહ્મણ તેતો અમારા ગોર અને રાજાના પણ ગોર એટલે રાજા અને રાજગુરૂ એ બે તો જાણે ઠીક છે. તેતો ચોરી કરવા ના આવ્યા હોય તોપણ અમે તેમને ઘેર અનાજ પહોંચાડી દઇએ." એ સાંભળીને રજપુત અને બ્રાહ્મણે વિચાર કર્યો કે "પટેલ ઠીક કહે છે આપણી તરફેણમાં બોલે છે" "પણ આ હજામ શેનો ગાંસડી બાંધી જાય છે ?" પટેલે જાણે હાસ્યમાંજ કહ્યું, એમ કહેતાંની સાથેજ હજામને બે ત્રણ વાંસામાં અને બે ત્રણ કેડમાં દીધી એટલે જાય હજામ નાઠો. ગાંસડી બાંધેલી પછેડી પણ લેવા રહ્યો નહીં. માર ખાઇને હજામ તો નાસી છુટયો. થોડીવાર થઇ પછી પટેલે વળી ફરી પોતાની વાક્ચાતુરી ચાલુ કીધી. "કેમ રાજા" પેલા રજપુતને ઉદ્દેશીને "તમે તો રાજા. એટલે ગાંસડી બાંધી જાઓ તેમાં કાંઇ હરકત નહીં, પણ બામણો શાનો ગાંસડો બાંધી જાય છે !" રજપુતે વિચાર્યું "મારૂં શું લે છે ! અને તો ગાંસડો બાંધી લેઇ જવાજ દેશે, માટે બ્રાહ્મણને મારે છે તેમાં મારે શું." બ્રાહ્મણને બે ચાર અડબોથ. સપાટાક મારી એટલે તે પણ ચાદર લેવા પણ ન રહ્યો, અને નાશી ગયો. હવે રહ્યો રજપુત ચોર. પેલા બે ચોર, હજામ અને બ્રાહ્મણ નાશી ગયા પછી થોડી વારે રજપુતને પણ મારવા માંડયો. "અલ્યા, રજપુત, તારા બાપનો બાપ છે કે તું ચોરી કરી

મોટા સિદ્ધનું પુછડું થવા આવ્યા છે. બીજું કશું નહીં પણ નાત આગળ ડાહીડમરી વાતો કરી મારા પૈસાનું પાણી કરવા અને મારૂં હડહડતું અપમાન કરવા માગે છે. પછી નાતની મરજી આવી બાબતમાં નાત સખ્તાઈ નહી કરે તો જેને તે પોતપોતાનું ધાર્યું કરશે, અને ઘેર ઘેર કજીઆ અને કંકાસ ઊભા થશે.

**કપૂરચંદ**—શેઠ ! તમે આકળા થાઓ નહી વણિક્ મહાજનો ! સાંભળો આપણી નાતમા કરવો વિવાહ ફોક થાયજ નહી. વર અપંગુ, રાગી, નાગી, અપંગી, ગમેતેવો નીકળે પણ વિવાહ ફરી શકેજ નહીં તેથી સૌભાગ્યચંદ શેઠ નાતની નજરમા ગુન્હેગાર સિદ્ધ થાય છે. વળી તમએ અધુરામા પુરૂ પચીસ હજારની રકમ સ્વરૂપચંદ શેઠ કનેથી લીધી છે તેથી આ બાબતમા જમીન આસમાન એક થાય તોએ સૌભાગ્યચંદ શબ્દથી પાછું વાળી શકાય નહીં સૌભાગ્યચંદ ! તમારા કરાર મુજબ તમારી કન્યાને સ્વરૂપચંદ શેઠ સાથે પરણાવવા કબુલ થાઓ, નહીંતો નાત તમને ગુન્હેગાર ગણી સખ્ત શિક્ષા કરશે.

**પાનાચંદ**—શેઠીઆ ! તમારી બુદ્ધિ બહેર મારી ગઈ છે. નાદાન છોકરાની હઠને આધીન ન થાઓ અને નાતના ગુન્હામા ન આવો. એનો નાતના કામ નાત ગુન્હે થઈ એટલે સમજી લેવું કે તમારી જાહેરી થઈ ગઈ, જેવડી

**સૌભાગ્યચંદ**—કન્યા સમજણી થઈ એટલે તેના ઉપર માબાપનો અધિકાર રહ્યો નથી કન્યાની મરજી હોય તો પરણે, હું વચ્ચે પડવા માગતો નથી

**કપૂરચંદ**—જુઓ, ત્યારે નાત તમને નાત બહાર મુકે છે અને તમારા દીવો દેવતા બંધ કરે છે

**સ્વરૂપચંદ**—શેઠજી ! એ ઠરાવ તો બરોબર, પણ મારા રૂપીઆનું પાણી થયું તેનું કેમ ?

**કપૂરચંદ**—ઉતાવળા થાઓ નહીં હું રાજ્યના કારભારી તરીકે ન્યાયાધીશની સત્તા ભોગવું છું. તેથી વ્યાજ સાથે રૂપીઆ પચીસ હજાર સ્વરૂપચંદ શેઠને પાછા ભરી ન દે ત્યા સુધી સૌભાગ્યચંદને રાજ્ય કેદી તરીકે નજરકેદ કરૂં છું. ( સિપાઈ પ્રત્યે ) સૌભાગ્યચંદને બેડી નાંખો.

**સૌભાગ્યચંદ**—શેઠ ! આવો એકતરફી ન્યાય નિર્દોષને કચરી નાખ-

કહું તો કોઈ પણ મને ખોટો પાડશે એવી જરાએ મને બીક નથી. જેમ બાળકોની ઉત્પત્તિ આપણે ઇશ્વરાધિન માનીયે છીએ તેજ પ્રમાણે બાળક જન્મ્યા પછી તેમની કેળવણી પણ ઇશ્વરાધિન રાખી મનુષ્યો વર્તે છે. બચ્ચાંની કેળવણી માટે આપણે ઘણુંજ થોડુ ધ્યાન આપીએ છીયે. છોકરાંની કેળવણી માટે આપણે મનુષ્યો જે કાંઇ કરીયે છે તે એટલુંજ કે પાંચ છ વર્ષનું છોકરૂ થયું એટલે કુદરતી રીત્યે તેની પૃચ્છક બુદ્ધિ માબાપને અને બીજાં ઘરનાં માણસોને ઘણા ઘણા સવાલો પુછી માથું ખાઇ જાય છે તેમાંથી બચવાને છોકરાંને નિશાળે મુકવામાં આવે છે. છ સાત કલાક છોકરૂ નિશાળમાં રહેશે તેટલો વખત તો માથું ફોડાવતો બંધ રહેશે એજ વિચાર પ્રાધાન્ય પણે લાવી છોકરાંને નિશાળમાં ગોંધવામાં આવે છે. નિશાળમાં છોકરાં શું શીખે છે અગર તેમને કેવી સોબત થાય છે, એવી સોબતમાંથી છોકરાંને શું અસર થાય છે એ જાણવાની કે જોવાની ઘણાં થોડાંજ માબાપો દરકાર રાખે છે. કેટલાંક માબાપો અભણ હોય છે તે પોતાના છોકરાંની શિક્ષણની સંભાળ લેઇ ના શકે એ તો ક્ષંતવ્ય છે કારણ તે બાબતમાં તેઓ અશકત છે. પણ જેઓ શિક્ષિત છે તેઓ પણ તેમ કરતા નથી. તેઓને, તેવી તજવીજ રાખવાનો વખત નથી. પોતાના વેપાર ધંધાના કામમાંથી છોકરાંના શિક્ષણ પાછળ તજવીજ કરવાને વખત મળતો નથી, કદાચ તેવી તજવીજ કરવાની આવડ નથી એ પણ સંભવિત છે. સ્ત્રીઓ એતેજ અશિક્ષિત છે એટલે તેઓ પોતાના છોકરાંનાં શિક્ષણની તજવીજ રાખે એવી આશા વ્યર્થજ છે. ઇશ્વર કૃપાથી તે બાળકમાં સારા સંસ્કાર પડી ગયા હોય છે અને સારી સોબતથી તેવા સંસ્કાર ભુસાતા નથી, કહો કે નસીબ ગંજોગે નઠારી સોબત થતી નથી, તેવાજ છોકરાઓ સારૂં શિક્ષણ પામે છે. કોઇ-કજ તારા માફક ઝળકી નિકળે છે. ઉમર લાયક થયે ઘણા ઠેકાણે પડી જાય છે તે બધાઓએ સારૂં શિક્ષણ લીધુ એમ તો કહી શકાય નહીં. છોકરીઓને દસ, બાર વર્ષની ઉમ્મર થતાં પહેલાં નિશાળે જતી બંધ કરવામાં આવે છે. છોકરીઓને તેથી વધારે કેળવણીની જરૂર નથી એવું આપણે માની લીધું છે. બાર વર્ષે છોકરીઓને સાસરે મોકલીયે છીયે. શિક્ષણ વધારવાની જરૂર હશે તો સાસરામાં વધારી લેશે એમ માની માબાપ પોતાની ફરજ પુરી થયેલી માને છે.

બાળકની કેળવણી ઘોડીયામાંથીજ શરૂ થાય છે એ સત્યને આપણામાંના કેટલાક જાણતા પણ નહીં હોય! માબાપના આપેલા સિવાયજ

**અજીમસિંહ**—ભોગભાઇ! ક્રૂર કિરતારના કાળમા કોપ આગળ આપણે પામર પ્રાણીઓ લાચાર છીએ હવે આ જગત જંજાળમા બીલકુલ નિરાધાર છીએ

(હમીર જગા તથા કમળપત્ર આવે છે જગા તરત કપાળ ઉપરનો ઘા ધોઇ નાખી કમળપત્ર વડે રુધિર લુંછી નાખે છે કમળપત્ર હવાની શીતળ સમીરનો અજયસિંહના મગજમા સંચાર કરે છે અજયસિંહની મુર્છા નિવૃત્ત થાય છે)

**અજયસિંહ**—(એકદમ ઉભા થઈ) ક્યા ગયો તે બીકણ, કાયર, નીચનાના મુંજ? ક્યા સંતાઇ ગયો? હજુ આ ક્ષત્રિયવીર તને સખ્ત નસિયત આપવા વિદ્યમાન છે આવી જા સામે, મારે તારૂ ક્ષણમા તોડવુ અભિમાન છે (અશક્તિને લીધે બેસી જાય છે)

**સજ્જનસિંહ**—પિતાજી! શાન્ત થાઓ અત્રે મુંજ નથી ફક્ત અમે તમારા સન્તાન છીએ, તમારી સેવા કરવા સાવધાન છીએ

**અજયસિંહ**—દગો કરી મારા ઉપર પ્રહાર કરનાર, મારૂ લોહી પીનારા મુંજનું મસ્તક છેદવા મારા બાહુ ચળવળી રહ્યા છે, પણ, હાય! રુધિરસ્ત્રાવથી મારા ગાત્ર શિથિલ થયા છે બેટા, સજ્જનસિંહ! અજીમસિંહ! પિતૃઋણ અદા કરવા તત્પર થાઓ, શીઘ્ર જાઓ, મારા મહા વૈરીનું શીર કાપી લાવો

**સજ્જનસિંહ**—પિતાજી! અમે છીએ હજુ નાનકડા બાળ, મુંજ જેવા નીપજ ભડવીર સામે લડતા અમારી અવશ્ય થશે છે હાર, ઉપરાંત કામ કરતા કદાચ થાય અમારો કાળ, અને સાથે સૂર્યવંશનો પણ થાય સંહાર તેથી પિતાજી! હમણા આવુ ભારે કામ અમને ન સોંપો

**અજીમસિંહ**—મુંજ સામે પ્રયાણ કરવાની મારા જેવા બાળકની શી ગુંજાશ, કેવળ નિષ્ફળ થઈ બનવાના નિરાશ

**અજયસિંહ**—(ગુસ્સે થઇ) સજ્જનસિંહ, અજીમસિંહ! તમારા કાયર વચનો ઉચ્ચરે છે કે તમારામા બાપા રાવળનુ ઉષ્ણ રુધિર વહેતુ નથી, તમારી નિર્બળતા નીરખતા મારૂ હૈયુ ઠરતુ નથી બેશક, તમે તમારી માતાની કુખ લજાવી છે, ડીચકારાપણાની પંક્તિમા સ્તારી છે શુદ્ધ

એ શક્તિ કોણે આણી છે? જુઠું બોલતાં પણ માજ શીખવે છે. બે બાઇઓ વાત કરતી હતી. તેમાં એક વાત પેલા છોકરાની બાએ પોતાની સાસુ વિરૂદ્ધની કીધીહતી. બાઇને ખ્યાલ આવ્યો કે છોકરો કદાચ તેની વિરૂદ્ધની વાત મેં જે બેનપણીને કહી તે છોકરે સાંભળી છે તે તેની મોટી માને-દાદીને કહી દેશે તો સાસુ ગુસ્સે થશે. માટે છોકરાને તેની મા તે વાત તેની દાદીને નહીં કહેવાને કહે છે. અગર રસ્તામાં અમુક બેહેનપણી મળી હતી તે વાતજ નહીં કહેવાને છોકરાને સમજાવે છે. આ શું? મા પોતાના છોકરાને જુઠું બોલતાંજ શીખવે છે કે બીજું કાંઈ? બાપ અને ઘરનાં બીજાં મનુષ્યો પણ છોકરાને જુઠું બોલતાં શીખવે છે. બાપ બજારમાં છોકરાને લેઇને ગયા હતા ત્યાં અમુક માણસને મળ્યા. તે માણસ પોતાની સ્ત્રીનો સગો છે પણ તેમને-તેનાં માબાપને તે પુરૂષ સાથે અણબનાવ છે. તેથી તે મનુષ્યના મેળાપની વાત પોતાની સ્ત્રીથી છુપાવવાને બાપ છોકરાને કહે છે, "તારી બાને ફલાણા કાકા મળ્યા હતા તે કહીશ નહીં." અફસોસ! એક ક્ષુલ્લક વાત છુપાવવાને પોતાના છોકરાને જુઠું બોલતાં શીખવ્યું તે સત્ય, બાપ પણ સમજતા નથી તે માટે અફસોસ સિવાય બીજું શું કરીયે? દુરના સગાના મરણનો શોક છે. તેવામાં એક મોટો તહેવાર આવ્યો. શોક હોય ત્યારે ઘરમાં મિષ્ટ ભોજન થાય નહીં છત. તહેવારમાં મિષ્ટ ભોજન કર્યું તે વાત છુપાવવાને છોકરાને શીખવવામાં આવે છે કે "બહાર કહીશ નહીં કે આપણા ઘરમાં વડાં કર્યાં હતા." એ પણ જુઠું બોલતાંજ ઘરનાં મનુષ્યો બાળકોને શીખવે છે કે બીજું કાંઈ?

મનુષ્ય જેટલી કાળજી નશ્વર વસ્તુની કરે છે. તેના સોમા ભાગની પોતાનાં બચ્ચાંની કેળવણી માટે તે કરતો નથી, એ કેટલું અજાયબ જેવું છે!!! મનુષ્ય પોતાનો વંશ ચાલુ રહે તે માટે ઘણી કાળજી કરે છે. વાંઝીયો મનુષ્ય પોતાને છોકરો-વારસ થાય તે માટે પથરા એટલા દેવ કરે છે. બાધા- માનતા રાખે છે. વ્રત વર્તુલાં કરવામાં સ્ત્રીઓ તો અસહ્ય કષ્ટ પણ વેઠે છે. ઇશ્વર કૃપાએ છોકરો પ્રાપ્ત થાય છે પછી તેની કેળવણી માટે તે કાંઇ દરકાર કરતો નથી. કદાચ ઘણા લાડમાં છોકરાને બગાડે છે ખરો પણ તેને સુધારવાનો કોઇ પ્રયત્ન કરતો નથી. એવી રીતે મનુષ્ય પોતાનુંજ નુકસાન કરે છે તે તે સમજતો નથી એજ અજ્ઞાન છે.

માબાપ પોતાના છોકરા માટે વારસો મુકી જવા ફિકર કરે છે. પણ તે વારસો છોકરો સંભાળી શકે તેટલી તેનામાં આવડત લાવવાને તે કાંઇજ

( ૪ ) ન્યાતીના નીરદોષ સુધારકો, દેશના આગેવાન વીદ્વાનો, તથા અન્ય સર્વના શુભ ગુણોને પણ દોષ રૂપે જોવાનો નીચ સ્વભાવ વા અદે ખાઈ આપણા મનમાં શાથી ઘર કરી બેઠી છે? અને ન્યાતના પટેલીયા તથા શેઠ ગણાતાઓ, પૈસા નકારા રીવાજ દૂર કરવા કરાવવા પ્રયત્ન કરતા વિદ્વાનોથી, તે દુષ્ટ રીવાજ તજવા જેવા છે એવું જાણવા છતાં, બીચારી રાંકડી ન્યાતીને શાથી છુપીરીતે અવળા પાટા બંધાવે છે? પ્રયો મળે ત્યારે અવળી અને ભળતીજ યુક્તીયો બનાવી કુધારો તજવા દેતા નથી, તથા મમેમા એવાજ ઉપદેશ કરી કુધારાનેજ મધએન્તી કલમો ન્યાતના કાયદામા ગોઠવી, પૂર્વોક્ત કુધારા કાયમ રાખવાનો પ્રયત્ન કરે છે એ સર્વે કયા દોષથી થાય છે?

( ૫ ) હીંદુઓનો સર્વ સામાન્ય અને પરમ ધર્મ નીષ્કામપણે એટલે ફળની વાંચ્છા-વાસના તથા કર્તાપણાનું રૂઢ અભીમાન ન રાખતા, શાસ્ત્રીય તથા લૌકીક શુદ્ધ વ્યવહાર કરવો, એ સીદ્ધાંત વીરૂદ્ધ કયા દોષનો સમગ્ર પ્રજા અવળી પ્રવૃત્તીમા પ્રેરાઈ છે?

( ૬ ) આખા વીશ્વમાં થતા ફેરફાર, અને તેના જ્ઞાન દ્વારા જીવ-ને ઉચ્ચ કરવા પ્રયત્ન સેવનાર જીજ્ઞાસુ, આખા વીશ્વના ભૂત તથા વર્તમાન કાળના ઈતિહાસો, વર્તમાન પત્રો, તથા લેખો એ પરંપરાથી પૂર્ણ ફળ માટે સાધન છે, તેમા પ્રયત્ન સેવે છે, તે આખા મનુષ્ય છે. અડધા વીશ્વની ખબરોથી માહીતગાર અડધો મનુષ્ય છે. પોતાની સમગ્ર સ્વજાતીમા નીકળતા "કડવા હિતેચ્છુ" આદી પત્રો દ્વારા ભૂત તથા વર્તમાન કાળના ફેરફાર, તથા ઐતિહાસીક બનાવ જાણનાર પા ( ¼ ) મનુષ્ય છે, અને એટલી પણ ખબર ન મેળવે અને માહીતગાર ન થાય તે તો મનુષ્ય મનાને પણ યોગ્ય નથી. આવુ સબળ કારણ કે જે આપણા મનુષ્યત્વનો ચોથો ભાગ આપનાર ("કડવા હિતેચ્છુ" પત્ર છે એ) વીદ્યમાન છતાં તેનો ન્યાતીમાં ઘેરે ઘેર ફેલાવો કરવા પ્રયત્ન ન કરતા કયા દોષથી આપણે ઉપેક્ષા કરીએ છીયે?

( ૭ ) આજીવિકા (ભરણપોષણ) તથા મોક્ષ (નાશ રહીત નીરતીશય સુખ, તથા ત્રીવીધ દુખનો અત્યંત અભાવ) એ ઉભય માટેની વીદ્યા સંપાદન કરવા માટેજ બાલ્યાવસ્થા, વા બ્રહ્મચર્યાશ્રમ છે. નીષ્પાપ પ્રવૃત્તીથી ધન ઉપાર્જન કરી, તેને દાન, પુણ્ય, યજ્ઞાદી, તથા વીદ્યા, કળાના સ્થાનો વીગેરેમાં પરમાર્થ માટે યથાશક્તી વાપરી, ધર્મ સંપાદન કરી,

# હૃદય બળ.

(લેખક:-પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વા ીનારાયણ એમ. એ.)

મનુષ્યના હૃદયના સામર્થ્યની સીમા નથી. હૃદયમાં સાક્ષાત્ પરમાત્માનો નિવાસ છે. તેથી ઇશ્વરની અખૂટ શક્તિનો સંચાર હૃદયમાં સર્વથા વિદ્યમાન હોય છે. માટે શ્રેહ-વિજય ઇચ્છનારાઓ માટે હૃદયબળ ઘણું આવશ્યક સાધન છે. સાધારણ શારીરિક શક્તિવાળા પણ હૃદયબલ સમ્પન્ન પુરૂષ ધાર્યું કામ પાર પાડી શકે છે. અસાધ્ય અને અગમ્ય વસ્તુઓ અધિગત કરવા હૃદય બલ હરેક પ્રકારનું સામર્થ્ય ધરાવે છે. ટુંકામાં માનસિક ધૈર્ય ધરાવનાર માટે કોઇ પણ કાર્ય અશક્ય નથી. જ્યારે સિપાઇઓ ડરી જતા અને હુકમ ઉઠાવવા ગભરાતા ત્યારે નેપોલ્યન બોનાપાર્ટ સદા એક્કસ શબ્દોમાં કહેતો કે—

'Impossible' is a word to be found in the dictiovery of fools.

ફક્ત મૂર્ખ અને કાયરોના શબ્દકોષમાં 'અશક્ય' એવો શબ્દ જડી આવે છે. આવી હિમ્મત, જેવી રગે રગમાં પ્રસરેલી હોય છે, તેની પ્રગતિ સામે મોટા ડુંગરો તરણા તોલે થઈ જાય છે અને અપાર-અનંત મહોદધિઓ, કુદી શકાય તેવી ખાઈનું રૂપ ધારણ કરે છે.

બીજા સ્થળો કરતાં સાંસારિક સુધારાના સમરક્ષેત્રમાં હૃદય બલ વધારે અગત્યનો ભાવ ભજવે છે. હૃદય બલ વિનાના સુધારકો પોતાના સિદ્ધાંતોને અમલમાં મુકી શકતા નથી અને પરિણામે જન સમાજમાં હાંસીને પાત્ર થાય છે. જેઓ અવસ્થરા હોય છે તેમને સતાવવા તેમના સગા વ્હાલાઓ, તેમના આડોશી પાડોશીઓ, તેમના મિત્રો વિગેરે સઘળા એક સામટો હુમલો કરી શકે છે. દુનિયાને ખબર પડી કે અમુક સંગૃહસ્થમાં મનોબલની ખામી છે, એટલે તુરત તેના ઉપર ઘણું મોટું દબાણ થાય છે, જેના સામે ટકી શકવું મુસ્કેલ થઇ પડે છે. પણ જેની હાર્દિક દ્રઢતા માણસોનાં જાણવામાં આવી જાય છે તેના સામે કોઈ આંગળી પણ ઉંચી કરવા શક્તિમાન થતું નથી.

પાટીદારો જેમની અજ્ઞવિકા લગ્નની રીતિ કહાડવામા તથા છોકરીઓ પહોંચાડવામાં હતી તેમની શી દશા થશે! અને તેમની દયા આવે છે!!

સ્વર્ગસ્થ ના. દરબારશ્રી સુર્યમલસીંહજીની સોનાના મૂલ્યની શિખામણ માની હોત તો આ દીન આવત નહીં. હવે સૌ સૌને સુજ્યું કરી લીધુ છે. તેમને ગેડી શકવાની શક્તિ છે પૈસા સાડત્રણ ડોઢ થવામાં ? હોય તો અજમાવોને! સીધો રહી દુધ પીતો નથી તેને વાંકા રહી .... પીવું પડે છે તે આનુ નામ!!!

---

## આગામી અંકોમાં આવવાના વિષયો.

આમારૂ ગત વર્ષ અને તેનુ સરવૈયુ.
ઉદ્યોગ અને પુરૂષાર્થ
ખેડુત.
વનની જરૂરીઆત.
હળખેડ.
કળીયુગનો મહિમા.
સ્વાર્થી સૃષ્ટિ.
યુરોપમા ચાલતા ભયંકર યુદ્ધની શાંતિ માટે પ્રાર્થના
ઉમિયા માતાની સ્તુતિ.
ઉછેરનો સુધારો.
રા કોના કુળવાન છે?
ગમ્મત સાથે જ્ઞાન.
શિક્ષા વચનો—હૃદયને ઉપદેશ.
ઉન્નતિના સાધનો.
ઉછરતો યુવક
હિંદુસ્થાન દેશ નિર્ધન બનવાના કારણો
બેહુન! તારી ચંપની કે ખપની!

કડવા પાટીદાર કોમમાં બાળલગ્નનું બંધન દુર્લંઘ હતું કે તેના સામા અક્ષિપાત કરવો અને જ્ઞાતિના જુલમી અગ્રેસરોની સખ્ત શિક્ષાને પાત્ર થવું તે બન્ને વચ્ચે કશો તફાવત નહતો. બાળલગ્નનું નામ લેવાની કોનામાં નાકાદ હતી? બાળલગ્ન વિરૂદ્ધ શબ્દોચ્ચારણ કરવાની કોણ હિમ્મત ધરી શકતું હતું? એક તિથિનાં જંગલી બાળલગ્ન કરવા અજ્ઞાન જ્ઞાતિ લાંબા વખતથી ટેવાઇ ગઇ હતી. બાળલગ્નનો પ્રચંડ દુર્ગ વ્હેમની ઊંચી દિવાલોથી અત્યંત સુરક્ષિત હતો. રૂઢિના સામ્રાજ્યે જ્ઞાતિ જનોની બુદ્ધિને બુઠ્ઠી કરી નાંખી હતી. તેવા સમયે આખી જ્ઞાતિ ભેગી થઇ છુટાં લગ્ન કરવાનો ઠરાવ કરે ત્યાં સુધી આપણા એકલાથી કાંઇ બને નહી એવી બાયલી દલીલ આગળ ધરી સુધારકો મુંગે મ્હોડે બેસી રહ્યા હોત તો બે હજાર વર્ષથી જડ ઘાલી બેઠેલા રૂઢિ દુર્ગને તોડી નાંખતાં કેટલો સમય લાગત? હજારો વર્ષો નીકળી જતાં એ કશું બની શકત નહી. પણ જ્યારે અસાધારણ હૃદય બલથી સુસંપન્ન સુધારક વીરોએ નિર્ભય બની સ્વયં ઝંપાપાત કર્યો અને પોતાની મેળેજ પોતાના પગ ઉપર કુહાડો મારી છુટાં લગ્ન કરવા માંડયા કે તુરત બાળ લગ્નનું બંધન શિથિલ થઇ તુટી ગયું. હિંદુઓની ઉચ્ચ કોમોમાં વિધવા પુનર્લગ્નની આવશ્યકતા સ્વીકારનારા સેંકડો, બલકે, લાખો મળી આવે છે પણ તે બધા એમજ કહે છે કે આખી જ્ઞાતિ ભેગા થઈ રસ્તો કરી આપે નહીં ત્યાંસુધી અમે એકલા શું કરીએ? આવો નિર્માલ્ય જવાબ આપી રીબાતી સિજાતી વિધવાઓ માટે શુષ્ક આંસુડાં પાડી પોતે કૃતકૃત્ય થયા એવો તેઓ દેખાવ કરે છે. વિધવા પુનર્લગ્નની હીલચાલ લેહ્યાં પચાસ, બલકે, સાઠ વર્ષથી શરૂ થઈ છે. બિચારી દીન વિધવાનાં દુઃખ દૂર કરવા માટે પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, વિષ્ણુ શાસ્ત્રી ચિપ્લુનકર, મહાત્મા કરસનદાસ મુલજી જેવા અસંખ્ય વિદ્વાનોએ યાવજ્જીવન પ્રયત્ન કર્યો છે, તોપણ હજુ આ મહાભારત બિમારીને હઠાવવા જોઇએ તેટલું બની શક્યું નથી. કારણ માત્ર એટલુંજ કે જ્ઞાતિના જુલમી અગ્રેસરોની પરવા કર્યા વિના સિદ્ધાંતોને અમલમાં મુકનાર બહાદુર સુધારકોનો શોચનીય તોટો છે. ત્યારે કડવા પાટીદાર કોમમાં ફક્ત પાંચ છ વર્ષમાં બાળલગ્નનો કિલ્લો તુટી ગયો અને છુટાં લગ્નની પ્રણાલી શરૂ થઇ ગઇ તેનું શું કારણ હોવું જોઇએ? કાંઇ, કડવા પાટીદારો વિદ્યામાં એટલા આગળ વધ્યા છે! ઉચ્ચ કોમોની સાથે સરખાવતાં કડવા પાટીદારોમાં ગણ્યાગાંઠ્યા વિદ્વાનો છે અને જનસમાજનો મોટો સમૂહ અજ્ઞાનાન્ધકારમાં ઝોલાં ખાય છે. આમ છતાં થોડા વર્ષોમાં સુધારકો આટલી મહાન્

# અનુક્રમણિકા.


| | |
|---|---|
| નવા વર્ષની મુબારકબાદી ... | ૧ |
| કોણ ધનવાન છે? | ૩ |
| અમારૂં ગત વર્ષ | ૩ |
| શેઠ જેકરણના ટ્રસ્ટ ફંડમાં ઉમેરો | ૭ |
| મહારાણા હમીરસિંહ | ૭ |
| ક. પા. ગુર્જર સમાજના ચોથા મહોત્સવમાં થયેલા ઠરાવો | ૧૩ |
| વિવિધ— | |
| સંવત ૧૯૭૧ ના વિવાહ | ૨૭ |
| ક. પા. મોરગિના મો—નું પુખાણુ | ૨૮ |
| નાની ઉમરનાં છોકરાંના પુમણ કેમ ખપ થતા નથી? | ૨૮ |
| લગ્ન પ્રસંગનો શુભ મેળાવડો | ૩૧ |


## વિનંતી.

ગયા વર્ષનું કેટલાક ગ્રાહકોનું લવાજમ બાકી છે તેને આગામી અંક વિ. પિ. થી મોકલાવીશું જે તેઓ સ્વીકારશે એવી આશા છે જેમને ખપ ન હોય તેમણે ખબર એક કાર્ડ પર લખી આપવા. જેઓ તેમ નહીં કરતા વિ. પિ. પાછું વાળશે તો માસીકને નાહકનું નુકશાન થશે

આ માસીકના ગ્રાહક વધારવાની ખાસ જરૂર હોવાથી જેઓ તરફ અમે નમુના દાખલ અંક મોકલીએ છીએ તેમણે માસીક ના પસંદ પડે અગર ગ્રાહક થવા ઈચ્છા ન હોય તો, સત્વર એક કાર્ડ પર લખી જણાવવા કૃપા કરવા વિનંતી છે. બે, ચાર, છ, દસ મહીના સુધી માસીકને સ્વીકારી વિ. પિ. નો અસ્વીકાર કરનારની સુજનતા ગણાશે નહીં. પુરૂં લવાજમ આપવાને અશક્ત જનોને ફક્ત ટપાલ ખર્ચ માટે ચાર આના લઈને પણ માસીક આપીએ છીએ તેમણે ચાર આનાની એક પૈસાની સોળ ટપાલની ટીકીટો અગાઉથી મોકલી આપવી જોઈશે

ચાલતા વર્ષનું લવાજમ જેમનું અમને મળે છે તેને "શ્રીકૃષ્ણની રાસલીલાનું આધ્યાત્મિક સ્વરૂપ" નામનું ઘણુંજ વાંચવા અને મનન કરવા લાયક પુસ્તક મોકલાવી આપીએ છીએ. જેઓ પરવાનગી આપશે તેમને વિ. પિ. કરી મોકલાવીશું માટે તેની સુચના તરતજ આપવા વિનંતી છે

કંઠમાં રમાવે છે તે પરમાત્માને અમે મનમાં હવિષ્ અર્પીએ છીએ." તેવીજ રીતે અમે જણાવવાની રજા લઇએ છીએ કે સુધારાનો આશ્રય લેવાથી અમૃતમય સુખનો આસ્વાદ મળે છે અને સુધારાનો પરિત્યાગ કરવાથી પાયમાલી, ઘોરવિપત્તિ અને મરણના ભોગ થવું પડે છે. તેથી અજ્ઞાન છોડી, સુધારાના સિદ્ધાંતોનું અનુસરણ કરવું એ દરેક ડાહ્યા મનુષ્યનું પ્રથમ કર્તવ્ય છે. જ્યારે નિર્ભય સુધારકો હૃદયબળનું અવલંબન કરી સિદ્ધાંતાનુસાર વર્તવા કમરકસી આગળ પડશે ત્યારેજ ભારતદેશીનો સૌભાગ્ય સૂર્ય ઉગશે અને સર્વત્ર સુખ સમૃદ્ધિની વૃદ્ધિ થશે. માટે નિદ્રા અને આલસ્યનો પરિત્યાગ કરી, હે સુધારકો ! જાગો, ગાતિહિત કરો ! બાળલગ્નને દેશવટો દ્યો ! અને ભાવિ સંતાનોનો આશીર્વાદ ગ્રહણ કરો !

ॐ शान्तिः शान्तिः शान्तिः

---




**અનાજ પકવવાની ખાસ જરૂર:**—હાલમાં યુરોપમાં લડાઇ ચાલે છે તેથી પરદેશ સાથેનો વેપારબંધ થયો છે. લડાઇ ચાલુ રહેશે એ સંભવીત છે. તેની અસર આપણા હિંદુસ્થાનપર થઇ છે અને હજુ થશે. ને 'નાં બીયાં અને કપાસ. પરદેશ ખાતે આ વખતે ચડવાનો સંભવ થોડો છે. માટે તેના ભાવ મંદ રહેશે એ પણ સંભવીત છે. તેમજ ખાવાના અન્નની વિશેષ જરૂર પડે એ પણ એટલુંજ સંભવીત છે. માટે હિંદુસ્થાનની સરકાર તરફથી ખેડુ વર્ગને સુચવવામાં આવ્યું છે કે અનાજની ખેતી વિશેષ કરવી. એ સુચના માન્ય કરવા જેવી છે.

પાતાળ કુવા માંથી પાણી કહાડવાની કાંઈ મહેનત કરવી પડતી નથી. પાણી ફુવારાની માફક એમજ ચાલ્યું આવે છે. આ કુવાને આર્ટીઝન વેલ કહે છે. તે આપણા કુવા જેવા પહોળા નથી હોતા. જમીનમાં

### મોટી મારડ, કાઠીયાવાડથી પા. રૂગા વસ્તા કાલરીયા લખે છે કે:-

તે તરફ જોઇ, અસાડ શ્રાવણ અને અડધો ભાદરવો ચાલ્યો ગયો ત્યાં સુધી ઘણો જુજ વરસાદ થયો હતો. તેથી ઘણી ફીકર રહેતી હતી. ભાદરવા વદ ૨ થી વરસાદ પડવો શરૂ થઇને દસ દીવસમાં જમીન અને ખેડુતોને તૃપ્ત કરી નાંખ્યા પણ બારસે (૧૮-૯-૧૪ ને દીને) રાતને સમયે વીજળી સાથે વરસાદ ઘણોજ પડયો તેથી ઘર પડી ગયાં, બકરાં, ઢોર અને ઘણો ખરો મોલ તણાઇ ગયો. ભાદર નદીમાં પુષ્કળ પુર આવ્યું તેણે નુકસાન કીધું. આવી વીજળી અને આવો વરસાદ લગભગ ગયા ૫૦ વર્ષમાં તો થયોજ નહોતો એમ વૃદ્ધ માણસો કહેછે.

આ વરસાદથી તારાજ થયેલા અમારા બંધુઓ માટે અમારી પૂર્ણ દીલસોજી છે.

**કાઠીયાવાડમાં બાલાગામથી** રા. પુરૂષોત્તમદાસ રામજીભાઇ પટેલ લખે છે કે ઓઝત નદીના કીનારા ઉપર ઘેડ ભાગમાં આવેલા ગામોને મોટી રેલથી તૈયાર પાક તણાઇ જવાથી અસાધારણ નુકશાન થયેલું છે. આવા પ્રસંગે સ્થાનિક ગૃહસ્થો અને રાજ્ય તરફથી ઘટતી મદદ આપવામાં આવી છે. આવા અણીના સમયે મહાલના મામલતદાર રા. રા. પ્રેમચંદ જેચંદ ભાઇએ ભર રેલમાં હોડીના અભાવે ખાટલા ઉપર બેસી ઘેડ ભાગના ગામોની મુલાકાત લીધી હતી. અને રેલમાં ગુમાવેલાં ખેતીનાં સાધનો સાંતી બળદ બી અને ખોરાકની મદદ ઉદાર દીલથી આપી રદ ગયેલા પાકનો કુચો કઢાવી ઘઉ, ચણા, એરંડી અને ગુંઘળીનું ફરી વાવેતર કરાવેલ છે.

ખેડુતોની આર્થીક સ્થિતિ સુધારવા ઓઝત નદી ઉપર તૈયાર કરાવેલી નહેરો આ નવા વાવેતરને આશીરવાદ રૂપ નીવડશે. આપણા ખેડુતોના હૃદયમાં ભવિષ્ય માટેનું સંગ્રહ સ્થાન નથી. નઠારા વર્ષમાં બચવાના કાંઇ ઉપાય તેઓ ગોઠવી રાખતા નથી. સારી પેદાશ વખતે પણ તેઓ કાંઇ સંગ્રહ રાખી શકતા નથી. તેમજ સહાયકારી મંડળીના અભાવે આવે પ્રસંગે તેમની સ્થીતી દયાજનક થઇ પડે છે. કેટલી એક જગોએ ગામાત ખાતાં છે તેની વ્યવસ્થા સારી થાય તો તેનો સદ ઉપયોગ થઇ શકે અને તેમ કરવા માટે તેની વિશેષ ચર્ચા થવાની જરૂર છે જે માટે આ માસીકનો ઉપયોગ કરવા દેવા સારી ભલામણ છે. સુધરેલા રાજ્યોમાં લોક

શરદિન્દુ શાન્ત મુખી, અમી ભરી દૃષ્ટિ તારી,
પ્રીતિ પામી ચિત્ત સ્વામી, ખરેખર ભાગ્યશાળી;
સતી શુભ્ર કીર્તિ ગીના, દશે દિશમાં ગવાણી— ધન્ય૦

રોહિણી—શાણી સખીઓ, તમારી અતિશયોક્તિ ભરેલી સ્તુતિ મારા જેવી લઘુજનના માટે અનુચિત છે.

૧ લી સખી—મહારાણી રોહિણી દેવીનો વિજય ગાવો એજ અમારો ખરો સંતોષ છે એને વીરમતીના લગ્ન પ્રસંગે અમારો અન્તરાત્મા હર્ષના આવેગમા આવી વધુ પડતા વર્ણન કરે તેમા શો દોષ છે?

૨ જી સખી—અમને તો મહારાણીની મુખમુદ્રામા સુધાનો ભંડાર અને શીતળતાનો અગાર દેખાય છે શિશિરાંશુ તારાનાથ પેઠે સૌમ્ય સુભગ આકૃતિવાળા માર્તંન્ડ મહારાજ માટે મહીતલમા ઉતરેલા સાક્ષાત્ રોહિણીનુ સ્વરૂપ તમારામા દૃષ્ટિગોચર થાય છે.

રોહિણી—હું વારે ઘડીએ કહું છુ કે સાતમા આસ્માન સુધી ખડાવાડી દેવાની તમારી પદ્ધતિ મને પસંદ નથી, મિથ્યા સ્તુતિના આડંબર સાભળી ગર્વ થવાનો મને ભય નથી. વારુ, સખીઓ, તમે આગલા મુજબ બ્હેન વીરમતીનો મહેલ શણગાર્યો?

૧ લી સખી—મહારાણી, એમા કાંઇ કહેવુ પડે તેમ નથી અગણિત સુખાસનો, તેજસ્વી દીપો, સુગંધિ પુષ્પો અને સર્વે રૂચિર પદાર્થોનો સંચય કરી બ્હેનના મહેલને વસુધાપરનુ સ્વર્ગ બનાવ્યુ છે.

૨ જી સખી—દેવી, ઝગઝગ બળતા અસંખ્ય પ્રદીપોના પ્રકાશે બ્હેનનુ આવાસસ્થાન સજીવનૌષધિ વાળા જ્યોતિર્મય પર્વતની શોભા ધારે છે

રોહિણી—તમારા શ્રમથી હું પ્રસન્ન થઇ છુ બ્હેન ઉપરના નિષ્કામ પ્રેમ માટે તમને ધન્યવાદ આપુ છુ

૧ લી સખી—બ્હેન માટે જે કાંઇ કરવુ પડે તે શ્રમ ગણાય નહિ પોતાની ફરજ બજાવવામા ફળની આશા રખાય નહિ.

રોહિણી—સખીઓ, ખરેખર આજે મને અપૂર્વ આનંદનો અનુભવ થાય છે, જેના બાલવૈધવ્યથી હું આટલો સમય હેરાન હતી તે વ્હાલી દુહિતા આજે અચાનક સૌભાગ્યવતી થઇ. બેશક, મારે માટે

એવાં આડાં છોકરાંને અમે સીધાં કરી આપીયે છીયે. તે સંબંધી ખુલાસો મેળવવાને વ્યવસ્થાપકને જાતે મળવું અગર પત્ર ( કાર્ડ નહીં ) લખવો.

---

# ઈનામ માળા.

## ઈનામ નં. ૫ મું.

પ્રશ્ન-૧ "શુભ માનવા શા કામના છે નામના કુળવાન તે."

**( હરિગીત છંદ-ક્રમમાં ક્રમ છ ટુંકો કરવી. )**

પ્રશ્ન-૨ ( છપય છંદ. )

ત્રી અક્ષરનું નામ, પુરૂષની જાતિ કાવે,
અંત આદ્ય બે મળી, શત્રુનું નામ જણાવે;
આદ્ય અંત બે મળે, જમણમાં શુભ પરખાયે,
બીજે ત્રીજો મળી, કામીનું નામ જણાયે;
દેવ તણાં દરબારતો, શોભે તેથી તો નીને;
પ્રિયા કહે મુજ પ્રશ્નનો, દો ઉત્તર પ્રીતમ પ્રીતે.-

---

પેહેલા પ્રશ્નની કવિતા, તથા બીજા પ્રશ્નના ઉત્તરે લખી મોકલનારને, "સુબોધ રત્નમાળા છત્રીશી" એ નામનું ૧૨ પેજી લગભગ ૭૦૦ પૃષ્ટનું પુસ્તક, દરેક પ્રશ્નને માટે જુદું જુદું, સરસ રચનાવાળા ઉત્તમ જવાબ લખી મોકલનારને ભેટ આપવામાં આવશે. ( ગયા અંક ૯ માં આ પુસ્તકનાં ૫૫૦ પાનાં લખેલાં છે તે ભુલ થઇ હતી. )

દરેક પ્રશ્નના જુદા જુદા જવાબ કાગળની એકજ બાજુએ સ્વચ્છ અક્ષરથી લખી નવેંબરની આખર તારીખ સુધીમાં કવરમાં બીડી મોકલવા. ત્યારપછી આવેલા ઉત્તર પર ધ્યાન અપાશે નહીં. જવાબવાળા કાગળમાં બીજું કાંઈપણ લખવું નહીં. બીજું કાંઈ સુચના વીગેરે લખવું હોય તે બીજા કાગળ ઉપર લખી તેજ કવરમાં બીડવામાં હરકત નથી. પોસ્ટ કાર્ડ ઉપર જવાબ લખી મોકલવા નહી. કાર્ડ પર લખાયેલા

ત્વામાજ આપણી શોભા સમાઇ છે

**માલવદેવ**—શું હમીર આપણો જમાઇ છે? ના, ના, રાણી, તે તો મારા શરીરના અંગે અંગમા ચોપડેલી જ્વલંત નાઇ છે, તેના તરફ વેરની જ્વાળા મારા અંતઃકરણમા ઉભરાઇ છે, હમીરને નષ્ટ કરવાના ઉપાયો યોજવામા મારી મનોવૃત્તિ રોકાઇ છે

**રોહિણી**—નિષ્ટના સંબંધી પ્રત્યે વેરનુ વિષ ના વધારો, સ્નેહના સુવર્ણમય રજ્જુવડે હમીર મૃગેન્દ્રને બાંધી સમગ્ર ક્ષત્રિય આલમનુ શુભ ભાવિ ભાળો, અંદર અંદરના કુસંપ તિમિરને વિદારો, ક્ષત્રિયોના ક્ષીણ થયેલા ઓજસમા મધ સુધારસ સિંચી આર્યોની પ્રતિષ્ઠા સભાળો

**માલવદેવ**—રાણી, સ્વાર્થને સળગાવી પરમાર્થ પરાયણ થવુ તે અત્યન્ત મૂઢતાનુ લક્ષણ છે, હમીરને પોતાનો કરી લેવાનુ તારુ દોઢ ડહાપણ છે, પ્રમદાની બુદ્ધિ પાનીએ એ કહેવતનુ આ મેઘુમ સૂચન છે

**રોહિણી**—પ્રાણનાથ, શાંત થાઓ, મલિન વિચારના આવેશમા તણાઇ ના જાઓ હમીર સાથે વેર વધારી સ્વહસ્તેજ પાયમાલીનુ પગ થીયુ ચણો છો, દુસ્મનાવટના દાવાનળમા જળને બદલે ઘી હામી શાંતિની આશાને જડમૂળથી હણો છો

**માલવદેવ**—બસ કર, બહુ થયુ તારા દોઢડાહ્યા ભાષણનુ મારે કામ નથી તારી શુષ્ક સહાયની મારે દરકાર નથી હવે હુ જાતેજ વીર મતી પાસ જઇશ, સાચી સ્થિતિનુ ભાન કરાવી તેના હાથેજ હમીરનુ કાસ દૂર કરીશ

**રોહિણી**—હુ તમને પગે પડી પ્રાર્થના કરૂ છુ કે આ અસદ્દાગ્રહ છોડી દો, હવા સાથે બાચકા ભરવાનુ મુકી દો અધર્માચરણથી તમારે માથે ભારે આફત આવી પડશે, સાથે તમારી અને તમારા આખા કુટુબની દુર્દશા થશે

**માલવદેવ**—તારા આત્મજ્ઞાનની ખરી નામર્દાઇ સાંભળવાથી મન મારૂ સુમાર્ગે ચલાવવામા કાર્ય થશે નહિ, તારાથી મારી યુક્તિ પ્રયુક્તિ ઓમા માથુ મારવાનુ બની શકશે નહિ વિક્રમ કર્યા વિના કામ સ્વપ્નેથી સિદ્ધ થશે નહિ, બસ રાણી, હવે હુ તમારી રજા લઉ છુ

**રોહિણી**—મહારાજ, હુ ફરી ફરી કહુ છુ કે અધર્મે ક્ષય થશે, આપનુ અધઃપતન થશે મિથ્યા મમત્વ કરો નહિ પ્રજાપ મારી પાપ

અંદર આપે ખેતીવાડીનાં દ્રષ્ટાંતો મુકેલાં છે જેવાં કે વિલાયતમાં શેલડી, ટમાટાં, રીંગણાં ફુલકોબી વીગેરે ખાતર અને કેળવણીથી તે લોકોએ આટલા શેર વજનનું બનાવ્યું છે. તેવું અમોએ વાંચ્યું અને તમોએ ચોપાનીયાંની પાછળ ખેતીવાડીનાં ઉપયોગી પુસ્તકોની યાદી અને કીમત લખી છે અને તે મંગાવો તેવું લખેલું છે પરંતુ હાલમાં આપણા જ્ઞાતિ બંધુઓ મંગાવવા ઘણા પછાત છે પરંતુ તસ્દી લેઇ ખેતીવાડીના સિદ્ધાંતો આપતા હો તો તેમાંથી ખેડુત ભાઇઓ કાંઇક કેળવણીના પાયા ઉપર આવે. આપે જે આ સંસ્થા સ્થાપન કરેલી છે તે ઘણીજ ઉપયોગી છે.

સંત મહાત્મા જેવી રીતે દ્રષ્ટાંતના સિદ્ધાંતો કરી આપે છે તેવીજ રીતે આપ ખેતીના પુસ્તકો વાંચી પ્રવીણ થયેલા અમોને સંત બરાબર દેખાઓ છો. તો જ્ઞાતિ બંધુઓનું ભલુ ઇચ્છનાર આપને વધુ લખતો નથી. ખાતર કેવી રીતે કરવું ઢોર કેવી રીતે ઉછેરવાં વીગેરે દ્રષ્ટાંતોના સિદ્ધાંત કરી આવતા ચોપાનીયામાં લખશો એજ વિનતી ભાદરવા વદી ૧૧.

લેખક બંધુની અભિલાષા હવે પછીના અંકોમાં આસ્તે આસ્તે પૂર્ણ થશે. અમારી મેહેનતની કદર કેટલે અંશે થાય છે અગર અમારી પ્રવૃત્તિ અમારા વાંચક ગણને કેટલી પ્રિય અને ઉપયોગી થાય છે તે જાણવાનું સાધન ઉક્ત લેખક ભાઇ જેવા સજ્જનોથી મળે તે અમને આવકાર દાયક છે. અમારી ભુલ ચૂક નિષ્પક્ષ પાત રીતે-નિખાલસ દીલથી બતાવશે તેમનો અમે આભાર માનીશું. આ માસિક જ્ઞાતિના ઘણા માણસોના વાંચવામાં આવે એવી અમારી ઇચ્છા છે. જે માટે દરેક ગામમાં ઓછામાં ઓછી એક નકલ અમે મોકલવા ઉત્સુક છીએ. પણ ગામ અને નામની માહીતી નહીં હોવાથી તેમ કરી શકતા નથી. કડવા પાટીદારની વસ્તીવાળા ગામનું નામ અને ત્યાં કીઇ પોસ્ટ ઓફીસેથી ટપાલવાળો કાગળ વેંચવા આવે છે તે પોસ્ટ ઓફીસનું નામ તથા તે ગામમાંના એક બે સંભાવીત ગૃહસ્થ જે વાંચી લખી જાણતા હોય તેમનાં નામ અમને કોઈ લખી મોકલશે તેનો અમે ઉપકાર માનીશું.

**વિનતી**—આ અંક અમે કેટલાક સજ્જનોપર નમુના તરીકે મોકલ્યો છે. અમને આશા છે કે તેઓ આ માસીકને મદદ આપશે. અમે આ માસીક આર્થીક લાભ માટે ચલાવતા નથી એની અમે ખાતરી કરી આપવા તૈયાર છીયે. અમારી જ્ઞાતિની ઉન્નતી અર્થે આ સાહસ અમે ઉપાડ્યું છે. કેટલાક મિત્રો અને જ્ઞાતિ ઉન્નતીના અભિલાષી પુરૂ-



# ભેટ.

## આપણે હાલ શાની જરૂર છે ?

### રાગ સવૈયા.



પ્રાચીન સમયનો ભરતખંડ, ઉન્નતિમાં ગણાતો ખરેખરો,
વિદ્યા હુન્નરને વેપાર લક્ષ્મિ, વગેરે હતા બહુ ઘરે ઘરે;
તે અત્યારે નાશ પામ્યા છે, આવી પડ્યો છે દુઃખનો ઝરો,
ઊંઘમાંથી જાગ્રત થઇને, નષ્ટ રૂઢીનો સંહાર કરો. ૧

આ જમાનાને અનુસરીને, ચેતો બંધુ હવે આ સમે,
અસહ્ય સહો છો સહસ્ત્રો સંકટ, તે રીત તમોને કેમ ગમે;
વાતાવરણ ફરીજ ગયું છે, ઉમંગ લાવીને હામ ધરો,
ઊંઘમાંથી જાગ્રત થઇને, નષ્ટ રૂઢીનો સંહાર કરો. ૨

વિદ્યા સાથે વેર તજીને, ખરી ખંતથી સંપાદન કરો,
તનુજ તમારા સ્કૂલે સોંપો, ફાયદો સાંપડે ખરેખરો;
જ્ઞાન મેળવી ચાલાક થશે, તે કરજ સૌલોક અદા કરો,
ઊંઘમાંથી જાગ્રત થઇને, નષ્ટ રૂઢીનો સંહાર કરો. ૩

અનાથ અને નીજ રંક જ્ઞાતિ, અન્ન વસ્ત્ર દામની સહાય કરો,
ભણાવવાના સાધન આપો, બ્રાહ્મણ થાવાને પછી ધરો;
જ્ઞાતિહિતમાં ઘણું ધન ખરચો, કારજ ન્યાતવરા બંધ કરો,
ઊંઘમાંથી જાગ્રત થઇને, નષ્ટ રૂઢીનો સંહાર કરો. ૪

વિદ્યાજ્ઞાનમાંય પછાત રહ્યા, તન મન ધનનો ઉપયોગ કરો,
હિત કરવાને માસિક નીકળ્યાં, મંગાવવાને પ્રયાસ કરો;
હિતેચ્છુ બંધુ વિજય નીજ માસિક, લવાજમ આપી ઉદ્ધાર કરો,
ઊંઘમાંથી જાગ્રત થઇને, નષ્ટ રૂઢીનો સંહાર કરો. ૫

## મેલેરીયા તાવ તથા નરમ પ્રકારની પ્લેગ.

માટે બાટલીવાળા એગ્યુ મીક્ષ્ચર જાદુ જેવો ઇલાજ છે કડવુ પીતા ના ગમે તો તેજ સારુ વાપરો **બાટલીવાળા એગ્યુ પીલ્સ** રૂ ૧) બાટલીવાળાની **આબીરીયલ શક્તીની** ગોળીઓ ખાનારને જુવાન બનાવે છે રૂ ૧॥ – **બાટલીવાળા ટુથ પાઉડર** દાતનો દુખાવો મટાડી દાત મોતી જેવા સાફ રાખે છે આના ૪ – બાટલીવાળાનો દરાજનો મલમ એક દીવસમા દરાજ ખુજલીમા ફાયદો કરે છે આના ૪– સઘળે ઠેકાણે મળશે

**ડા હો. લી બાટલીવાળા જે. પી વરલી લેબોરેટરી મુંબાઇ**



રૂ૧૨ • REGISTERED No B 894

If not delivered please return to the
**Kadwa Hittechhu Office,**
**No 463 Richey Road,**
**AHMEDABAD**



( ૩ )

# આપણે હાલ શેની જરૂર છે ?

( લેખક પટેલ મણીદાસ પ્રેમજી જાગાણી ગુરૂકુલ અધ્યાપક નાશિક. )

જરૂરીઆતથી ભરપુર દુનીઆમાં અવતરતા દરેક પ્રાણીને કાંઇની કાંઈ પણ જરૂર છે. માણસ, કે પશુ, કે પક્ષી, કે કીટ, કે પતંગ કે જળચર, કે સ્થળચર કે ગમે તે ચેતનવંતાં પ્રાણીઓ હો પણ તેનું બંધારણજ એવુ બનાવવામાં આવ્યું છે કે જેથી કુદરતી વસ્તુઓની, આસપાસના સંજોગીની જરૂરીઆત હોયજ. ઈશ્વરનું અગાધ ડહાપણ કુદરતી રીતેજ સુયોગ્યતા કરી આપી અમુક જરૂરીઆત પુરીજ પાડે છે; પરન્તુ ઈતર પ્રાણીપર વડી સત્તા ભોગવનાર અકલવંત મનુષ્ય વર્ગમાં તેની બુદ્ધિ ખીલવવા ખાતર અમુક પદાર્થોની આકાંક્ષા કાયમ રહેલી હોય એવો ખાસ કરી રાખેલો હોય છે. આથીજ નિર્ધનને ધનવાન થવાની, રોગીને નીરોગી થવાની, દુઃખી માણસને સુખી થવાની મહત્વાકાંક્ષા દરેકના મનમાં સદા વાસો કરી રહે છે. દરેક માણસ સુખી થવા ઈચ્છે છે. દરેક ધનવાન થવા ઈચ્છે છે. દરેક અલૌકિક ઐશ્વર્ય મેળવવા ઈચ્છે છે. ટુંકામાં તેઓની માનસિક વૃત્તિના ઘોડાઓ જ્યાં સુધી દોડી શકે છે, તેતે વસ્તુ મેળવવા માણસ હમેશાં તૈયાર હોય છે. છતાં નવાઈની વાતતો એ છે જે બધાથી પૈસાદાર થવાતું નથી. બધાથી ગાડી ઘોડા દોડાવાતા નથી. બધાથી વિદ્યા, વનિતા અને લક્ષ્મીના પતિ થવાતું નથી. આપણે પણ આવીજ અજબતા ભરેલી પૃથ્વીમાંનાજ આકાંક્ષી મનુષ્યો છીએ. બધાને લાગુ પડતા કુદરતી નિયમોના આપણે પણ તાબેદાર છીએ. એકજ ઘડીએ બની શકે તો સર્વોપરિ, સર્વથી શ્રેષ્ઠ અને બને તો સર્વના માથાના મુગટ થવા ઈચ્છા કરીએ ખરા; પણ એમ તરતજ બનતું નથી. તેને માટે આપણી ઈચ્છાઓ કેટલી વાસ્તવિક છે તે કુદરત આગળ બરાબર રજુ કરવી જોઈએ. વ્યાજબી દલીલથીજ કોઇને બારણે ઉભેલા વાદી પ્રતિવાદીની હારજીતનો નિર્ણય થાય છે; તેમ કુદરતની આગળ રજુ કરેલી વ્યાજબી દલીલમાત્ર શબ્દોની નહિ પણ વર્તનની રજુ કરવામાં આવે, તે પ્રમાણે તેની ચડની પડતીનો આધાર રહે છે. અને આજ ન્યાયે, આજ દૃષ્ટિએ "આપણે

ગયા છે. વસંત પંચમીનો શુભ દિવસ સઘળા જનોને માટે માંગલિક છે પણ આ કમનસીબ લલના માટે તેજ દિવસે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું છે ' એકને અમૃત તેજ બીજાને ઝેર " એવું લોક વાક્ય બેશક સત્ય ઠર્યું છે મહારાક્ષસ ગોન્ના કારાગૃહમા નિવાસ કરતી મૃણાલિની, તુ નિર્દય છતા તરે માથે અસહ્ય જુલમની પરિસીમા થઈ છે, અજ્ઞાનાન્ધકારમા સડના દુર્જનોની તારા ઉપર ક્રુરતામાં કરડી નજર થઇ છે. દરેકે દરેક ક્ષણ અતિ ભયામ વિપત્તિ વાદળોને તારી સમીપ લાવે છે, તારા હૃદયમાં સ્ફુરતા મનોરથ તારાઓને એકદમ દાબી દેવાની શક્તિ ધરાવે છે આ નિરાધાર સ્થિતિમાં મારો નથી કોઇ આધાર, સાચો બેલી છે ફક્ત ત્રિભુવન પતિ વિશ્વાધાર. મન્દભાગ્ય મૃણાલિની, જાતિ ગલર્સીના પંજામાં સપડાઈ નીરસજીવન વ્યતીત કરવાને બદલે પરમાત્માને શરણે આત્મસમર્પણ તેજ તારે માટે શ્રેષ્ઠ ઉપાય છે; કુમળા અંતઃકરણ, તુ શામાટે ગભરાય છે ? કેવળ ગોપાળજીના પાદપદ્મમાં લીન થઇ હીંમત ધર, અસનીતિના મિથ્યા માયિક ફંદમાથી બચવા થઇ જા તત્પર.

( રૂમાલ ગળામા લપેટી અને ઘુંટણીએ પડી )

## ગાયન ૧૩ મું.

વેળા વસમીરે વેળા વસમીરે વેળા વસમી
વરે વિનતી વામા પોકારીરે વેળા વસમી—
સંસાર સઘળો શન્ય દીસે છે (૨)
બની પુરી દુ:ખિયારીરે વેળા વસમી—
વિપત્તિ દરિયે ડુબી અભાગી (૨)
ધીરજ સઘળી હું હારીરે વેળા વસમી—
થાયે દુશ્મન નિજજન જોતો (૨)
લે કોણ મુજને ઉગારીરે વેળા વસમી—
નથી સગું કો મારૂં મહીમાં (૨)
શાવાય તુ ત્રિપુરારિરે વેળા વસમી—
મિથ્યા મમતા માયા તજીને (૨)
શ્રદ્ધા પ્રભુપર ધારીરે વેળા વસમી—
આત્મા સમર્પું ઇશ્વર ચરણે (૨)
ભવની પીડા વિસારીરે વેળા વસમી—
વિશ્વાધીશ કૃપા દાખી ચરણની (૨)
લેજો સ્નેહે સ્વીકારીરે વેળા વસમી—

આપણા વેપારીઓ એનીથી ઉત્પન્ન થતા માલના બદલામાં પારકા દેશમાંથી ધન ખેંચી લાવતા. રાજાઓ પણ દેશમાંજ રહેતા. રાજ્યના ખર્ચ જોગોજ કર લઈ પોતાની રૈયત કેમ સુખી થાય એમાં તેઓ રાજી રહેતા. આથીજ દેશ સોનાને કુકડે કુકી રહ્યો હતો. ત્યારેજ મહા સમૃદ્ધિશાળી પાટનગરીઓ પાસે પાસેજ શોભી રહી હતી. દીલ્હી, હસ્તિનાપુર, કનોજ, લાહોર, મથુરા, અયોધ્યા, કાશી, વગેરે નગરીઓ ઇંદ્રપુરીને ટક્કર મારવા શક્તિવાન હતી. પણ વિચિત્ર કાળની વિચિત્ર ગતિઓએ, ભારતવર્ષને વિચિત્ર સ્થિતિમાં મુકી દીધો. વિલાસ દેવીએ પોતાના કુટુમ્બ સાથે દેશમાં આવી જમાવ કર્યો. મહત્તાનાં મૂળમાં પુર જોરથી ફુંકાયાં; અને તે એટલા જોરથી કે ઉન્નતિ મેળવવા જાગૃત થએલી હરેક મગજમાં તેના પડઘા સંભળાયા. મોગલ તાતાર,વલંદા, ફ્રેંચ ઇત્યાદિનાં ટોળાં ઉભરાવા લાગ્યાં. તેની એક પછી એક ચુસણી ખમવી પડી. જેઓ આવ્યા તેઓ કાંઇનું કાંઇ લઇ ગયા. ભારતને મળ્યું નહિ પણ હતું તેમાંથી આપવું પડ્યું. છેવટે "ખાતાં ખાતાં રાજાના ભંડાર પણ ખુટી જાય" એ કહેવત મુજબ રડવડતી અવસ્થા ભોગવવા વખત આવે તેમાં શી નવાઈ? કેટલોક જમાનો એવો પણ ગયો કે-કોશેટામાં પુરાઈ રહેલ કેટલાંક આકવાડીઓ જે રીતે ઉંઘે છે તે રીતે આપણે ઉંઘ પણ લીધી. છેવટે જાગ્યા અને આપણી ઉન્નતિ શી રીતે થાય એની શોધમાં પડ્યા છીએ. શોધ થઈ ત્યારે આમ ઉપરા ઉપર. ઘણી ઘણી સભાઓ ભરાણી. નાત રિવાજો બદલવાની કોશિષ પણ થઈ. છતાં હજુ મુળ નિદાન મળ્યું નથી. આવીજ ઉન્નતિએ હન્તાને વાળનાર પશ્ચિમના સુધરેલા દેશોમાંના પ્રખ્યાત હેનરિમથ વિલિઅમે ટુંકાણમાં મહાન ઉપદેશ આપેલો છે. અને તે માત્ર ત્રણજ બોલમાં. તે કહે છે કે (૧) મનુષ્યની શારીરિક ઉન્નતિ કરો. (૨) માંહો માંહેની ઈર્ષાઓમાં ઘટાડો કરો. (૩) ઔદ્યોગિક ને આર્થિક એકના તરફ પ્રવૃત્તિ વધારો. આ ત્રણેની આ લેખમાં સમાલોચના કરવા હું લોભાયો છું.

**મનુષ્યની શારીરિક ઉન્નતિ કરો**—શારીરિક ઉન્નતિ કરવાનો કુદરતી કાયદો આપણે ભાંગીએ છીએ. એ કાયદો ભાંગનાર બીજી કોઈ પણ કોમ નથી. બીજી કોઈ પણ પ્રજા નથી. બીજો કોઈ પણ દેશ નથી. એ કાયદાનો ભંગ કરનાર મહાન્ સાધન બાળલગ્નનો ક્રુર રિવાજ છે. બાળલગ્ન કુહાડાનો માર ખમતા આપણી ઉન્નતિનું વૃક્ષ જુનાઓનું હોય એમ ચટ્ટ કોઈ કબુલ કરે છે. વાત કરતાં પણ કંપવા છુટે એવો ક્રુર રિવાજ તો બાળલગ્નનોજ છે. બીજી પ્રજા આપણા દેશમાં આવ્યા બાદ,

મહેનત કરવી પડે તેમ નથી. ફક્ત હસ્તમેળાપ માટે કોઇ સ્ત્રીના સ્વાંગવાળી વ્યક્તિ જોઇએ. માટે મૃણાલિનીને બદલે તમે લગ્ન વિધિમાં બેસી જવા કબુલ થાઓ તો તુરતને માટે આફતનું વાદળ વિખરાઇ જાય. પછી ભરમ ભાગશે ત્યારે બધું જોઇ લેવાશે

**કુટિલા**—આવી અનુચિત રીત અખત્યાર કરતાં મને ઘણી શરમ આવે છે

**મયાશંકર**—અરે તેમાં છે શું ? લાગ આવ્યે એક બે દિવસમાં સ્વરૂપચંદને ત્યાંથી સટકી જજો, પછી મૃણાલિનીની ઉઘરાણી કરજો, અને ન્યાય ખાતર દરબારમાં ઘસડવાની ધમકી આગળ ધરજો.

**કુટિલા**—યુક્તિ ઠીક છે, સ્વસંરક્ષણ માટે ગમે તેવી યોજનાઓ કરવામાં આપણે કોની બીક છે ?

**મયાશંકર**—જાઓ, ત્યારે, તમે અંદર જઇ પાનેતર પહેરી તૈયાર થાઓ. થોડા સમયમાં વરઘોડો આવી પહોંચશે.

( શેઠ સ્વરૂપચંદનો વરઘોડો ભપકાદાર સાજન વર્ગ અને ગાજી મંડળ સાથે નેપથ્યમાંથી બહાર આવે છે. )

### ગાયન ૧૫ મું.

સઘળા—

વરઘોડો વાલમ વરનો આજે
વાજીંત્ર રૂડાં મીઠાં વાજેરે— વરઘોડો.

શાહુકાર સારા મળ્યા સાજનમાં
નોબત ઉપર ડંકા ગાજેરે— વરઘોડો

શેઠ સ્વરૂપચંદ બંની ઠણી ચાલ્યા
લાખેણી લાડી લેવા કાજેરે—વરઘોડો

**કપૂરચંદ**—( સ્વરૂપચંદને કોરાણે એકી જઈ ) જુઓ, શેઠજી, તમારી મરજી મુજબ તમારો બેડો પાર પડ્યો છે. તેથી કબુલ કરેલી રકમ રજુ કરો. ત્યારબાદ ચોરીમાં પગ ધરો.

**સ્વરૂપચંદ**—શેઠ, એટલોએ મારો વિશ્વાસ નથી. હાલ સત્વરમાંજ મોકલાવી દઇશ.

**કપૂરચંદ**—અહીં આપનમાં વાયદા કામ ન લાગે. અમારે તો આજે રોકડ અને કાલે ઉધારનો ચોખ્ખો હિસાબ છે.

સભાઓ ભરી, વિદ્વાનો ભાષણો કરી કરી થાક્યા, પણ તેનાં ફળ હજુ જોઇએ તેવાં આવ્યાં નથી. આપણે માનતા આવ્યા છીએ કે, રાવણ, કંસ, હિરણાક્ષ, ઇત્યાદિ રાક્ષસોને મારવા રામ, કૃષ્ણ, વરાહ, આદિ અવતારો લેવાની ઇશ્વરને જરૂર પડી હતી, તેમ આપણામાં ચાલતો આ રિવાજ રાક્ષસ હણવા આપણી જ્ઞાતિમાં પણ ઇશ્વરી અવતાર થશે. ત્યારેજ એનો અંત આવશે કે શું? આ રિવાજ મટાડવા આજ સુધી જે યત્ન થયા છે તેનું કંઇક ફળ આવ્યું છે ખરૂં; પણ તે માત્ર ઘઉંમાંના કાંકરા જેટલુંજ. સં. ૧૯૬૬ નાં લગ્ન ગયાં તેને ચાર વર્ષ વીતી ગયાં છે. હજુ ૧૯૭૬ ની સાલ આવવાને વખત છે ખરો.' આ મુદ્દતમાં હાલ સુધી થએલા યત્નથી અધિક યત્ન ચાલુ રાખવાની પુરતી જરૂર છે. કેમકે "દેવી બોલી અને લગ્ન થયાં" એને માનનાર વર્ગ ઘણો મોટો છે. આથી એ પક્ષનાં બણગાં ફુકનારને સુયોગ્ય મળ્યો કે તરતજ તે બણગાં ફુંકાવા સંભવ છે. આમ થાયતો બકરીબાર્કના બેટડા પરણાવવા જેવો દેખાવ જીવતો અને જાગતો રહેશે. ગાડરીઓ પ્રવાહ ચાલ્યો તો એને અટકાવવા સુધારાના હીમાયતીને મુશ્કેલ પડશે. માટે પુરની પહેલાંજ પાળ બાંધવાની પુરતી જરૂર છે: માટે યાહોમ કરી ફતેહ મેળવવા વચનને વર્તનમાં મુકવા તત્પર થાઓ. અગાઉ બાળા સ્નેહલતા લગ્નની તૃપિત રીતથી બળી મુઇ, અને હજારો યુવાનોના હૃદયમાં એવી બેટના લોભમાં ન પડવાની પ્રતિજ્ઞા લેવડાવી: તેમ આપણું સમસ્ત યુવક મંડળ પણ એવીજ પ્રતિજ્ઞા લે કે:—"અમે ભવિષ્યના ભૂષણ રૂપ અમારાં ઉગનાં સંતાનોને બાળલગ્નના દાવાગ્નિમાં બાળનારજ નથી." આમ થાયતો આપણી પ્રજાની વેતીઆમાં ગણત્રી થાય છે તે એકદમ ટળી જશે, મોભાદાર પ્રજા તૈયાર થશે. આતો માત્ર એક પગથીઆની વાત કરી. હવે બીજીવાત કરી **માનસિક** કેળવણીની. ઘણા ઘણા વિદ્વાનોનો મત છે કે, શારીરિક કેળવણી જેને બરાબર મળી હોય તેના પર માનસિક કેળવણી એકદમ અસર કરે છે. અસ્વસ્થ શરીર વાળા માણસોનું મન જોઇએ તેવું સારૂં કેળવાતું નથી. વળી કેટલાક વિદ્વાનોએ એમ પણ સાબિત કીધું છે કે:—શારીરિક કેળવણીની સાથેજ માનસિક કેળવણીને જોડવી, એટલે સુધી કે માનસિક કેળવણીની શરૂઆત માતાના ગર્ભમાંથીજ શરૂ કરવી. ગર્ભવતી માતા ઉપર પડેલા સંસ્કાર અવશ્ય તેના બાળકમાં આવેછેજ. બે અઢી વર્ષનું બાળક જે કંઈ શીખે છે તેટલું તેની આખી જીંદગીમાં તે શીખનાર નથી. તો આવી માણસની ખરી કિંમતની કસોટી કરનાર

પરણાવતી વખતે ચાડલો (પુરત) અને છડાવતી વખતે બદલો આપવામાજ પોતાની જાતમહેનતની સુકમાઇના દ્રવ્યનો નાશ થાય છે તે ઉપરાંત પોતાની પુત્રીને એકજ જન્મમાં અનેક પતિ કરાવે છે, તેમાથી બચવા માટે આ લગ્નથી એક આદર્શ રૂપે આપણને દાખલો મળેલો છે જેથી ખાનદાનો ભલે પોતાની પુત્રીઓ દ્રવ્ય લોભી કુળવાનોને આપે પણ જેટલું દ્રવ્ય પોતે કન્યા દાનમા આપે તેટલુંજ અથવા તેથી વીશેષ દ્રવ્ય કુળવાન જમાઇરાજ પાસેથી લઇ બેંકમા વગ વધુને નામે મુકાવે તો તે વડે જરૂર પ્રસગે પુત્રીનો નિર્વાહ ચાલે અને છુટા છેડા રૂપી પાપ કર્મ કરી અનેક પતિ કરવામાથી પુત્રીઓ બચે. માટે બીજી જ્ઞાતિની માફક આપણી જ્ઞાતિમા પણ સ્ત્રી ધન અલગ મુકાવવાનો ચાલ પાડવો હિતાવહ છે

લી. હરજીવન ભગવાન

ગયા ૬ ના વિવાહમા અમદાવાદના કેટલાક કડવા પાટીદાર અગ્રેસરોએ પુરત ચાડલાના નાણા સ્ત્રી ધન તરીકે અનામત મુકવાનો ઠરાવ કીધો હતો પણ તે ઠરાવ કાગળમા રહ્યો છે તેનો અમલ થયો જણાયો નથી.

વ્યવસ્થાપક.

---

# છોકરાંને ભણાવવા માટે જોખમદાર કોણ?

આ એક સવાલ છે તેનો નિર્ણય થવાની જરૂર છે. દરેક માણસ તે સવાલ પોતાના મનને પુછશે અને પોતેજ તેનો શુદ્ધ અંતઃકરણથી અને નિષ્પક્ષપાતપણે નિશ્ચય કરશે એટલોજ અત્યારે આશા રાખીયે તો પણ મને નિશ્ચય છે કે તેનુ સારૂ પરિણામ આવશે.

આજકાલ આપણી જ્ઞાતિમા (અને સર્વત્ર કદાપિ તો પણ કાઇ વિશેષ ખોટુ નથી) એવી માન્યતા થયેલી જણાય છે કે છોકરાંને ભણાવવા ને માબાપની ફરજ નથી માબાપની ફરજ જેટલા પ્રમાણમા છોકરાને પરણાવવાની મનાય છે તેના સોમા—અરે! હજારમા હિસ્સાની પણ છોકરાને ભણાવવાની માબાપની ફરજ છે એમ અમારા ઘણા જ્ઞાતિબંધુ માનતા નથી ભણાવવામા તાત્કાળીક કોઇજ ફાયદો દેખાતો નથી—મળતો નથી તેથી ઉલટુ

વણી આપવા આપણે શું કરવું જોઇએ ? એ એક કિમતી સવાલ છે અને મારે આપણે આપણા સમાજ દઢ કરવાની પહેલી જરૂર છે. આપણે જોઇએ છીએ કે જે જે પ્રજા ઉન્નતિને શિખરે ચડેલી છે તેનું મૂળ જોઇશું તો માલુમ પડશે કે તેઓનો સમાજ સુદઢ છે. આપણો પટેલીઆ સમાજ પણ મજબુત તો કહી શકાયજ. એનામાં એટલી મહાન્ શક્તિ છે કે ધારે તો એક તડાકે એકજ તિથિએ આપણી લાખો કન્યાઓના હાથેવાળા મેળવવા ચંદ્રમા પહોંચતો કરાવી શકે છે. ધારે તેને ગોળની અંદર અને બીજાને બહાર પણ કરી શકે છે. તો ફક્ત જો આ કામ માથે ઉઠાવે તો કાંઇ મોટી વાત નથી. આજ કામ કરવાની, આજ શક્તિ વાપરવાની રીતમાં ફેર કરવાની માત્ર જરૂર છે. દાન કરવાની રીત બદલવાની પણ તેટલીજ જરૂર છે. ધર્મને બહાને જેટલા પૈસા જ્ઞાતિમાંથી જાય છે, તે સમસ્ત દ્રવ્ય દાન તરીકેજ ભેગું કરી ઠામ ઠામ બોર્ડીંગો, આશ્રમો ઇત્યાદિ સ્થાપવાં જોઇએ. આવા સ્થળોમાં આપણા દાનનો ઉપયોગ કરવાનો છે. આમાં રહેનાર બાળકોને એવી કેળવણી આપવી જોઇએ કે છેવટે આપણા ધંધાને શોભાવવા બહાદુરી બતાવે, શાસ્ત્રીય રીતીએ ખેતી કરે, સંગીન પાયાપર વેપાર કરે, બાહોશ કારીગર તૈયાર થાય. આથીજ જ્ઞાતિના ઉદયનો અરૂણોદય થાય એવી ભાવના છે.

પુત્રોને કેળવવા માટે જેટલી કાળજી રાખવાની છે તેટલી અગર તેથી પણ વધારે કાળજી પુત્રીઓ ઉપર લેવાની પણ જરૂર છે. જોકે ગુજરાતમાં રહેનારા ભાઇઓ એક બાબત ઉપર તો કાળજી રાખે છે. તે આ પત્રના વાચકથી અજાણ્યું નથી. તે કાળજી તે કઇ ? અમદાવાદ જેવા શહેરના કહેવાતા કુળવાનના ઘરનો ખાડો, પુત્રીને માટે શોધી કાઢવો તે. પછી પોતાની દીકરી ભલેને શોક્યની શુળી ઉપર રહે, કે "ભાંગ્યું ભાણું કંસારે જાય" એ કહેતી મુજબ પાછી સધવા છતાં વિધવા વેશે પિતાને ઘેર પાછી ફરે, ઝુરી ઝુરીને જીંદગી પુરી કરે; એની એને દરકાર નહિ. આવો ખોટો મોહ અને પડેલી ગાડરીઆ પ્રવાહની પ્રથા દુર કરી, પોતાનાં સંતાનોને યોગ્ય કેળવણી આપી, મન માન્યાં સજોડાં થવા ભાગ્યવાન બનાવે તો કેવો લાભ થાય ? આવાં સંતાનો આગળ જતાં સારી નામના ન મેળવી શકે શું ? મેળવેજ. સાવીત્રી જેવી રાજપુત્રી, એક ગરીબ સત્યવાનની ઝુંપડીમાં રહેવાને તૈયાર થઇ હતી. એથી તે દુઃખી થઇ એમ ધારવાને આપણને શું કાંઇ કારણ મળે છે ? ડાહ્યા કવિઓ કહે છે કે પ્રેમ પાશથી બંધાએલું પક્ષીનું જોડું પણ આનંદથી કેલી કરી રહે છે. ઉદાસનનું

ભાઈઓ, આ બાબતમાં વધારે જવાબદાર છે. હિંદુસ્તાનની ખેતી ઉપર નોકર બીજા દેશના કરતાં વધારે છે, એનું કારણ શું ? જો કે આનાં બીજાં કારણો પણ છે ખરાં, પણ તેમાંનું આ એક પણ છે. અને તે એકે પોતાની વાહવાહ' ખાતર એ બદલ કે પટેલાઇની અપાતી વંશ પરંપરાની ભોગવટાની જમીન બદલ, કે નવી અપાએલી પટેલાઇ બદલ, કાંઈનો કોઈ કર વધતો ગયો. છેવટે રકમ મોટી થઈ પડી. પેદાશ નબળી પડી અને મજુરી વધી પડી. આવા બધી બાજુના મારથી આજના આપણા ખેડુત ભાઈઓને ઘણે ભાગે, એક દુબળો બળદ તથા એક પાડો રાખવાનું, અને જુવારના સુકા રોટલા અને ચટણી ખાવાનું કપાળે લખાયું. આવી ઘણી જાતનાં નુકશાન કહેવાતા મોટાઓ તરફથી નાનાને ખમવાં પડ્યાં છે, તો આવી ટેવનો ત્યાગ કરવો જરૂરનો છે. આ સંબંધમાં એક કલ્પિત વાત ઉલ્લેખ યોગ્ય છે. એક જંગલમાં એક કઠીઆરો ડોકમાં કુહાડાની માળા–હારડી નાખી જતો હતો. તેને જોઇ આખું વન કમ્પવા લાગ્યું. બધાં વૃક્ષો કાળરૂપ આને જોઈ ત્રાસવા લાગ્યાં. છેવટે કુહાડાએ જવાબ આપ્યો જે તમારે હાલ ગભરાવાનું કાંઈ કારણ નથી. જ્યાં સુધી તમારોજ ભાઇ ( હાથો ) આવી અમને મળશે નહિ, ત્યાં સુધી અમારો ડર છેજ નહિ. મતલબકે કુહાડામાં લાકડાનો હાથો પડે છે. ત્યારેજ બીજાં લાકડાંઓને કપાવાનો વખત આવે છે. આમ હાથા રૂપી વહિલ બંધુઓ હાથાપણુંજ ભજવતા રહેશે તો, એક જ્યથામાં રહેવા યત્ન કરતી જ્ઞાતિ રૂપ વન જરૂર નષ્ટ થશે.

ઔદ્યોગિક અને આર્થિક સ્થિતિ સુધારો— ઔદ્યોગિક સ્થિતિ–ઉદ્યોગને શાસ્ત્રકારો સર્વથી શ્રેષ્ઠસ્થાન આપે છે. કેટલાક વિદ્વાનો તેને કામધેનું પણ કહે છે. ઉદ્યોગ એજ મનુષ્યનું જીવન છે. ઉદ્યમ એજ રૂદ્ધિનો નિયમ છે. ઉદ્યોગી પુરૂષ સિંહ માફક જયજ પામે છે.

उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी ।
दैवेन देयमिति कापुरुषा वदन्ति ॥
दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या ।
यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ॥

ઉદ્યોગી સિંહ સમાન પુરૂષ લક્ષ્મી મેળવે છે. દૈવ આપશે એમતો ડરપોકજ કહી શકે. નશીબને હણી આત્મ શક્તિવડે યત્ન કરવાથી જો યત્ન

કે તમે તમારી ફરજ બજાવી છે હૂં મારી ફરજ બજાવીશ કેવી મૂર્ખ છોકરી! પીતાએ પુત્રીનુ માન્યુ નહી અને કહ્યુ કે મારી મરજી વિરૂદ્ધ અને તારા પતિના બચાવમા જુબાની આપીશ તો મારૂ ઘર તારે તજવુ પડશે! સતીએ ટુકામા જવાબ આપ્યો જેવી આપની મરજી!

ફરીયાદી તરીકે સતીનુ નામ નોંધાયેલુ હોવાથી સતીને જુબાની આપવા બોલાવી સતીએ પોતાના પતિનો બચાવ કર્યો પતિના બચાવ માટે જુઠ બોલવું એ પણ કદાચ કળયુગનો મહીમા ગણાશે—પણ સતયુગમા તો તેમ થતુ હતુ!

સતીએ જણાવ્યુ કે સાસુરીથી નાટકાને પડી મારા પતી પાસે વાઢી વગી મુકવા ગઇ તે દરમ્યાન વાળો પડી જવાથી મ્હા ઉછળીને મારા મોઢા ઉપર ડાઘ ઉઠયાથી હુ દાઝી ગઇ

કોર્ટે સતીને સવાલ કર્યો કે જો તમારી ભુલથી દાઝયા હો તો પછી તમે ફરીયાદનામામા તમારા પતિ ઉપર આરોપ કેમ કર્યો?

મારા પીતાએ ખાનદાનમા ખપવા મને કુળવાનને પરણાવી અને હવે વધારે ખાનદાન બનવા મને એકજ જન્મમા બે પતિવાળી બનાવવા માટે મારી પાસે ફરીયાદ કરાવી છે પણ હું બે પતિવાળી બનવા ઇચ્છતી નથી જેથી મારા પતિનો બચાવ ચાહુછુ

કોર્ટે કેસ કાઢી નાખ્યો સતી પોતાના પતિની સાથે ઘરે ચાલી ગઇ કુળવાન અને ખાનદાનનો પરમ ભક્ત સતીનો પીતા નાસીપાસ થઇ ઘેર તરફ ચાલ્યો ગયો પોતાની ખાનદાની વધારવાની ઉમેદમા નાસીપાસ થવાથી પોતાની પુત્રીને અને પોતાની જાતને વીસરવા લાગ્યો

વનરાજ આથી વધારે જોરમા આવ્યો અને કુલીનતાના ધર્મ પ્રમાણે દીન પ્રતિદીન સતીને નાના પ્રકારે દુખ દેવા લાગ્યો. જેથી સતીને દુખ માથી મુક્ત કરવા પરમાત્માએ સતીની આયુષ્યની દોરી ટુકી કીધી સતી બે બાળકોને મુકી સ્વર્ગે સીધાવી ગઇ. વનરાજ બીચારો એકલો રહ્યો.

વનરાજ વિધૂર થયા તે કન્યાની ખોળમા છે પણ સુધારાવાળાઓની જાળમા કુળવાન અને ખાનદાનના ભકત નામજ્ઞો ફસાઇ ગયા છે ભક્ત રાજાઓ સુધારાવાળાના બકવાદથી પોતાના બાપદાદાના ચીલાને છોડી દઇ ભણેલો ગણેલો, સદાચારી, શાંત સ્વભાવનો અને સારી કમાઇવાળો વર એઘે

ન હોતો. એજ રૂપાળી, રઢીઆળી, ભારત ભુમિની હાલની ખેતીની સ્થિતિ ખરેખર કઢંગી છે. તેમના ચાલકોને ઘણે ભાગે ખાવાને પણ પેટ પુરતું મળતું નથી. આ બાપડા તનતોડ યત્ન કરે છે ખરા, પણ એ યત્ન ચાલણીમાં પાણી ભરવાના યત્ન જેવોજ છે- મહેનત કરી દસ ખાંડી બાજરી તૈયાર તો કરે પણ તે ભોગવવા તે ભાગ્યશાળી નથી. સવાયા દોઢા કે બમણા કરનાર વેપારીઓને સાંજ તે દાણો જાય છે. કારણ કે ખોટા ખર્ચના ખાડાઓ આગળથીજ તૈયાર કરી રાખ્યા હોય છે. આમ વ્યવહારનું ભાન ન રાખવાથી બજારની રૂખનું ભાન હોય તો પણ શા કામનું? લાચારીથી બધો દાણો વેપારીને સુપ્રત કરવો પડે છે. પછી પોતે ખાય શું? બીજે દહાડેથીજ શેઠની વખારની તળોટની ખેરી જુવારનાં ઘુરાં લાવવા માંડે છે. આવી આપણા ખેડુતની હાલની સ્થિતિ ખેતીની ઉત્તમતા બતાવે છે કે અધમતા!! પશ્ચિમના દેશની ખેતી તરફ આપણે દ્રષ્ટિ કરીએ તો એજ ખેતી આપણને કેટલા અજાય બતાવી દે છે? જે જમીનમાં ૬૦ મણ ચોખા પાકતા ત્યાં અત્યારે ૬૦૦થી ૯૦૦ મણ ચોખા પાકે છે. જ્યાં ૨૦૦—૩૦૦ મણ રૂ પાકતું ત્યાં અત્યારે હજાર બારસોમણ પાક તૈયાર થાય છે. આનું કારણ શું? ત્યાં મોટામાં મોટા વિદ્વાનોની દિવ્ય શક્તિઓનો પ્રવાહ રાતદિવસ ખેતી તરફજ વહી રહ્યો છે. હજારો વિદ્વાનો રાત દહાડો ખેતીની નવી નવી શોધો કરી રહ્યા છે. મોટી મોટી સભાઓ ભરી રાસાયનિક ખાતરના પ્રયોગો ચાલી રહ્યા છે. નવી શોધ ખોળ કરાવવા પાછળ સભાઓ પુષ્કળ પૈસાઓ ખર્ચે છે. જે જે યંત્ર જે જે પદાર્થો પાસે છે તેનો ખેતી કાર્યમાં ઉપયોગ કરવાનું તેઓ ભુલ્યા નથી. અરે દુનિયા ઉપર અદ્ભુત કાર્ય કરનારી વિદ્યુત શક્તિનો પણ ખેતી ખાતામાં ઉપયોગ લેવાનું પશ્ચિમના પંડિતો ભુલ્યા નથી. વિદ્યુતના પ્રવાહથી કદમાં ૮ દસઘણાં મોટાં ફળો અરધી મુદતમાં તેઓ પકવી શકે છે. " ઉતાવળે આંબા પાકે નહિ" આવી આપણી કહેવત પ્રયોગથી તેમણે જુઠી પાડી છે. ખેતીનાં ઓજારો બનાવવાની, ઉત્તમોતમ બીઆં પેદા કરવાની, બળવાન જાનવરો ઉછેરવાની, ખેડુતો તૈયાર કરવાની, પેદા થએલા માલનું મનમાનતી કિંમતે વેચાણ કરવાની ગંજાવર સોસાઇટીઓ ત્યાં સ્થપાઇ છે. આવી સોસાઇટીઓ પશ્ચિમ દેશમાં અસંખ્ય છે. સહકારી પેઢીઓની પશ્ચિમની ગણની તરફ જોઇએ તો, જર્મનીમાં ૨૬૦૦૦, ફ્રાન્સમાં ૩૮૦૦૦, અને અમેરિકાની તો વાતજ કરી શકાય તેમ નથી. ત્યાં ૬૬ લાખ એકર જમીન સહકારી મંડળીના હાથમાં છે. અને તેઓ ધારે તે કરી શકે છે. પણ હિંદુસ્તાનમાં આવી મંડળી ક્યાં?

નહીં કર્યો ત્યારેજ તે પરદેશ ચડ્યુ છે. અલબત અમારા ખેડુનો મોંઘે ભાવે તે મેળવવાની આશા ગર્ભના હોયનો તે ફોગટ, ફાંફા મારવા જેવુંજ છે. પરદેશના બજારમાં તેનો સારો ભાવ ઉપજતો હશે તો વેપારીઓ તે મોકલશેજ. તેજ પ્રમાણે મજુરોની બુમ પણ વ્યર્થજ છે. એવી બુમો પાડવાથી ખેડુતો મજુર સસ્તા મેળવી શકશે નહીં. શહેરોમાં અને કસબામાં ગામડાના મજુરો ખેંચાઇ આવે છે. મજુરને જ્યાં મજુરી વિશેષ અને ચાલુ મળ્યાં કરે ત્યાં તેઓ જવાનાજ. વળી શહેરોમાં તેઓને ઉચ્ચ પ્રતિનું રહેવાનું તથા મોજ શોખના ઉપભોગનું સેવન મળવા સભંવ હોવાથી મજુરો ગામનો નિવાસ મુકી શહેરમાં આવે તે સ્વાભાવિક છે. તેમને કોઇ રીતે રોકી શકાય નહીં. ખેડુતો કહે છે કે અમને ખેતીનું કામ કરવાને બે આને વ્હાડીયાં મળતાં હતા હવે ચાર આના આપતાં પણ મજુરો મળતા નથી, એ વાત ખરી છે, પણ મજુરોને રોકવાનો બીજો કોઇ રસ્તો નથી ખેડુતોએ મજુરોને પેટપુર અને ચાલુ રોજી આપવી જોઇયે. તેમ કરવાને તેમના પાસે સતત ખેતી કરાવવાનો બંદોબસ્ત કરવો જોઇયે. તેમ તેમને પેટ પુરતુ ખાવાનું પણ આપવુ જોઇયે. તેમ થાય તોજ તેઓ ગામડામાં સ્થાયી રહી શકે. વળી કોઇ કારણસર ચારે માસ ખેતીમાં મજુરોને રોકવાનુ બની શકે નહીં તો ઘરમાં થઇ શકે તેવા નાના નાના ઉદ્યમો તેમની પાસે કરાવવાનો બંદોબસ્ત કરાવવો જોઇયે. ખરી રીતે ખેડુતો પોતાની શક્તીનો વ્યર્થ નકામો કરી નાંખે છે. આળસમાં વખત ગુમાવી નાખે છે. ઉનાળામાં તો ખેતર સામુજ જોતા નથી. ખેતરમાં શુ થાય છે તે તેવા વખતે જોવા પણ જતા નથી. કેટલુંક કામ તેઓ ઉનાળાની નવરી મોસમમાં ખેતરમાં કરી શકે, એમ છે તે તેઓ કરતા નથી પછી જ્યારે વરસાદ આવે છે ત્યારે બધુ કામ સાથે ઉકેલે છે તેમાંજ તેમને મજુરોની જરૂર પડે છે અને તે મોંઘા છે એવી બુમો પાડી પોતાની અને મજુરોની શક્તિનો વ્યય કેમ કરવો તેની દરકાર કરતા નથી. તેનો કેવી રીતે સારો ઉપયોગ કરવો તેની ફીકર કરતા નથી.

જમીનમાં કસ રહ્યો નથી એવી તેમની ફરીયાદમાં પણ થોડુંજ વજુદ છે. બેશક જમીનનો કસ ઓછો વત્તો થવાનો સંભવ છે પણ તેનો ઉપાય કરવાથી કસ સ્થિર રહી શકે છે. મનુષ્યની શક્તિ તાવ વગેરે બીમારીના વખતમાં ઓછી થાય છે તેનો ઉપાય કરી શક્તિ પાછી લાવી શકાય છે. તેમજ જમીનમાંથી કસ જતો રહે તેને પાછો લાવી શકાય છે.

જની અને દેશની શોભા વધારી; લક્ષ્મીમાં વધારો કરી ગઇ છે. વર્તમાન સમયે અંગ્રેજો, ફ્રેંચ, જર્મન, જાપાનીઝ, અને અમેરીકાના સંયુક્ત પ્રાંતની પ્રજાએ પણ આજ સાધનથી એટલીજ ઉન્નતિ મેળવી છે. તેઓ પૈસામાં માનમાં, જ્ઞાનમાં અને કેળવણીમાં જગતના શિર્ષસ્થાનના અધિકારી થયા છે. તે સ્થાન અપાવનાર અલૌકિક બળ વાણિજ્યથીજ મળ્યું છે. એક વખતે જે બ્રીટનો અસભ્યમાં ગણાતા, નાના સરખા દ્વીપ વાસીઓ એક વખતે શિકાર ઉપરજ ગુજારો કરતા; તેજ દ્વીપના આજનાં સુસંતાનો વાણિજ્ય બળથી વર્તમાન સમયે પૃથ્વીના શિરો ભૂષણ થઇ પડ્યા છે. "ઇંગ્લાંડેશ્વરના રાજ્યમાં ક્યારે પણ સૂર્ય આથમતો નથી" એવુ પ્રવાહ વાક્ય સહુ કોઇના મુખમાંથી સાંભળવામાં આવે છે તેનું મૂળ જોઇએ છીએ તો વ્યાપારજ છે, વાણિજ્યથીજ વિજ્ઞાનની પણ ઉન્નતિ થઇ છે. વળી ઉપર કહેવામાં આવ્યું છે જે કૃષિ અને શિલ્પ એ બે વાણિજ્યનાં મૂળ છે. ઇમારત ચણનાં પાયાની મજબુતી કરવીજ પડે છે એમ બંને બાબતોની મજબુતી તો પહેલાંથીજ કરવી પડે એ વાત વિસરવાની નથી. વર્તમાન સમયે ઉન્નતિશીલ જાતિ વાણિજ્યની ઉન્નતિ કરવા વિવિધ યત્ન કરી રહ્યા છે. વિવિધ યત્નો કરી દિવસે દિવસે વિજ્ઞાનની પણ વૃદ્ધિ કરતા જાય છે. વિજ્ઞાનના બળથી તેઓ વસુંધાના પેટમાંથી વિવિધ ધન, ધાતુ, રત્ન વગેરે કાઢી શકે છે. વિવિધ બાષ્પિય યંત્ર, આગીબોટ; મીલો વગેરે બનાવી વાણીજ્યની સુગમતા મેળવી છે. વજ્ર જેવા કઠોર પર્વત કાપી રાજપંથ બનાવે છે. ખાડીઓપુરી સમુદ્રની જમીન અને સંયોગીભુમિ ખોદી સમુદ્રના માર્ગે મોકળા કરે છે. વિચિત્ર વેગવાળી નદીપર વિચિત્ર પુલ બાંધી શિલ્પકૌશલ્યનો ખરેખર નમુનો આપણી આગળ રજુ કરે છે એવાં મહાન્ કામ કરવાનું બળ આપનાર વેપારજ છે. તો આવા વેપારની પાછળ આપણાં સંતાનો તૈયાર થાય તો પણ સંતાપ મટવાને વાર લાગે તેમ નથી.

છેવટે વિરામતાં પ્રભુ પ્રત્યે એ માગણી કેઃ—

મહીમાં ભલા વર્ગને મેહ માગ્યો,
રહે લાભને ક્ષત્રમાં લોક લાગ્યા.
જનો અંગમાંથી મરીને ઉતાપો,
સકલ બંધુમાં સંપ સુદૃઢ થાપો. અસ્તુ.

Registered No B 604.

If not delivered please return to the Kadwa Hittechhu Office, No. 463 Richey Road, AHMEDABAD.

તેજ નિરધન અને દુઃખી. આવી આવી ઘણી બાબતોમાં સઘળું ઉલટું ઉલટું થઇ ગયું એ જોઇ મને ખેદ થાય છે. જે ખેડુતોને સારી મદદ મળતી જેને સારૂં માન મળતું જેને સર્વ કોઇ ચાહતા અને જે પર સર્વનો સદ્ભાવ હતો તેને હાલ મદદ આપવી તો રહી પણ તેની દશા કેવી છે તે તરફ પણ જોવાતું નથી. માન આપવાને બદલે તુચ્છકાર ને તિરસ્કારના શબ્દનો વરસાદ વરસે છે, અને ચાહના તો કોણ જાણે કયે દિવસે ચિતામાં બળી ગઇ છે. આવું આવું થવાથી સખેદ થાય એમાં શું ખોટું ?

માધવ—છોકરા, તું તો બહુ બહુ ફિકરમાં પડી ગયો અને આવા આવા વિચાર કરીશ તો કેવળ ઘેલો થઇ જઇશ. પણ તેમાં કાંઇ ખોટું નથી. તારૂં કહેવું મને પણ વિચાર કરાવે અને નિશ્વાસ ન ખાવે તેવું છે પણ તારામાં અને મારામાં કંઇક ફેર છે.

ચંદુ—બાપા, તેતો મેં પ્રથમજ કહ્યું હતું કે કાંતો આપ મારા વિચારને મળતા થશો અગર મને હસી કહાડશો. પણ આપ ઘણી વખત કહો છો કે અરે ભાઇ અમો નાના હતા ત્યારે વખત આવી ઘણોજ સારો હતો. અમે જ્યાં જ્યાં જતા આવતા ત્યાં ત્યાં અમે ફતેહ પામતા. આ આપણી વાડીમાં એક વખત એટલો તો કપાસ થયો અને તેની એવીતો કિંમત આવી કે આ પેટી રૂપિઆથી તદ્દન ભરાઇ ગઇ.

એક વખત બાજરીના ખળામાં દાણા આવ્યા તે જોઇનેજ દરબાર સાહેબે કહ્યું કે ખેડુતો પાસે રહેવા દ્યો. આ વર્ષે નાખવાને દરબારમાં જગા નથી અને છેવટે આખું વરસ ખેડુતો પાસે રહેવા દઇ વર્ષેનો દાણો દરબારે લીધોજ નહીં. માત્ર તલ કપાસની ઉપજમાંથી વજે ભાગ લીધો. આવી દરબાર સાહેબની મોટી નજર હતી. દરબારી કોઠારો દાણાથી ભરપુર હતા. તેમ ખેડુતોના ઘરમાં પણ અનાજનો પાર નહોતો. આ સઘળું ક્યાં ગયું ? ઘી રૂ. ૪—૫) નું એક મણ મળતું તે આજ વીશ રૂપીયા ભાવ સુઝતોજ નથી.

માધવ—ભાઇ સાંભળ. તેનો ખુલાસો હું થોડાકમાં કરૂં છું કે પરદેશી લોકો અનાજ વાપરતા થયા ઘી ખાતા થયા અને તે આ દેશમાંથી મળવા મંડયું તેથી અનાજ ઘી વિગેરે પરદેશ જવા માંડયું

મનાની જેનને મુસાફરી ઘણી ઘણી થવા
જનાય અ ય દેશમા નનાય માન ત્યાં નવા
થનાય કાયતાથી પૂભ જાણીતા સુ જને
. વદુ પૂર્ણ પ્યારથી વિનાયતી ધ્વજા તને ૪
વળી હજાર ગાઉના *ખબરરૂ જૂજ તારમા,
પમાય છે ટપાલથી વળી અપાય તારમા
વળી જુઓ વિમાનથી અમાગમા ઉ ાય છે,
દ વદુ પૂર્ણ પ્યારથી વિનાયતી ધ્વજા તને ૫
અને છાપ ખાનમાંથી પુસ્તકો છપાય છે,
અમુલ્ય વસ્તુ એહ થોડી કીમતે પમાય છે
નગાર મ ય માંથી શુભ વાચનો મળી શકે
દ વદુ પૂર્ણ પ્યારથી વિનાયતી ધ્વજા તને ૬
બહુજ મેટ જો ધર્મ સમુદ્રને પુરાવીને
નહેર તો મનાવી છે જમીનને ખણાવીને
અમુલ્ય લાભ એમ ખુબ આપીઆ પધારીને
. વદુ પૂર્ણ પ્યારથી વિનાયતી ધ્વજા તને ૭
જનો વિદેશ જાય ત્યા માય ખુબ માનને,
લવાય તે સ ત્યથી ન આ ગાથી બને
લટાર ને ઠગારૂ સર્વ આપ પાપમા પડે
દ વદુ પૂર્ણ પ્યારથી વિનાયતી ધ્વજા તને ૮
ગણ્યુ ગુણ કેટના ન મૂળથી ગણાય તે
સહસ્ત્ર ઝભ હોય તો ન માણસો ભરી શકે
મતી નગાર શામજી તે કેમ સ ી શકે,
દ વદુ પૂર્ણ પ્યારથી વિનાયતી ધ્વજા તને ૯
નગાઇમા વ ાઇ ખુબ આપશે પ્રભુ તને,
વળી વિભ વખાણ શે સમર્થ અથ સારીને
વિ ારીને અમારી અર્જ કરે ને બજાવશી,
વધારી સા ી મિતિ ધ્વજા તને ગજાવશે ૧૦

* ખબરો રને ર જોડેલો છ બહુ વચન માટે

તેડાવ્યો અને ભાર મુકી પૂછો છો તો મારી બુદ્ધિ પ્રમાણે હું તે બાબતોને નીચે પ્રમાણે સુધારવા ધારૂં છું.

**૧ કુસંપ**—કુસંપ તે શું ? આપણે એકૃત વગ કોઇ ફૂવીનું ઉત્તમ કામ હાથ લીધું છે અને તે પરાપુર્વથી ચાલ્યું આવે છે તેમાં જેમ જેમ વસ્તી વધતી ગઇ તેમ તેમ સૌ સૌને અનુકૂળ પડતા ભાગોમાં વહેંચાઇ ગયા તેથી જ્યાં . જેવી જમીન હવા પાણી તે પ્રમાણે તેઓ વર્તવા લાગ્યા; અને જુદા પડતા ગયા તેમ તેમ તેમની સાથેનો વહેવાર જુદો પડતો ગયો. તે એટલે સુધી કે એક બીજાનું અન્ન પાણી લેવાનો રિવાજ પણ ગયો અને એક બીજાથી તદ્દન જુદીજ જાત માનવા લાગ્યા. તેથી એક કુટુંબના પારાવાર ભાગ પડ્યા. ભાગ પડવાથી એક બીજાના કામને કોઇએ મદદ કરી નહી. માન આપ્યું નહીં ને મારૂં સારૂં છે બીજાનું મારા જેવું નથી આવા મનોભાવથી એક બીજાથી અલગ રહ્યા. હવે આપણી કડવા જ્ઞાતિએ **પરીપટ્ટો** ભરવા માંડી છે. તેમાં સમગ્ર ભારત વાસી કણબી ભાઇઓ આવી ભાગ લે છે, તો મારા ધારવા પ્રમાણે જ્ઞાતિ એકત્ર થવાના પગલાં ભરાયાં છે અને પ્રભુ ઇચ્છા હશે, તો અમુક વખતે પાછી અસલ હાલતમાં આવી જશે .

**બાળ લગ્ન**—આ રિવાજ તો અણહદ નુકશાન કારક છે. અરે લગ્ન તે શું એ સમજતાં થયાં પહેલાંજ માબાપો તો કાચાં વેલાં થઇ લગ્ન કરી દે છે. અને શું કરીએ છીએ તે તરફ જુએ પણ નહીં તેમાં પણ પ્રસુતીના વખતનો બાળક , એટલે બે ચાર વાસાનું હોય, તેનાં પણ લગ્ન **આતે લગ્ન કે ફજેતી ?**

આ રિવાજ બંધ કરવામાં આગેવાનોએ પ્રથમ પગલું ભરવું જોઇએ. **કહેવા કરતાં કરી બતાવવું એજ ઉત્તમ છે.** જે દિવસે લગ્ન દિવસ નક્કી કરવાને માતામાં એકત્ર થાય ત્યારે જો આ સવાલ રજુ થાય અને લગ્ન કહાડવામાં જેને લાભ છે એવા બ્રાહ્મણ અને બીજાઓ પોતાનો સ્વાર્થ ત્યાગ કરવા જેટલી ઉદારતા વાપરે તથા ગાયકવાડી રાજ્યનો બાળલગ્ન પ્રતિબંધક કાયદો પૂર્ણ પણે અમલમાં મુકાય તોજ બાળલગ્ન બંધ થાય. વળી હાલ ઘણાંના મગજમાં ઠસીગયું છે કે બાળલગ્ન બંધ કરવા, પણ કોઇ આગળ થઇ પહેલ કરવા હિંમત કરતું નથી એ દલગીરી ભરેલું છે. જો આગેવાનો પોતેજ આમાં સંપૂર્ણ ધ્યાન આપે તો બીજા " કાંઇક શ્રદ્ધાને કાંઇક જોનારી " પણ પાછળ પાછળ ધારમ આવે ખરા.

અપૂર્વ શક્તિવાળા, પરાક્રમી તમારા
પૂર્વજ શૌર્યધારા, વરસાવો અગઅગમા—ઝુનો૦

વસુધના નિર્મોક્ષ વ્રત ધારજો
પ્રતિજ્ઞા ભીષ્મ જેવી નિભાવજો
ભૂમિ ભક્તિ ઝરો વહેવડાવજો
શુભ્ર કીર્તિ પતાકા ફરકાવજો

થાજો સુપુત્ર માન, સજ્જન રક્ષનારા
દુર્જન દમનારા, ઘુમી રણ રગમા—ઝુનો૦

**વીરમતી**—(પારણામાથી ક્ષેત્રસિંહને પોતાના હાથમા લઇ) વ્હાલા બાળ ગણુ વગના નાજુક અવતાર, તારૂં રસીલુ મુખ કેટલું પ્યારૂ લાગે છે? તારા તેજસ્વી નયનો પ્રીતિની અમીધારા કેવી વરસાવે છે? ખરેખર, આજ આનન્દનો દિવસ છે મારા પ્યારા પુત્ર ક્ષત્રસિંહની પહેલી વર્ષગાંઠ છે તેથી જનાનામા આજ ગેજ લીલા લહેર છે, હર્ષ અને પ્રમોદનો પ્રવાહ ઘેરેઘેર છે પરમકૃપાળુ પ્રેમીદેવી વસુમતી પોતાની નિરન્તર ધ્યાન વૃત્તિ માથી જાગૃત થઇ અવશ્ય પધારનાર છે, તેથી મહારાણા માર્ગસિંહ દરબારનુ કાર્ય ત્વરાએ પુરૂ કરનાર છે, માતાજીના સત્કાર માટે અત્રે જલદી આવનાર છે

(મહારાણા હમીરસિંહ પ્રવેશ કરે છે)

૯ **હમીરસિંહ**—પ્રિયતમા વીરમતી, આજે ક્ષેત્રસિંહની વર્ષગાંઠના માંગલિક પ્રસંગે સમસ્ત સરદારો અને સૈનિકો હર્ષ હિમત અને ઉત્સાહના આવેશમા આવી ગયા છે, ચિતોડને પાછુ સર કરવા અધીરા થયા છે, ચિતોડની અધિષ્ઠાત્રી દુર્ગાદેવીના પવિત્ર દેવળ ઉપર બાપારાવળનો દેદીપ્યમાન ધ્વજ પુન ફરકાવવા તત્પર થઇ રહ્યા છે તેથી હવે વિલંબ કરવાની શી જરૂર છે?

**વીરમતી**—પ્યારા પ્રાણનાથ, તમારા ઉમંગને હું આનન્દ સાથે વધાવી લઉં છું પણ મારા ધારવા મુજબ બળ અને કળનો યોગ્ય રીતે પ્રયોગ કરનાર સહેલાઇથી વિજયવંત થાય છે, મા

# આપણે હાલ શાની જરૂર છે?



( લેખક: રા. રા. પ્રભુભાઇ જીવણજી પટેલ સુરત. )



ઘણા વર્ષો પૂર્વે આપણો દેશ જ્યારે જાહોજલાલીમાં હતો તે વખતે આપણા બેહુતો દુનિયાને જીવત દાન આપનાર મહાન પુરૂષો ગણાતા હતા. ક્રમે ક્રમે સૃષ્ટિના નિરંતર ફેરફારોને લીધે ધીમે ધીમે પડતી થવા લાગી. કહેવત છે કે " ચઢતી તેની પડતી " એના આધારે વચલા કાળમાં આપણા દેશની જાહોજલાલી ઉપર અંધકાર છવાઇ ગયો હતો. પણ હવે ધીમે ધીમે વિદ્યાના પ્રચાર વડે કંઇક ઉજાશમાં આવવા લાગ્યો છે.

બંધુઓ આપણે ઘણા અંધારામાં હતા પણ હવે અજવાળામાં આવ્યા છીએ અને કેળવણીની ઉપયોગીતા સમજવા લાગ્યા છીએ.

કોઈ પણ માણસ પોતાના મનમાં એવો વિચાર ધારશે કે મારે કેળવણી લઇને પછી મારા ગૃહનું ગામનું અને છેવટ દેશનું ભલું કરવું છે. તો મને કહેવા દો કે તેવા માણસે પ્રથમ ઉંચી કેળવણી લઈ પોતાની જાતેજ સુધરીને પછી બીજાને ઉપદેશ કરવો. એમ કરવાથી તેનો ઉપદેશ હરકોઈ માણસ સાંભળશે માટે કોઇની પણ ઉન્નતી કરવી હોય તો પ્રથમ કેળવણી લ્યો અને પછી આપો.

આપણે કેળવણી કેળવણીની વાતો કરીએ છીએ પણ તે કેવા પ્રકારની કેળવણી. શું માણસને વાંચતાં લખતાં આવડે એટલે તેણે કેળવણી લીધી ? શું તે પોતાનું ગુજરાન ચલાવે એટલે કેળવણી લીધી કહેવાશે ? નહિ. પણ સબુર કરો ભાઇઓ હું કહુંછું. તે કેળવણી તે વાંચતાં લખતાં આવડવાની નહિ પણ ધર્મ તથા નીતિની., નહિ કે બી. એ. અગર એમ. એ. થયા એટલે કેળવણી પામી ગયા.

માણસે પોતાની બાલ્યાવસ્થામાં પોતાને ગૃહસ્થાશ્રમમાં તથા વૃદ્ધાવસ્થામાં વાપરવાને માટે-ભરી રાખવાને માટે તેના બચપણમાં જે વિદ્યા સંપાદન કરવી તે એવી રીતની કરવી કે તેનાથી તે પોતાનું પોતાના

ચિત્ત દુર્ગંધીર વસનિ સાચી, ક્ષત્રિય જીવનસાર,
રણ શુરા મરણે આવો, મેવાડ પુનરુદ્ધાર,
ધવલ કીર્તિ જે મનનાર, તે છે રીગનો શૃંગાર— પરમ૦

(રેબલો.)

## પ્રવેશ ૬ ઠો.

, સ્થળ—કેનવાડમા મૃણાલિનીનુ નિવાસ સ્થાન.

(મૃણાલિની પ્રવેશ કરે છે.

**મૃણાલિની**—કોઈ સમયમાં પ્રિયતમ જાનના દર્શનથી મારો અન્તઃકરણમા હર્ષથી ઉભરાય છે ગ્રીષ્મ ઋતુમા પાણિ વગર પ્યાસી ચાતકિની જેવી રીતે ઘનોદયની પ્રતીક્ષા કરે છે, જેમ પ્રિય ચક્રવાકના વિયોગે વિહ્વલ ચક્રવાકી જેવી રીતે ચંદ્રોદયની આકાંક્ષા રાખે છે, તેવીજ રીતે વિરહ રાત્રિના શ્યામ અન્ધકારમા વેનાયેલી આ બાળા જાન સૂર્યના આગમન માટે ક્ષણે ક્ષણ ઉત્કણ્ઠા ધારે છે આજે મારા હૃદયહાર જીવનસાર, પ્રાણાધારના પ્રેમરસનુ પાન કરવાનો અવકાશ છે, તેનો પુરો લાભ લેવા મારા મનમા આશા છે

**જાલ**—(પ્રવેશ કરી) પ્રિયે મૃણાલિની, આટના દિવસ મહારાણાના નામને લીધે દૂર રહેવા માટે તમારી ક્ષમા માગુ છુ.

**મૃણાલિની**—ક્ષમા માગવાની લુચ્ચી પદ્ધતિ બહુ સારી છે ખરેખર તેનો પ્રયોગ કરી લાંબા વખત સુધી તનસતી આ બાળાને તમે છેતરવા ધારી છો.

**જાલ**—હાલી, તમને છેતરવાનુ મારે શુ પ્રયોજન?

**મૃણાલિની**—ત્યારે આટના બધા દિવસ આ ભોળી બાળાને વિસારી દેવાનુ શુ કારણ?

**જાલ**—કર્તવ્ય પરાયણ પુરુષોથી કાંઈ માશુકના મુખ આગળ ચોંટી રહી કેમ બેસી રહેવાય?

**મૃણાલિની**—આશ્રયના અભાવે અધીરી નારીથી કાંઈ દિવસોના દિવસ ઝુરી શકાય?

કેળવણીને માટે ઘણા પ્રકારો છે. પણ એમને જો થોડું ઘણું વાંચતા આવડશું કે ગમ્મત કરાવી અને ધર્મ તથા નીતિના પુસ્તકો વંચાવી તે પ્રમાણે ચલાવવાને માટે એમની પાસે પ્રયત્નો કરાવવા. મોટા મોટા પુરૂષો તથા સ્ત્રીઓના દાખલા આપી તે પ્રમાણે વર્તવાને ગમે તે પ્રકારે યુક્તિ કરવી. જ્યારે અબળા જાતિ કેળવાશે ત્યારે આપણો ખરો ઉદ્ધાર થવાનો છે. કદાચ ઘરમાં પુરૂષ કેળવણી પામેલ હોય અને સ્ત્રી જો અભણ હોયતો સારી રીતે સુખથી સંસાર ચાલેજ નહિ. માટે બંને સમાનતા વાળા જોઇએ. સ્ત્રી એ પુરૂષનું અર્ધું અંગ છે. માટે એને પણ જો ઉંચી કેળવણી મળે તોજ જ્ઞાતિનો શું પણ દેશનો ઉદ્ધાર થઇ શકે.

બીજાં નાનાં નાનાં આપણને ઘણાં કારણો નડે છે. જેવાં કે બાળ લગ્ન, જ્ઞાતિવરા, રોવાકુટવાનો રિવાજ વીગેરે ઘણાં કારણોથી આપણે જે કંઇ પેદા કરી શકીએ તે પાણીમાં નાખી દીધા બરોબર થાય છે. પણ આપણે એવી યુક્તિ કરવી જોઇએ કે આપણે દરેકે દરેક પાટીદાર બચ્ચો કેળવણી લીધા વગર રહે નહિ. જો આ પ્રમાણે થશે તો પછી આપણી ઉન્નતી ઝટ થશે. વળી હું કહીશ કે જ્યારે આપણા ભાઇઓ કેળવણી પામશે એટલે પોતાની ઉન્નતી શામાં છે તે સમજવા લાગશે. અને એ પ્રમાણે જ્યારે થશે એટલે આપોઆપ આ દુષ્ટ રિવાજોને કેળવણી પામેલ યુવકો બાળી મુકશે. અરે ! બાળી તો શું પણ તેની રાખને પણ રહેવા દેશે નહિ અને જ્યારે એ પ્રમાણે થશે એટલે ઝટ આપણે અંધકારમાંથી અજવાળામાં આવી પડશું.

તથાસ્તુ.

———(૦)———

ઉપરના લેખો જેવા આવ્યા હતા તેવાજ છપાયા છે. ભાષા દોષ કંઇક અંશે સુધાર્યા છે. વાંચકોને વીનતી છે કે તેમની કદર કરવી.—

વ્યવસ્થાપક.

---

# અમૂલ્ય ભેટો.



નીચેના પુસ્તકો કે વસ્તુઓમાંથી કોઇ એક પુસ્તક કે વસ્તુ મંગાવનારને તેની કિંમત કે પોષ્ટેજ કંઇ પણ લીધા વગર તદન મફત મોકલવામાં આવે છે, પણ એક કરતાં વધારે પુસ્તક કે વસ્તુ મંગાવનારે તે વધારાના દરેક પુસ્તક કે વસ્તુ બદલ અર્ધા આનાની ટીકીટ મોકલવી.

**બ્રહ્મચર્ય**—બ્રહ્મચર્યનો અલૌકિક પ્રભાવ દેખાડનારો દાખલા દલીલો સાથેનો ઉત્તમ નિબંધ.

**સ્ત્રી સમાગમ**-દીર્ઘાયુ તથા આરોગ્યની જાળવણ માટે સર્વોત્તમ નિબંધ.

**સતીદ્રુપદી**—શ્રીકૃષ્ણ પરમાત્માનાં પત્ની સત્યભામા પ્રત્યે સતીદ્રુપદીએ પ્રતિવ્રત્ય વિષે જણાવેલા વિચારો.

**ફેન્સી બુકમાર્કસ**—પુસ્તકો વાંચતી વખતે તેમાં નીશાની રાખવાનું ઉત્તમ સાધન. માત્ર અંગ્રેજી ભણનારાઓએજ આ બુકમાર્કસ મંગાવવી.

**માલીની**—ઘણી બાબતોનું જ્ઞાન આપનારી રસીલી વાર્તા.

**બાજીગર**—ભીમસેન તથા અર્જુનના ગર્વનો નાશ કરવાની શ્રી કૃષ્ણની અપૂર્વ યુક્તિ.

**દૈવજ્ઞવિદ્યા**—ભવિષ્યના પ્રશ્નના જવાબોનું પુસ્તક.

**પુનર્લગ્ન અને પશ્ચાતાપ**—એક અસરકારક નિબંધ.

**આયુર્વેદ રહસ્ય**—હિંદી અને અંગ્રેજી ભાષાનું વૈદક ચોપાનીયું માત્ર નમુનોજ મફત

**ફેન્સી પોષ્ટ કાર્ડો**—ઉંચી જાતનાં જાડાં લીસા સુશોભીત કાર્ડો.

**બાવીસ રસીલી વાર્તાઓ**—લક્ષ્મિ અને સરસ્વતી જેવી વૃત્તિ તેનું ફળ. કૃતઘ્નપણું, પ્રભુનો અનુગ્રહ, વાદીના ગેરલાભમાં અપાયેલ ફેંસલો, એ પ્રમાણે બાવીસ વાર્તાનો સંગ્રહ.

**સિકંદર બાદશાહે કરેલી અમ્રતની શોધ**—એરીસ્ટોટલ, ખ્વાજા ખીજર અને મહેતર અલીઆસના ચમત્કારીક ચોક્કસ ઇતિહાસ સહિત જાણવા જોગ રમુજી વાર્તા.

**અલંકાર મણિમાળા**—ઉપમા આદિ ૬૩ અલંકારોના દષ્ટાંત તથા સમજ સાથેનું સંસ્કૃત પુસ્તક. માત્ર બી. એ. કલાસમાં અભ્યાસ કરતા સંસ્કૃત ભાષાના અભ્યાસીઓનેજ ભેટ અપાય છે.

**આયુર્વેદ માર્ગોપદેસીકા**—જુદાં જુદાં ૬૩ દરદોનું વર્ણન, કારણ તથા ઉપાયોનું ઘણું સરસ પુસ્તક. આ પુસ્તક માત્ર અમારા ગ્રાહકોનેજ ટપાલ ખર્ચનો અરધો આનો લઇ મોકલવામાં આવે છે.

વર્તમાનમા તેવા લગ્નના જોઇન શકાય એમ છે

આમા સિદ્ધાતમા કન્યા શ્રીમનની આવશ્યકતા છેજ એ બીજા સિદ્ધાતમા બતાવ્યુ છે આપણાથી ઉચી ન્યાતો—જેવી કે બ્રાહ્મણ વૈશ્ય વીગેરેમા શ્રીમન પરનાનો રીવાજ છે એ જ્ઞાતિઓનુ અનુકરણ આપણે ઘણી બાબતોમા કરીએ છીએ તો શામાટે પરનાની બાબતમા તેમનું અનુકરણ ના કરવુ જોઇએ ? ધધા રોજગારમા, ખાના પીવામા, પહેરવા ઓઢવામા આપણે વાણીઆ બ્રાહ્મણનુ અનુકરણ કરીએ છીએ તો પરનાનુ અનુકરણ કરવાની ખાસ જરૂર છેજ.

પ્રિય વાચક ! અમારા દ્રષ્ટીમા જે દેખાયુ તે તમને નીદિત કીધુ તેને ન્યાય તેથી વીપરિત દેખાય તો જણાવવા વીનતી છે. ભુલ હશે તો સુધારવાનો પ્રસગ પ્રાપ્ત થશે અમારો કોઇ આગ્રહ નથી દરેક માણસને પોતાની ઈચ્છાનુસાર વરવાની છુટ છે પણ પોતાના વર્તનથી બીજાને નુકસાન થાય તો તેની પણ કાળજી રાખી અટકવાની ફરજ સમજનો ધરાવે છે તેમ દરેકને કરવુ ઘટે છે

---

### અમદાવાદમાં

## કડવા પાટીદાર જ્ઞાતિના

## વિદ્યાર્થીઓ

કેટલા હશે તે જાણવુ ઉપયોગી થશે એમ જાણી તેના આકડા એકઠા કર્યાં છે એ સખ્યા સહેલાઇથી ઉપલબ્ધ થતી નથી આપણી જ્ઞાતિના છોકરાની સખ્યા જુદી ગ્યાઇ દર્શાવાતી નથી શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામડળ તરફથી સ્વજ્ઞાતિના છોકરા છોકરીઓને ગઇ તા ૪ થી એપ્રીલે ઈનામ વહેચ્યા તે ઉપરથી આ આકડા તારવી કાઢયા છે આપણી જ્ઞાતિમા વિદ્યાનો પ્રચાર કેટલો થયો છે યા થાય છે એ વિષે કાંઈક ખ્યાલ એ ઉપરથી આવી શકશે

મ્યુનીસીપાલ તાબાની ૪૦ ઉપરાત પ્રાથમિક શાળાઓ આ શહેરમા ચાલે છે તથા મીશનરીની પાચ ૭ છે અને ૧ મીલના મજુરોના છોકરાઓને ભણવા સારૂ ઉઘાડી છે તે સુધાની શાળાઓમા કડવા પાટીદારના ૬૮૦ છોકરા છોકરીઓ ભણે છે તેની વિગત નિચે આપી છે.

મ્યુનીસીપાલેટીની સઘળી શાળાઓમા આશરે ૭૬૦૦ છોકરા છોકરીઓ ભણે છે તથા મીશનરી અને બીજી શાળામાં ૪૦૦ ગણતાં ૮૦૦૦ બાળકો પ્રાથમિક શિક્ષણ લે છે. તેમાંથી અમારી જ્ઞાતિના બાળકો ફક્ત ૬૮૭ છે એટલે કુલ વિદ્યાર્થીની સંખ્યાનો ૧૨ મો હીસ્સો છે તે કંઇક સંતોષ લેવા જેવુ છે.

કીયા લત્તામા કેટલા છોકરા છોકરીઓ છે તે ઉપરના કોઠાથી જણાઇ આવે છે દરીયાપર અને ટીળા પોળ આગળની નિશાળોમાં મો ઉપરાંત છોકરાઓ છે. ત્યા આગળ કડવા પાટીદારની વસ્તી પણ વિશેષ છે. કડવા પોળની કન્યાશાળામા બીજી કન્યાશાળા કરતાં કડવાની છોકરીઓની સખ્યા મોટી છે.

અગ્રેજી ભણતા વિદ્યાર્થીની સંખ્યા ૧૩૪ છે. તેમાંના બે છોકરા ગુજરાત કોલેજમા હતા અને બે છોકરા હુનર ઉદ્યોગની કેળવણી લેવા રણછોડલાલ ટેકનીકલ ઇન્સ્ટિટયુટ અને મીલમાં જાય છે.

આ લેખકની વિદ્યાર્થી અવસ્થાના સમયમાં સ્વજ્ઞાતિનાં બાળકોની સખ્યા વિદ્યાભ્યાસના ક્ષેત્રમા એકાદ બે દસકાથી ગણાતી હતી ત્યારે અત્યારે સેંકડાથી ગણાય છે તે જોઈ આનંદ થાય છે. તે વખતે, ઇંગ્રેજી શિક્ષણ કડવા જ્ઞાતિના બાળને ગાડા કરે છે એવી માન્યતા હતી અને ખરેજ અગ્રેજીની બે ચાર ચોપડીઓ શિખેલા કડવા પાટીદારના સાત છોકરા ગાડા થયેલા હતા કડવા પોળમાં માસ્તરની અટકથી ઓળખાતા એક અને બીજા વાકા વનમાળીની પોળના અને ત્રીજા આકાશેના કુવાની પોળના તો આ લેખકના મિત્રો અને સહાધ્યાયી હતા. હાલ અંગ્રેજી શિક્ષણ લેતા છોકરાઓની સખ્યા સતોષ કારક ગણીએ તોપણ કોલેજના શિક્ષણ તરફ નજર કરતાં નિરાશા થાય છે. ગ્રેજ્યુએટ થયેલા લેઉવા પાટીદારોની સંખ્યા હાલ સેંકડાથી ગણાય છે ત્યારે કડવા પાટીદાર ગ્રેજ્યુએટ ફક્ત આંગળીના વેઢા ઉપર ગણાય છે. એમા સુધારો–વધારો થવાની આશા રાખવી અયોગ્ય નહીં ગણાય.

ઉપર આંકડા આપ્યા છે તે બીલકુલ ખરા છે એવો દાવો હું કરતો નથી. મ્યુનીસીપાલ સ્કુલોના સુપરવાઇઝર મી. હરીલાલ ભાઈ દેસાઈ તેમના તાબાની શાળાના સ્વજ્ઞાતિના છોકરાનાં નામ મેળવવામાં–આપવામા ઘણી મદદ કીધી હતી તે માટે તેમનો અને ઉક્ત નિશાળોના

Registered No. B. 894.

॥ ॐ श्री उमिया देवी विजयताम् ॥







# કડવા હિતેચ્છુ.

# THE KADVA HITTECHHU.

પુસ્તક ૫ મું. | નવેમ્બર સને ૧૯૧૪. | અંક ૧૧ મો.

हितेच्छु नरवर हिंदना हितेच्छु करवा काज,
हितेच्छु थइ आगळ वधी शोधो सरस इलाज.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ ટપાલ ખર્ચ સાથે.
વ્યવસ્થાપક, હીરાલાલ વસંતદાસ.



આ પત્ર અમદાવાદ રીચીરોડ, નં. ૪૬૩. ધર્મ વિજય છાપખાનામાં ચીમનલાલ હીરાલાલે છાપી તેજ ઠેકાણેથી ચીમનલાલ હીરાલાલે પ્રકટ કર્યું.

પણ દષ્ટિ કરવી જોઇએ. તેઓ ઇશ્વર તરફ દષ્ટિ રાખીને મિથ્યાભિમાનના ખાડામાં ઉતર્યા વિના પોતાની ખરી ફરજ બજાવે તોજ પોતાનું અને અન્યનું હિત સચવાય છે. પરંતુ મિથ્યાભિમાનથી અસમજણ વગરનું વર્તન ચલાવવા જાય તો હિતને બદલે ઘણું અહિત કરી નાંખે આ બધાની મતલબ એવી છે કે શુદ્ધ નીતિવાળા તો × આત્માભિમાની-પુરૂષાર્થી થવા તોજ બને. અને કર્તવ્ય પરાયણતા તો નીતિમાંજ રહેલી છે એતો સૌ કોઇના સમજવામાંજ છે

એ બાજુની આ સૃષ્ટીમાં સઘળે રીતે ભાવ કોઈક બીજા જનોજ ... મા નડે છે, પરંતુ ખરી વસ્તુ-ખરી નીતિ તો ઉપર કહેવામાં આવી તેજ છે, એને અનુસરીને ચાલવું એજ ખરૂં કર્તવ્ય ગણાય છે, તે સિવાય બીજી નીતિ કહી શકાય નહિ.

જો કે એક મનુષ્ય સંસારમાં સારો નીતિવાળો કહેવાતો હોય-તેનામાં બધા ગુણો સારા હોય, પણ એકાદો પણ દુર્ગુણ હોય અને તે વડે અનર્થ એમ તેનાથી અનાચાર થઇ જાય, તો તે કાંઇ નીતિ કહેવાય નહિ આવા માણસો પણ દુનિયામાંથી પણ નીકળી આવે છે. તેઓને માયાએ ઘેરી લીધા હશે! અથવા તેઓના એવા કર્મનો જથ્થો તેઓને ભોગ આપવા માટે નીકળ્યો હશે! અને તેની સામે થવાને અન્ય સાધનો કયાંઇ ચાલ્યા ગયા હશે! મતલબ કે તેઓ તે વખતે સત્ય સાધનો વાપરી નહિ શક્યા હોય, એ ગમે તેમ હો પણ તેઓના તેવા કર્મને નીતિ-અથવા આત્માન્ય હિતના કામ તરીકે તો કદી પણ ગણાશેજ નહિ તેઓનું એ કર્મ દાખલો લેવા જેવું તો નથીજ તેઓના સારા કર્મનો દાખલો ભલે લ્યો. તેને માટે કોઇ જાતનો વાંધો નથી પણ જો એ વખતે તેનાં બુરા કર્મ માટે ભેગુ તમારા મગજમાં ધ્યાન હશે તો તેનું જોઇએ તેવું સારૂં ફળ મળી શકશે નહિ માટે નીતિને પકડો અને અનીતિને દૂર કરો-જ્યારે અનીતિનો સ્વપ્ન સંકલ્પમાં પણ નહિ રાખો ત્યારે શુદ્ધ નીતિમાં પ્રકાશી રહેલા આનંદ સ્વરૂપ આત્માને વગર વિલંબે તમે જોઇ શકશો. આ પ્રમાણે મહાત્માઓ કહી ગયા છે ( જે સત્શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે )

એક ઘર, ગામ, દેશ કે જગતના ભલા માટે કોઇએ કમ્મર કસી તે કાર્ય સિદ્ધ કરવાનું માથે લીધું તો તે ભલે તેને માટે આપણે કોઇ

× આત્મા શુદ્ધ. બુદ્ધ સર્વમાં સમભાવે રહેલો છે વાસ્તે કોઇને પણ દુઃખ ન થાય તેવું વર્તન પુરૂષાર્થ તરફ દૃષ્ટિ રાખીને ચલાવવું એજ ખરી નીતિ છે, અને એજ દૃષ્ટિથી કાયીક, વાચિક અને માનસિક હિંસા પણ ન થવા દેવી

तत् सत् परमात्मने नमः ॥



# કડવા હિતેચ્છુ.

दोहरो.

हितेच्छु नरवर हिंदना, हितेच्छु करवा काज,
हितेच्छु थइ आगळ वधी, शोधो सरस इलाज.

પુસ્તક ૫ મું. | નવેમ્બર સન ૧૯૧૪ | અંક ૧૧ મો.

## સંવત ૧૯૭૧ ના નવા વર્ષની મુબારકબાદી.

શાર્દુલ વિક્રિડિત વૃત.

થાજો મિત્ર તમામ દામ સહિતે રે'જો સુખી સર્વદા,
ગાજો સૈ ગુણવંત જ્ઞાન ભરીને ટાળી બધી આપદા;
જાજો ખાર તમામ ખાસ બળિને પામો પીઓ અંતથી,
પામીને ધન ધાન્ય સંપ સહિતે સેવો સદા ઉન્નતી.

શાલીની છંદ ચાલ.

દીર્ઘાયુષી ને વળી પુત્રવાળા, થાઓ સર્વે સંપીલા સુખવાળા;
જ્ઞાની ધ્યાની ને બનો સર્વ સારા, ખેતી માંહી સદા કરશો સુધારા;
હોંશીલા સૈ સર્વથા માન પામો, સૃષ્ટી માંહિ સર્વનું નેર નમો;

મુંબાઇ સરકારે ખેતીવાડીના સુધારા માટે ખેતીવાડી ખાતાની મારફતે આઠ લાખ ઉપરાંતની રકમ ખરચી હતી. ઘણી ખરી પડતર જમીન અને જે જમીનમાં ડાભડો ધરો વીગેરે ઘણી ઉગે છે તે જમીન બરાબર ખેડી શકાતી નથી. ડાભ ધરોનાં મુળીયાં જમીનમાં ઉંડાં ગયેલાં હોવાથી જ્યા સુધી ઉંડુ ખેડાણ ના થાય ત્યાં સુધી જમીનમાં પાક પણ સારા થતા નથી. બળદના હળોથી ખેડુતો ડાભ અને ધરોનું જડમુળ કહાડી શકતા નથી. તેથી દક્ષિણમાં અને ખેડા જીલ્લામાં વરાળથી ચાલતાં હળ મંગાવી અખતરા કરવામાં આવે છે. ડાકોરની પાસે ઘણી જમીન કુંવારી છે. એ જમીન ખેડવાને હાલમાં યંત્રથી હળ ચલાવવામાં આવે છે એ અમે નજરે જોયુ. એક જગાએથી બીજી જગાએ લેઇ જઇ શકાય એવાં બે ઇનજીનો હળને ચલાવે છે. તે હળથી એક હાથ ઉંડી ખેડ થાય છે. તે સરકાર તરફથી ચલાવવામાં આવે છે. એક એકર જમીન ખેડવા સારૂ ખેડુત પાસેથી ફક્ત રૂ. ૧૦ થી ૧૨ લેવાય છે. તેના ઉપર એક દક્ષિણી ગૃહસ્થની દેખરેખ છે. તે ઘણા માયાળુ છે અને તે સંબંધી દરેક સમજણ દરેક જોનારને આપે છે. દરરોજ તે હળથી લગભગ ૮ થી દસ એકર સુધી જમીન ખેડી શકાય છે. ૪૦૦ થી ૪૫૦ વારને છેટે બે ઇનજીનો રાખવામાં આવ્યાં છે. ઇનજીનના બળથી તારનાં દોરડાથી હળ ખેંચાય છે. દરેક ઇન્જીન વારાફરતી ચાલે છે. એક ઇન્જીન હળ ખેંચે છે ત્યારે બીજુ ઇન્જીન ઉભુંજ રહે છે. હળ ખેંચતા ઇન્જીન પાસે આવી જાય એટલે હળ ફેરવી નંખાય છે તેને સામેનું ઇન્જીન ખેંચે છે. એ પ્રમાણે દર વખતે કરતા જાય છે. દર વખતે હળ નવ ફુટ જમીન પહોળી ખેડે છે. જેમ જમીન ખેડાતી જાય છે તેમ ઇન્જીન આગળ વધતાં જાય છે. એ ઇન્જનની કીમત ૫૦ હજાર ઉપરાંત છે તેથી સાધારણ ખેડુત લાવી શકે નહીં. તેથી સરકારેજ તે ખરીદ કરીને ખેડુતોને જમીન ખેડી આપે છે. હાલતો અમે ઇચ્છીશું કે અમારા ખેડુતો ફક્ત નાના યંત્રો જેવાં કે લણવાનું, ઉપણવાનું, ઝાડકવાનું, ચાસવાનું, સમારવાનું, ઓરવાનું વિગેરે વાંપરવાની શરૂઆત કરે તો ઘણું સારૂં છે.

ઇનામ—આ માસિકમાં પુછાયેલા પ્રશ્નોના જવાબ જેઓએ એક કરતાં વધારે વખત આપ્યા છે તેમાંના જેઓને "સુબોધ રત્ન માળા બત્રીશી" નામનું પુસ્તક નથી મળ્યુ તેઓ જે તેના ટપાલ માટે અર્ધ આનાની ટીકીટ મોકલી કીયા પ્રશ્નોના જવાબ તેઓએ આપ્યા છે તે લખી મોકલશે તેમને દરેકને ઉક્ત પુસ્તકની એકેક નકલ અમે ઇનામ તરીકે આપીશું.

વધારે વિશ્વમાં કિર્તિ, દિવસ એ દેખશું ક્યારે ?
વિસારી વૈરને વાંધા, વિખેરી ગોળ ને બંધો,
વધારે સંપ જ્ઞાતિમાં, દિવસ એ દેખશું ક્યારે ?
**અમે સૌ બાળ જ્ઞાતિના, નથી ઉંચા, નથી નીચા,**
**અમે છૈયે બધાં સરખાં, દિવસ એ દેખશું કયારે ?**

---




કોમની ઉન્નતિનો આધાર જેમ તેની અંદરની કેટલીક અગત્યની બાબતો જેવી કે-કેળવણી, સાંસારીક અને ધાર્મિક સુધારો વગેરે ઉપર રહે છે-તેમ તે કોમની દાન આપવાની પ્રણાલી ઉપર પણ કેટલેકઅંશે રહેછે.

દાન આપવું તે મનુષ્યની કેટલીક ફરજોમાંની એક અગત્યની ફરજ છે અને તે ફરજ દેખાય છે તેટલી, બજાવવી સહેલી નથી, તે વિચાર કરતાં બરાબર માલુમ પડે છે. આજ કાલ દાન ગ્રહણ કરનારાં અસંખ્ય ખાતાંઓ હસ્તી ધરાવે છે, તેમાંથી કયા ખાતાને કેવું દાન આપવાથી આપણે ફરજ મુક્ત થઇએ તેનો આપણે વિચાર કરશું. એક બાજુથી **મનુ ભગવાન** પોકારીને કહે છે કે;-

**"सर्वेषामेवदानानाम् ब्रह्मदानम् विशिष्यते"**

ત્યારે બીજી બાજુથી લોકમત એવો છે કે "અન્ન દાન સૌથી શ્રેષ્ટ" છે. વળી જ્યારે **મહાત્મા કૃષ્ણના** ગીતાના ઉપદેશ તરફ નજર કરીયે છીએ, ત્યારે માલુમ પડે છે કે તેઓતો દાનને માટે કેટલાક વિચારણીય સિદ્ધાંતો રજુ કરે છે. શાસ્ત્રીય વાત બાજુ ઉપર મુકી જ્યારે આપણે આધુનિક દાન લેનારી સંસ્થાઓ તથા દાન ગ્રહણ કરનારા મહાત્માઓ તરફ નજર કરીએ છીએ તો આપણે મોટા ગોટાળામાં પડી જઇએ છીએ, અને દાન કોને આપવું અને કોને ન આપવું એ એક મહાન્ પ્રશ્ન થઈ પડે છે. એક બાજુથી આપણા ગુરુદેવો આપણને વિશ્વાસ પૂર્વક ખાત્રી આપે છે કે જો તમે અમને દાન આપશો તો જરૂર સ્વર્ગ પ્રાપ્ત કરશો, અને "એક ધણું દાન સહસ્ત્ર ધણું પુન્ય" એવો મહાન્ સિદ્ધાંત રજુ કરે છે. તેઓએ તો દાન આપવાની અનેક યુક્તિઓ ગોઠવી રાખી છે અને તેઓના

# કડવા પાટીદાર બોરડીંગ.



ઉક્ત બોર્ડીંગની ત્રીમાસીક સભા તા. ૧૧ મી જુલાઇ ૧૯૧૫ રવીવારે મળી હતી. કાયમના સભાપતિ હાજર નહીં થઇ શકવાથી દા. પીતાંબરદાસને પ્રમુખની ખુરશી આપવામાં આવી હતી.

ક વર્ગમાંથી એક વિદ્યાર્થી ગણેશ સ્કુલ ફાઇનલની પરિક્ષા પાસ કરીને નોકરી લીધી તે જગા બબાભાઈ રામદાસને આપી. તથા નવા નવ છોકરાઓને ઘ વર્ગમાં દાખલ કર્યા છે તેમને મજુરી આપી હતી.

બોરડીંગના કાયદા પ્રમાણે જે છોકરાઓ પરિક્ષામાં નાપાસ થાય તેમને બોરડીંગમા રાખી શકાય નહીં. પણ ખાસ બનાવ તરીકે મી. લલુભાઈ સોમનાથ ઈંટરની પરિક્ષામાં થોડા ટકા માટે નીકળી ગયા હતા તેમને તથા બીજા ચાર છોકરા વીરચંદ, નરસીભાઇ, જગજીવન અને મણીલાલ કેવળદાસ ગઇ વાર્ષિકમા તથા માર્ચમાં મીડ ટરમીનલ પરિક્ષામાં નાપાસ થયા હતા તેમને મુખત તારીક આપી બોરડીંગમાં ચાલુ રાખ્યા અને બીજા છોકરાઓ જે કાચા માલમ પડયા છે તેમને અભ્યાસમાં વિશેષ ધ્યાન આપવા સુચવવામા આવ્યુ છે.

કુલ ૧૩ છોકરા સારી રીતે પાસ થયા છે તેમાં એક મી. કાનજી શ્રેષ્ટ અને સ્વભાવમા શાન છે ટેકનીકલમાં બે છોકરા છે તેપણ પાસ થયા છે.

ગત ત્રણ મહીનાનો હીસાબ તપાસ્યો હતો જે બીલકુલ સંતોષકારક માલમ પડયો હતો. મહામંડળ જે ગ્રાંટ આપે છે તે તથા છોકરાઓની ફી ફુઆવે તેનો હીસાબ ગણતા સભ્યોને ખાતરી થઇ હતી કે ( બોર્ડીંગ સેલ્ફ સપોર્ટીંગ થઇ છે ) બોરડીંગમાં ૫૦. ઉપરાંત છોકરાઓનો નિભાવ થઇ શકે. હાલ બોરડીંગમાં ૩૬ છોકરા છે. બીજા ૧૪ છોકરા આવે તો પણ હરકત આવશે નહીં.

બોરડીંગવાળા મકાનના કેડનુ નવુ મકાન બોરડીંગ માટે લેવા વિચાર હતો તે કેટલાક કારણસર મુલતવી રાખી ધીકાંટાવાળા મકાનમાં બોરડીંગ ચાલુ રાખવાનું ઠરાવ્યુ હતુ

પીનાનો મનુષ્ય આ જુમો સાંભળતો હશે કે કેમ તે શંકા ભરેલું છે. આતો મરણ સમયની વાત પરંતુ મરણ પછી સજ્જા પુરવાનું જે વિચિત્ર ફારસ આપણા દેશમાં પ્રચલિત છે તે ખરેખર હાસ્ય જનક છે. મરનાર જીંદગીમાં જે વસ્તુઓ વાપરતો હતો તે સર્વ વસ્તુઓનું પ્રદર્શન ભરવામાં આવે છે. આ પ્રદર્શનની માલેકી આપણા ગોર મહારાજની થાય છે. અત્રે કહેવું જોઇએ કે આ પ્રદર્શનમાં આપણા પટેલીયાઓનો પ્રિય હુક્કો પણ રહી જતો નથી. જો કે ભુદેવ તો તેને વેચી નાખે છે વળી આપણને કહેવામાં આવે છે કે આ સર્વ વસ્તુઓ મરનારને તે જ્યાં હોય ત્યાં જરૂર મળે છે!

આપણા વૈશ્ણવ મહારાજો તો દાન લેવાના સૌથી સારામાં સારા હક્કો ધરાવે છે. આપણા બાપદાદાઓએ તેમને લખી આપેલો મેગના ચારટા "Magna Charta" ખાસ હક્ક શબ્દોમાં ઘણો ટુંકો પરંતુ અર્થમાં મહા વિશાળ છે. તે નીચે પ્રમાણે છેઃ—

" તન મન ધન સબ ગોસાંઇજીકો અર્પણ "

વળી તેઓને ઉપર લખ્યા પ્રમાણેજ દાન કરનારા ઉદાર દિલના ઓલીયાઓ વગર હજી આ ભરત ભૂમિ વાંઝણી નથી થઇ ગઇ. હજુ પણ એવા દાનેશ્વરીઓ છે, કે જેઓ પોતાનુંજ નહિ પરંતુ પોતાના કુટુંબનું પણ તન, મન અને ધન આ પોપજીઓને અર્પણ કરે છે. વધારામાં જણાવવું જોઇએ કે આપણા ભુદેવો દાન ઓકાવવામાં શાસ્ત્રમાં કહેલા " શામ-દામ-દંડ-ભેદ " નો પણ અગાધ રીતે ઉપયોગ કરે છે. માતાના ભુવાઓ તથા કેટલાક લંગોટાઓ તો દમ મારીને પણ ભોળા બંધુઓ પાસેથી પૈસા કઢાવે છે. આનો એક તાજો દાખલો મુંબઇ જેવા સુધરેલા શહેરમાં બન્યો હતો. મુંબઇના એક ધર્માદા ખાતાની વાડીમાં ઘણાં મકાનો છે અને તેમાં એક માતાનું દેવળ પણ છે. વાડીના ભાડુતોમાં કેટલાક માતાના ભાવિક ભક્તો પણ છે. આ ભાડુતોએ માતાના જીર્ણ થઇ ગયેલા મંદીરનો જીર્ણોદ્ધાર કરાવા વાડીના ટ્રસ્ટીઓને વારંવાર અરજી કરી હતી. પરંતુ કાંઇ દાદ મળી ન હતી. વાડીના ટ્રસ્ટીઓ પૈકિ એક બે સુધારક છે અને એક બે જુના વિચારના પણ છે. આખરે માતાના એક પરમ ભક્તને યુક્તિ સુઝી. ગત નવરાત્રીના તહેવારોમાં તે પરમ ભક્તના શરીરમાં માતાજીએ એકદમ પ્રવેશ કર્યો. તે ભક્ત ધૂણ્યો અને તેના અંગમાં આવેલાં (?) માતા પૂર્ણ ક્રોધથી ઓચર્યાં કે "ખાંઉ

**મૃણાલિની**—વ્હાલા નાથ, નિરાશ થાઓ નહીં જુઓ, દૂર કોઇ અપરિચિત સ્ત્રી અને બાળક ઉભા છે.

**જાલ**—વ્હાલી, તે બાળક બીજું કોઇ નહીં પણ જેને આપણે શોધવા નીકળ્યા છીએ તેજ વનવીર છે. તે બાળકની સાથે જે તેજસ્વી વનના દૃષ્ટિગોચર થાય છે તેજ ગેહિણી દેવી હોવા જોઇએ એવું અનુમાન થાય છે

**મૃણાલિની**—ચાલો ત્યારે આપણે તેમની સમીપ જઇએ, અને પહેલી અગમ્ય આફતથી ગભરાએલાંઓને આશ્વાસન દઇએ.

**જાલ** (વનવીર પાસે જઇ) ભાઇ વનવીર, કેમ્ મારી ઓળખાણ પડે છે?

**વનવીર** હા, ભાઇ જાલ, દરેક સમયે સમીપ રહેનાર તમારા જેવા નિષ્કામ સ્નેહી કેમ્ વિસરાય?

માતાજી, અને વીરમતીની સતત સેવા કરતા જે મહાશય તેમની સાથે કેલવાડા ગયા હતા તેજ આ સ્વામિનિષ્ટ પરાક્રમી પુરૂષરત્ન જાલ

**જાલ** ગેહિણી દેવી, તેજ જાલ તમારી સેવામાં ઉપસ્થિત છે. મહારાણા હમીરસિંહ અને મહારાણી વીરમતીની ઇચ્છાનુસાર તમે ચિતોડમાં લાયક સ્થાન દીપાવો તે ઉચિત છે, પોતાના વડીલોની માન મર્યાદા પર પૂર્ણ લક્ષ રાખવાની એજ રાણાવંશની રીત છે.

**ગેહિણી** મારા પૂજ્ય જમાઇની મરજી મુજબ વર્તવુ એમાંજ મારી શોભા સમાઇ છે, પણ જ્યા સુધી મારા પતિ અભિમાન છોડી મહારાણાના હિતૈષી થાય નહીં ત્યા સુધી મારાથી હમીરના આશ્રયે રહી શકાય નહિ તેથી મદોન્મત્ત સ્વામીને ઉપદેશના અંકુશે સત્ય પથે વાળવા મારા મનમા ઉમેદ છે

**વનવીર**—હું પણ મારા પિતાને સમજાવી તેમની સાથેજ મહારાણાની સેવામા હાજર થવાની અભિલાષા ધરાવુ છુ.

**જાલ**—તમે નિશ્ચિંત રહો કે મહારાણા હમીરસિંહ તરફથી તમને જરાએ હરકત નહીં પડે. ગમે તે રીતે કે જાળ વાપરી માલદેવને વશ કરવાની હમીરસિંહને હામ છે. માલદેવ પોતે ગમે તેટલાં તરફડીયા મારશે પણ તે છેવટે મહારાણાને શરણ થશે અને તે વખતે પણ સઘળા

જ્યારે એક બાજુથી આપણા દેવળોની તીજોરીઓ રેલછેલ થઇ રહી છે અને આપણા ધર્મગુરૂઓ–હિંદુસ્તાનના પોપજીઓ લક્ષાધિપતિ થયા છે ત્યારે આપણા ગુરૂકુળો, બોરડીંગો, અનાથાલયો, અને વૈદકીય સંસ્થાઓ ધનના અભાવે મુશ્કેલીમાં આવી પડેલ છે. દેશ ભક્ત પંડિત માલવિયાને હિંદુ યુનીવર્સીટી માટે એક કરોડ રૂપીઆની જરૂર હતી પરંતુ ગામે ગામ ડેપ્યુટેશનો લઇ ગયા પછી પણ પુરા પચાસ લાખ રૂપીઆ હજુ થયા નથી ! ધર્મવીર મુનશીરામના ગુરૂકુળોમાં દેશના તમામ બાળકોને મફત કેળવણી આપવાની ઉચ્ચ આશા હાલ તુરત તો નિરાશામાં બદલાઈ ગઇ છે અને હરદ્વાર ગુરૂકુળમાં વિદ્યાર્થીઓ માટે ફી રાખવી પડી છે ! બીજાં ગુરૂકુળોની સ્થિતિ પણ તેવીજ છે ! આપણાં અનાથાલયોના ફંડો નાના હોવાથી દેશના બધા અનાથોનું રક્ષણ થતું નથી અને દરવર્ષે સેંકડો બાળકો પરધર્મિઓના હાથમાં જાય છે. પુરતા સેનીટેરીયમોના અભાવે હજારોની સંખ્યામાં ક્ષય તથા અન્ય ભયંકર રોગોથી પીડાતા દરદીઓ મરણને શરણ થાય છે. મુંબઇ ઇલાકાના કાર્લા સેનીટેરીયમની યોજના ધનના અભાવે હજુ પુરી થઇ નથી. હિંદુ પ્રજાના પૈસાથી ચાલતું એકપણ હોસ્પીટલ આપણા દેશમાં હયાત નથી. આપણા દાનને આધારે ચાલતી દયાનંદ એંગ્લો વેદીક કોલેજ જેવી આદર્શ સંસ્થાઓ બહુ થોડીજ છે.

આટલું વિવેચન કર્યાપછી આપણે દાન ક્યાં અને કઇ રીતે કરવું તે વિષય ઉપર આવશું. અન્ય શાસ્ત્રોને બાજુ ઉપર મુકી હિંદુઓનો સર્વ માન્ય ગ્રંથ ગીતાનો આશ્રય લઇએ તો આપણને સમજાય છે કેઃ—

“ જે યોગ્ય હોય અને જેને જરૂર હોય તેનેજ દાન આપવું જોઇયે ” આ ઉપરથી આપણે જોઇ શકશુ કે આપણા દાનનો પ્રવાહ જ્યાં ધન ઉભરાઇ જતું અને જ્યાં ધનનો દુરૂપયોગ થતો હોય ત્યાં વહેવો ન જોઇએ. તે પ્રવાહને આડે રસ્તે જતો અટકાવીને જ્યાં દાનની ખરી જરૂર હોય, જ્યાં દાનનો સદુપયોગ થતો હોય ત્યાં વાળવો જોઇએ. આપણા ધનનો ઉપયોગ દેશની અંદર કેળવણીનો અને ધર્મનો પ્રચાર કરવામાં અને અનાથોનું રક્ષણ કરવામાં તથા લાચાર દરદીઓની સારવાર કરવામાં થવો જોઇએ. ધર્મનો વિષય આ દેશમાં વિવાદાસ્પદ છે પણ તેને માટે એટલું કહેવું તો સર્વને માન્ય થશે કે માણસ જાતમાં પ્રેમ વધારનારાઓ, ઈશ્વર તરફ પુજ્યભાવ રાખનારાઓ અને અનિતિને ધિક્કારનારાઓ ધાર્મિક સંસ્થાઓ વધારવામાં

જમાડવા પોતાની થેલીઓ ફલાવશે પરંતુ જ્ઞાતિના ઘેર ઘેર જઈ ઉપદેશ આપતું આપણું નાનકડુ ગરીબ પત્ર " કડવા હિતેચ્છુ " મરવા પડે તોપણ તેને મદદ આપવાની દરકાર કોઈ કરતું નથી. "હિતેચ્છુ "ના પાલકપિતા (કારણકે તેને જન્મ આપનાર પિતાએ તેને છોડી દીધું છે) " હિતેચ્છુ " ના જીવન માટે અપીલ કરે તોપણ કોઇ સાંભળતું નથી ! ક્યાંથી સાંભળે ! કસુંબાના ઘેનમાંથી અને હુક્કા ગગડાવવાના રેસમાંથી બીજે ધ્યાન જતું હોય તો કાંઇક સાંભળવું પડેને !

આ લેખમાં આપણી જ્ઞાતિના કન્યા દાન માટે એ શબ્દ લખવું તો અયોગ્ય નહિ ગણાય. આપણે ત્યાં સુપાત્રને કન્યાદાન થતું નથી પરંતુ

" यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता: । "

આ વાક્યના ભાવાર્થના કટ્ટા શત્રુઓનેજ આપણી નિર્દોષ બાળાઓ અર્પણ થાય છે ! વળી આ દાન ગ્રહણ કરનારે મહાવીરોને-કુળવાનો કાંઇ કાચા નથી. તેઓ પણ બ્રાહ્મણોના જેમ દાન ઉપર દક્ષણા ( ચાંલ્લો ) માગે છે. આતો દાન લેનારાની વાત થઇ પરંતુ કન્યાદાન દેનારાને માટે કાંઇ ન લખીએ તો તેમને અન્યાય થયો કહેવાય. આપણી જ્ઞાતિમાં કેટલાક ભાગમાં ચાલતા કન્યાવિક્રય તરફ નજર કરીએ તો તેથી પણ વધારે અરુચિ થાય છે. કન્યાવિક્રય કરનારાઓ તો ઘણા ચાલાક છે. તેઓતો મંદીરના ભંડારમાં એક પૈસો મુકી ત્રણ પાઇ પાછી લેય તેમાનાં છે ! તેઓ કહે છે કે અમે કન્યાદાન આપીએ છીએ: પરંતુ સાથે સાથે કન્યાના ભારોભાર રૂપીઆ લેતા તેઓ ચુકતા નથી. દીકરીના દોઢીઆ લેવાવાળાઓ તથા વરને વેચવાવાળાઓ માટે હાસ્યકર દલીલો આપી ઘણું લખી શકાય તેમ છે પરંતુ તેમ કરતાં કોઇને માઠું લાગે અને અમારા ઉપર નારાજ થાય માટે આ વિષય લંબાવ્યા વગર આટલુંજ લખવું યોગ્ય છે. કારણકે કેટલાએક આવા લેખ વાંચવાની અમારા ઉપર મહેરબાની કરતા હશે તેઓ પણ વાંચવું છોડી દેશે.

છેવટે અનાથ રક્ષા માટે બે શબ્દો લખી આ લેખ પુરો કરશું. આપણી દાન કરવાની વિચિત્ર રીતને લીધે અને અજ્ઞાન અને વહેમને લીધે આપણી જ્ઞાતિ ઘણી દરિદ્રતાએ પોહોચી છે. એવા કેટલાએ અનાથ બાળકો હશે કે જેઓ અન્ન વગર ટળવળતા હશે. દુકાળ વખતે આપણી જ્ઞાતિને ઘણું ખમવું પડે છે. દુકાળ એ કુદરતી આફત છે ખરી

તમને સોંપાય છે, વિશ્વાસપાત્ર બની દિવાકરાન્વયની પ્રભાને વધારનારા તેજસ્વી મણિ થશો એવી આશા રખાય છે.

**વનવીર**— મહારાણા હમીરસિંહ, જે વિશ્વાસ મારા ઉપર મુકો છો તેને હું શોભાવીશ

**રોહિણી**—હમીરસિંહ, તમારી ઉદારતા ખરેખર આશ્ચર્યકારી છે, ઉચ્ચ મનોવૃત્તિઓને લીધે તમે તમારી પ્રતિષ્ઠા સમગ્ર મહીમંડળમાં વધારી છે

**વીરમતી**—માતાજી, આમા કાંઇ અમે વધુ કર્યું નથી તમારા માટે જે કાંઇ બની શકે તે સઘળું ઓછું છે શાન્તચિત્તે અમારી સમીપ તમે રહો એજ અમારા મનની ઉમેદ છે, તમે શોકવશ થાઓ એમાં અમને પુરો ખેદ છે

**રોહિણી**—બેટા વીરમતી, અમારી આશા ઉપરાંત તમે અમારો સત્કાર કર્યો, પણ હજુ જ્યાં સુધી મારા પતિ અશાન્તિને ઉભી કરવા મથે છે, ત્યાં સુધી મને શાન્તિ કેવી રીતે મળે? ક્રૂર કપૂરચંદની પ્રેરણાથી અને દુષ્ટ બુદ્ધિવાળા હરિસિંહના અત્યાગ્રહથી મારા પતિએ મારા ઉપરનો અનાદર કર્યો છે, અને દિલ્હી જઇ બાદશાહની મદદ મેળવવા નિશ્ચય કર્યો છે. તેથી મને લાગે છે કે થોડા સમયમા યવન સૈન્ય ચિતોડ ઉપર આક્રમણ કરશે

**હમીરસિંહ**—તે વિષે લગારે ફીકર નથી, સ્વયં બાદશાહ ચડીને આવશે તો પણ તેની સાથે લડવા હમીરને હામ છે, ત્યારે વૃથા ખેદને આધીન થવું નકામું છે.

**જાલ**—મહારાજ, રાજપુત સુભટો એટલા જોસમા આવી ગયા છે કે દિલ્હીની ફોજને અહીં સુધી મુસાફરી કરવાની જરૂર નહીં પડે ક્ષાત્રસૈનિકો તેઓની સામા જશે, ચિતોડ સુધી આવવાની તેમને તક નહીં આપશે

**મૃણાલિની**—દુશ્મનને મેવાડની ધરણી ઉપર કદમ મુકવા ન દેવા એવો ચિતોડની અધિષ્ઠાત્રી દુર્ગાદેવીનો આદેશ છે, મેવાડની બહાર જઇ રિપુનું અસલ કાઢવું એજ અમારો ચોક્કસ ઉદ્દેશ છે.

**વીરમતી**—અમે તેવા ખવિશ અરિને દુશ્મન ગણીએ એવા શૌર્યશાલી મેવાડ નરેશ છે!

**હમીરસિંહ**—દુશ્મનને જડમૂળથી છેદી નાખે એવા આ સમર

ગ્રંથકર્તાના નામથી ઓળખાય છે મ્હારી મુશ્કેલી, મ્હારૂં લોક, વગેરે. વારૂ, જેવો દેશનો પ્રચાર. પુસ્તક ઉઘાડીને ઘણા પાનાનાં શું પણ પ્રકરણ આંખ-તરાથી કાઢીએ છીએ છતાં નાયક કે જેના નામપરથી પુસ્તકે નામ ધરાવ્યું છે તે દ્રષ્ટિગોચર થતોજ નથી. છેક ૨૦૯ મે પૃષ્ટે ૧૫ મા પ્રકરણમાં સરસ્વતી ચંદ્ર દશ્ય થાય છે. હાલના નવલ કથાકરોમાં આ કાંઈ પ્રચાર પડી ગયો છે કે પુસ્તકની શરૂઆત-વાર્તાની શરૂઆત-મૂળથી ન કરતાં અધવચથી કરે છે. અને આગળ જતાં વચ્ચે મૂળ બતાવી દેછે; અર્થાત્ વૃક્ષના જેવું થઇ ગયું છે કે વૃક્ષ પાસે જઇ પ્રથમ આપણે થડનેજ અડકી શકાય. અને મૂળ તો પગ નીચે રહે. તેમજ વૃક્ષના અંત જે શિખા તે છેલ્લે જ્યારે ઝાડપર ચડીએ ત્યારેજ તેને પહોંચીએ. અર્થાત્ થડ પહેલું હાથ આવે, મૂળ જરા શ્રમથી, શિખા-અંત વધારે શ્રમથી. તેવુંજ નવલ કથાનું. વચ્ચેથી શરૂ થાય મૂળ વચમાં બતાવે ને છેવટે અંત આવે. કાંઈ બધાજ કથાકરો આ રૂઢી લેતા નથી, તોપણ ઘણે ભાગે આમજ જણાય છે. નારાયણ હેમચંદ્રના નવલ કથાનાં ભાષાંતરોના ઢગલામાંથી ભાગ્યેજ એવી નવલ કથા મળી શકે જે શરૂઆતથી શરૂ થઇ હોય. આ રીત કાંઇ ખરાબ નથી. જીજ્ઞાસા વધાર-વાનો ઉપાય છે. માણસ જ્યારે જીજ્ઞાસાથી કથા હાથમાં વાંચવા ઉપાડે છે ત્યારે બરાબર ક્રમસર પહેલેથી છેલ્લે સુધી વાંચતા, તે જીજ્ઞાસા ધીમે ધીમે મંદ થતી જાય છે, અને છેવટે પૂરી થાય છે. આમાં તેથી ઉલટું જે જીજ્ઞાસાથી માણસ પુસ્તક હાથમાં લે છે તે હકીકત પ્રથમ દ્રષ્ટી ગોચર થતી નથી. પણ નવાજ પ્રદેશમાં તે દાખલ થાય છે. તેથી મૂળ વસ્તુ ક્યાં હશે તે શોધવા વાચક મથે છે. આમ તેની જીજ્ઞાસા વધે છે. જ્યારે શોધ્ય વસ્તુ પાસે આવી પહોંચે છે તેટલામાં તે કેટલીક બીના જાણી જાય છે. વસ્તુ હાથમાં આવતાં પેલી અધીરી થઇ રહેલ જીજ્ઞાસા બંધ પડે છે ખરી, પણ આખી કથા વાંચવાથી તેનું પરિણામ જાણવાની જીજ્ઞાસાનો પ્રવાહ ચાલે છે કે જે પુસ્તકને અંતેજ પુરો થાય છે. વારૂ જીજ્ઞાસા વધારવાનું કારણ શું? કારણ એજકે જીજ્ઞાસા વધવાથી તેના પર પ્રેમ વધે છે. તેને બાથવા મન પ્રવૃતિમાં પડે છે. અને તે પ્રવૃતિનો લાભ કથાકર પોતાના ઉદ્દેશને પાર પાડવામાં લે છે. અર્થાત્ મૂળ વસ્તુને શોધવા લીન થયેલા મનને સન્માર્ગના પ્રવાહમાં ખેંચવા કથાકર ફાવી શકે છે. જે પર જીજ્ઞાસા નથી તે પર પ્રેમ નથી તેને જાણવાની પ્રયત્ન કરવાની ઇચ્છા નથી. અને પ્રયત્ન કરતાં તેનાપરી વેગળા રહીએ તો તે વસ્તુ અસર કરી શકતી નથી. માટેજ દરેક કથાકરે વાચકની રૂચિને અનુકુળ નહિ, પ્રતિકુળ નહિ, પણ

( મશાલકર સીટી બજાવે છે કે તુરત બે સિપાઈ રજુ થાય છે. )

૧ લો સિપાઈ—શી તકરાર છે ?

કુટિલા—જમાદાર સાહેબ, મારી દીકરીને આ સ્વરૂપચંદ શેઠ સાથે પરણાવી તે દીવસથીજ તેમણે તેને ગુમ કરી છે. કેટલાએ દહાડા થયા પણ મને મારી વ્હાલી પુત્રીનુ મુખ સરખુ પણ બતાવતા નથી. કેવી તેમની ક્રુરતા અને નિર્દયતા ?

સ્વરૂપચંદ—જમાદાર સાહેબ, તેમની વાત સાંભળી પણ મારી જરા સાંભળશો. તમે ઘોડો વેચાતો લ્યો, પછી જેની પાસેથી તમે ખરીદ્યો હોય તેને બતાવવા શુ તમે બંધાયેલા છો ? તેજ રીતે, મેં પણ તેમની દીકરીને નાણા સાટે ખરીદી છે. તેથી મારો તેના ઉપર સ્વતંત્ર અધિકાર છે. મારી મોજ આવે તેવી રીતે તેમની દીકરીને રાખુ તેમાં વચ્ચે પડવાનો તમને શો હક છે ?

૧ લો સિપાઈ—શેઠ, મનુષ્યનાં મનુષ્ય સાથેના વ્યવહારમા ઘોડાનું ઉદાહરણ આપી શકાય નહિ

૨ જો સિપાઈ—શેઠ, પોતાના સગાઓ પ્રત્યે આવી અધમ વર્તણુંક ચલાવી શકાય નહિ

કુટિલા—જમાદાર સાહેબ, તમારી વાત સાચી છે. ઘણા દિવસસુધી જ્યારે મેં પાણી ઉતરાવ્યુ, ત્યારે તમારી શરણે આવવાનુ દુરસ્ત ધાર્યું તો અમારી ફર્યાદ ઉપર લક્ષ આપો, દયા દાખવી યોગ્ય દાદ આપો.

૧ લો સિપાઈ— કુટિલાબાઈ, તમે ગભરાઓ નહિ. શેઠ, હજુ તમને જરા તક આપીએ છીએ તેથી તમારી સાસુના મનનુ સમાધાન કરો નહીં તો આ લોઢાની બેડીઓ તમારે માટે તૈયાર છે

સ્વરૂપચંદ—( સિપાઈઓને બાજુપર ખસેડીને ) જમાદાર સાહેબ, મહેરબાની કરી આ બાબત પડતી મૂકો, અને ગમે તે રીતે મને બચાવી લ્યો. તમારી મહેનત બદલ લ્યો આ પાન સોપારીની પાંચ પાંચ સોના મ્હોરો.

૧ લો સિપાઈ—નાદાન શેઠ, મહારાણા હમીરસિંહના સેવક સદા સત્ય નિષ્ઠાવાન્ છે, તેમના મનમા કાંચન તૃણ સમાન છે, પ્રામાણિક રાજપુરૂષોને દ્રવ્ય લાલચથી લલચાવનાર તુ હરામી શેતાન છે.

૨ જો સિપાઈ—અત્યારસુધી રાવળદેવના અખંડ શાસનમા લાંચ

સત્ય શોધક વગ તથા સાર શોધક વર્ગને શિક્ષા અને સદાચાર પકડવા પુસ્તકમાંથી ઘણું મળે છે: છતાં અર્ધદગ્ધ માણસ પોતાની વૃત્તિને અનુકૂળ ખરાબ ભાગ અને અધમ માણસ કાળી બાજુ નિચ પાત્રો ખોળવા જાય તોએ આ પુસ્તકમાંથી મળી આવે છે. બુદ્ધિધનને ખરાબ કરવા શઠરાયના વિચાર તથા કરેલી યુક્તિઓ તથા રાજા પ્રત્યે તેણે કરેલાં કાળાં કામ, નરભેરામની નીચ ખુશામત, દુષ્ટરાય પ્રમાદ ધન વગેરે પાત્રોથી તથા નાયિકા પરણેલી છતાં નાયક પ્રત્યે મન રાખે છે તેથી અર્ધદગ્ધ મનુષ્ય પોતાને અસન્માર્ગે પ્રવર્તવાનો ભાસ કરશે છે. અધમ માણસ જમાલ કૃષ્ણ કાલિકા રૂપાળી ખલકનંદા, અલક કિશોરી અને નાયક વચ્ચે બનેલ બનાવ, વીરોજેન્દ્ર જેઠ પોતાના અધમવિચારને પુષ્ટીઆપવા ધારેતો બની શકે તેમ છે. જો કે આમાં કહેલ દેખાતાં કેટવાક ખરાબ ભાગમાંથી માણસને ઉત્તમ નીતિ પણ મળી શકે છે એમ હું આગળ જતા બતાવીશ, પણ તેવી સુક્ષ્મ દૃષ્ટિથી આજતો જોતાં નથી હવે આવા ભાગો પુસ્તકમાં દાખલ કરવા કે નહી, તે સબંધે ઘણાના જુદા જુદા વિચાર છે. કેટલાએક એમ કહે છે કે સારા કરતાં નઠારૂં ઝટ અસર કરે છે. સત પુરૂષના સમાગમ રહેવાથી તેની સારી ચાલ ગ્રહણ કરવા જેટલો વખત લાગે છે તેવી ઘણાજ થોડા વખતમાં દુર્જન પાસે રહેવાથી ખરાબચાલ સ્વાભાવિકજ ગ્રહણ થાય છે, ગ્રહણ કરવા વિચાર ન હોય છતા તેની દુર્ગંધ આપણને અસર કરે છે. માટેજ પુસ્તકમાં જીવન ચરિત્રમાં નવલ કથામાં ખરાબ ભાગ દાખલ ન કરતાં સારૂં ચિત્ર બહાર પાડવું કે જે વાંચક પર સારીજ અસર કરે.

કેટલાએક એમ ધારે છે કે જીવન ચરિત્રોમાં જેવું હોય તેવું દાખલ કરવું અને નવલ કથામાં પણ અશુદ્ધિના અવલોકનથી શુદ્ધિના ગૌરવનું માપ સ્પષ્ટ થાય છે. આ નિયમ બતાવી ખરાબ ભાગ દાખલ કરવા મથે છે. હુંતો એમ ધારૂંછું કે જ્યાં સુધી વ્યભીચારનાં નુકશાન વ્યભિચારીને મન ઉતર્યાં નથી, ઠોકર ખાધી નથી, ઠોકર ખાધેલ બતાવી નથી ત્યાં સુધી તે સુધરી શકે નહિ; છતાં બાળક કે જે વ્યભિચાર એટલે શું ? તે જાણતું નથી તેની પાસે વ્યભિચાર ન કરવા ઉપદેશ આપીએ, તે સારી અસર કરતાં ખરાબ અસર પણ કરે. બાળકથી વ્યભિચારનું નામ અલગજ રાખવું તે સારૂં છે; પણ વ્યભિચારી કે જે વ્યભિચારને જાણે છે તેને વ્યભિચારથી થતાં નુકશાનના ચિત્ર બતાવી ઉપદેશ આપવો તે વ્યર્થ નથી અને નવલ કથાઓ બનતા સુધી મોટી ઉમરના માણસના

ત્યારે ઉપર બતાવેલી પેદાશ પ્રશંસનીય છે એમ કહેવું જોઇએ. જાહેર પ્રજાની એને સહાય મળશે તો વિશેષ પેદાશ કરી શકશે એમાં શક નથી.

આ કંપની એક કરતાં વધારે રીતે આવકાર લાયક છે. તેને પ્રજાના આશ્રય મળવો જોઇએ છે. તે મેળવવાને તેના એજન્ટસ ભગીરથ પ્રયત્ન કરશે તો અમારી ખાત્રી છે કે તે મળી શકશે. ઉક્ત કંપની ઉઘડી એ વખતે કેટલીક બેંકો ભાંગી ત્યારે લોકોનો અવિશ્વાસ કંપનીઓ પ્રત્યે થયો. ત્યાર પછી થોડા વખતે યુરોપમાં લડાઈ જાગી જેથી જન સમાજના વહેપાર રોજગાર ઉપર અસર થઇ. તેવા વખતે આ કંપની પર કોઇનું લક્ષ્ય દોરાય નહી એ સ્વભાવીકજ હતું. લડાઇનો અંત સત્વર આવે એવું અમે ઇચ્છીયે છીયે કે જેથી આ કંપનીને સરળતા થઈ શકે.

જ્યારે શરૂઆતમાં આ કંપની દર એકરે આઠમોની ઉપજ કરી શકી છે તો અમારા ખેડૂતો એવી અને એટલી ઉપજ કેમ કરી શકતા નથી એ એક સવાલ છે. કેટલાક કહે છે કે જેને હાથેજ ખેતી કરવી છે તેજ ખેતીમાં ફતેહ પામી શકે છે તેમની જમીન નકલેદી છે તે આ કંપનીના રીપોર્ટ પરથી સાબીત થાય છે.

અમદાવાદમાં નિકળતુ એક માન્ય ગુજરાતી પત્ર પોતાના તા. ૨૩ મી મે ૧૯૧૫ ના અંકમાં કહે છે કે "ખાંડના ઉપયોગી અને ફળપ્રદ ધંધા પ્રતિ લક્ષ દોરવું અત્યંત આવશ્યક થઇ પડશે. એ ઉદ્યોગ એવો છે કે હિંદુસ્થાનમાં નફા ભરેલી રીતે સાધ્ય કરી શકાય. × × × આવ સમયે હિંદુસ્થાનમાં સંયુક્તસંસ્થાઓ સ્થાપી નાણાંની સબળ રકમો એકત્રિત કરી એ ઉદ્યોગ પાછળ હિન્દીઓ ધ્યાન આપે તો હિંદુસ્થાનને અગણિત નફો થવા સંભવ છે. આપણે માત્ર એકજ દિશા તરફ દૃષ્ટિ સ્થાપી રાખીયે છીયે, એજ આપણી પ્રગતિને બાધક છે. દેશમાં અને ખુદ અમદાવાદમાં જુઓ તો મીલો પાછળ જેટલા નાણા રોકવામાં આવ્યા છે, તેટલા નાણા ખેતીવાડીની સબળ સંસ્થાઓ પાછળ રોકવામાં આવ્યાં હોયતો દેશમાં અનેરો લાભ પ્રકટાવી શકાય. આપણે આપણા કૃષિકાર્ય પાછળ જોઇતું ધ્યાન આપતા નથી. તેથી પ્રાચીન યંત્રો વડે જમીન સારી રીતે ખેડી શકાતી નથી, તેથી તથા આપણા કાર્યમાં સંપૂર્ણ કાળજી ન આપવાથી ઘણો ભાગ વ્યર્થ જતો હોવાથી આપણે એ ધંધામાં ફતેહમંદ થઇ શકતા નથી પરંતુ જો યાંત્રીક ઓજારોનો ઉપયોગ કરવામાં આવે, જમીનને સંપુર્ણ કાળજીથી સુધારવામાં આવે અને ઉત્તમ

થીચુંજ જોવામાં ન આવે. આપણા સાધારણ વિકારો—ક્ષમા કરવા યોગ્ય નિર્બળતા—તેથી ડગમગતાં પરંતુ સ્થિર થવા ઉત્કર્ષ પામવા યત્ન કરતા માનવીઓનાં ચિત્ર આપ્યાં છે. નિર્મળ માનવીમાં નિર્બળ માનવી પર સમભાવ ઉત્પન્ન થાય અને તેમ કરતાં સંસાર સાગરમાં બાથોડીયાં મારવાં ના સુઝે— એ માર્ગનું દિગ્દર્શન અત્રે ઈચ્છયું છે. તેમ કરવામાં મલિન માણસોના ચિત્ર શુદ્ધ ચિત્રોમાં કાળા લસરકા પેઠે ક્વચિત્ આપવા પડ્યાં છે. કારણ અશુદ્ધિના અવલોકનથી શુદ્ધિના ગૌરવનું માપ સ્પષ્ટ થાય છે. આ સિવાય બાકીના ઉદ્દેશ પણ ગ્રંથકારે પ્રસ્તાવનામાં જણાવ્યા છે.—

અપૂર્ણ.

## ઈનામ માળા

### ઉત્તર.

ચાલતા વર્ષના નવમા અંકમાં બે પ્રશ્ન પુછ્યા હતા. તેમાંના ૧ લા પ્રશ્નના જવાબ નિચેના સદ્ ગૃહસ્થો તરફથી આવ્યા છે.

૧ રા. છગનલાલ હરજીવનદાસ બાવળા.
૨ રા. અમરતલાલ હરજીવનદાસ ભગવાનદાસ મુંબાઇ.
૩ રા. મહીદાસ પ્રેમજી નાસીક રોડ
૪ રા. લાલજી દેવજી મુંબઈ
૫ રા. ઉત્તમચંદ નથુશા „
૬ રા. રૂડા વસ્તા મોદી મારદ [મારફતે ડહોલી.
૭ રા. ભવાનીશંકર ડોસાભાઈ—જોઈતારામ ભાવડભાઇની
૮ રા. શામજી વિશ્વનાથ ઈડર

નંબર ૧, ૨, અને ૩ ના ગૃહસ્થોની કવિતા સારી છે અને તે આજ માસીકમાં છાપી છે. તેઓ ઇનામને લાયક છે. એક પ્રશ્નને માટે એકજ ઇનામ—એકજ પુસ્તક હતું છતાં તે ત્રણેને એકેક પુસ્તક ઇનામ તરીકે આપીશું.

દરીયાં પુરાં થતા સુધી શોક પાળવો નહીં અને શોકના કપડાં પહેરવાં નહી, આનંદમાં રહેવું, અમારી જાનમાં આવેલાં જાનૈયાઓને આનંદ પૂર્વક મીષ્ટાન જમાડી દસમે દીવસે પહેરામણી આપી સર્વે જાનૈયાઓને રીઝવી જાનને વિદાયગીરી આપવી અને તે પછીજ તમારે તમારી દીકરીનો ચુડલો કોડવો અને શોક પાળવો ! !

આ મહાન્ ઉપદેશથી ભોળા પટેલ ખીજવાઈ ગયા અને બોલ્યા, મારી દીકરી રાંડીને હું મારે ઘેર જાન જમાડું ? મારે મારા જમાઈનો શોક પાળવો નહીં ?

વેવાઇ અસલ કુળવાન અને તે સાથે વિદ્વાન હતા. શીઘ્ર કવી હતા જેથી મથાળે ટાંકેલી કવીતા–ભજન ગાઇ બતાવ્યું. ભોળા પટેલ ગભરાયા અને પીત્રાઇઓની સલાહ લેવા ગયા. પિત્રાઇઓ પણ પુરા હિતેચ્છુ હતા !–હોયજ ! ! જેથી ભોળા પટેલના અભિમાનને ઉતારવા અને કરજમા ડુબાડવા તૈયાર થયા ભોળાને ભરમાવી દરીયાં જમાડવા અને સારી પેરામણી આપવા સલાહ આપી.

ભોળા પટેલે પુરતમા આપના જમીન ગીરો મુકી ૮૦૦ મેળવ્યા હતા. અને પેરામણી તો પેલેલેથીજ ઉધાર લઇ આવ્યા હતા. દરીયામા પોતાના કુળવાન વેવાઇની જાન સાથે બીજી બે ત્રણ પીત્રાઇની જાનોને જમાડી વાહ ! વાહ ! કેવરાની શાબાશી મેળવી ! ! ખાનદાની જાળવી અને કુળવાન વેવાઈની કુલીનતા વધારી દીધી ! ! ! વાણીયાનો હીસાબ નકી કરી ઘર ગીરો મુકી, પટલાણીને એક ઢોરું આપી દુધ વેચતી–ભરવાડી બનાવી દીધી. ભોળા પટેલ રળવા માટે મુબઇ પધાર્યા, દોઢ આનાનો એક ટોપલો લઇ ટેલપાટી કરી વાણીયાનુ વ્યાજ અને પેટનો રોટલો કમાવા લાગ્યા. મુબઇની ભોયતળીયાની ગટર અને જાજરૂની બાજુની કોટડીમા પોતાનાજ જેવા ભોળા બધુઓની સાથે ભાડામાં ભાગ આપી વસ્યા અને મુબઇ નિવાસી બન્યા.

ધન્યવાદ છે ભોળા પટેલની ખાનદાનીને અને હજારવાર ધન્યવાદ છે કુળવાનની કુલીનતાને ! ! મુવેલા દીકરાનું દશમુ ખાવાનું આદરી મરણ પથારીને દીવસેથીજ દસ દીવસ મીષ્ટાન ઉડાવ્યા અને પહેરામણીના શાલ પાઘડી પેહરી આનંદ ભોગવી દીકરાના મરણનો શોક પુરો કર્યો ! !"

લી॰ બજરંગ.

મોકલી આપશે તેમને દરેકને એકેક બીજું કાંઈ પુસ્તક મોકલી આપવામાં આવશે. જેઓ માસીકનું લવાજમ આપતા નથી તેઓ પણ ટપાલ માટે બે આનાની પૈસાવાળી ટીકીટ મોકલી આપશે તેમને પણ એકેક પુસ્તક મોકલાવીશું.

## "કહો ત્યાં ઉન્નતિ કેવી"

( ગજલ કવાલી. )

સુણો સહુ બંધુઓ મારા, તપાસીને જુઓ પ્યારા:
રહે નહિ જ્યાં વિદ્યા દેવી, કહો ત્યાં ઉન્નતિ કેવી ? ૧

નથી વિદ્યા વિના બુદ્ધિ, નથી બુદ્ધિ વિના શુદ્ધિ:
નશુદ્ધિમાં ઉમર વ્હેવી,[1] કહો ત્યાં ઉન્નતિ કેવી ? ૨

કેળવણી કાંઈ નવ લેતા, દુખી તેથી સદા રહેતા;
કસુર[2] તે કર્મની કહેવી, કહો ત્યાં ઉન્નતિ કેવી ! ૩

અભણ રહિને ઘણા આવા, કરે ધંધો સુખી થાવા:
છતાં પીડા રહે રહેવી, કહો ત્યાં ઉન્નતિ કેવી ? ૪

વિવેકી તે નથી હોતા, વિચારીને નથી જોતા:
સ્થિતિ રાખે પશુ જેવી, કહો ત્યાં ઉન્નતિ કેવી ? ૫

મજૂરી તો કરે સારી, અહો નિશ ઉદ્યમે ભારી:
નથી લક્ષ્મિ અહી લેવી, કહો ત્યાં ઉન્નતિ કેવી ? ૬

ઉપજમાં તો ઘણું આવે, છતાં તે સર્વ ઉડાવે:
એકેક પાઈ ના રહેવી, કહો ત્યાં ઉન્નતિ કેવી ? ૭

વિવાહે કાઢિ વરઘોડા, કરી મા બાપના હહાડા:[3]
બધી પુંજી તજી દેવી, કહો ત્યાં ઉન્નતિ કેવી ; ૮

ફુલાવ્યા લોકના ફુલી, કરજમાં જાય છે ડુલી:
કુધારાને સદા સેવી, કહો ત્યાં ઉન્નતિ કેવી ? ૯

શિખામણ સુનતો દેતા, નથી તે લક્ષમાં લેતા:
અવિદ્યા હોય જ્યાં એવી, કહો ત્યાં ઉન્નતિ કેવી ! ૧૦

બની ઉલટા ઘણા ડાહ્યા, કરે કુસંપ ને કજીઆ:

### ગઝલ.

પથારી પુષ્પ માલાની, નીચે સર્પો ભર્યાં જેરી;
પ્રથા બાળ લગ્નની એવી, કહો ત્યાં ઉન્નતિ કેવી? ૧

કજોડાં જોડીઆં ભારી, સંતાનો વેઠી લાચારી:
રહ્યાં જોડાં દુઃખે તાપી, કહો ત્યાં ઉન્નતિ કેવી? ૨

ધરી વિદ્યા ઉભી હાથે, કટોરો પયતણો પાવા;
નથી ઇચ્છા પીવા કેરી કહો ત્યાં ઉન્નતિ કેવી? ૩

કુસાઇ વચને જૂઠાં, વડાઈ ભોગવી એવી,
વરા ખર્ચો લીધાં વેરી, કહો ત્યાં ઉન્નતિ કેવી? ૪

ખરૂં ગઉરત્ન ખોઇને, કળા વિદ્યા ગુમાવીને;
ગુલામી કાજ ધર્યું હાથે, કહો ત્યાં ઉન્નતિ કેવી? ૫

ધેનુના ત્યાગમાં રાજી ઉપાધિ જે કહી પાજી;
અન્ન બાંધી થયા રાજી, કહો ત્યાં ઉન્નતિ કેવી? ૬

હિતેચ્છુ વચનો ધરવા, ખુલ્લા કર્ણ નથી ભાઇ;
નીતિપંથ ગયા ભુલી, કહો ત્યાં ઉન્નતિ કેવી? ૭

બજાવી દેશમાં ડંકા, વગાડી હાક વિજયની;
કરે જો ધુળ ધાણી તો, કહો ત્યાં ઉન્નતિ કેવી? ૮

પ્રભુનો પાઠ માનીને, સેવા ધર્મ સ્વીકારીને;
કરો સત્કાર્યો સંપી, ઉભી છે ઉન્નતિ દેવી. ૯

---

### દોહરા

અક્ષર પાંચનો દૈત્ય તે, મહિસાસુર કહેવાય:
છેલા બે ચરણો મળી, દેવ અર્થજ થાય.
પહેલા બીજા પાદથી, મહી-ધરા કહેવાય:
ત્રીજા પહેલાથી વળી, સામ વેદ પરખાય.
શક્તિ અંબા રૂપ ધરી, ખડ્ગ ધરી વળી સાર:
રણમાં રિપુ રોળીઓ, વાગ્યો જયજયકાર.

---

મહીદાસ પ્રેમજી પટેલ—નાસિક રોડ.

જ્ઞાતિ યુવક મી. અમરતલાલ હરગોવનદાસે મુંબાઈમાં ગ્રાંટ મેડીકલ કોલેજમાંથી છેલ્લી અને ઉંચી M. B./B S. પરિક્ષા પાસ કર્યાના સમાચાર જાણી આનંદ થાય છે. મી અમરતલાલને અંતઃકરણથી ધન્યવાદ આપીયે છીયે

---

આપણી બાળાઓને અનુકુલ કેળવણી નામનું પુસ્તક આ અંક સાથે કડવા હિતેચ્છુના ઘરાકોને વહેંચવામાં આવ્યું છે.

---

## મેલેરીયા તાવ તથા નરમ પ્રકારનો પ્લેગ.

માટે બાટલીવાળા એગ્યુ મીક્ષ્ચર જાદુ જેવો પ્રભાવ છે. કડવું પીવા ના ગમે તો તેજ સારૂ વાપરો બાટલીવાળા એગ્યુ પીલ્સ રૂ. ૧) બાટલીવાળાની અ ઓરીજીનલ શક્તીની ગોળીઓ ખાનારને જુવાન બનાવે છે રૂ ૧॥ - બાટલીવાળા ટુથ પાઉડર દાંતનો દુખાવો મટાડી દાંત મોતી જેવા સાફ રાખે છે. આના ૪ -બાટલીવાળાનો દરાજનો મલમ એક દીવસમા દરાજ ખુજલીમા તફાવત કરે છે. આના ૪-સઘળે ઠેકાણે મળશે.

ડા. હે. લી. બાટલીવાળા જે. પી. વરલી લેબોરેટરી. મુંબાઈ.

---

Registered No. B 893

If not delivered please return to the Kadwa Hittechhu Office, No. 463 Richey Road, AHMEDABAD.

નિરાંતે ઘેર સૌ રેજો, બીજા કાંઇ નહીં કેશો;
અમસ્થા શું રહ્યા ઝૂરી, કહો ત્યાં ઉન્નતિ કેવી ? ૬

* દીધા દીધી સહુ કરશો, વિચારી વેણુ ઉચરશો;
સુજે જ્યાં કુમતિ એવી, કહો ત્યાં ઉન્નતિ કેવી ? ૪-૬

નહીં ઇચ્છે સ્વદેશીને, નહીં પ્રીછે પ્રદેશીને;
મતી જેની પશુ જેવી, કહો ત્યાં ઉન્નતિ કેવી ? ૭

કરૂં છું હું સદા સારૂં, બીજાનું શું કરે ધાર્યું;
વદે વેણો બહુ ચાવી, કહો ત્યાં ઉન્નતિ કેવી ? ૮

### છપય છંદ.

શાસ્ત્ર થકી શુધ વાત, સાંભળી શાણી એવી,
એક સમે ક્રોધાંત, થઇ મહા કાળી દેવી;
પૃથ્વી પર કલ્પાંત દૈત્ય લોકોએ દીધો,
તેને કરવા શાંત, માત મનસુબો કીધો;.
વિક્રાળ કાળ સમાન પ્રૌઢ, દેહ વિચક્ષણ ધારીયો;
શાંત કરણ કરે ખડગ ધરી, માત મહીસાસુર મારીયો.

શામજી વિશ્વનાથ
ધંદ્રા.

---

### રાગ કલ્યાણ.

હે જ્ઞાતિ બંન્ધુ, તમે પ્રગટ્યું હિતેચ્છુ;
પાટીદાર જ્ઞાતિનું હું ભલું ઇચ્છુ.

જ્ઞાતિનું હિત કરવા, તમે મહેનત લીધી અપાર;
ઉત્તમ લેખ પ્રગટ કરી, આપ્યો જ્ઞાતિ પુરણસાર. હે જ્ઞાતિ૦

હિતેચ્છુ પુસ્તક પાંચ તણા, અંક નવ મોઝાર;
પૃષ્ટ બત્રીસે છપય સમસ્યા, આપી છે નિરધાર. હે જ્ઞાતિ૦

પાંચ અક્ષરે નામ પુરૂષતણું, સાચું પુરણ રાખ્યા પાર:
ઉત્તરમાં તો મહીસાસુર કહાવું મતી અનુસાર. હે જ્ઞાતિ૦

* કડી ૫ પછીની ૧-૨-૩ કડીઓને ચોથીથી ટુંક લાગુ પડે છે. તેથી ૪ ટુંકની એક કડી ગણી ૬ છઠો અંક ચડાવ્યો છે.

અંત આવે નહીં—કોનો વાંક વિશેષ છે એનું માંહોમાંહી નિરાકરણ લાવ શકાય નહીં—તકરારનો તોડ લાવી શકાય નહીં ત્યારે ત્રાહીત માણસો પાસે ન્યાય કરાવવાનો પ્રથા છે તેનું અવલંબન કરવું એ ઈષ્ટ છે. છતાં એમાંથી એકે મમત મુકતા નથી. અને લવાદ પાસે દરેક પક્ષને પોતાની ઇચ્છા મુજબ ન્યાય કરાવવો છે એ બનવું નથી.

અગ્રેસરો સદ્ધર અને સધન છે એટલે કદાચ તેમને પોતાનો મમત મુકવો સુઝતો નહી હોય પણ બીજાં હાળાં પાંખડાં પણ મમત પકડી રહ્યા છે એ અજાયબી જેવું છે. મહીના બે મહીના સુધી ગાંઠનાં સીધાં નાંખીને ઉજાણીઓ ખાધી તેમાં કેટલાક ખોખરા તો થયા છે. કારણ તેમને કમાઇ ખોવી પડી અને ખરચ કરવું પડયું એટલે બેવડો માર એમને ભારે પડેજ એ સ્વાભાવિક છે. પણ એટલું તો કહેવુંજ પડશે કે એઉ પક્ષમાં શાણા માણસોની કોતાઈ છે. તેઓ ચઢાઉ છે. મમતપર ચઢેલા છે. એટલે અત્યારે ધાર્યું કરશે નહી તો એમને હાર્યું તો કરવુંજ પડશે. જેવી તેમની ઇચ્છા !! ઇશ્વર તેમને સુબુદ્ધિ આપે અને કુસંપ કલેશનાં મૂળ કાપે !!

નાઇવાડામાં કડવા પાટીદારનાં આશરે ૩૦—૩૫ ઘર છે. તેમની સાથે તેમની નજીકની એક પોળનો વહેવાર છે. જ્યારે તડ પડયાં ત્યારે નજીકની પોળમાંના કડવાઓને પોતાના પક્ષમાં લેવાને બેઉ પક્ષવાળાઓએ ઘણી ઘણી મહેનન કીધી. તે નજીકની પોળના કેટલાક અમુક તડમાં સામેલ થયા. બીજા એકે તડમાં સામેલ થયા નહી. તેમને દામ દામ અને શામથી સમજાવવામાં—ખુશામત કરવામાં બાકી રાખી નહી, પણ તેઓ તટસ્થ રહ્યા. તેમાં બે વિધવા બાઇઓ—શોકયો તટસ્થ રહી હતી. તેઓની પાછળ તેમના વંશમાં કોઇ નથી. ઉક્ત બે બાઇમાંથી એક થોડા દીનપર ગુજરી ગઇ. ત્યારે તેના મરણની ખબર તે નાઇવાડાની પોળમાં હમેશની માફક કહાવી. તે બાઇઓના ઘરને પોતાના પક્ષમાં લેવાની આ તક પેલા તડ વાળાઓને ઠીક ઉપયોગમાં આવી. ઉક્ત વિધવા બાઇઓની એક વિધવા સગી નાઇવાડામાં રહેતી હતી. તે આ પ્રસંગે તેના તડવાળાને બોલાવી લાવી. બીજા તડવાળાએ જાણ્યું કે સામા પક્ષવાળા ગયા છે એટલે તે બાઇઓનું ઘર તે પક્ષમાં સામેલ છે એવું સમજી તેઓ આવ્યા નહીં. મુડદુ પડેલું છે ત્યાંજ મરણ પામેલી બાઇની શોક્યને પેલાઓએ જણાવ્યું કે મરનાર બાઇના કાંધીઆ કરો તોજ અમે મુડદુ ઉપાડીએ. આ વખતે ઉક્ત બાઇએ મોઢાની કબુલત આપી. તેમ

લીધેના, તેથી કન્યા પ ણુનના ના પાડી એટલે મ્હારે નાત્ય નત્તાનો ઉપયોગ કરવો પડ્યો

હમીરસહ—જ્ઞાતિના નરિબટમા નાત્ય નત્તાનો ઉપયોગ થઇ ગયેલો હશે?

કપૂરચંદ—જેનો સમય તેના ાક ગતાવવો પડે

હમીરસિંહ—હવે તેજ ગોરનું કૃત મનતા વાર નહીં લાગે સિપાઇ, એ સાંભાપ્યચંદને હાગગૃહમાંથી મુક્ત કરી માનપુર સર સભામા લાવો

સીપા૦—જેવા મ્હારાજનો હુકમ (જાય છે)

હમીરસહ—નાક કપૂરચંદ, તમે કન્યાને ગોરના ઘરમા પુરી રાખવા કમ યો તે મજગ કેટલા દિવસ ગોરે કન્યાને પોતાના કબજામા નખી

કપૂરચંદ—આશર ચાર દિવસ

હમીરસહ—ત્યા બાદ કન્યાનું લગ્ન તમારી રૂબરૂ કરવામા આવ્યુ હતું

કપૂરચંદ—મારી તેમજ સમસ્ત જ્ઞાતિજનોની સમક્ષ સ્વરૂપચંદ શેઠ સાથે મૃણાલિનીને પરણાવવામા આવી હતી

હમીરસહ—તેમા કઇ ગરબડ તો નહતી થઇને?

કપૂરચંદ—ના, મહારાજ

હમીરસહ—મયાશંકર ગોર, તમારે ત્યા જેનું લગ્ન થયું તે મૃણાલિની હતી કે બીજી કોઇ? સાચે સાચુ કહીદો, નહીતો, જુઠ બોલવા માટે ઘણી ભારે સખ્ત ખમરી પડશે

મયાશંકર—મહારાજ, મેં મારા હાથેજ મૃણાલિનીને સ્વરૂપચંદ એ સાથે પરણાવી છે

હમીરસહ—સિપાઇ, ગેરખધ દો અને ગોર મહારાજને યોગ્ય પ્રસાદ આપો

(સિપાઇ એ મે જેરખધ મયાશંકરને લગાવે છે એટલે મયાશંકર સાચુ બોલે છે)

મયાશંકર—મહારાજ, અમે મૃણાલિનીને બદલે બીજી ગોઠવી દીધી હતી

હમીરસહ—બીજી કોણ હતી તે કહી દ્યો

મગફળી એકરે સવા ખાંડી લગભગ ઉતરે છે અને સારી હોય તો લગભગ અઢી ખાંડી સુધી પણ થાય છે.

મગફળી ઝાઝી ખાવાથી શરીરમાં નુકસાન કરતા છે. મારા સાંભળવા પ્રમાણે ભાયાવદરમાં બેજણ રાત્રે ઘરેથી વાળુ નહી જવાથી મગફળી સેરો ખુબખાઈ પાણી પી ઉંઘી ગયાબાદ તેઓનું મૃત્યુ થયું. સુપેડી ગામમાં પણ ગઈ સાલ એક જણે ખુબ મગફળી ખાવાથી ભ્રમીતવાયુ થઇ આવેલું હતું. માટે મગફળી ખાવામાં પણ ધ્યાન રાખવું જોઇએ.

વાઘજી કાળા પટેલ—સુપેડા.

---

# શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ બોરડીંગ.



આ બોરડીંગની વ્યવસ્થા મારા હાથમાં આવ્યા પછી મારા અનુ-વમાં આવ્યું છે કે આ બોરડીંગના છોકરાઓ ભણવામાં વખત ગાળે છે તેના કરતાં અન્ય કામોમાં તેઓનો વખત વિશેષ જાય છે.

કોઇની મા, માસી, કાકી, મામી કે પછી અન્ય કોઈ પણ ઓળ-ખીતી સ્ત્રી ગામથી અમદાવાદમાં આવે છે તેને મળવાને છોકરો જાય છે. તેને–તેમને સ્ટેશનથી લેવા અને સ્ટેશને મુકવાને પણ જવું પડે છે. કોઇના બાપ, ફુઆ, કાકા, મામા, માસા યાને કોઇ પણ સગા અગર ઓળખીતું આવે છે ત્યારે છોકરાને જવુંજ પડે છે. જાણે છોકરાઓને માથે તે ફરજજ નંખાયેલી છે.

કેટલાક છોકરાઓના સગાં અમદાવાદના સ્ટેશને થઇને બારોબાર જતાં, છોકરાઓને સ્ટેશનપર મળવાને બોલાવે છે. કેટલીક વખત એ સજ્જનો કઇ ટ્રેનમાં આવવાના છે તે લખતા નથી. અગર જે ટ્રેનમાં આવવા લખ્યું હોય તેમાં આવતા નથી. કાઠીયાવાડના એક છોકરાના કાકાએ તેના ભત્રીજાને સ્ટેશને આવવાનું લખ્યું. તે છોકરો નાનો હતો. વખત રાતનો હતો તેથી તેની સાથે બીજા મોટા છોકરાને મોકલ્યો. તેના કાકા આવ્યા નહીં અને નકામો ધક્કો પડ્યો.'

થાય છે તે તેઓ જાણતા નથી? એ સજ્જનોને તે છોકરા માટે વિશેષ પ્રીતિ હોય તો શા માટે તેમને બોરડીંગમાંજ મુકવા જોઇયે?

છોકરાઓના સગા વીગેરે તરફથી આવતાં આવાં આમંત્રણો પર સુપરીન્ટેન્ડન્ટનો કાંઈ કાબુ નથી—અને જાણી શકાતું નથી કે છોકરાઓ જુઠું બોલે છે કે સાચુ? માટેજ તેનો સત્વર બંદોબસ્ત થવાની જરૂર છે. એક છોકરો-રખડેલ જણાતાં તેના પિતાથી તજવીજ કરતાં તેમણે છોકરાને કાંઈ કામ બતાવ્યું હોય તેનો ઇન્કાર કીધો.

આ બોરડીંગને શરૂ થયે ત્રણ ચાર વર્ષ થયાં છે (મહામંડળની સુપરતમાં આવ્યે તો એક વર્ષ થઈ ગયું છે) તે દરમ્યાન કેટલાક છોકરાઓ બોરડીંગ છોડી ગયા છે. દરેક છોકરાઓ ફી આપે છે તે ઉપરાંત ખર્ચ થાય છે તો આ રીતે જે છોકરાઓ પોતાનું ભણતર પુરૂં કર્યા પહેલાં ચાલી ગયા છે તેમની પાછળ ખરચાયેલું નાણું વ્યર્થ નથી ગયું?

ઘણાખરા છોકરાઓને તેમના પિતા—વાલી તરફથી વાપરવાને પૈસા મળે છે. કેટલાક જાત જાતના માથામાં તેલ નાંખે છે. કેટલાક ફેન્સી બટનો વીગેરે લાવે છે. કેટલાક બાલ—વાળ ફેશનેબલ કપાવવાને બે ચાર આના દર અઠવાડીયે ખરચ કરે છે. એ રીતે પૈસાનો વ્યય થાય છે. ભલે! તેઓના પિતાઓને પ્યારા પુત્રોના લાડમાં હિતાહિતનો વિચાર ના સુઝે? પણ બીજા છોકરાઓ પર તેથી સારા સંસ્કાર પડતા નથી એતો નક્કીજ છે, માટે તેનો યોગ્ય બંદોબસ્ત થવાની જરૂર છે.

એક છોકરાના ખીસ્સામાં તેની નિશાળના માસ્તરે પૈસા અને ફેન્સી ચીજો જોઇ, તે પૈસા પ્રાપ્ત કેમ થયા તેની તજવીજ થઇ ત્યારે છોકરાએ માસ્તરપર ચીઠી લખી આપવા-મને વિનતી કીધી. તેમ કરવા મેં મારી અશક્તિ બતાવી. હું જાણતોજ નહોતો કે તે છોકરો પૈસા ક્યાંથી લાવ્યો છે? મને તેમના માબાપો કાંઇ ખબર આપતાજ નથી તોપછી હું જુઠી ચીઠી લખી આપીજ કેમ શકું?

ગઇ દીવાળીમાં કેટલાક છોકરાઓ તેમના પિતાએ અગર સગાએ બોલાવ્યા છે એવા બહાનાથી આ શહેર છોડીને બહારગામ ગયા હતા. જોકે દીવાળીના ચારે દીવસ અહીં બોરડીંગમાં મિષ્ટાન્ન થવાનું સેંક્શન છે એવું તેઓ જાણતા હતા. અને મિષ્ટ ભોજન થયું હતું પણ ખરૂં. વૈ વર્ગનો લાભ લેતા છોકરાઓ આવું બેજરૂરી ખર્ચ—જતાં આવતાંનુ મુસાફરી ખર્ચ—કરીજ કેમ શકે?

ભાવ ઇશ્વરે મૂકેલો છે, તોજ તેને **માબાપથી** શરૂ કરીને લગભગ આખી ભાષા શીખવી દઇએ છીએ જન્મથીજ જંગલમાં મૂકાએલું મનુષ્ય પ્રાણી પોતામાં રહેલી દૈવી શક્તિનો ઉપયોગ કેવી રીતે કરી શકે? તે શક્તિઓને ખીલવવાનો રસ્તો મળ્યા સિવાય તે શા ખપની? જેમ ચકમક પત્થરમાં દેવતા છે પણ તેને અફાળવાની ક્રિયા કર્યા વિના તે શી રીતે અનાજ પકવવાના ઉપયોગમાં લેવાય? તેમ મનુષ્યમાં રહેલી દૈવી શક્તિ પ્રગટ કર્યા સિવાય તે શી રીતે સુખ આપી શકે? આ બધા પરથી જણાયું હશે કે સાધનો પોતાની પાસે-પોતામાંજ છે. ક્યાંઇ લેવા જવું પડે તેમ નથી માત્ર સત્સંગનીજ અપેક્ષા એ સાધનોને બહાર લાવવામાં રહે છે પોતાની પાસે પારસમણી હોવા છતાં દરિદ્રી રહેવાનું કારણ તેને ઓળખવાનુંજ છે, તેને કોઇ માર્ગે સગો મળી જાય-લોઢાનું કાંચન કરી બતાવે, એટલે એને પ્રત્યક્ષ ખાત્રી થવાથી પોતાની દરિદ્રતાને તત્ તજ હણી નાખે છે સત્સંગની પરિપક્વતાએ એટલે 'જ્ઞાનકાળે'× દશા છુટી જવા છતાં પણ સાધનો તેનો ત્યાગ કરતાં નથી અને જે જે કાર્યની જરૂર પડે તેતે પ્રસંગે તે તે સાધનો તરતજ આવીને કામ કરે છે

હવે એ **કર્ત્તવ્યને** ઉદ્યોગ અને પુરૂષાર્થમાં સામાન્ય ગણવાનું કારણ કે આ લેખમાં પ્રથમ એ બંનેનો ભેદ જણાવી આ **કર્ત્તવ્ય** વડે તે બંનેની એકતા જણાવી છે ઉદ્યોગથી પુરૂષાર્થ જુદો નથી પુરૂષાર્થથી ઉદ્યોગ જુદો નથી માત્ર ઉદ્યોગની મુક્કેથી પુરૂષાર્થમાં ઉડી જાય છે, વાસ્તે નામ માત્ર ફર્યું છે. રાજા હોવા છતાં ભૂલો પડી કોઇ સ્થળે સપડાઇ જવાથી પોતાનું નામ ફેરવી કોઇ હલકા નામથી રહે છે, પણ પછી તેવી તે ઉપાધિનો ત્યાગ થતાં રાજા તે રાજાજ બની રહે છે. જેમ રાજા હલકું નામ ધારણ કરવા છતાં પણ પોતે સારી રીતે જાણે છે કે હું રાજા છું તેમ કોઇ મમત્વની ઉપાધિમાં સપડાઇ પુરૂષાર્થ કરવા છતાં હું ઉદ્યોગ કરૂં છું એમ કહેવું પડે છે. હું અથવા તમે ( અને સૌ ) જે કાંઇ કમાઇએ છીએ તે મારૂં અથવા તમારૂં નથી છતાં તેમાં મમત્વાભિમાનથી ચોરી જઇએ છીએ તમારા એકજ રૂપિયાની ૧૯૨ પાઇ કરીને બારીકીથી તપાસ રાખજો કે તે ૧૯૨ ભાગે વહેંચાણી કે વધારે ભાગે વહેંચાણી? ખેતરના ખળામાં રહેલું અનાજ કે જેના કણે કણની વહેંચણી થઇ જાય છે, છતાં

× જોઇએ તે મળી જવાથી સંગની ચાહના છુટી જાય છે સંતોના તરફની લાગણી ઓછી થતી નથી.

# નકામી ચીજનો ઉપયોગ.

કોઈ વસ્તુ વપરાતાં વપરાતાં ઘસાઈને કામમાં લેઈ શકાતી નથી ત્યારે તેને ફેંકી દેવામાં આવે છે. તેવી ચીજોને પણ ઉપયોગમાં લેવામાં આવે છે એમ જાણી અમારા વાંચકો અજાયબ થશે. પણ ખરેજ તેમ થાય છે.

સુધરેલા દેશમાં એવી નકામી ચીજોમાંથી બીજી નવી ઉપયોગી ચીજો બનાવવામાં આવે છે. આપણા દેશમાં તાંબાં પીતળનાં વાસણો ભાંગી જાય છે ત્યારે તેમનો ભંગારમાં વેચી નાંખીયે છીયે. તેજ ભંગારને ગાળીને પતરાં બનાવે છે અને તેના ઘાટપણ બને છે. શહેરમાં ગાભાચુંથા પૈસાના શેર બશેરના ભાવે લેઈને તેની ગોદડીઓ બનાવી વેચે છે. એજ ગાભા-ચુંથાના સુધરેલા દેશમાં કાગળ બને છે.

કલાઈના અને ટીનના ડાબલા, ડબરાં વીગેરે જે ફેંકી દેવામાં આવે છે તેને ગાળીને પાછા પતરાં બનાવે છે. ભાગેલાં બટન અને રમકડાં પણ ફરી ફરી ઉપયોગમાં લેવાય છે. આપણે સોના રૂપાનાં ઘરેણાંને જ્યારે તે ભાગી જાય છે ત્યારે ગળાવીને તેનાં બીજાં-બીજી જાતનાં ઘરેણાં બનાવીયે છીયે. ઉતરેલા જોડા રબર અને ચામડાના કકડામાંથી અનેક પ્રકારની નવી ચીજો બને છે.

કાચના પ્યાલા, શીશીઓ, ચીમનીઓ વીગેરે ભાંગા જાય છે તેના ભંગારનો ભુકો કરીને તેને અમુક પ્રકારની માટી સાથે મેળવી, તેમાંથી મકાન ચણવાના કામમાં આવે એવો કૃતિમ ઉમદા પથર બનાવવામાં આવે છે. આવો બનાવટી પથર કિંમત અને મજબુતાઈમાં અસલ પથરને ટક્કર મારે છે.

લોઢાનો ભંગાર પણ ગાળીને ઉપયોગમાં લઈ શકાય છે. લોઢું ગાળી ઢાળ પાડનારાં કારખાનામાં જે કચરો પડે છે તેમાંથી ઉમદા કાચ, લાદી, ઈંટો તથા કૃતિમ આરસપહાણ અને સીમેન્ટ બને છે. આ કચરો ચણવાના ચુના ભેગો ભેળવીને ઉપયોગમાં લેવાય છે.

કોલસાની રાખોડી પણ ઘણી ઉપયોગી છે. આવી રાખોડી આપણે અહીં પણ ચણતરના કામમાં લેવાતી દેખાય છે. તેનું ખાતર પણ બને

## કડવા પાટીદાર બોર્ડીંગના છોકરાઓને અપાયેલો ઉપદેશ

### ગાંઠ છોડવી પણ કાપવી નહીં

દોરાની ગાંઠ કોઈ પોટકું બાંધેલું હોય તેની ગાંઠ, પતંગની દોરીની વિગેરે ગાંઠ ઉકલે નહીં, ઉકેલતા વાર થાય, ઉકેલતા મુશ્કેલ પડે તો તે તુરત કાપી નાખવા ઈચ્છા થાય છે–કાપી નાખવામાં આવે છે આવી આદત બચપણમાં પડવા દેવી જોઈએ નહીં બચપણમાં જે આદત પડે છે તે મોટી ઉમર કાયમ રહે છે અને વૃદ્ધિ પામે છે માટે બચપણમાં જે કોઈ ટેવ–આદત–ખોડ નુકશાનકારક હોય તે સામે અટકાવ થવાની ખાસ જરૂર છે

ગાંઠ છોડવાની આદત સારી છે–ગાંઠ કાપવાની આદત નઠારી છે એમ શા માટે? એવો પ્રશ્ન કદાચ તમે યુવાનોના મનમાં ઉભવશે નજીવા દોરાની ગાંઠ છોડવામાં વખત અને મહેનતનો વ્યય વ્યર્થ કરવો સાધારણ દ્રષ્ટિથી ઠીક લાગતું નથી, એ સત્ય છે પરંતુ, જેવી ગાંઠ દોરામાં બંધાય છે–પડે છે તેવી ગાંઠ આપણા વહેવારમાં પણ પડે છે એવી ગાંઠ જ્યારે આપણા વહેવારમાં પડે છે ત્યારે ઉકેલવી મુશ્કેલ પડે છે, ઘણીવાર લાગે છે, ત્યારે અકળામણ થઈને તે ગાંઠને કાપી નાખવાની તૈયારી કરવા તત્પર થઈએ છીએ જ્યારે તે ગાંઠ–વહેવારમાં પડેલી ગાંઠ–કાપી નાખીએ છીએ ત્યારે પરિણામમાં કુસંપ, કલેશ, લડાઈ, દ્વેષ, વેર, અદેખાઈ, ઈર્ષા વિગેરે થાય છે એ કોઈ રીતે આદરણીય નથી એ નક્કી સમજવું

આપણા ઘરમાં ભાઈ ભાઈમાં, ધણી ધણીઆણીમાં, દેરાણી જેઠાણીમાં, નણંદ ભોજાઈમાં કોઈપણ વહેવારની બાબતમાં મતભેદ થાય છે, ગાંઠ પડે છે ત્યારે ધીમે રહીને–એક બીજાને સમજાવીને–ગાંઠને ઉકેલવાને બદલે કાપી નખાય છે, દરેક જુદા થઈ જાય છે એ ઘણુંજ અનિષ્ટ છે દોસ્તોમાં પણ જ્યાં મતભેદ પડતાં દોસ્તી તોડી નાખે છે–તુટી જાય છે કોઈ કોઈ વખત તો એક બીજાને બોલ્યા વહેવાર પણ રહેતો નથી માટે જ્યારે પણ કોઈ બાબતમાં મતભેદ પડે ત્યારે પોતાનો મત ખરો છે, બીજાનો–સામાવાળાનો ખોટો છે એવો આગ્રહ કરવો નહીં, એક બીજાના મતની દલીલ એક બીજાએ સાંભળી તે ઉપર વિચાર કરવો, અને જ્યાંપણ દલીલ નબળી

## ઉપકાર સ્મરણ.

---

ભરૂચથી રા. રા. ચુનીલાલ વનમાળીદાસે આ માસીકને રૂ. ૧૫) પંદર ભેટ મોકલ્યા છે, તે ઉપકાર સાથે સ્વીકારીયે છીયે. આવા સજ્જનોની ઉદ્વાર ભેટ તેમજ તેમના જેવા સદગ્રહસ્થોના પ્રોત્સાહનથી આ માસીકનુ આયુષ્ય લંબાય છે. તે માટે અમે તે સર્વેનો ઉપકાર માનીયે છીયે.



૧૦ મા અંકમાં પુછેલા પ્રશ્નોના ઉતરોનો નિર્ણય ૧૨ મા અંકમાં આપવામાં આવશે. તેમજ બીજા પ્રશ્નો પણ તેમાં મુકાશે.

—(૦)—

# ખાતરની નિકાસ.

આપણા ખેડુતો જમીનમાંથી કસ જવાની ફરીયાદ કરે છે. આ ફરિયાદનો જાણે ઉપાયજ નથી એમજ તેઓ માની બેઠા છે. જે ખેડુતો ગામમાંથી ઉચાળા ભરી શહેરમાં આવી વસે છે અને મજુરી ઉપર ગુજરાન કરે છે તેઓ તો ભાર મુકીને જણાવે છે કે હવે જમીનમાં કસ રહયો નથી. એ બિચારા અજ્ઞાનોને જમીનમાં કસ ઘટવાનું કારણ ખાતરની ગેરહાજરી છે એ સમજાતું નથી. આપણા ખેડુતો ખેતરમાં જોઇતું ખાતર નાંખતા નથી. ખાતર મળતું નથી અગર બહુ મોઘુ મળે છે એજ એમની ફરીયાદ હોય છે. એમની એ ફરીયાદ બીલકુલ પાયા વગરની છે, તે આ દેશમાંથી કેટલું ખાતર પરદેશ ખાતે જાય છે એના આંકડા (એગ્રીકલચરલ જનરલ ઓફ ઇન્ડીયામાં આપ્યા છે તે) ઉપરથી જણાય છે. આટલું બધું ખાતર અમારે ત્યાંજ વપરાય તો કેટલો ફાયદો થાય તે વાંચકે વિચારી લેવું. અલબત એ ખાતરોનો ઉપયોગ અમારા ખેડુતો જાણતા નથી અગર ધર્મના બાધને લીધે તેનો ઉપયોગ કરતા નથી. તેથી કાંઇ ખાતરની કીંમત ઓછી થતી નથી. તો પણ ખોળનો ઉપયોગ ખાતર તરીકે હવે ઘણો થાય છે.

લાવતી વખતે ચાંદલો અને છોડતી વખતે બદલો લઇને તે વડેજ પોતાની મ્હોટાઈ અને કુલીનતા બનાવવા લાગ્યા. ગામડાના કેટલાક અભિમાનીઓ પોતાની દીકરીઓને અનેક શોખ્યો ઉપર આપી પારકી દીકરીઓને દુઃખ દેવરાવવા અને પોતાની દીકરીને સુખ અપાવવા રૂપી અધમ કર્મ કરવા લાગ્યા તેના પરીણામે તેઓએજ કુળવાનોને હીણ કમાઉ બનાવ્યા, વહાલા અને કુળ હીન બનાવ્યા. તેમજ પોતાની અને પારકી દીકરીઓને દુખી કરી અને ફગાવી, પારકા ઘરનાં દળણા પાણી કરી અથવા તો રડીયો ફેરવવાનુ બતાવી પેટ ભગ્યાનું પોતાની દીકરીઓનેજ શીખવ્યુ. કેટલીક બાળાઓએ દુઃખના માર્યા આપઘાત કર્યા, કેટલીક ભાગી નાશી જઈ દુર દેશમાં સ્વકોમના ગમે તેવા નીચા કુળમાં અથવા પરકોમના ઘરમા ભરાઇ બેઠી. આ બધા પાપના બદલામાં કુળવાનો વગોવાયા અને તેમને દીકરી આપનારાઓએ પોતાના કપાળમા કાજળ ચોપડયું. મિથ્યાકુલાભિમાન અને મિથ્યા મોટાઇમા બંને પક્ષ દુખી થયા.

કેટલાક ગામડાવાળાઓ તો એટલે સુધી અભિમાન ધરાવતા હતા કે અમે તો અમારી દીકરીને માટે ખેતરનો ખુણો રાખી મુકીને પણ આડીયાઓનેજ આપવાના, એટલે જો અમારો જમાઇ દાણા ન ખવરાવે તો અમારા ખેતરના ખુણામાંથી દીકરી દાણા ખાય.

અભિમાન કોઈનું રહ્યું નથી. ખેતરના ખુણા દીકરીઓના શ્રાપથીજ સુકાઇ જવા લાગ્યા છે અને કામદેવને વશ થયેલી દીકરીઓએ ખેતરના ખુણામાથી ક્ષુધાની તૃપ્તી માટે અન્ન અને કામદેવની તૃપ્તી માટેનુ સાધન મેળવી પોતાના કપાળમા કાજળ ચોપડયા છે. અને તેટલી સજા ઉપરાંત પોતાના દીકરાઓ કુંવારા રહી જતા ટોલાથી ઘોળના બંધનમા પડયા છે.

જો કદાચ કુળવાનનેજ દીકરી આપનારાઓએ પોતાના કુળવાન જમાઇના ગુણ કર્મ સ્વભાવનો વિચાર કર્યો હોત અને તે સાથે તેઓને ફરજ પાડી હોત કે તમારી આગળની સ્ત્રીઓને છુટા છેડા આપી પછી કન્યા લઈ જાવ, તો જરૂર તેમ થવાથી કન્યાની અછત થાત નહીં. કારણકે કુળવાનોએ અનેક સ્ત્રીઓ કરી રાખવાનો ધધો શરૂ કર્યો તેથીજ કન્યાઓનો તોટો પડયો અને તેટલા માટેજ ઘોળ બંધાવા લાગ્યા અને ઘોળ બંધાવાથીજ શહેરવાળાઓને કન્યાની અછત જણાય છે. દુખે છે પેટમાં અને કુટે છે માથું. પોતાનાજ કર્મથી ઘોળ બંધાય છે અને કન્યાની અછત થઈ પડી છે, છતાં ભોળા લોકોને ભમાવવા કહે છે કે છુટા ક્રમ

ણાય છે અને એક ઉપર બીજી સ્ત્રી કરવાની પ્રથા છુટી નથી ત્યાંસુધી કન્યાની અછત અને વર અને કન્યાવિક્રય બંધ થવાનો નથી

કેટલાક કહે છે કે નાતરાની કન્યાની અછત થઇ છે તે પણ છુટા લગ્નથીજ થઇ છે પણ સંવત ૧૯૬૬ ના લગ્ન પછી અમદાવાદમાં ૨, અરદવમાં ૧ ધોળકામાં ૧ અને ચાલુ સાલમાં પાંચ વર્ષની મુદતમાં ૩ આ રીતે કુલ ૭ લગ્ન અમદાવાદ જીલ્લામાં થયા અને ભાવનગરમાં ૧, તથા રાજકોટમાં ૧ એ રીતે બે લગ્ન કાઠીઆવાડમાં થયા છે અને તે બધાઓએ એક એક સ્ત્રી સાથેજ લગ્ન કર્યા છે તેઓએ કાંઇ એક સાથે સો કે બબ્બે સ્ત્રીઓ સાથે લગ્ન કર્યા નથી તેમ તેઓમાંના ૮ તો એકજ સ્ત્રી વાળા છે એટલે પુનઃ સ્ત્રીઓને રઝળતી મુકી બીજી કરી નથી માત્ર એકજ ભાગ્યશાળી પુરૂષ છે કે જેણે આગલી સ્ત્રીને અને તેના એક બાળકને રઝળતી મુકી બીજી સ્ત્રી કરી છે અને તેમ કરવાનું કારણ પણ એજ છે કે તેનો બાપ કુળવાન છે અને તેના બાપે પાંચ સ્ત્રીઓ કરેલી હોવાથી તેના દીકરાને બે તો હોવીજ જોઇએ એમ વિચારીને કરેલું છે

આ ઉપરથી પણ સાબીત થાય છે કે જે નવ છુટા લગ્ન થયા છે તે માત્ર કુવારી કન્યાઓનાજ થયા છે જેથી નાતરાની કન્યાની અછત છુટા લગ્ન થવાથી થઇ છે એમ કહેવું તદન જુઠુંજ છે

જ્યારે આપણી ન્યાતમાં ૧૪ વર્ષની કન્યા અને ૨૦—૨૨ વર્ષના છોકરાના છુટા લગ્ન થશે ત્યારેજ છોકરાઓ સારી રીતે ભણશે-માબાપને ભણાવવાની જરૂર પડશે, સારા કમાઉ થશે, સદાચારી થઇ એકજ સ્ત્રીથી સંતુષ્ટ થશે અનેક સ્ત્રીઓ કરવાનું ભુલી જશે, રૂપરંગ અને ગુણ કર્મ સ્વભાવના કજીઆ થાય છે તે બંધ પડશે, અને છુટા છેડા રૂપી પાપ કર્મ અટકી જશે અને ત્યારેજ કન્યાઓની છત થશે અને તમામના બાળકો પરણશે—કુંવારા રહેશે નહીં અને સંસાર સુખરૂપ ચાલશે

લેખક,

એક અનુભવિ જ્ઞાતિ સેવક

# અમૂલ્ય ભેટો.

નીચેનાં પુસ્તકો કે વસ્તુઓમાંથી કોઈ એક પુસ્તક કે વસ્તુ મંગાવનારને તેની કિંમત કે પોસ્ટેજ કંઈ પણ લીધા વગર તદન મફત મોકલવામાં આવે છે, પણ એક કરતાં વધારે પુસ્તક કે વસ્તુ મંગાવનારે તે વધારાના દરેક પુસ્તક કે વસ્તુ બદલ અર્ધા આનાની ટીકીટ મોકલવી.

**બ્રહ્મચર્ય**—બ્રહ્મચર્યનો અલૌકિક પ્રભાવ દેખાડનારો દાખલા દલીલો સાથેનો ઉત્તમ નિબંધ.

**સ્ત્રી સમાગમ**-દીર્ઘાયુ તથા આરોગ્યની જાળવણ માટે સર્વોત્તમ નિબંધ.

**સતીદ્રુપદી**—શ્રીકૃષ્ણ પરમાત્માનાં પત્ની સત્યભામા પ્રત્યે સતીદ્રુપદીએ પ્રતિવ્રત્ય વિષે જણાવેલા વિચારો.

**ફેન્સી બુકમાર્કસ**—પુસ્તક વાંચતી વખતે તેમાં નીશાની રાખવાનું ઉત્તમ સાધન. માત્ર અંગ્રેજી ભણનારાએજ આ બુકમાર્કસ મંગાવવી.

**માલીની**—ઘણી બાબતોનું જ્ઞાન આપનારી રસીલી વાર્તા.

**બાજીગર**—ભીમસેન તથા અર્જુનના ગર્વનો નાશ કરવાની શ્રી કૃષ્ણની અપૂર્વ યુક્તિ.

**દેવજ્ઞવિદ્યા**—ભવિષ્યના પ્રશ્નના જવાબોનું પુસ્તક.

**પુનર્લગ્ન અને પશ્ચાતાપ**—એક અસરકારક નિબંધ.

**આયુર્વેદ રહસ્ય**—હિંદી અને અંગ્રેજી ભાષાનું વૈદક ચોપાનીયું માત્ર નમુનોજ મફત

**ફેન્સી પોસ્ટ કાર્ડો**—ઉંચી જાતનાં જુદાં જુદાં સુશોભીત કાર્ડો.

**બાવીસ રસીલી વાર્તાઓ**—લક્ષ્મિ અને સરસ્વતી જેવી શક્તિ તેવું ફળ. કૃતઘ્નપણું, પ્રશ્નનો અનુગ્રહ, વાદીના ગેરલાભમાં અપાયેલ ફેંસલો, એ પ્રમાણે બાવીસ વાર્તાનો સંગ્રહ.

**સિકંદર બાદશાહે કરેલી અમૃતની શોધ**—એરીસ્ટોટલ, ખ્વાજા ખીજર અને મહેતર અલીઆસના ચમત્કારીક મોહક ઇતિહાસ સહિત જાણવા જેગ રમુજી વાર્તા.

**અલંકાર મણિમાળા**—ઉપમા આદિ ૧૨૩ અલંકારોના દૃષ્ટાંત તથા સમજ સાથેનું સંસ્કૃત પુસ્તક. માત્ર બી. એ. ક્લાસમાં અભ્યાસ કરતા સંસ્કૃત ભાષાના અભ્યાસીઓનેજ ભેટ અપાય છે.

**આયુર્વેદ માર્ગોપદેશીકા**—જુદાં જુદાં ૧૩ દરદોનું વર્ણન, ઇલાજ તથા ઉપાયોનું ઘણું સરસ પુસ્તક. આ પુસ્તક માત્ર ઉમેદવાર ડાક્ટરોનેજ ટપાલ ખર્ચના અર્ધો આનો લઈ મોકલવામાં આવે છે.

Registered No. B. 894.

॥ ॐ श्री उमिया देवी विजयतान्॥





# કડવા હિતેચ્છુ.

# THE KADVA HITTECHHU.

પુસ્તક ૫ મું. {ડીસેમ્બર સને ૧૯૧૪.} અંક ૧૨ મો.

હિતેચ્છુ હિત કારણે, કહે કદિ કડવું કહેણ;
રોગ વિદારણ વૈદ્ય પણ, દે ઔષધ દુઃખ દેણ.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ ટપાલ ખર્ચ સાથે.
વ્યવસ્થાપક, હીરાલાલ વસંતદાસ.



આ પત્ર અમદાવાદ, રીચીરોડ, નં. ૪૬૩. ધર્મ વિજય છાપખાનામાં ચીમનલાલ હીરાલાલે છાપી તેજ ઠેકાણેથી ચીમનલાલ હીરાલાલે પ્રકટ કર્યું.

## કડવા પાટીદાર બોરડીંગના છોકરાઓને ઉજાણી.

મી. અમરતલાલ હરજીવનદાસ પટેલ એમ. બી. બી. એસ. ની સર્વોત્કૃષ્ટ દાક્ટરી પરિક્ષામાં પસાર થયાની ખુશાલીમા તેમના પિતા મહાશય હરજીવનદાસ ભગવાનદાસે અત્રેની કડવા પાટીદાર હિત વર્ધક મહામંડળ બોરડીંગના વિદ્યાર્થીઓને દુધપાક પુરીનુ મીષ્ટ ભોજન આપ્યુ હતુ. છોકરાઓને ગમત આપવા સારૂ મી. કેશવલાલ છગનભાઈએ પોતાનું ગ્રામોફોન આપ્યુ હતુ. છોકરાઓએ આખો દીન આનંદમાં પસાર કીધો હતો તેઓએ પોતાની મીટીંગ મેળવીને આનંદ પ્રદર્શીત કરી મી. અમરતલાલને એક અભિનંદન પત્ર મોકલ્યો હતો

આ ભોજન તેમને બોરડીંગના મકાનમા મળ્યુ હતુ. કોઇ કોઇ વખત કારજ–વરાના જમણમાં આમત્રણ મળે છે તેમાં જમવાના કરતા આ જમણમા તેમને વિશેષ આનંદ મળ્યો હતો.

## હિંદુસ્થાનમાં કેળવણીની સ્થીતિ.

૬ર હજારે ૫૯ ભણેલા છે એટલે સેંકડે ૭ ટકા ભણેલા અને ૯૪ ટકા અભણ છે. ભણેલા એટલે માત્ર લખી વાચી શકે તેવાજ. પુરૂષોમાં હજારે ૧૦૦ અને સ્ત્રીઓમા ૧૦ ભણેલા છે

પારસીઓમાં હજારે ૭૧૮, ખ્રિસ્તિઓમાં ૩૩૬, જૈનોમાં ૩૧૯, હિંદુઓમા ૬૬, અને મુસલમાનમા હજારે ૩ ભણેલા છે.

ઇંગ્રેજી ભણેલાનું પ્રમાણ હજારે ૯ છે.

કુલ ૬૭,૮૧,૦૦૦ વિદ્યાર્થીઓ ભણે છે તે વસતિના ૨૧/૮ ટકા છે કુલ શહેર ૧,૫૯૪ અને ગામડાઓ ૫,૮૨,૭૨૮ તેમા ૧,૨૩,૫૫૮ પ્રાથમિક શાળાઓ છે ૧૭,૮૮૬ કન્યાશાળા છે તેમાં ૯,૫૨,૯૧૧ કન્યા ભણે છે પ્રાથમિક કેળવણી બ્રહ્મદેશમાં વધારે છે કારણ ત્યા બૌદ્ધ મઠમાં ભણાવાય છે.

પ્રાથમિક કેળવણી ફરજીયાત થાય તો સાડાચાર કરોડ રૂ ખર્ચ થવાનો અડસટો મર્હુમ ઓ. ગોખલેએ કહાડ્યો હતો.

૬૩,૪૧૧ છોકરીઓ ઇગ્રેજી ભણે છે.

માધ્યમિક કેળવણીની ૬,૩૭૦ શાળાઓ છે અને ઉચ્ચ કેળવણીની ૧૭૩ કોલેજો છે. પુનાની ખેતીવાડીની કોલેજમાં ૧૯૭ વિદ્યાર્થીઓ ભણે છે.



तत् सत् परमात्मने नमः ॥

# કડવા હિતેચ્છુ.

પુસ્તક ૫ મું. | ડીસેમ્બર સન ૧૯૧૪ | અંક ૧૨ મો.

## ઇશ્વર સ્તુતિ.



### દોહરો.

કર જોડી વિનતી કરૂં, જય જય જગદાધાર;
સુખી સકળ કર સ્નેહથી, આ સઘળો સંસાર.

### હરિગીત.

સંસારના જીવ સકળ કર, પરમેશ પ્યારા પ્રેમથી,
આનંદ ને હુલ્લાસ ભર, પ્રભુ નિત્યના તુજ નેમથી:
બહુ હોંશ હૈયામાં વધે, એવું કરો અખીલેશ્વરા,
સુખમાં કરે દુઃખ દૂર કરી, સહુ લોક આ ગુજરાતના. ૧
બહુ સંપ આરો આપશો, કાઢી કુસંપજ ફુળને.
ઉખેડીને અગની ધરો, દારિદ્રતાના મૂળને:
શોધો શકે શુભ હુન્નરો, અજમાવી બુધ્ધે ચખતરા,
સુખમાં કરે૦ ૨

---

## ખેતીને ઉપયોગી પુસ્તકો.

---

મદ્રાસની ખેતીવાડી કાલેજના ગ્રેજ્યુએટ–ત્રીસ વર્ષના ખેતીના અનુભવી મી. દુલભજી છોટાભાઇ ગંધરીયા કૃત.

ઠે. લીંબડી કાઠીયાવાડ

| | |
|---|---|
| ખેતીવાડી અને બગીચાની ઉપજ વધારનારાં ખાતર. | રૂ. ૦—૫—૦ |
| રૂ અને તેની ઉપજ વધારવાનો ઉપાય. | ૦—૮—૦ |
| ગાય, ભેંસ, વીગેરે ઉછેરવા ને દુધ વધારવા વિષે | ૧—૦—૦ |
| આંબા, ચીકુ, નારંગી, દાડમ, વીગેરે ઉછેરવાની રીતો. | ૧-૧૨—૦ |
| આદુ, હળદર, શેરડી, સુરણ વીગેરેની વાવેતરની રીતો. | ૧—૪—૦ |
| ખેતર, બેડ, હથીયાર ને ખારીજ જમીન સુધારવાની રીત | ૧—૪—૦ |
| ખેતીવાડી વિજ્ઞાન માસીક, વર્ષો. | ૨—૮—૦ |

---




## પ્રશ્ન ૫ અનો નિર્ણય.

૧. રા. છગનલાલ. ૨. રા. ભાઉ. (ઇનામની અપેક્ષા નથી, અમે તેમના આભારી છીયે.) ૩. રા. ગોવીંદલાલ ત્રીકમલાલ દલપતરામ (ઇનામ) ૪. શિશુ. ૫. રા. શામજી વિશ્વનાથ. ૬ રા. રતનજી જાદવજી. (કવિતામાં વ્યાકરણાદી દોષ છે તે સુધારવા અમારી વિનતી છે.) ૭. રા. ગણાભાઇ મંછારામ. (કવિતાનો ભાવ સારો છે તથાપિ તાલ માનાના નિયમમાં નથી માટે નકામી.)

નિચેની કવિતાઓ પરથી અમારા વાંચકવૃંદને જણાશે કે જેમ વડીલોપાર્જીત મિલકત અકુશળ વંશજના હાથમાંથી સરકી જાય છે તેમ વડીલોપાર્જીત કુળપણું જાળવી રાખવાને કુશળતા મેળવવી પડશે. ફક્ત કુળાભિમાનનું કોડીયું તેમને બસ થશે નહીં. જમાનો આગળ વધે છે. મનુષ્યે પણ આગળ વધવું જોઇશેજ.

---

### " શુભ માનવાં શા કામના છે નામના કુળવાન તે. "

( હરિગીત છંદ. )

ઓ બંધુઓ નિરખી જુઓ નિજ પુત્રિઓ પરણાવતાં,
કુળવાનના સંતાનની બહુ માન્યતા રાખો છતાં;
અજ્ઞાનિ ને અભિમાનિ જે તોફાનિ છે નાદાન તે,
શુભ માનવા શા કામના છે નામના કુળવાન તે. ૧
જે ઉચ્ચ કુળમાં અવતરી અવટીત કર્મો આદરે,
દુર્ગુણના ભંડાર ને નવ લાજ અંતરમાં ધરે;
સમજે ન સારાસાર કે સુવિચારનું વીધાન તે, શુભ૦ ૨
કામી તથા ક્રોધી ઘણા લોભી વળી લલનાતણા,
ઉછરંગ જેના અંગમાં કુસંગનો ત્યાં શી મણા;
દુર્વ્યસન ને દુર્વચનમાં નિશદીન છે મસ્તાન તે, શુભ૦ ૩
વિદ્યાતણા શત્રૂ બની નિંદા વિષે બહુ ધ્યાન છે,

મનને ગમ્યું રાખી રહે રૂંઢી દઇ ના ફાવતું,
લેવા તણી ઇચ્છા બહુ પણ આપવું ના ભાવતું;
રીતો ટકાવે આજ ના છાજે-ડુબાવે ન્યાતને, શુભ૦ ૬
માંદા પડે તોયે બહુ જે ખાય કુળના તેજથી,
નીજ બંધુ ક્ષુધે ટળવળી મરતા લહી દાઝયા નથી;
ના ઉન્નતિ નીરો તણી કરવા ઉપાયો યોજતા, શુભ૦ ૭
ધરનાર બાળો આવી તે ચૂકે સહેજે કામમાં,
ગાંડી ગણાવી કેટલી એ તેવી લાવે માનમાં;
સારાગણી બાળા દઈ શો લ્હાવ લે માબાપ તે? શુભ૦ ૮
નારી જનેતા જગતની અભિમાનથી છુંદાય છે,
માંદા બહુ આતુર તેતો નીચથી નિરખાય છે;
સારા બની સુપંથ દોરે ના કદી નીજ ન્યાતને, શુભ૦ ૯
સ્વાર્થી બન્યા, અંધા બન્યા, નીજ ધર્મ તો વિસરી ગયા,
અબળા બિચારી ખીલતીનું હિત બળવાનો ભૂલ્યા;
દીકરા થયા છે છોકરા અભિમાનથી કુળવાનના, શુભ૦ ૧૦
બુદ્ધિ તણી શુદ્ધિ નથી વૃદ્ધિ કરે તે શાથકી!
સિદ્ધી છતાં સિદ્ધી નથી શા કામના તેવા જક્કી?
હીરા હતા પથરા થયા, ના તેજ, તેજ ક્યાંથી દે? શુભ૦ ૧૧
સારૂં કરે ના કાંઇ તેતો માફ છે કુળવાનને,
પણ જ્ઞાતિ હિતમાં આડ થૈ રંડાવતા બહુ જીવને.
નીજ દોષથી દોષિત કરે ખ્યાતિ ગુણી પિતૃ તણી;
શુભ માનવા શા કામના છે નામના કુળવાન તે? ૧૨

જ્ઞાતિ સેવક—શીશુ.

---

શાણા થઈ શાણા કને બેસે જઈ દરબારમાં,
સારી કરે વાતો વળી સાહેબ થઇ સરકારમાં;
નહિ નાતની કે જાતની નિજ ભ્રાતની* ગરજ્જ ધરે,
શુભ માનવા શા કામના છે નામના કુળવાન તે. ૧
ધનવાન છું એવું ચ્હી મન માનથી માતા ફરે,

# મહારાણા હમ્મીરસિંહ.

## ( ત્રિઅંકી નાટક )



લેખકઃ—પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ, એમ, એ.

### પુરૂષ પાત્રો.

હમ્મીરસિંહ—મહારાણા લક્ષ્મણસિંહના પાટવી કુંવર અરિસિંહનો પુત્ર.

અજયસિંહ—અરિસિંહના નાના ભાઇ અને હમ્મીરના કાકા.

સજ્જનસિંહ—<br>અજીમસિંહ— } અજયસિંહના પુત્રો.

માલવદેવ—અલાઉદ્દીને નીમેલો મેવાડનો સુબેદાર.

મુંજબલેચા—પોસેલીઓ નામક પર્વત દુર્ગનો અધિપતિ, માલવદેવનો મદદગાર.

હરિસિંહ—માલવદેવનો પુત્ર અને હમ્મીરનો પ્રતિસ્પર્ધી.

વનવીર—માલવદેવનો પુત્ર અને હમ્મીરનો હિતૈષી.

કપૂરચંદ—માલવદેવનો કારભારી.

જાલ—કપૂરચંદનો પુત્ર, સન્માર્ગી હમ્મીર ગુણાનુરાગી યુવક અને મૃણાલિનીનો ભાવી પતિ.

સૌભાગ્યચંદ—મૃણાલિનીના પિતા.

સ્વરૂપચંદ—એક વૃદ્ધ પૈસાદાર વણિક્ ગૃહસ્થ.

ટેકચંદ<br>પાનાચંદ } વણિક્ જાતિના મહાજનો.

મયાશંકર—ગોર, પુરોહિત.

મહમદ તઘલખ ( ગાંડો )— દીલ્હીનો બાદશાહ.



ચાંદલાના રૂપૈયા જતા કર્યા, હું હોત તો બધા પાછા લેત, ! નેચાને શુ હક છે કે ચાંદલો ખાઇ જાય ! આ એ નેચાજ છે. ભણેલોતો બ્રાહ્મણ પણ હોય, વિવેકીનો વાણીયો પણ હોય અને ખાનદાન ક્ષત્રીય પણ હોય તેથી શુ ઉંચા થઇ ગયા ? સુખતો ગધેડાને ઘેર પણ હોય છે તેથી શુ તે ઉંચો કહેવાય ? તમારામા અક્કલજ ક્યાં છે ! સુધારાવાળાના ચઢાવ્યાથી ચડ્યા ને ધર્મ દીકરી નેચામાં આપી દીધી તમે તમારૂ કાળું મોહૂ લઇ ગામમા ફરો છો પણ હુતો ગરમાઉ છુ ને ઘરમાથી બહાર પણ નીકળતી નથી મારાથી મેણા સંભળાતાં નથી.

કાળભૈરવ—ત્યારે સાંભળ તુ કહેતી હોય તો હું પાંચ પચાતીયા ભેગા કરી કાલેજ ફારગતી લખાવી લઊં. પણ પછી આપશે ક્યા ?

ગડકી—તમારી મરજી લખાવી લેવાની છે તો હવે તમારૂ કામ નથી મે એવુ કર્યું છે કે પોતાની મેળાએ વગર પચાતે લખી આપી મોઢી મુકશે પેલો મહીરાવણનો મોટો છોકરો વાઢો છે, છોકરી આવી કે તુરત તેને ઘેર વળાવી દઇશ, ચાંદલાના સો રૂપીયા ભરવા પડશે તે આ પણ ઘર ગીરે મુકી ભરી દઇશુ

કાળભૈરવ—પણ તેં એવુ શું કર્યું છે કે તે ઝટ લખી આપે ? મહીરાવણના છોકરાને તો પાચ વૈરીએ છે અને બધી અન્ન વસ્ત્ર વિના રઝળે છે તેનુ કેમ ?

ગડકી—સાંભળો, મેં છોકરીને શીખવી રાખ્યુ છે કે દરરોજ ઘરમા લડયા કરવા, ખાવાની વસ્તુ ચોરી ખાવી અને પૈસા પણ ચોરી એકઠા કરવા પુછે તો કહેવુ કે મારા પિયરથી લાવી છઉં. તેણે તેમ કરવા માંડયુ છે અને ઘરમા સાૈએ કાયર થઈ ગયા છે. એમ સમજીને કે બે ચાર મહીનામા છોકરી આવી આવીજ છે ' મહીરાવણના છોકરાને પાચ વૈરી થઈ પણ તેમા એકે આપણી ડીકી જેવી રૂપાળી નથી આપણી ડીકીતો તેને ગમશે તો પણ કદાચ ન ગમે તો ત્યાંથીએ વળાવી, ત્યા બીજે આપીશ પણ મોહૂ તો ઉજળુ થશે ! ! !

કાળભૈરવ—પણ કદાચ લખી ન આપે અને કાઢી મુકે તો કેમ કરવુ ?

ગડકી—લખી ન આપે અને કાઢી મુકે તો હું ગમે ત્યા જઇ દૂર દેશમા આપી આવીશ તેનો પત્તો પણ નહીં લાગવા દઉં એમ થશે તો તેમના મોઢાં કાળાં થઇ જશે અને લોકોમા મશ્કરી થશે કે વૈરી હુલીને ઉભી ચાલી ગઇ!

**સૂત્રધાર**—આર્ય બાળાઓ ! વિભાકર વંશ વિભૂષણ, મેવાડ મુકુટમણિ મહારાણા હમ્મીરસિંહનો નાટ્ય પ્રયોગ જોવા સાક્ષર સમાજ ઉત્સુક છે.

**૧ લી બાળા**—મહારાણા હમ્મીરસિંહ તે કોણ ?

**સૂત્રધાર**—તેજ રણધીર પ્રચણ્ડ શરીર ક્ષત્રિય ચૂડામણિ મહાવીર હમ્મીર, જેનાં જાજ્વલ્યમાન પરાક્રમોએ ભસ્મીભૂત ચિતોડને પણ નવપલ્લવ વાડી બનાવી અને યવન પાદાક્રાન્ત મેવાડને પુનઃ સ્વતંત્રના સુધારસ ચખાડ્યો.

**૨ જી બાળા**—વાહ ! ત્યારે તો સાથે સાથે વીરાંગના હમ્મીર માતા વસુમતીના વાત્સલ્ય ભાવનું ચિત્તાકર્ષક પ્રદર્શન રજુ થશે.

**૩ જી બાળા**—વળી વિસરી ક્યાં જાઓ છો ? સતી શિરોમણિ હમ્મીર પત્ની વીરમતીનું પતિ પરાયણ જ્વલંત ચારિત્ર્ય પ્રેક્ષકોને ઓંજવી નાંખશે.

**૪ થી બાળા**—દૃઢ મનોબળથી કાર્ય સિદ્ધિ અવશ્ય થાય છે, એવી ઉચ્ચ ભાવનાનો સર્વત્ર પ્રસાર થશે.

**સૂત્રધાર**—ધન્ય છે તે ધીરવીર હમ્મીરને કે જેના નામ સ્મરણથી તમારામાં આટલો ઉત્સાહ ઉભરાઈ જાય છે.

**૧ લી બાળા**—કેવળ હતભાગી છે તે કે જેને મહાપુરુષોનાં ઉચ્ચ ચારિત્ર્યો જોવાં, ને સાંભળવાં ન ગમે.

**૨ જી બાળા**—વ્યર્થ છે જીવતર તેનું કે જેનાં નયનો શૂર સુભટોનાં પ્રતિભાશાલી ચિત્રો જોવા ન તલસે.

**૩ જી બાળા**—કરી તેણે શી કમાણી કે જેણે તેજસ્વી પુરુષોનાં ગુણગાન કરવાની મોજ ન માણી ?

**૪ થી બાળા**—હજારો ધન્યવાદ છે તેને કે જેના હૃદયમાં વીર ભક્તિનો અખુટ ઝરો આબાદ છે.

**સૂત્રધાર**—અતિ પ્રસન્ન થયો છું તમારી વીર ભક્તિથી. તમારા હૃદય કમલમાં ઉછળતી ઉત્સાહ સરિતાના તેજોમય ઉદ્‌ગારો આ પરિષદને સંભળાવો.

. . .

સખીઓ—

વીરસૂમાજી, દુર્બલતા ત્યાજી દેવી,
અંતરમાં હામ ધારો, વધુ નહીં ક્લેશ સારો
ત્રિવિધિ તાપ ટાળો, મુરારિ મંત્ર જાપ— નહિં૦

**૧ લી સખી**—( વસુમતીનાં આંસુ લુંછી નાખતી ) માતાજી! શાન્ત થાઓ, વિલાપ ન કરો, ગભરાટના ગાટ આવેશમાં સપડાઓ નહીં. વીરપ્રસવિની આર્ય માતાને આવી ભીરૂતા ન શોભે.

**૨ જી સખી**—માતાજી! આમ અચાનક શોકાવેગમાં તણાઓ નહીં. ધીરજ ધરો, નીડર બનો, જાતે મુંઝાઓ નહી અને બીજાને મુંઝાવા ઘો નહીં.

**વસુમતી**—બેનો! આ અસાધારણ વિહ્વલતા શાથી ઉદ્ભવી છે, તે નથી સમજાતું. કેવળ નિશ્ચેષ્ટ બની છું. માનસબલ ગુમાવી બેઠી છું, જડતાના આવિર્ભાવથી બેભાન થઈ છું.

**૧ લી સખી**—માતા! શૂરક્ષત્રિયા છો, વીરબાળા છો. ચિન્તા ચિતા સમાન છે, તેને વશ થનાર બીકણ નાદાન છે.

**૨ જી સખી**—ચિન્તાને હાથી કર્તવ્ય પંથે વહન કરનાર સાચા સુભટોજ ક્ષત્રિય કુલના શ્રૃંગાર છે, ભારત ભૂમિના અમૂલ્ય અલંકાર છે. તેથી માતાજી! શોકને પરહરો, ઉત્સાહને સંઘરો.

**વસુમતી**—બેનો! નિરર્થક અશ્રુપાતમાં લાભ નથી તે સારી પેઠે સમજું છું, પણ પાશવ વૃત્તિના પુજારી, નીચ, નૃશંસ, નરાધમ અલ્લાઉદીને સતી પદ્મિની દેવીની માગણી કરી ચિત્તોડ ઉપર આક્રમણ કર્યું છે, ત્યારથી હૃદય પટપર ઉદ્વેગ ઉભરાય છે, અન્તઃકરણમાં શોક ઘનાન્ધકાર પથરાય છે, દક્ષિણ નયન સ્ફુરે છે, જમણું અંગ ફરકે છે; અશુભ શકુન થાય છે, ધીરજ દૂર જાય છે; શરીર બે ભાન બને છે, ગાત્રસ્તંભ ચંચલતા હણે છે.

**૧ લી સખી**—માતાજી! જડતાને જડ જમાવા ઘો નહીં. અરિવૃન્દોને ક્ષણમાં રોળી નાંખનાર, રાજકુમાર અરિસિંહનાં ધર્મ પત્ની છો. ખાત્રીપૂર્વક માનો કે ચિત્તોડના મહારાણા લક્ષ્મણસિંહ અને તેમના બહાદુર કુમારોના હાથે વિષયાન્ધ દુશ્મનોનો સંહાર થશે, તેમની ક્ષુદ્ર લાલસાઓ માટીમાં મળી જશે.

**વસુમતી**—બીજા અવશિષ્ટ ક્ષત્રિયો અને ક્ષત્રિયાણીઓની શી ગતિ થઇ ?

**અજયસિંહ**—પૂજ્ય મહારાણા અને મારા અગિયારે બન્ધુઓએ રણમાં હજારો દુશ્મનોને તીક્ષ્ણ તલવારનો તીખો સ્વાદ ચખાડ્યો, સમરાંગણની અધિષ્ઠાત્રી ભૂખી ભવાનીને પ્રાણબલિનો ભોગ આપ્યો. બસ,

द्वाविमौ पुरुषौ लोके सूर्यमण्डलभेदिनौ ।
परिव्राड् योग युक्तश्च रणे चाभिमुखो हतः ॥

સઘળા ક્ષત્રિયો સામા ધાએ લડયા, સૂર્ય મંડલ ભેદી સ્વર્ગમાં ગયા. ક્ષત્રિય વીરાંગનાઓ શ્રીમતી પદ્મિની દેવી સાથે સતી થઇ, પુણ્ય પવિત્ર અગ્નિદેવને દેહની આહુતિ આપી, પતિ પ્રભુની સેવા કરવા ઇન્દ્ર લોકમાં ગઇ, પાપાત્મા અલ્લાઉદ્દીનને માટે નિર્જીવ રાખ મુકતી ગઇ.

**વસુમતી**—હા ! શું આમ અચાનક મારા સૌભાગ્ય સૂર્યનો અસ્ત થયો, ટમટમતો આશા દીપક બુઝાઇ ગયો ? ( મૂર્છાપાય છે. )

**અજયસિંહ**—સાવધાન થાઓ, ખેદ કરો નહીં, ઇશ્વરેચ્છા બલવાન્ છે, તેની આગળ પામર પ્રાણિઓ પરવાન્ છે.

**સજ્જનસિંહ**—માતા ! ધીરજ ધરો, જાગૃત થાઓ.

**અજયસિંહ**—દેવી વસુમતી ! આમ બાવરા બન્યે કાંઇ વળવાનું નથી, આપણું શ્રેય થવાનું નથી.

( સખીઓ પવન નાંખી વસુમતીને સચેત કરે છે. )

**વસુમતી**—હા ! વીર અરિસિંહ, મને એકલી મુકી ક્યાં ચાલ્યા ગયા ? મારી દુર્દશા કરી ક્યાં સંતાઇ ગયા ? એટલોજ સંતોષ છે કે તમે એક સાચા શૂરા ક્ષત્રિય માફક ધર્મ યુદ્ધમાં પ્રાણ પરિત્યાગ કર્યો છે. તમે સ્વર્ગમાં મારી રાહ જોતા હશો. અજયસિંહજી ! બેટા હમીર ! તમે મને રજા આપો, વિલંબ ના કરો, મને જલદી સતી થવા દો, મારા પ્યારા પ્રીતમ પાસે જવા દો.

**અજયસિંહ**—દેવી ! સાહસ ન કરો, ચિતોડનો પુનરુદ્ધાર કરવાની મહાન્ ફરજ તમારે શીર છે, મેવાડની અમૂલ્ય મહીને મુક્ત કરનાર તમારો યશસ્વી કુમાર મહાવીર હમ્મીર છે.

**હમ્મીર**—માતાજી ! જ્યારથી પૂજ્ય પિતાની અને પિતામહોના દુઃખદ સુણ્યા છે સમાચાર, ત્યારથી વૈરાગ્નિના ધૂમે ધુંધવાય છે આ

વર્તનમાં કાંઈપણ ફેરફાર ન કરતા બ્રહ્મચર્ય પાળવાનો પ્રયાસ ન કરીએ તો આપણી સમજશક્તિ કાંઈપણ કિંમત વિનાની ગણાય

વર્તન વિના સમજ્યા એ નકામુ છે, માટે દરેક જણે "જે થયું ન થવાનુ નથી" એવી સમજ રાખી જે ભૂલ થઈ તે યાદ નાખી હવે પછી તેવી ભૂલ ન થવા દેવી અને બ્રહ્મચર્ય પાળવા પ્રયાસ કરવો બ્રહ્મચર્ય પાળીએ- તોજ આપણી ગયેલી શક્તિઓ પુન પ્રાપ્ત કરી શકીશુ

આત્મજ્ઞાની અથવા ભક્તિ માર્ગમા ઉતરનારા કદાચ એમ ધારતા હોય કે બ્રહ્મચર્યનો વિષય ચર્ચવા અને તે ઉપર પૂરુ લક્ષ આપવુ તે સમાજ સુધારકોનુ કામ છે જો તેઓ આવી ખોટી માન્યતા રાખતા હોય તો તે તેમની મોટી ભૂલ છે કારણ ઇમારત ચણનારને પ્રથમ પાયો મજબૂત કરવાની ખાસ જરૂર છે અને ત્યારબાદ તે તેના ઉપર ગમે તેવુ મકાન ચણી શકે છે

જેવી રીતે મજબુત પાયા વિનાનુ મકાન ઉત્તમ ગણાતુ નથી, અને તે બે ચાર માળ ઉંચુ થઈ શકાતુ નથી તેવીજ રીતે બ્રહ્મચર્ય રૂપી પાયા મજબૂત ન હોય તો કોઈપણ કર્તવ્યો ઉત્તમ રીતે થઈ શકતા નથી પછી ભલે તે ધાર્મિક, વ્યાવહારિક કે નૈતિક હોય

ધર્મના અને પુસ્તકો મોજુદ છે આપણે તેમને વાચીએ, વિચારીએ તોજ આપણા વિચારો ઉત્તમ થાય છે પરંતુ બ્રહ્મચર્યના અભાવે આપણામા તે વિચારો દૃઢપણે રહી કાર્ય કરી શકતા નથી

ઘણા સ્ત્રી વિનાના પુરુષોનુ એવુ ધારવુ હોય છે કે અમે બ્રહ્મચર્ય પાળીએ છીએ તો અમારામા કેમ શક્તિ વધતી નથી પણ સારી રીતે બ્રહ્મચર્ય પાળવાથી શક્તિ વધવીજ જોઈએ જો તેમ ના થતુ હોય તો તેઓ બ્રહ્મચર્ય પાળતા નથી એ નિર્વિવાદ છે

અન્યોન્ય સ્ત્રી સમાગમથી બ્રહ્મચર્યનો ભંગ થાય છે એટલુજ નહિ પણ એક વિદ્વાને કહ્યુ છે કે "દર્શન કથા, ભાષણ હાસ્ય ચિંતન મળવાનો જોગ, સ્પર્શ ભોગ એ આઠેથી દૂર રહે તેજ બ્રહ્મચર્ય યોગ" આ પ્રમાણે ઉત્તમ બ્રહ્મચર્ય પાળીશુ તોજ આપણી ખરેખરી સ્થિતિ સુધરશે આ સૃષ્ટિમા જે જે મહાન્ કાર્યો થયા છે તેના કર્તાના વૃત્તાંત ઉપર દૃષ્ટિ ફેરવશુ તો તરતજ માલમ પડશે કે તેઓએ ઉત્તમ રીતે બ્રહ્મચર્યનુ સંરક્ષણ કરેલુ છે

### ગાયન ૪ થું

## શાર્દૂલ વિક્રીડીતવૃત્ત

ગોત્રાધીશ્વર વિશ્વ ચક્ષુ સવિતા, રક્ષા તમારી કરો;
વૈદેહી પતિ રામ નામ સ્મરતાં, નિઃશેષ વિઘ્નો ટળો;
બાપા રાવલ પ્રેમ શૌર્ય રસનો, સ્વર્ગીય સિંચો ઝરો;
રુદ્રે શંકર એકલિંગ સબળા, શત્રુ ગણો સંહરો.

( ટેબ્લો. )

---

## પ્રવેશ ૨ જો

**સ્થળ—ચિતોડમાં સૌભાગ્યચંદનું ઘર.**

**કુટિલા—**( સ્વગત ) આટલા દહાડા સ્વરૂપચંદને આશામાં ને આશામાં ઝુલાવ્યો અને રમકડા પેઠે હાથમાં રમાડ્યો. મોહ પાશમાં બાંધી ફાવે તેટલું દ્રવ્ય તેની પાસેથી હરી લીધું, પણ હજુ સુધી તેને કાંઈ ન દીધું. પણ હવે ખોટા દાવ પેચ ક્યાંસુધી ચાલશે ? મૃણાલિનીનું લગ્ન નહિ કરીએ તો ફજેતી થશે. મયાશંકર ગોર કાલે આવી ધમકી આપી ગયા છે કે મૃણાલિનીનું લગ્ન તાબડતોબ કરો, નહીતો સ્વરૂપચંદ શેઠ ન્યાતમાં ફરિયાદ નોંધાવશે અને જોયા જેવું થશે. ચાલ, ત્યારે, એમને સમજાવી મૃણાલિનીના લગ્નની ઉતાવળ કરાવું. ( નેપથ્ય તરફ નજર કરી ) સાંભળોછો કે, મૃણાલિનીના બાપા, સાંભળોછો કે ?

**સૌભાગ્યચંદ—**( પ્રવેશ કરી ) પ્રિયા કુટિલા ! સ્યમ્ બોલાવ્યો ?

**કુટિલા—**તમે તો કુમ્ભકર્ણની માફક ઊંઘ્યા કરો છો. મૃણાલિનીના લગ્ન માટે અગસ્ત્ય ઋષિના વાયદા વધુ વખત નહીં નભે. જ્યારથી સ્વરૂપચંદ શેઠની ધીરજ ખુટી ગઇ છે, ત્યારથી આપણી ફોસલાવવાની પદ્ધતિ પણ નિષ્ફલ થઇ છે. આપણી મૃણાલિની પણ હવે મોટી થઈ છે, તેથી વિલમ્બ પરહરો, લગ્નની તૈયારી ત્વરાથી કરો.

**સૌભાગ્યચંદ—**પ્રિયા ! બુદ્ધિનો જરા ઉપયોગ કરશો તો નકામી ઉતાવળમાં લાભ નથી તે સમજી શકશો. એ તો કુંવારી ત્યાંસુધી સુંવાળી. જ્યાંસુધી લગ્ન થયું નથી, ત્યાંસુધી સ્વરૂપચંદ આપણા કબજામાં છે, વળી

આ અને આવ જ શાળામા અપાતા શિક્ષણથી સ્ત્રી કેળવણીની અને વિશેષે કરીને આપણી પાટીદાર (ખેતીકાર-નાના ગ્રામમા વસનાર) વર્ગની કેળવણીની સમાપ્તિ થતી નથી જેમ કુમાર અને કુમારીઓના શરીરાદિમા તથા કેળવણીમા ફેર આવશ્યક છે તેવાજ ફેર આ શહેરીઓ શ્રીમંતોની અને ખેતી કર વર્ગની બાળાઓને મ ળવવાની ક્રમમા છે

સ્ત્રી અને પુરુષ એ તન વિલક્ષણ જણાતા તત્વ બતા ઉભય મળે ત્યારેજ એક બળ થાય છે પ્રારબ્ધ અને પુરૂષાર્થ વરસાદ અને ખેતીમા કરેલી મહેનત એ જોડાને જેટલા સબધ છે તેટલોજ સ્ત્રી પુરૂષને સબધ છે પાશ્ચાત્ય સુધારાના છેદે કેળવણીક્રમ ચલાવનારાઓની યોજનાઓ એક પણ પુરૂષ વિના માત્ર સ્ત્રીઓપૂર્ણ વિશ્વથી સૃષ્ટિ ચલાવવાની યોજના જેવી હાસ્યપાત્ર ગણાય તેવી રીતે સ્વાભાવિક અગત્યસરત કોમળ શરીરની વાવ બ્યતા વધારનાર તથા વ્યવહાર સરળ કરી મૂકનાર સાધનોની ખામીવાળી કેળવણી પણ હાસ્યપાત્ર છે માટે એવી અક્ષરજ્ઞાન ઉ દરા બાળાઓને આજ અવસ્થામા વયને અનુસારે તાલીમ આપવા ખાસ જરૂર છે

બાળાઓને પ્રભાતે ઉઠી છડે પહોર દળવુ, ખાંડવુ પથારો ઉપાડવી વાસીદુ વાળવુ, ગાય દોહાવી વલોણુ એ અને વિગેરે શીખવવુ સ્નાન કર્યાપછી સ્વચ્છ ધોએલા સાદા અને બધ બેસતા વસ્ત્ર પહેરી મેન વગરની મસ્ત્યથી બાજ ઓળી વિવિધ આકૃતિવાળી વળી (અભોડા) ગુથતા આ ત્યારપછી માતા પિતા, વિદ્યાગુરૂ તથા સૂર્ય આદિ ઇશ્વરની શ્રેષ્ઠ વિભૂતિઓને પૂજન નમસ્કારાદિ કરવાની ટેવ પાડવી જોઇયે પછી ઉમરા ઘે ઇ સાથીઆ પૂરવા, દાળ ચોખા તથા મરી મસાલો વિગેરે પ્રથમથીજ જેઇના પ્રમાણમા કાઢી લાવી તેમાનો કચરા વીણી ઝાટકી સાફ કરી રમોડામા નાખી સૂખ્વ અને શાકાદિ ઝીણુ સમારી સ્વચ્છ પાણીથી ધોઇ નાખવુ વિગેરે સામગ્રી તૈયાર કરી વયના પ્રમાણે ક્રમે ક્રમે રાધતા શીખવવુ જોઇયે પ્રથમ રોટલી વણતા દાળ ભાત પૂરી, શાક, ચાટણો તથા તેપછી લેખી લાડુ શીરા અને તેપછી જલેબી વગેરે પક્વાન પણ ક્રમે ક્રમે કોઇ જાણના પાસે રાધતા મુરબ્બા તથા નીરોગી અથાણા રાધતા બનાવતા શીખવવુ જોઇયે રમોઇમા નિચેના નિયમો ખાસ ધ્યાનમા રખાવવા રાધતા ભીના હાથ લુછવા મીને સ્વચ્છ જાડો કકડો રાખવા નાક નિશકવુ પડે તો હાથ ધોવા અને છીક વિગેરે આવે તો રાધેના અગ્નથી જુદી દિશાના મુખ ફેરી ખાવી તથા રાધેનુ ઉવા ન રહે કે જેથી જનાવર કે ...િતુ

જનવા તૈયાર છે, આવી શોકજનક પરિસ્થિતિમાં તારો એવી જગતાધાર ગોપાલ છે.

**કુટિલા**— કેમમ્ આજે બીલકુલ મુંગા થઈ ગયા ? કાલેજ મથારા-કર ગોર મલ્યા હતા અને કહેતા હતા કે, " વરપક્ષ શેઠ અધીરા થયા છે, તેથી જલદી નિકાલ નહીં કરો તો ન્યાત આગળ ફરિયાદ કર્યા વિના નહીં રહે. " ન્યાત આગળ વાત ગઇ, તો આપણી કજેતીનો ચહ-રવો ચારે તરફ બંધાશે, કુલડીમાં ગોળ ભાગી કરેલું કન્યા વિક્રયનું કામ કામ ચૈરેચેર ચર્ચાશે.

**સૌભાગ્યચંદ**-- ઠીક, ત્યારે તારી મરજી મુજબ મૃણાલિનીના લગ્નની જલદી વ્યવસ્થા કરીએ.

**મૃણાલિની**— ( સ્વગત ) કુટિલાના કટુ કર્કશ વચનોને પિતાજી શરણ થયા, આ મન્દભાગ્ય મૃણાલિનીના મનગુખ્યા મનમાંજ સમાઇ રહ્યા. માતાની મુખમુદ્રા ક્રૂર કઠોર દેખાય છે, તેના દિલમાં દયાનો સંચાર થવો આકાશ કુસુમવત્ અશક્ય જણાય છે. પણ અગુવિશ્વાસ અંતઃકરણ ! પિતાજીનું વદનકમલ મૃદુતા કોમલતા ને વત્સલતાનાં ચિન્હ સ્પષ્ટ બતાવે છે. આનાકાની સાથે હા કહેવું તેમનું હૃદય કુટિલ કર્મ પ્રત્યેનો તિરસ્કાર સિદ્ધ કરે છે. ભયંકર અન્યાયના ભોગ થનારી ભોળી મૃણાલિની, દારબને દૂર કર, હિમ્મત ધર, તારા ઉપર ઝઝુમતી આફતને વિખેરી નાંખવા ઉઘાડી પડ. ( પ્રગટ ) પિતાજી, પાળી પોષી મોટી કરેલી આ ગરીબ ગાય ઉપર જાતેજ પાણી મુકવાના નિશ્ચય ઉપર આવશો ? સ્વાર્થના ખાતર નાલાયક પતિ સાથે મારું વરી કરી મારા જીવનરની ધુળધાણી તમે પોતેજ કરશો ? ચિતામાં ચરગુવાળા જીર્ણ જરઠ સાથે આ ખીલતી કુસુમ કળીને બાંધશો ? ના,ના, પિતાજી ! તમે મારી વ્હાર કરેશો, માતાની અન્યાયી માગણીને નાકબુલ કરી આભારી દીકરીના શાશ્વત આશીર્વાદ મેળવશો.

**કુટિલા**--( ગુસ્સે થઇ ) ઉદ્ધત છોકરી ! તું અહીં ક્યાંથી આવી ? તારા હિતેષી વડીલોના સામું બોલવાની યુક્તિ તને કોણે બતાવી ? હાથે કરી તારા નસીબમાં પુળો મુકવાની કોણે બતાવી ચાવી ?

**મૃણાલિની** તમેજ મારી માતા, મારી જનેતા મારા નસીબમાં પૂળો મુકો છો. તમાને ક્ષુદ્ર દ્રવ્ય લોભ તૃષ્ણ કેરતાં દીન દીકરીનું બલિ-દાન આપવાનું ક્યાં સુઝે છે ? કન્યાને નાણાં માટે વેચનાર માબાપ

# અસત્યારોપ

સબંધે

કડવા વિજય માસીકના પુસ્તક ૮ ના અંક ૭ માં છાપેલા સમાજના એક મેમ્બરના ચર્ચાપત્રમાં પુછાયેલા ખુલાસાના જવાબ ભાગ ( હીરાલાલના ) તા ૫-૩-૧૫ તથા ૧૫-૩-૧૫ ના બે પત્રો મી પુરશોત્તમદાસ પર લખેલા છે તેમા સમાયેલા છે.

---

## મેલેરીયા તાવ તથા નરમ પ્રકારની પ્લેગ.



---

If not delivered please return to the
Kadwa Hittechhu Office.
No. 463 Richey Road,
AHMEDABAD.

**સૌભાગ્યચંદ**—બેટા મૃણાલિની! તારી વચન સુધાથી આ છત્ર-ન્મૃત સ્વાર્થાન્ધ અધર્મી જનકમાં ધર્મ જીવનો પ્રવેશ થાય છે, પોતાને હાથેજ કરેલી કાળી કરણી તરફ ઘૃણા ઉત્પન્ન થાય છે, ગમેતે થાય તોપણ તારી ઇચ્છા વિરૂદ્ધ એકપણ ડગલું નહીં ભરવાનો નિશ્ચય પાકો થાય છે. કુટિલ કુટિલા! હવે હું તારા હાથમાં રમકડા માફક રમીશ નહીં, મારી કોમળ કન્યાની ઇચ્છા વિરૂદ્ધ તેનું લગ્ન કરી, પાપનો ભારો બાંધીશ નહીં.

**કુટિલા**—તમે પણ આ બુદ્ધિહીન બાળકીની પેઠે અક્કલને ઘરાણે મુકી? સ્વરૂપચંદ પાસેથી ગણી લીધેલાં પોળીઆં ક્યાંથી પાછાં આપશો? ખોટા મમત્વમાં અંતે ખુવાર થશો, સાથે બીજાઓને પણ ખુવાર કરશો.

**સૌભાગ્યચંદ**— બસ કર, કુટિલા, હવે હું વધુ વખત તારી માયા જાળમાં ફસાઇશ નહીં. જ્યારથી કન્યા વિક્રયના દામ હાથમાં લઇ પાતકી થયા છીયે, ત્યારથી આપણે ક્યાં સુખે કામ કરીને બેઠા છીયે? જે રસ્તે પાપી પૈસો આવ્યો, તેજ રસ્તે લુટાઇ ગયો છે, અને સાથે પાછી મહેનતે કમાયેલા ધનને પણ ઘસડી ગયો છે. હવે મારી આંખ ઉઘડી છે, બસ. આજ ધન્ય દિવસ અને ધન્ય ઘડી છે, જે વખતે મારી વહાલી દુહિતાને સ્વાર્થની ધગધગતી વન્હિ જ્વાલામાં હોમાઇ જતી અટકાવવાની રામબાણ ચાવી જડી છે.

**કુટિલા**—સ્વરૂપચંદની પાસેથી અવારનવાર પૈસા પડાવી મહામહે-નતે ગુજરાન ચલાવો છો, નાહક હેરાન થવા વિપત્તિ વાદળી ક્યાં બોલાવો છો?

**સૌભાગ્યચંદ**—ચુપ કર, પાપિણી! હવે તારો એક પણ વધુ શબ્દ સાંભળીશ નહીં, નિર્દોષ મૃણાલિનીને અન્યાય કરીશ નહીં. મજુરી કરીશ, ભીખ માંગીશ, સ્વરૂપચંદના પૈસા પાછા ભરી દઇશ. બેટા મૃણાલિનિ! નિશ્ચિંત રહે, તારા પિતાના અંતઃકરણમાં સદ્ધર્મનો આવિર્ભાવ થયો છે, તેના તરફનો ભય સદાને માટે દૂર ગયો છે.

**મૃણાલિની**—પરમપૂજ્ય પિતાજી, તમે મારા ઉપર અનહદ ઉપકાર કર્યો છે, નિરાશાના અંધકારમાં આશાદીપકનો પ્રકાશ પાડ્યો છે. પરમ-કૃપાળુ પરમાત્મા તમારો સન્નિશ્ચય પાર પાડે, વિમળ વત્સલતાનું જ્વલંત ચારિત્ર્ય સમસ્ત દુનીયાને દેખાડો.

વદેછે શાસ્ત્રને મતો, પુરાણી પુજ્ય પંડિતો,
જનમતો ધન્યછે ત્હેનો, પડે કર્તવ્યમા પ્હેલો.
જગતમા જન્મ ધારીને, ભુલ્યો કર્તવ્ય પ્રાણી જે,
અભાગી દેહ ધારી એ, થશે મહા નર્ક ગામી તે.
રહે કાં રંક અબળાઓ, દુઃખીછે દેશના બાળો,
કૃપાળુ કૈંકતો થાઓ, દયાની દ્રષ્ટિથી ભાગો.
થઈને દેશના શત્રુ, ચઢાવો મૂછ ઉંચી શું?
નથી એ મૂછ ગણવાની, ખરેખર પૂછ ગધ્ધાની!
જમી બહુ મિષ્ટ પકવાનો, બન્યા અલમસ્ત તેથી શું?
મજાના મૉજ વૈભવમા, રહ્યા ગુલતાન તેથી શું?
જીવન આદર્શ જાણોતો, તમે વૈકુંઠને જોશો,
હશે કર્તવ્યમા ખામી, થશો તો નર્કના ગામી.
સુસંપે સ્વર્ગ જવાનો, પ્રયત્નો પથ બતલાવે,
દયા હરિદ્વાર દેખાડે, વિનય ભગવાન ભેટાવે
પ્રયત્નો, સંપ ને સેવા, દયા વિવેક એ મેવા,
કરો લ્હાણી ગૃહે ગૃહમાં, હૃદયકુંજે રંગે રંગમાં.

**લેખકઃ—ગૌરીશંકર આશારામ માસ્તર.**

# नमामि त्वां भारति !

## શાર્દૂલ વિક્રીડિત વૃત.

ધરે સુંદર કુંદહાર[1] નર્મી જે, ધોળાંજ વસ્ત્રો ધરે,
પોઢે પાણ્ડુર[2] પદ્મ[3]મા કર વડે, વીણા વગાડી ફરે;
બ્રહ્મા અચ્યુત[4] નીલકંઠ સરખા, જેનું કરે ગાનરે,
તેવી દિવ્ય સરસ્વતી ભગવતી, દેવી ધરૂં ધ્યાનરે. ૧

૧ જુઇના શ્વેત ફુલની માળા. ૨ શ્વેત.
૩ કમળ. ૪ વિષ્ણુ

હવે હું તને મારી શક્તિ બતાવી આપું છું, તારી ઉદ્ધતાઈને ઝડમૂળથી કાપું છું.

સૌભાગ્યચંદ—ચૂપ કર, નાદાન, બેઈમાન, બેભાન.

### ગાયન ૫ મું

જા નાદાંન બે ઈમાન, બકે તું શું ભુલી ભાન,
થશે નહીં તો તારૂં ભારે અપમાન.

સ્વરૂપચંદ—

કકળાવે મારા પ્રાણ, સુઝી ઘરાણે તેં સાન,
જ્ઞાતિ દંડ પામી થશે તું હેરાન.—જા નાદાન૦

સૌભાગ્યચંદ—

જનક તણો તનયા પ્રત્યે જે, વેદ ધર્મ શુભ સાર,
પતિ શોધીલે પ્રમદા પોતે, કંઈ ન વિઘ્ન લગાર.

સ્વરૂપચંદ—

કરી જ્ઞાતિમાં ફર્યાદ, નાંખી રાડ માગું દાદ,
ખોટા શાસ્ત્રના તું ભાખે છે સંવાદ,
ધિક્કાર છે ધિક્કાર, કૃતઘ્નિ તું ભૂમિભાર,
જુઠા બે વચનીને લાખો છે ધિક્કાર—જા નાદાન૦

---

## શેઠ જેકૃષ્ણલાલ ભોગીલાલ ટ્રસ્ટ ફંડ.



ભાઈ જેકૃષ્ણલાલના અવસાનના દુઃખદ સમાચાર આ માસીકના એક ગત અંકમાં અપાયા છે. તેમના સ્મરણાર્થે ઉપરનું ફંડ શા. જયકૃષ્ણનું તેમના પુજ્ય પિતા શેઠ ભોગીલાલ છગનલાલ અને કાકા શેઠ, નદુલાલ માધવલાલ તરફથી શ્રી કડવા પાટીદાર હીત વર્ધક મહામંડળને સોંપાયું છે. તે નાણાં શ્રી અમદાવાદ લક્ષ્મી કોટન મીલ્સ કંપની લીમીટેડમાં મહામંડળના ખાતે જમે મુક્યાં છે. તેની સરતોનો સાર નીચે પ્રમાણે છે.

ગાડે કન્યા તેહની વાની બીજી હેમ,
પુંજન દ્રવ્ય લીધા તણો, ધધો માડયો એમ,
કહો ક્યા રહી દંપતીમા પ્રીતિ, આપ પધારી૦
કસાઈ વેચે મૃતકને આ વેચે જન સાથ,
જુદુ કે પણ ઓછુ પડે કન્યા નાથ અનાથ
કહો ક્યા રહી દંપતિમા પ્રીતિ, આપ પધારી૦
ભગતા સહરતા મને દે કન્યાને દુખ
પ્રભુ સનમતી દે જોઉ ના કુલીન તણા હુ સુખ
કુલીને વેચી કુલીનતા છતી, આપ પધારી૦
લઈ પ્રતિજ્ઞા કાન્મી આવો પડી સમાજ
નઉ ધન કન્યા તાતથી ગૌહત્યા સમ આજ
કહીરે પડી ઉભયમા પ્રીતિ, આપ પધારી૦

---

# "વરસાદતો નતો રહ્યો."

( ઠરમાં તું દીલ સાથ, છોકરા, ઠરમાં તું દીલ સાથ—એ રાગ )

વરસ્યો નહી વરસાદ, જુઓને, વરસ્યો નહી વરસાદ,
તેની કરવી ક્યા ફરીયાદ, જુઓને, વરસ્યો નહી વરસાદ ટેક
વાદળ કાળા, થાય રૂપાળા, વળી નહી તે નિર્જળાળા,
પાણી ભરના તેથી રસાળા, વરસે તો ભોગી કાઢવાનાળા,
પણ તે નિકળે કાળજનમાળા, (ઉપાય નહી, આપણે તેને શુ કરીએ)
નથી પડતો ફોરૂ એકાદ, જુઓને, વરસ્યો નહી વરસાદ— ૧
ઉન્હુ ભળાની, આખ્યો તણાવી, ડોક બધાઓની દુખવા આવી,
તોય ન આવ્યો દયા લે નાવી, ખાલી નકામી આશા રખાની,
છેવટે હિંમત એને છોડાની, (નહીજ થાય, તે આપણા ઉપર રડ્યો જે)
હવે રહીશ કેમ આબાદ, જુઓને, વરસ્યો નહી વરસાદ— ૨
દુષ્ટોના ત્રાસે, વૃષ્ટી નહી થાશે, ખરેખરો આતો કાળ મણાશે,
ઘાસને દાણો મોઘા વેચાશે, રંક મનુષ્યો મ્યાથી તે ખાશે,
પશુ પખી મત સાધુ પિડાશે (હીલુ પણ, સુખભેગુ બળી જશે)
કહે છગન સુણો પ્રભુ દાદ, જુઓને, વરસ્યો નહી વરસાદ— ૩

છે. બાળલગ્નમાં ક્લેશ થાય છે. માબાપે છોકરાંને ભણાવવા તરફ દુર્લક્ષ્ય કરી પરણાવવામાં ઉતાવળ કરવાથી ઘણાં માઠાં પરિણામ આવે છે તેથીજ લેખક કહે છે કે "છેવટ એટલુંજ કહેવાનું કે દુનીઆમાં એવી કોઈ જાત નથી કે જેનો અભ્યુદય વિદ્યાના પ્રસાર વિના થયો હોય." 'બે દિવસના મેમાન' વાળા લેખમાં જ્ઞાતિબંધુઓને ઘણોજ સારો બોધ આપ્યો છે. "વાણીઆની નાતો" એ લેખમાં હિંદુસ્થાનની નાતો માટે ઘણું સારૂં અજવાળું પાડ્યું છે. વૈદિક સમયમાં આર્યોની ૪ જાતિ હતી તે પછી તેની અઢાર વર્ણ થઈ. જેમકે ૧ બ્રાહ્મણ, ૨ ક્ષત્રિય, ૩ વૈશ્ય, ૪ શુદ્ર, ૫ કંદોઈ, ૬ કાછીયા, ૭ કુંભાર, ૮ માળી, ૯ મર્દનિયા, ૧૦ સુથાર, ૧૧ લેસ્આર, ૧૨ તંબોળી, ૧૩ સોની, ૧૪ ઘાંચી, ૧૫ છીંપા, ૧૬ લુહાર, ૧૭ મોચી અને ૧૮ ચમાર

વળી વાણીયાની ૮૪ નાતો થઈ તેનાં નામ પણ આપ્યાં છે.

આ લેખના લેખક સુપ્રસિદ્ધ નરરત્ન વયોવૃદ્ધ મી. હરગોવીંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા લખે છે કે "ન્યાતોમાં સંપ જોઈયે તેને બદલે કુસંપ ચાલ્યાં કરેછે, ન્યાતિલાઓએ એક બીજાને મદદ કરવી જોઈયે તેને બદલે એક બીજાનાં ગળાં કાપવા ઉભા થાય એ કેટલું ખોટું છે! નાતોમાં એટલો બધો સડો પેઠો છે કે દહાડે દહાડે તેની ક્ષિણતા થતી જાય છે અને આગળ જતાં પરિણામ ભયંકર આવવાની ધાસ્તી રહે છે."

આ માસીકને અમે દરેક ફતેહ ઇચ્છીયે છીયે.

**કાસદ**—આ માસીક ૩ વર્ષથી કોળી હિતવર્ધક મંડળ તરફથી ખેડુતો, મજુરો, અને સાધારણ વાંચનારાઓને ઉપયોગી થવા સુરતમાં પ્રકટ થાય છે. તેની એક નકલ અમને બદલામાં મળે છે જે માટે અમે આભાર માનીયે છીયે.

એમાં ઘણા સારા લેખો આવે છે. તેથી તે અન્ય કોમને પણ ઉપયોગી થાય તેવું છે. અમે તેની દરેક ફતેહ ઇચ્છીયે છીયે.

**વિવેચક**—આ માસીકને આ ડીસેંબરમાં બે વર્ષ પુરાં થયાં. તે નાંદોદ-રાજપીપળામાં પ્રકટ થાય છે. તેની એક નકલ અમને બદલામાં મળે છે જે માટે અમે તેના આભારી છીયે. ખરેજ નામને સાર્થક કરે તેવાજ લેખો તેમાં આવે છે. તેની ઉન્નતિમાં અમને આનંદ મળે છે.

**આયુર્વેદ રહસ્યાર્ક**—ચાર ફરમાનું માસીક ચાલુ સાલના કાર્તિક માસથી શરૂ થયું છે. તેના પ્રકટ કર્તા રા. વૈદ્ય જીવરામ કાળીદાસ, ગોંડળ

ઉપર પ્રમાણે બીજા પણ ઘણા લોકો અનાવૃષ્ટિના કારણો આપે છે તેમજ વર્ષાદની આગાહી કેટલાક જોષીઓ આગળથી કરે છે તેમની આગાહી પ્રમાણે સર્વાંશે થતુ નથી અંગ્રેજ સરકારના વાયુચક્ર શાસ્ત્રી તરફથી પણ કેટલાક વર્તારા બહાર પડે છે જે પ્રમાણે હમેશા થતુ જોવામાં આવતુ નથી

ગામડામા જુદા જુદા વરસાદના વરતારા કહાય છે તે પણ ઘણી વખતે સાચાજ પડે છે 'કાગનુ બેસવુ અને તાડનુ પડવુ' એ ન્યાયે કેટલીક વખત ખરા પડે તે જુદી વાત છે ગુજરાતના મુખ્ય ખેડુત કહેવા પાટીદાર કોમની કુળદેવી ઉમીયા માતાજીના સ્થાનકવાળા ઉંઝા ગામની પાસે ઐઠોર ગામમા સંવત ૧૯૬૭ ના ચઇતર મહીનામાં "ઐઠોર ગણેશના ગઢન' એ મથાળા નીચે એક સુપ્રસિદ્ધ વર્તમાનપત્રમા જણાવ્યુ હતુ કે આવતા ચામાસામા વરસાદ સારો થશે એ નક્કી છે, અને વર્ષ પણ સાતમોળ આના ઉતરે એમ શુકનના ભાર ઉપરથી જણાય છે" અમે દીલગીર છીએ કે આ વર્તારો પણ ખોટો પડયો હતો અને વર્ષાદ વરસ્યો નહોતો આ વર્ષના વર્તારા પણ હજુ સુધી તો ખોટાજ પડ્યા છે

આ વર્તારા બધાજ ખોટા છે એમ અમારૂં કહેવુ-માનવુ નથી એ વર્તારા અનુભવ ઉપરથી અનુમાનો છે અને અનુમાન ખરા પણ હોય છે તેમ ખોટા પણ હોય છે નિત્ય બનતા બનાવોના અનુમાન સહેજ થાય છે, દીવસ પછી રાત અને રાત પછી દીવસ એવો નિયમીત ચાલેજ જાય છે તેથી એવા અનુમાન તો બાળકો પણ કરી શકે છે અમુક મુદતે ગ્રહણ થશે એ ગણતરી કરીને વિદ્વાનો જાહેર કરે છે તે પ્રમાણે થાય છે, અમુક વખતે અમુક વાગે અમુક જગાએ આવશે એ પણ ગણતરીથી કહી શકાય છે વરસાદના અનુમાન પણ તેવી જાતની ગણતરીથી કરવામા આવે છે પણ હવાનુ દબાણ વગેરે અનેક કારણોસર તેની ગણતરી સર્વાંશે ખરી પડતી નથી, માટે અમારા ખેડુ ભાઇઓને વિનતી છે કે તેવા વર્તારા પર નિર્ભર રહેવુ નહીં સમયને અનુસરી જે કર્તવ્ય જણાય તે પર પુરતુ લક્ષ આપી કામ કરવા મંડી જવુ વર્ષાદની વાટ જોતા બેસવાને નુકશાન થતુ જણાય કે તુરત કુવા વાળા ખેતરોના પાકને કુવાના પાણી પાઇ લાભ લેવા ચુકવુ નહી આજ ચોમાસામા જે ખેડુતો ખેતીને બાજરી જારને પાણી પાવા લાગી ગયા તેમને સારો પાક થયો છે એ નિશ્ચય છે

શાણા વૃદ્ધ ખેડુતો પોતાના અનુભવથી વર્તારા કહી શકે છે અને

તેમની ઉપરનું પુસ્તક ભેટ તરીકે મોકલીશું. અગર જેઓ અમને આના આપશે તેમને તે પુસ્તક વિ. પિ. થી મોકલી લવાજમ વસુલ કરી લેઇશું.

**કડવા પાટીદાર શુભેચ્છક સમાજની** ચોથી બેઠક જાનેવારી માસની તા. ૨૦, ૨૧ અને ૨૨ મીએ વિરમગામ મુકામે ભરવાનું ઠરાવ્યું છે. સમાજના કામમાં હિત ધરાવતા સજ્જનોને પધારવા વિનંતી છે.

**વિરમગામમાં કારજ-ખરચ**—આ મહીનામાં રા. રા. કરશનદાસ જેસીંગભાઈ દેસાઈને ત્યાં બે દીવશ કારજ-ખરચ થયું હતું, તેમાં પાટડીના નામદાર દરબાર સાહેબ તથા અમલદાર વર્ગ અને અન્ય સંભાવિત ગૃહસ્થોએ હાજરી આપી હતી. જાનેવારી માસમાં પણ એક બીજુ કારજ-ખરચ સારી રીતે થવાનું છે.

---

( પૃષ્ઠ ૮ થી ચાલુ. )

## પ્રશ્ન ૫ વ નો નિર્ણય.

"પુજારી" જવાબ ખરો છે. તે નિચેના ગૃહસ્થોએ મોકલ્યો છે તેમને એટલી તસ્દી લેવા માટે ધન્યવાદ ઘટે છે.

( દોહરો )

**સમસ્યા ત્રી અક્ષર તણી, નર જાતની તેહ;**
**"છગન" કહે છે સમજતાં, "પૂજારી" છે તેહ. ૧**

પટેલ, છગનલાલ હરજીવન દાસ—બાવળા.

૨ રા. મહીપતરામ પ્રહલાદજી (ઈનામ સુબોધ રત્ન માળા છત્રીશી, *) ૩ રા. લાલજી દેવજી ૪ રા. ઉત્તમચંદ નથુશા ૫ રા. કેશવલાલ છગભાઈ.

---

* ("સુબોધ રત્નમાળા છત્રીશી" ના કર્તા સ્વ જ્ઞાતિબંધુ, બાવળા નિવાસી કવિ જેમંગભાઈ ત્રીકમદાસના સુપુત્ર મી. સોમનાથભાઈએ ઉક્ત પુસ્તકની કેટલીક નકલો ઈનામ માટે આપી હતી જે માટે તેમનો આભાર માનવામાં આવે છે. કડવા હિતેચ્છુના ગ્રાહકોને તે અરધી કીંમતે મળી શકશે. શીલકમાં હવે જુજ નકલો છે. જોઈએ તેમણે અમારી મારફતે મગાવી લેવી.)

મામી ઘણી ચતુર હતી, પણ ફગાઇ ગઈ તેથી ઘરમાં ગંનાઇ ગેઈ. વરરાજાની માતાએ આવી બોનબાઇને ગાળો ભાંડી કહ્યું કે તેંજ આ કપટ કરાવ્યું છે. બોનબાઇ બીચારી કાલાવાલા કરી કહેવા લાગી કે મને જે કન્યા બતાવી હતી તે સારી હતી અને પાછળથી આ બીજી કન્યાને વળાવી દીધી. બંનેના રૂપરંગ સરખા છે. આંખઆડો હાથ હોવાનું કારણ પુછતાં વહુએ જણાવ્યું હતું કે મારી આંખ દુખે છે જેથી વૈદરાજે દવાની પોટીસ કરી આપી છે તે આંખ આડે રાખવા જણાવેલું છે.

ફુલીબાઇના સાસરાએ ગબાભાઇ ઉપર કાગળ લખી જણાવ્યું કે તમારી કન્યાને પાછી તેડી જાઓ, તમે ફગાઇ કરી એકને બદલે બીજી કન્યા આપી છે અને તેની આંખમાં મોટું ફુલું છે. અમારા કુળવાનના ઘરમાં ફુલાવાળી કન્યા શોભા આપે નહી. જેથી અમે તેને રાખીશું નહીં!

ગબાભાઇ ઉપર કાગળ આવતાંજ તેમણે કરમીકાકાને વંચાવ્યો અને કરમીકાકાએ ભણેલા ભત્રીજા પાસે તેનો જવાબ લખાવ્યો.

તમારા સાળાની વહુએ અમારી ફુલીને નખથી શીખસુધી બરાબર તપાસી ખાત્રી કરી હતી અને તે પછીજ મુરત જોવરાવી તેડી ગયાં છે. અમારી ફુલીની આંખમાં ફુલું હતું તે શું તમારા સાળાની વહુએ દીઠું નહીં? શું તમારા સાળાની વહુ આંખે આંધળી હતી? તમારા જેવા આબરૂદાર અને કુળવાન કુટુંબે આવા ખોટા વાંધા કાઢી અમારી ફુલીને તજવી તે કોઇ રીતે સારૂં નથી! તેમાં તમારી શોભા નથી!! જો તમે ફુલીને તજી દેશો તો તમારૂં નાક કપાઇ જશે. અને અમે તો વળી તમારા કરતાં ઊંચા ઘેર આપીશું. જેથી અમારી ખાનદાનીમાં વધારો થશે.

ઉપર પ્રમાણે ભણેલા ભત્રીજાનાં હાથેજ કરમીકાકાએ કાગળનો જવાબ લખાવ્યો. ભણેલા ભત્રીજાએ છેલી કલમમાં લખ્યું હતું કે "ફુલીની બેનનો ચુડો ઉતારી તમારા સાળાની વહુને બતાવી હતી અને પછી તેને ગેતાડી દઈ ફુલીબાઇને વળાવી દીધાં છે" આ કલમ કરમીકાકાને વંચાવી નહીં અને કાગળ ટપાલમાં નાખી દીધો.' કાગળ આવવાથી બીચારી મામીનો તો બચાવ થઇ ગયો, પણ પછી ફુલીબાઇનું શું થયું તેતો મારા રામજી જાંણે! ને બજરંગ બાવા મોંજ માંણે!!

સુધારક બંધુઓ-કહો! હવે તમે જવાબ આપો!'!! ગામડીઆ ગમાર છે કે તમે ગમારે છો? તમે તમારી સભાઓ ભર્યા કરો અને મારા

ઈનામ છઠ્ઠું.

## ઇનામી નિબંધ.

( કડવા હિતેચ્છુના વધારા તરીકે ગયા નવેંબરના માસીક સાથે વેહેંચાયેલું. )

### "આપણી બાળાઓને અનુકુળ કેળવણી."

એ વિષય ઉપર એક નિબંધ કડવા હિતેચ્છુના આઠ પૃષ્ઠ છપાય તેટલા કદનો ( આશરે અઢી હજાર શબ્દ ) લખી મોકલનારને રૂ ૧૫) પંદર આપવામાં આવશે.

૧ નિબંધ મોડામાં મોડા તા. ૩૦ મી જાનુવારી ૧૯૧૫ સુધીમાં નીચેના શીરનામે મળવા જોઇએ.

૨ ફુલસ્કેપ કાગળ ઉપર સારા અક્ષરથી એકજ બાજુએ નિબંધ લખવા જોઇએ.

૩ પરિક્ષક કમીટી પાસ કરશે તેના લખનારને રૂપીયા પંદર આપવામાં આવશે.

૪ ઈનામને પાત્ર ઠરેલ નિબંધ સ્વતંત્ર પુસ્તક રૂપે બેન અમૃત અને મણીનાં શુભ લગ્ન પ્રસંગના સ્મારક તરીકે પ્રસિદ્ધ થશે અને તે આપણી કોમમાં કેળવણીના ઉત્તેજનાર્થે ફ્રી (મફત) વહેંચવામાંઆવશે.

**પુરૂષોત્તમ રામજીભાઈ પટેલ.**
તલાટી, બાલાગામ—પોષ્ટ બાંટવા.
( કાઠીયાવાડ )

☞ બીજા ઈનામી પ્રશ્નો હવે પછી આપીશું. ☜

### લેખકોને ખબર.

રા. રૂડા વસ્તા, ગોદી મારડ. તમારી કવિતા નિયમમાં નથી, વળી તેમાં ઘણી પ્રશંષા છે તેથી પ્રકટ કરી શકતા નથી. તમારે કવિતાના નિયમપર વિશેષ ધ્યાન આપવું જોઇએ.

રા. હરીલાલ જગજીવન, ભુસાવડી. અધુરા લેખ પર ધ્યાન આપી શકાય નહીં. તમારી લેખન શૈલી સારી છે, લેખ પુરો લખી મોકલશો

ગરીબોની ત્યા ખાઇ પુન્ય પ્રાપ્ત કરવાનો અને પોતાની વિદ્વતા બતાવવાનો તથા આર્થીક લાભ લેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે

અમદાવાદ સુરત, ભરૂચ વડોદરા, વીરમગામ અને પાટડીમાં ઘણા ડહાપણવાન અને સારા વિદ્વાન બધુઓ વસે છે જેમાના કેટલાક કે છે કે જુદા નામ થઇ જવાથી ઉપર જણાવેલા ગેરલાભ થશે જો આ તેઓનુ કહેવુ ખરૂ હોય તો કૃપા કરી તેઓએ એક નિબંધ લખી અમારા તરફ મોકલવા

## નિબધમા નીચેની બાબતનો સમાવેશ થવો જોઇએ

એક તિથીના નામ ક્યારથી અને શા કારણથી શરૂ થયા, શાસ્ત્રોમા તે માટે કોઈ પ્રમાણ હોયતો તે તાતવા, આ બબધે જ્યારથી નામની શરૂઆત થઇ તે વખતે ઉઝાના પટેલો પામેલો કોઇ પણ દસ્તાવેજ યા નખીત પુરાવા હોયતો તેની નકલનો ઉતારો કરવો

જુદા જુદા દેશના જુદા જુદા રિવાજ છે એક ભાગમા વરવિક્રય થાય છે તો બીજા વિભાગમાં કન્યા વિક્રય થાય છે કેટલાક સાટા પેટા અને ત્રખડા કરે છે તો કેટલાક કહુને કન્યા આપે છે આ પ્રકારે ચાર રીતો પ્રચલિત છે દરેક રીવાજમા રૂપૈયાની આપલે થાય છે

વેવીશાળ કરતી વખતે તેડા તેડી (સમુરતા) કરતી વખતે વાર તહેવાર વખતે રમકડા મીઠાઇ વીગેરેની આપ લેમા લગ્ન વખતે પુરત પેરામણી વીગેર ખરચમાં આણા અને પોખણાના ખર્ચમા થતી પૈસાની લવડ દેવડ અને વરઘોડાનો તથા જમણનો ખર્ચ કેટલો થાય છે તેની સમજ પુરતી રીતે આપવી

ગરીબના કુવારા રહી જવાના કારણો દર્શાવવા કન્યાની અછત થવાના કારણો દર્શાવવા કન્યા વિક્રય અને વર વિક્રય વધી જવાના કારણો દર્શાવવા

ઉપર પ્રમાણે પ્રમાણ સહીત પુરતા દલીલ દાખલા અને વિવેચન સાથે નીબધ લખી મોકલનારને (પરીક્ષક કમીટીમા જેનો લેખ સર્વે શ્રેષ્ઠ જણાશે તેને-એકનેજ) ઉપરનુ ઇનામ આપવામા આવશે. જેના લેખમા વધાર પ્રમાણ અને દાખલા દલીલો તથા કારણો દર્શાવેલા હશે અને પીષ્ટપીષણ નહીં હોય તેનો લેખ પસદ કરવામા આવશે બીજા લેખકોને કાઇ પણ મળશે નહીં આ પુસ્તક છપાઇ બહાર પડવામા

દાતારને પણ સ્વર્ગીય સુખની પ્રાપ્તી થાય છે.

ભીખ માંગી ખાવાનો જેનો ધંધો છે તેઓ પણ એમજ કહે છે કે સુપાત્રને દાન આપવુ પણ જ્યારે તેમને પુછવામાં આવે કે સુપાત્ર કોને કહેવા? તો તેના જવાબમા બ્રાહ્મણ કહે છે કે બ્રાહ્મણ સુપાત્ર, બાવા સાધુ કહે છે કે બાવાસાધુ સુપાત્ર!

પણ વાસ્તવીક રીતે સુપાત્ર કોણ તે જાણવુ બહુ મુશ્કેલ છે. અમે બાવાસાધુ અને બ્રાહ્મણને ઉતારી પાડવા ઈચ્છતા નથી તોપણ અમારે એટલુ તો કહેવુ જોઇએ કે ગુજરાતી પેપરમા વારવાર આવે છે કે 'ભીક્ષુકોનો ત્રાસ વધી ગયો છે' એ ઉપરથી જણાય છે કે કાંઇપણ ધંધો રોજગાર નહી કરતા ભીખ માગી ખાનારાઓ વધતા જાય છે અને તેઓ ભીખ માગી ખાવામાજ આનદ માને છે

વિરમગામ પાસેના કાંઝ ગામના વાઘરીઓ માથે જટા રાખી ખાખીની જમાત કરી ગામેગામ ભીખ માગી ખાય છે, અને ખાખીબાવા તરીકે પુજાય છે પાચ પગની ગાય અથવા બે માથા કે બે પુછડા અને બે જીભવાળી ગાય લઇ ફરનારા ખખઓનાનાથની ભુમ માનનારા સાધુઓ એક જાતના કસાઈ હોવાનુ સાબીત થયુ છે તેપણ સાધુ તરીકે પુજાય છે

આવા અનેક ઢોગીઓ સાધુ બાવા તરીકે પુજાય છે અને દાતારોના દ્રવ્યથી માસ મદ્ય ખાય પીએ છે, ગાજાની ચલમો ઉડાવે છે તેઓ શું આપણા સુપાત્ર મહાત્માઓ અને સાધુઓ છે?

ટુકમા ભીક્ષુકો તે ખરા ભીક્ષુક નથી તેઓ માત્ર ઢોગ કરી ભીખ માગી ખાવાનો ધંધોજ લઈ બેઠેલા છે. મહેનત મજુરી કરવામા તેઓ હરામખોરો છે.

સુપાત્ર તો તેજ છે કે **"જેઓને જે વખતે જે ચીજની પુરેપુરી આવશ્યકતા છે" તેને તે ચીજ મળવાથી આશીર્વાદ આપે છે.**

આપણી જ્ઞાતિમા વિદ્યાદાનની પુરેપુરી જરૂર છે. આપણી જ્ઞાતિના અનેક બાળકો વિદ્યાની પ્રાપ્તી માટે તરફડીયા મારે છે પણ દ્રવ્યના અભાવે વિદ્યાની પ્રાપ્તિ કરી શકતા નથી

આપણી જ્ઞાતિમા દુષ્કાળથી પીડીત ઘણા ખેડુતો પોતાના જાનવરો કોડીને મુલે વેચી નાખે છે ઘાસ ચારાની તંગીને લીધે પોતાના પ્યારા

Registered No. B.





# કડવા હિતેચ્છુ.

# THE KADVA HITTECHHU.

પુસ્તક ૬ ઠ્ઠું. | જાન્યુઆરી સને ૧૯૧૫. | અંક ૧ લો.

હિતેચ્છુ હિત કારણે, કહે કદિ કડવું કહેણ;
રોગ વિદારણ વૈદ્ય પણ, દે ઔષધ દુઃખ દેણ.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ ટપાલ ખર્ચ સાથે.

વ્યવસ્થાપક. હીરાલાલ વસંતદાસ.



આ પત્ર અમદાવાદ, રીચીરોડ, નં. ...ના મેં વિજય
છાપખાનામાં મોહનલાલ હીરાલાલે છાપી મેનેજર ...થી
સોમનાથ હીરાલાલે પ્રગટ કર્યું.

પટેલીઆઓ એમ પણ સમજે છે કે જો કદાચ કન્યામાં કોઈ જાતનો રોગ આવે, લુલી પાંગળી, આંધળી, બેરી, મુંગી થાય તો તેવી કન્યા આપણા આગેવાનોના છોકરાઓને ગમવાની નથી તે વખતે બીજી કન્યા નાની જોઈએજ એક તીથીના લગ્ન હોવાથી મોટી ઉંમરે આપણા છોકરાઓને ફુલના દડા અને ગોળ વગના રીવાજથી રીઝર્વ થએલી કન્યા મળશેજ નહીં તો કોઈની રાંડ સારેજ નહીં, અને નેટનો વખત શહ જોઈ બેસી રહેવું પડે, માટેજ તેઓએ વિચાર કરી ફુલનો દડો અને બાળ લગ્નો રીવાજ દાખલ કરેલો છે એટલે આગેવાનોના છોકરાઓને બીજી કન્યા નવી પડે તે વખતે રાંડની તૈયાર રખાવી મુકવા માટેજ ફુલના દડા સાથ પરણાવી તુરતજ ચુડલા ભગાવી રંડાવી તૈયાર રાખે છે એટલે છોકરા મોટા થાય અને પરણેલી સ્ત્રીનું આણું વળાવી ઘેર લાવે તે વખતે સ્ત્રીને છોકરો જુવે અને જો છોકરાને ન ગમે અને છોકરો કહે કે બાપા! મને વહુ તો ગમતી નથી તો તેજ વખતે આગેવાન, ખાનદાન ખવાન અને પૈસાદાર પોતાના છોકરાને જવાબ આપે છે કે કાંઈ ફીકર નહીં! વહુ આણું વાળી પીયર જશે પછી તેને તેડીશું નહીં! અને તારે માટે મોટા ઢોંગ કરી ફુલના દડા સાથે પરણાવી રંડાવીને પણ ખરી રીતે તો કુંવારી કન્યાઓ તૈયાર રાખેલી છે ગરીબના છોકરાઓની પેઠે તારે પાછલી ગાંડી કે છાંડેલી લાવવાની નથી પણ તારા માટે તો અમો સઘળા આગેવાનોએ પહેલેથીજ વિચાર કરી મોટા ઢોંગથી પરણાવી કુંવારી કન્યાઓ તૈયારજ રખાવી છે, તેમાંથી તને ગમે તેવી પસંદ કરી લાવો પછી તારી પરણેલીને છુટા છેડા આપીશું છુટા છેડા આપતી વખતે ખરા પૈસા લઈશું

ગરીબના છોકરાઓના ભાગ્યમાં પરણવાનું છેજ નહીં એમ તીથીના લગ્ન, ફુલનો દડો અને સાટાવટા ગરીબના છોકરાઓને કુંવારા રાખવા અને રખડાવી મારવા માટેજ ચાલુ કીધા છે, અગર ગરીબના છોકરાઓને સ્ત્રીની જરૂર હોય તો તેણે આગેવાનોની છાંડેલી નારી ઘર માંડવું અને રાજી થવું

શું આપણા આગેવાનોનો આ મહાન અન્યાય નથી? આગેવાનોનું પુછડું પકડી તેના પાછળા પગની લાતો ખાનારા અને પટેલીઆઓના પગની નીચે કચરાઈ મરનારા મુર્ખાઓ વિચાર કરશે ખરા કે?

ગરીબ બંધુઓમાંથી દયા ખાનારા અમુક પટેલીઆઓ કહે છે કે



. तत् सत् परमात्मने नमः ॥

# કડવા હિતેચ્છુ.

પુસ્તક ૬ ઠું. | જાનેવારી સન ૧૯૨૫ | અંક ૧ લો.

## —કૃષિકારને !—

કૃષિકાર અહો !
જગતાત અહો !
જગકાજ ઉદાર અતિ બનતો;
જગકાજ અતિ દુઃખડાં સહતો.
શિળવાન અહો !
ગુણવાન અહો !
સ્થૂલ દુઃખ મહીં રૂડું સુખ લહે;
શીત, ગ્રીષ્મ અને વર્ષા તું સહે.
ધનવાન અહો !
અન્નવાન અહો !
તુજ મહેનતનું ધનધાન્ય ખરે;
જગને સુખડે વીર તુંજ ધરે.
પશુપાળ અહો !
પ્રભુબાળ અહો !

અને સતીત્વથી નષ્ટ ભ્રષ્ટ થઈ તમને શ્રાપ આપે છે તમે તમારી દીકરીઓના શ્રાપથી પાયમાલ થયા છો દુષ્કાળ ઉપરા ઉપર પડે છે તેનુ કારણ પણ તમારી દીકરીઓના શ્રાપનુંજ છે

તમે તમારી દીકરીઓના આશીર્વાદ લ્યો તેમને મોગી ઉમરે લાયક વરને શોધી પરણાવો, અને આગેવાનોના વ્યભિચારી પુત્રોથી દુર રાખો એજ આગલોએ તમારી પુત્રીઓને એકજ જન્મમા અનેક પતિવાળી બનાવી તમારા કપાળમા કાજળ લગાડેલ છે.

જો તમે છુટા લગ્ન કરી સારાં સગ્ગાઇ જેડશો તો સુખી થશો, દુકાળ દુર થશે, વિદ્યાની વૃદ્ધિ થશે, ધનધાન્ય, પુત્ર પરિવાર વધશે અને તમારી પુત્રીઓ સાર્થ ગૃહીણી બની કુલદેવી તરીકે પુજાશે તે તમને આશીર્વાદ આપશે

ભાઇઓ ! જો આગેવાનો સાચા દીલથી ગરીબની દાઝ જાણતા હોય, અને ગરીબના છોકરાઓને પરણાવવા ઇચ્છતા હોય તથા ગરીબને પણ પૈસાદાર અને સુખી કરવા માગતા હોય તો નીચેના ઠરાવો શામાટે નથી કરતા ?

૧. જ્ઞાતિવરો બંધ કરાવવા, મરણે પણ જ્ઞાતિવરો કરવો નહીં

૨ ભલે છુટા લગ્ન ન કરતા પાચ વર્ષના એક તીથીના લગ્ન ચાલુ રાખો પણ લગ્ન વખતે નાની કન્યા કુવારી રાખવી, બુઢ્ઢા કે માલદાર સાથે પરણાવવી નહીં

૩ જે છોકરાના એક વખત લગ્ન થયા હોય તે છોકરો રાંડે તોજ બીજી કન્યા કરે પણ તે કુવારી કન્યા સાથે ફરી પરણે નહીં ફક્ત રાંડેલી હોય તોજ નાતરૂ કરી લાવે

૪ છુટા છેડા આપવા નહીં અને એક સ્ત્રી હયાત હોય ત્યાસુધી બીજી કરવી નહીં

આ ચાર ઠરાવ કરી એક તીથીના પાચ વર્ષની મુદતના લગ્ન ચાલુ રાખે તો કોઇ પણ ગરીબનો છોકરો કુવારો રહી જવાનો ભયજ નથી અને મરનારની પાછળ મીષ્ટાન ખાવાનું બંધ કરે તો ગમે તેવા ગરીબ પણ પૈસાદાર થઇ પોતાના છોકરાને ભણાવી શકે અને પરણાવી શકે

લગ્ન વખતે કુલનો દડો ને બાહ્યવર ન કરતાં તમામ કન્યાઓ પરણાવી દેવાનો ઠરાવ થાય તો ગમે તેવા ગરીબને પણ કન્યા મળી શકે અને કન્યાવિક્રય તદન બંધ થઇ જાય કારણકે કન્યાને કુલના દડા સાથે પરણા

દીપ્તિવંત રૂડા દરબારો, ને શ્રીમંત સરકારોરે;
ખાસ કોઇ માટે નથી કીધું, એમ હૃદયમાં ધારોરે. શ્રીમન ૨
તેમ જુલમ કોઈ રાજ્ય તણો છે, ઇરાદા પુર્વક એવુંને;
છે કૃષિકાર ઉપર એમ મારૂં, નથી બતાવવું કહેવુંરે. શ્રીમન. ૩
તમે દયાળુ ને માયાળુ, છો મમતાના ભરિયારે;
પ્રજાતણું પ્રતિપાલન કરવા, આ જગમાં અવતરિયારે શ્રીમન. ૪
જન હિતેચ્છુ હાકમો રાખ્યા, કારભારીયો રૂડારે;
જેહના મુસદ્દિ ને સિરખાં, એના બેડો ઉદારે. શ્રીમન. ૫
રાત દિવસ રક્ષણ કરવું તે, ન્યાય નીતિથી દેવાને;
પુત્ર સમાની પ્રજા સમજી, કોણ કહુ તમ જેવારે. શ્રીમન. ૬
અધર્મનું ઉચ્છેદન કરિને, ધર્મ પ્રવર્તિ કરવીરે;
સુલેહ સંપથી પ્રજા સાચવવી, હરકત સરવે હરવીરે. શ્રીમન. ૭
શ્રીમંત ધરણીપતિ એવા, છો નારાયણ રૂપેરે;
તમારી નિંદા કરનારા, પડશે નરકને કુપેરે. શ્રીમન. ૮
તે માટે નિંદા નથી કરતો, વળિ ક્ષમા માગુછું રે;
રખે રોષ હૃદયમાં ધારો, દાસ તમારો હું છું રે. શ્રીમન. ૯
જે વસ્તુ ના જણાય જોતાં, દર્પણથી તે દીસેરે;
કુદરતિ ખામી ટળી શકે નહિ, જે સરજી જગદીસેને. શ્રીમન. ૧૦
અવર ખામી અળગી કરિ મુકે, દર્પણ દેખી દેખીને;
કૃષિકારના કષ્ટનું દર્પણ, આ મુકયું આલેખીરે. શ્રીમન. ૧૧
ગુણ ગણિ ગણિ અવગુણ વિસારી, દયા દીલમા ધારીરે;
સુખ આપીને દુખ કાપીને, લ્યો કૃષિકાર ઉગારીરે. શ્રીમન. ૧૨
એમ વિચારી અડચણ જે જે, તે વરણું આ ઠામેરે;
સુખી થાય ખેડુતો સઘળા, ને રિધ સિધ બહુ જામેરે. શ્રીમન. ૧૩
ભલે ભલાં ખેતી ને વાડી, ભરાય તમ ભંડારેરે;
જે રાજાના ખેડુત જબરા, તે રાજ જોરાવરે. શ્રીમન. ૧૪
ચિતમાં એમ વિચારી ચઢતી, આપ તણી મેં ચાહીરે;
કરી કથા મેં કૃષિકારની ગ્રંથ ગુંથીને ગાઇરે. શ્રીમન. ૧૫

## સાખી.

ખંતીલા મહેનત કરી, ઉપજાવે ધન ધાન;
કહું મહેનત કૃષિકારની, અન્ય ન એની સમાનરે.

# મહારાણા હમ્મીરસિંહ.

## (ત્રિઅંકી નાટક.)

લેખકઃ—પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાણ એમ. એ.

( પુ. ૫ અંક ૧૨ ના પૃષ્ટ ૨૩ થી અનુસંધાન. )

### પ્રવેશ ૩ જો.

**સ્થળ**—ચિત્તોડના સુબેદાર માલવ દેવની કચેરી.

ગાયન ૬ ઠું.

દરબારીઓ અને વારાંગનાઓ—

જય માલવ દેવ ગુણી નૃપતિ;
ગુણ ગ્રાહી પ્રજા તમને નમતી— જય૦
શશિ શુભ્રકલા તમ સંહરતી,
ઘનરાજિ વિષે વિજળી હસતી;
નીલ પદ્મ સમીપ મરાલ તતિ
કરવાલ કઠોર કરે દીપતી— જય૦
નૃપ પુત્ર નિવાસ પવિત્ર મહી,
યવનાધિપથી અધિકાર ગ્રહી;
પદ વન્દન શંકરનું કરતી,
જન પાલન લગ્ન તમારી મતિ— જય૦

**માલવદેવ**—વ્હાલા પુત્રો હરિસિંહ, વનવીર, કારભારી કપૂરચંદ અને સમસ્ત સભાજનો! દિલ્લીના બાદશાહ અલાઉદ્દીનના આપણે છીએ વફાદાર પક્ષકાર, તેથીજ આપણે થયા છીએ મેવાડ ભૂમિના સંપૂર્ણ સુબેદાર, ચિત્તોડના પ્રાચીન દુર્ગ ઉપર જામી ગયો છે આપણો પુરેપુરો અધિકાર.

**હરિસિંહ**—પિતાજી! સત્ય કહો છો; તથાપિ જ્યાં સુધી તેજસ્વી નરશિવરશનો એક પણ પુરૂષ વિદ્યમાન છે, ત્યાં સુધી નિશ્ચિંત બેસી રહેવું એ મૂર્ખતાનું મોટું નિશાન છે. જ્યાં સુધી બહાદુર અજયસિંહ પહાડી ગુફાઓમાં સ્વતંત્ર મૃગેન્દ્ર માફક છુટો ઘુમે છે, ત્યાં સુધી શું સુખે નિદ્રા લેવાશે, નિરંકુશ નિર્ભયતાને હૃદયમાં સ્થાન અપાશે?

ક્ષમા ધરી મેરુ તણી નિહાળો, ગમારનીમાય અધીક ગાળો;
નહી જશે સ્વારથ કે સગાઇ, ભલા૦ ૧૧
સુધા સમો મેઘ જલ તૃષાથી, કરો કુવે એન નદી કરાથી;
કસૂર તે મૂર્ખ તણી કળાઇ, ભલા૦ ૧૨
પડે ઝપાટા વરસાદના જ્યાં, નવ વેગે થાય તમામ તાણી;
જશે જવામાં જળથી સુકાઇ, ભલા૦ ૧૩
વિશેષ જ્યારે વરસાદ થાશે, નદી તળાવ જળથી છવાશે;
સમુદ્ર રાખે જળ તે સમાઇ, ભલા૦ ૧૪
ઉપેંદ્ર વૃજજન પંક્તિથી, સુબોધ લેજો સમજી સુખેથી:
કહે "છગન" છેનટ ગુણ ગાઇ, ભલા તજે ના નિજની ભલાઇ.

પટેલ છગનલાલ હરજીવનદાસ—બાવળા.



કરો બુરું તો તમ શુભ કરશે, વદો કુવાક્યો નહિ ક્રોધ ધરશે;
મહાન્ થઇને ન કરે બુરાઇ, ભલા તજે ના નિજની ભલાઇ. ૧
ઘસો કરી ચન્દનને બહુએ, સુવાસ દેશે ઘસનારને તે;
અગ્નિ મહિ જાય બને તવાઇ, ભલા૦ ૨
વૃક્ષો સહે છે નિજ શીર તાપ, વિશ્રાંતિ દે છે પણ આશ્રિતોને;
રિતીજ એવી ઉપકારીઓની, ભલા૦ ૩
દીધું બહુએ દુઃખ પાંડવોને, ન રાખી બાકી કંઇ કૌરવોએ;
દુર્બુદ્ધિ થઇ ના પણ પાંડવોની, ભલા૦ ૪
જુઓ વળી સજ્જનના ચરિત્રો, બુરાઇ તેમાં કદિના જણાશે;
ન રાખતા અન્ય થકી જુદાઇ, ભલા૦ ૫
ભલાઇ તેનો પ્રભુની કૃતિ છે, મહાજનોનો મુખ્ય મંત્ર એ છે;
ભલાઇમાં છે જગતી વિભુની, ભલા૦ ૬

"અ"



યુધીષ્ટરે ખૂબ ક્ષમા ધરીને, ઉગારીયા આપ તણા અરીને;
દુર્યોધને તોય તજી સગાઇ, ભલા તજે ના નિજની ભલાઇ. ૧

કરનારી ગમે તેવી પ્રવૃત્તિમાં જોડાવાની ઉત્કટ ઇચ્છાને મારા હૃદયના ઉચ્ચ ભાગમાં સ્થાપે છે.

**માલવદેવ**—દુર્ગેશ મુંજ! તમારા કઠોર કરની પ્રચણ્ડ શક્તિ આગળ કઈ વસ્તુ અસાધ્ય છે?

**કપૂરચંદ**—તમને સત્યનિષ્ઠાવાળા શૂર સુભટ સમજી મહારાજ માલવદેવ તમારી સાથે મૈત્રી કરવા ઇન્તેજાર છે, તમારા હૃદય સાથે પોતાનું હૃદય મેળવવા તૈયાર છે.

**મુંજ**—બેશક, પરાક્રમી માલવદેવ સાથે નિકટ સંબંધમાં જોડાવાનો આ અવસરે મારા ભાગ્યની નીશાની છે, તેમના સાચા સ્નેહીનું પદ પામવામાં મારા ભવી હૃદયની આશાઓ સમાણી છે. તેમની શુદ્ધ દીલે સેવા કરવામાંજ મારી મનોવૃત્તિ સર્વદા રોકાણી છે.

**માલવદેવ**—દુર્ગેશ મુંજ! તમારા ઉદાર વિચારો સાંભળી મારો અન્તરાત્મા હર્ષથી ઉભરાઇ જાય છે, ચિત્તમાં ઉછળતી પ્રેમી લાગણીઓને જડ શબ્દો મારફત શું પુરી રીતે દર્શાવી શકાય છે? (કપુરચંદ કારભારીકનેથી સુગન્ધિમય પુષ્પહાર લઇ) મારી સાથે મિત્રતાની ગાંઠે જોડાયા તેની જીવંત નિશાની તરીકે આ પુષ્પમાલા હું તમારા કણ્ઠમાં અર્પણ કરૂં છું.

**મુંજ**—મહારાજ માલવદેવ! તમારા સૌજન્યે મને વશ કીધો છે, મારા હૃદયનો સંપૂર્ણ કાબુ મેળવી લીધો છે. આજથી હું તમારા વધારે બલવાન્ ભાગ્ય સાથે મારૂં ભાગ્ય જોડી દઉં છું, તમારી હરદમ શુશ્રુષા કરવાની પ્રતિજ્ઞા લઉં છું.

**કપૂરચંદ**—(માલવદેવના કાનમાં) સમય અનુકૂલ છે; ફૂલાવેલા આ મત્ત ગજેન્દ્રને અજય શૂલ ખેંચી કાઢવા પ્રેરણા કરો, ઝેરને ઝેરવડે મ્હારી અજ્યની પીડા હમેશ માટે પરહરો.

**માલવદેવ**—દુર્ગેશ મુંજ! તમારૂં શૌર્ય, તેજ, બલ, વીર્ય અને પરાક્રમ જોઇ હું અત્યંત પ્રસન્ન થયો છું. મારા અખણ્ડ અધિકારમાં કાંટાની ગરજ સારતા એક મનુષ્યને ઉખેડી નાંખવાના મહાન્ કાર્યમાં તમારી સહાયતાની જરૂર છે.

**મુંજ**—મહારાજ માલવદેવ! બેલાશક કહો. તમારા મિત્રને હું મિત્ર ગણું છું, તમારા દુશ્મનને હું મારો કટ્ટો દુશ્મન સમજું છું. ભૂત, પ્રેત, પિશાચ, દેવ, દાનવ કે યક્ષકિન્નર ગાન્ધર્વ ગમે તે હો, તોપણ પોતાના મિત્ર માટે તેની સાથે યુદ્ધ કરવા આ મહારથી મુંજ તૈયાર છે, તો એક

ભલે પડી હોય ગણોજ પાણી, કરે ભલું તો પણ દેર જાણી.
કરો શત્રુ તોય ગણો જ ભાઇ, ભલા૦ ૩
અદાવતો ને નિંદા ન રાખે, પડી ભલે તે નિજ વેર ભાખે.
કરે ન ખોટું નિચ વૃત્તિ ગાઇ, ભલા૦ ૪
કરી કુસંપો નિચ વેર વાળે, ભલા જનો સંપ સદા જ ભાળે:
દુશ્મન સાથે ન કરે જુદાઇ, ભલા૦ ૫
સત્ય ન મૂકે દુખ તો થવાથી, ખુશી ન થાવે શતરૂ સુખથી;
સદા સત્ય માટે દુખે ભરાઇ, ભલા૦ ૬
મુકે નહી નીતિ હજાર લાભે, ભલે સુતુ રોજ પડે જ ગાભે;
ભલા ન ધારે પરની બુરાઇ, ભલા૦ ૭
બુરુ ન ધારે નિજ વેર માટે, ઘણો નડ્યો દે નિજવેર સાટે;
ભલા ન સોચે કદી તો જુદાઇ, ભલા૦ ૮
ધરે સદા વૃત્તિ જગત ભલામા, દુખી તણા તો દુખ લે સગામા;
સદા ન બોલે નિજની વડાઇ, ભલા૦ ૯
ધન્ય જન્મી નામ વિદેશ કાઢ્યુ, વિદેશમા એ પર દુખ કાપ્યુ;
ભલા તણી તો કરજ મિઠાઇ, ભલા૦ ૧૦

વાઘજી કાલા પટેલ.
( સુપેડી નિવાસી ) ગોંડળ.

---

આગી જગતમા એ જે ગણાય, ભલા અને ભુંડા અને ભાખાય.
કહો ભલાને ધરી પ્રીત ભાઇ, ભલા૦ ૨
સુવર્ણ બોલે મનમા વિચારી, ન રાખે કુટેવો હૈયે નઠારી.
વાત નહિ કોઇ સાથે જુદાઇ, ભલા૦ ૨
કરે ખર્ચ પરોપકાર માટે, રાખે દયા જીવ પોતાને સાટે,
ગરીબના સાર કરે છે ધરે, ભલા૦ ૩
ગણો જનો દેશ ભક્ત તરીકે, અધર્મને તજી ચાલે વિવેકે,
પર મુખથકી ચાલ વડાઇ, ભલા૦ ૪
દુર્નીતિ કેરી પુંઠ નવ જુવે, વિશ્રામ ધાતીને જુવે ન મુવે.
પરંતુ હિત જે કરે છે ધાઇ, ભલા૦ ૫
એવા મનુષ્યો જગમા છે થોડા, માટે જણાય દુખી હિંદ દાડા;
કરે છે વિનતી "વંદતા ભાઇ" ભલા૦ ૬

જોઇતાભાઇ ભગવાનદાસ
અનારા ( આરંભીદા )

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—ચિત્તોડમાં વણિકોનું મહાજન ગૃહ.

( મહાજનના શેઠ કારભારી કપૂરચંદ, તેમનો દીકરો નવલ, સ્વરૂપચંદ, ટેકચંદ, પાનાચંદ વિગેરે વાણિયાઓ, નાતગોર અને રાજપુરોહિત મયાશંકર પ્રવેશ કરે છે. )

**કપૂરચંદ**—વણિક્ મહાજનો ! આજે આપણે શામાટે ભેગા થયા છીએ તે તમને પહેલાં જણાવવું જોઈએ. સ્વરૂપચંદ શેઠની અરજી મહાજન ઉપર આવી, તે ઉપરથી આ સભા બોલાવી છે.

**ટેકચંદ**--એતો ઠીક, પણ સ્વરૂપચંદ શેઠ ઉપર એવી તે કેવી આપદા આવી પડી કે આખા મહાજનને તસ્દી આપવાની જરૂર પડી.

**પાનાચંદ**—એક એક માણસની અરજી ઉપરથી મહાજન ભેગું થાય તો પંચાતીઆનાં છોકરાં ભુખે મરવાનો વાર થાય. કેમ્ ટેકચંદ, બોલતા નથી ?

**ટેકચંદ**--પાનાચંદ ! તમે બરોબર ચોખ્ખુ ને સહુ સંભળાવી દ્યો છો, અને અમે જરા ગોળ વીંટીને કહીએ છીએ એટલોજ ફેર. ખાનગી તકરારોમાં નાત માથું મારે તો પંચાતનો પાર ક્યારે આવે ?

**સ્વરૂપચંદ**--અરે શેઠીઆ ! વાત સાંભળ્યા પહેલાં ગરમ શામાટે થાઓ છો ? આતો કાંઇ નથી નાની સુની વાત, થશે કે ભારે ઉત્પાત, અને આંખ આડા કાન કરશો તો નાતનું બંધારણ તુટી જશે, પાયમાલી થશે.

**કપૂરચંદ**--સ્વરૂપચંદ શેઠનું કહેવું ધ્યાનમાં લેવા જેવું છે. શેઠનો વિવાહ આજથી દશ વર્ષ ઉપર સૌભાગ્યચંદની દીકરી સાથે થયો છે, પણ હજુસુધી કન્યાનો બાપ લગ્ન કરતો નથી, તેથી નાતે વચ્ચે પડી લગ્ન કરાવી આપવું જોઇએ.

**સ્વરૂપચંદ**--ચાંદલા કર્યો તે વખતેજ રૂપીઆ પચીસ હજાર રોકડા ગણી આપ્યા છે. વિવાહ કર્યો તે ફોક થાય નહીં, અને કંકુમાં પાણિ પડ્યું તે ફેરવાય નહીં એવો આપણો નાત રીવાજ છે. તોપણ કન્યાનો બાપ ગાંઠતો નથી. તેથી નાત માબાપને શરણે આવ્યો છું, નાતો વા ઉગારો.

સ્કૂલમાં ત્રી આસિ તરીકે છે; ત્યાં પત્ર લખેથી આપને પ્રત્યુત્તર મળી શકશે. એજ નમ્ર વિનતિ.

લિ૦ સેવક,

મોહનલાલ બાપુજી પટેલ-દેત્રોજકર.

એસિ. માસ્તર પી. આર. ટ્રેનિંગ કૉલેજની

પ્રેક્ટિસિંગ સ્કૂલ.

અમદાવાદ.



# શિક્ષાવચનો—હૃદયને ઉપદેશ.



(૧) તું તારાજ દોષ જો. બીજાના દોષ જોવાનો તને અધિકાર નથી, માટે તેમાં તારો અમૂલ્ય સમય વ્યર્થ ગુમાવીશ મા.

(૨) કોઈની પણ પછવાડે નિંદા કરવી એ અતીવ દુષ્ટ રીતિ છે.

(૩) તને કોઈ દુઃખ દે અગર પીડા કરે તો તેના પ્રત્યે ક્રોધ યુક્ત ન બનતાં, તું તેથી વિમુક્ત થવા શુભ પ્રયત્ન આચરજે.

(૪) કોઈ તારૂં અનિષ્ટ કરે અને પીડાયુક્ત બનાવવા પ્રયત્નો કરે તો પણ તું તેની પ્રત્યે અભાવ દૃષ્ટિથી ન દેખ, કેમકે અનિષ્ટ કરવાનો અધિકાર કોઈ પ્રાણીને પ્રાપ્ત થએલોજ નથી.

(૫) કદાપિ ક્રોધ રૂપી અગ્નિની સોડમાં ભરાવાનો વિચાર માત્ર પણ કરીશ નહિ; કેમકે તે રાક્ષસ તારૂં રક્ત ઉષ્ણ બનાવી તેનું પ્રેમથી પાન કરી તને અવનતિમાંજ ધકેલનાર છે.

(૬) નીતિ પંથે વિચરતાં છતાં તારા પ્રત્યે દુષ્ટ અભિપ્રાય બાંધવા કોઈ તત્પર થાય, તો તેથી નહિ ગભરાતાં તને જે શાસ્ત્રીય રીતિએ ઉત્તમ જણાય તેજ કરજે; કેમકે જનપ્રવાહનો અવરોધ કરવા અવરોધ કરવા પ્રયત્ન કરવો વ્યર્થ છે.

શ્યાં ? છોકરાં પરણાવવાનો. માબાપને માથે ભાર, તેમાં માથું મારવાનો છોકરાંને શો અધિકાર ?

**સૌભાગ્યચંદ**—સ્વરૂપચંદ ઉમરે પહોંચ્યા એટલે મારી ડાહી ડમરી ભણેલી ગણેલી દીકરી પરણવાની ચોખ્ખી ના પાડે છે અને તેની ઇચ્છા વિરૂદ્ધ બળાત્કાર કરવાની મારી હિમત ચાલતી નથી.

**કપૂરચંદ**—ત્યારે વિવાહ કરતી વખત આંખો ફુટી ગઇ હતી ?

**સ્વરૂપચંદ**—ખખડતા વાસુદેવ, નગદ નાણું ગણી લેતી વખત અક્કલને ઘરાણે મુકી હતી ?

**ટેકચંદ**—સૌભાગ્યચંદ ! કન્યાને આવડી મોટી થવા દેવામાં તમે ભુલ કરી છે.

**પાનાચંદ**—શેઠજી ! પૈસા ઘડી લેવા છ વર્ષની ઉમરે વિવાહ કર્યો અને પછી દશ વર્ષ ઊંઘમાં કહાડયાં. આઠ નવ વર્ષની વયે પરણાવી દીધી હોત તો વાંધો ઊઠાવવાનું કન્યાને સુઝત નહી અને મુંગે મોંડે નાના મોટા ગમે તેની સાથે પરણી જાત.

**મયાશંકર**—સૌભાગ્યચંદ શેઠ ! કન્યાને આઠ નવ કે બહુતો દશ વર્ષ પહેલાં પરણાવી દેવી જોઇએ એ શાસ્ત્ર વચન છે.

अष्टवर्षा भवेद्गौरी नववर्षा च रोहिणी ।
दशवर्षा भवेत् कन्याऽत ऊर्ध्वं रजस्वला ॥

બુઢ્ઢાનું કહ્યું ન માનો અને ડાહ્યા થવા જાઓ, એટલે આપદા આવી પડે.

**સૌભાગ્યચંદ**—હવે બધા બોલી રહ્યા ? કન્યાની મરજી વિરૂદ્ધ આપણેતો એક ડગલું ભરવાના નથી. કન્યાની આંખમાં ઊભરાતાં આંસુ માયાળુ માબાપથી સહન થાય ? સંતાપ જ્વાળામાં નાજુક કુમળી કળી કરમાઇ જતી જોઇ શકાય ?

**સ્વરૂપચંદ**—કપૂરચંદ શેઠ ! આ શબ્દો તરફ હું તમારૂં ધ્યાન ખેંચું છું. મારી સાથે વિવાહ કરી, નગદ નાણું ગણી લઇ છેવટે વિશ્વાસ-ઘાત કરવાનો સૌભાગ્યચંદનો ઇરાદો સાબીત થતો નથી ? વિવાહ કરતી વખત મને ચાળીસ વર્ષ થયાં હતાં, તેની તેમને ખબર નહોતી ? હવે

આ કાવ્યો સુપ્રસિદ્ધ લેખકોના પુસ્તકોમાંથી વીણી લીધેલાં છે. ઉક્ત પુસ્તકોનાં અવલોકન થઈ ગયેલાં હોવાથી કાવ્ય સંબંધે કાંઇપણ વિશેષ કહેવાનું રહેતું નથી. ચુંટાયેલાં કાવ્યો આ સંગ્રહને યોગ્યજ છે એમ કહેવુંજ જોઇએ. એ કાવ્યોના વાચનથી સંગ્રહકર્તાઓનો ઉચ્ચ ભાવ આદર્શ રૂપ પ્રકટ થાય છે. સંગ્રહ કર્તાઓ ખેડુ વર્ગને સાદુ જીવન ગાળતાં છતાં પણ ઉચ્ચ પંક્તિએ આવેલા જોવાને ઘણા ઉત્સુક જણાય છે.

સાક્ષર શ્રીયુત રણજીતરામ વાવાભાઇ મહેતા બી. એ. પ્રસ્તાવનામાં, ખેડુતને શું શું કરવાની જરૂર છે એ બતાવતાં કહે છે કે તેનેઃ—"જમીન પાસેથી મળે એટલો બધો રસ મેળવવાનો છે, વરસાદ ન પડે અથવા બહુ પડે, દુકાળ પડે, હીમ પડે વગેરે આફતોથી પોતાના પાકનું રક્ષણ કરવાનું છે, પોતાના દેશના લોકોને અનાજ પુરૂં પાડવા ઉપરાંત દેશના હુન્નર-ઉદ્યોગ માટે જોઇતો કાચો માલ સારામાં સારો પકવવાનો છે, દેશના દેશજન તરીકે દેશના રાષ્ટ્રીય અને રાજદ્વારી જીવનમાં પોતાનું યોગ્યસ્થાન જાળવી રહેવું અને લોકના હિતના પ્રશ્નોના ઉકેલમાં મદદ કરવાની છે. પોતાનો સંસાર ઉન્નત કરી દેશની સહકારિતા સાધવાની છે. × × × ×"

અમે પણ એમજ ઇચ્છીએ છીએ.

આધુનિક કાળમાં કેવા ખેડુતોની જરૂર છે તે માટે કહે છે કેઃ—

"અમારે તો અમારા ખેડુતો વિદ્યાસંપન્ન જોઇએ છીએ. પુરાણા કાળનાં હળ, રગશીઆપણાથી જમીનમાં ઘસડતા અને બળદનાં પુછડાં આમળતા ખડુતોને વાજઆવ્યા અને વરસાદની અને સૂર્ય તાપથી વિધાતાના વાંકાં જમીન ખેડતા અને પૃથ્વીના ઉદરમાં સમાયેલી સમૃદ્ધિ માત્ર મનુષ્યના ઉપયોગ માટે બહાર આણતા જોવા અમે તો ઉત્કંઠિત છીએ. અમારા ખેડુતો પટાવાળા કે સિપાઈગીરી કરે એવા નહીં પણ લોકલબોર્ડ, મ્યુનિસીપાલિટી અને ધારા સભામાં વિરાજી પોતાનો દેશધર્મ બજાવે એવા અમારે જોઇએ છીએ. પૃથ્વીનો પટ વિશાળ છે. સાહસ, બુદ્ધિ અને મહેનત માટે સર્વને અવકાશ છે. અમારા ખેડુતો એમના ગામડાંમાંજ ભરાઇ ન રહેતાં પૃથ્વી પટે પ્રસરે અને ગુજરાતનું દુધ દીપાવે તેજ એમના સાદા પરોપકારી જીવનની મહત્તા છે."

અમે પણ એમજ ઇચ્છીયે છીયે. અને અમારી પ્રવૃત્તિ પણ તેજ માર્ગે છે.

વાનો ભારે અન્યાય, શું તમારા હાથે થાય? મેવાડ ઉપર યવનોએ આક્રમણ કર્યું તે વખતે અશાન્તિના મામલામાં મારાં ઘરબાર લુંટાઈ ગયાં, નાણું પાછાં ભરવાનાં મારી પાસે સાધન ન રહ્યાં.

**સ્વરૂપચંદ**—જાણે બાપનાજ રૂપીઆ થઈ ગયા. ગણી દે આ બાપાના રૂપીઆ, નહીતો જેલ જાત્રા કરવી પડશે.

**મૃણાલિની**—(પ્રવેશ કરી) જ્ઞાતિ મહાજનો! મારા પિતા ઉપર જુલમ શામાટે કરો છો? મારા પિતા નિર્દોષ છે. પરણવાની હું ના પાડું છું, એ મારો ગુન્હો છે. મારા ઉપર ગમેતેવી સજા કરો, પણ મારા નિર્દોષ પિતાને મુક્ત કરો.

**કપૂરચંદ**—આ, જોયું? આ છોકરીનું ગુમાન. ભર સભામાં આવી ગપચપ બોલતાં શરમાય છે? બાપ, આતો જમાનો પલટાઈ ગયો!!

**પાનાચંદ**—જોયાં, આ છોકરીઓને છુટ આપવાનાં ફળ.

**ટેકચંદ**—આવડી નખ જેટલી ચિબાવલી છોકરી નાતનું અપમાન કરે તે કયેમ્ સાંખી શકાય?

**સ્વરૂપચંદ**—પરણવાની બાબતમાં છોકરીઓની મરજી પુછાશે, તો આવી રીતે નિરંકુશ બની વકી જશે.

**કપૂરચંદ**—મને લાગે છે કે સ્વચ્છંદી વિચાર ધરાવનારી આ છોકરીને તેની મરજી વિરૂદ્ધ ત્યાં તેનો વિવાહ થયો છે ત્યાં પરણાવી દેવી જોઈએ. મયાશંકર! લગ્ન મુહુર્ત ક્યારનું છે?

**મયાશંકર**—આ ચાર દહાડા કેડે વસન્તપંચમી, વણપુછ્યું મુહુર્ત.

**કપૂરચંદ**—તે દહાડે લગ્ન સામગ્રી તૈયાર રાખો અને ત્યાં સુધી આ છોકરીને તમારા કબજામાં બાંધી રાખો.

**પાનાચંદ**—શેઠ! બહુ સારો ઇન્સાફ કર્યો. મિથ્યા સ્વાતન્ત્ર્યમાં ઝુલતી છોકરીઓને બહુ સારો દાખલો મળશે.

**જાલ**—પિતાજી! અન્યાય થાય છે, નિર્દોષ બાળા ઉપર જુલમ થાય છે, ગરીબ ગાય ઉપર વજ્ર પ્રહાર થાય છે.

**મૃણાલિની**—ગૌરક્ષા માટે પાંજરાપોળો વસાવનારા મહાજનો! મુંગા અવાચક પ્રાણિઓ ઉપર દયા કરનારા વણિકજનો! આ એક

નામા ન ગભ શુ છે તે જેમ જેમ માનુ ગ્ગા ૩ તેમ તેમ તેના જગ ગાશુ ળ નાઈ ગગા છે નગ્ગા. પગ્ગ ઓગ્ગ પ ા લાગે છે ગીરભાગમા પગ્ગ ઉપરા ઉપરી દુમાગ પડતા મારા છે ગરગ શામળા સુખા વગેરે વિશેષથી વિભૂવિત ભારતી ધાન્ની દેવી આજ અનમાર દીન થઇ ગઇ છે અને સાબિત મ્યું છે અને નજરે જોઇ છ કે જમીનની પેદાશ આપ વાની શક્તિ દિને દિને મ્મી થતી જાય છે આના ઘરા કારણો છે જેમાનું મોટામા મોટુ એમ ગરણ વરસા ની તાણ અને આબોહવાનું પરિવર્તન પણ છે વરસાદમા અને આબો હવામા પરિવર્તન ન થાત તો કદી ઘણ્ જમીન રસ્સ ઘાટત નહિ

વરસાદથી જમીન કેરલ રસા ાર રહે છે એગ્નુજ નથી પણ અંતગ અને પરોક્ષ રને વરગા ખાતરનુ કામ પગ્ગ રે છે તેથીજ જે દેશમા વરસાદ વધરે પડે છે તે દેશની જમીન-સુવર્ણ પ્રસવિની-શસ્ય શાલિની હોય છે આકાશનુ પાણી ખાતર સાથે મોકલુ હોય છે જે રીતે પાણીથી પાકને જે જે ઉપકાર થાય છે તે નદી અગર કુવાના પાણીથી થતી નથી આકાશના-વરસાદના પાણીથી જમીન એકસર રીતે પોચી થાય છે તેથી બીજ ન કુવા તગ ાના પ ણીથી થતી નથીજ જેથીજ કહેવાય છ કે "આપ શમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ" પણ અફસોસ છે કે આ કુદરતનો અર્ક પાણીનો જથ્થો બનાવવામાજ વાપરીએ છીએ વરસાદના પાણીના ગુણનો કોઇ તપાસનુજ નથી આવી રીતે જેના ઉપર વરસાદનો આધાર રહેનો છે તે વનસ્પતિના જથ્થાને- વનનો નાશ ન કરતા તેની વૃદ્ધિ કરવી એ દરેક મે નનું કામ છે આથીજ માતૃભૂમિ ભારતી દેવી વીર રત્ન પ્રસવિની સાથે શ ય શાલિની પણ ક નાઇ રહેશે એજ ભાવના વળી બીજી ભાવના એજે

મહીમા ભના વર્તજો મેઘ મા થા
રૂડ લાભો લક્ષ્મા લોક વાગ્યા
જનન ગ ર્ભમાંથી મળીને ઉત્પત્તો,
અ ન ધુમા ગપ સુ દ થાપા      અસ્તુ

ભવદીય,
મહીદાસ પ્રેમજી.
ગુરકુલ-અધ્યાપક

અનાથના બેલી પરમકૃપાળુ પરમાત્મન્!, આ અભાગી બાળાને કેવળ તારો આશ્રય છે.

ગાયન ૭ મું.

અનાથ જન બન્ધુ ચરણે તમારા,
કરગરતી દીનબાળા.—અનાથ૦
અજ્ઞાન જ્ઞાતિ જુલમી બની છે,
શરણુ ચહું છું દયાળા.—અનાથ૦
રીબાતી અબળાનો ફક્ત તું છે,
બેલી સરજનહારા.—અનાથ૦
કચરી ખીલતી કુસુમ કળીને,
બાંધો ન પાપના ભારા.—અનાથ૦
વિશ્વંભર તુજ કરુણા પાખી,
ઉગરવાના આળા.—અનાથ૦

---

## પ્રવેશ ૫ મો.

---

સ્થળ—શીરોનાલા પાસે કેસરેશ્વરનું દેવાલય.

હરિસિંહ—દુર્ગેશમુંજ! આજ શીરોનાલા, આજ કેસરેશ્વરનું દેવાલય, આજ રૂચિર રમણીય વૃક્ષાલય, આજ રમ્ય સ્થળ, જ્યાં અજયસિંહ હરરોજ સંધ્યા સમયે પધારે છે.

મુંજ—કુમાર હરિસિંહ! વિકટ વનની વિષમ શોભા ઘણી મનોહર છે, રાણા વંશી ક્ષત્રિય શિરોમણિ અજયસિંહનું આકર્ષણ કરે તેવી સુંદર છે, ભગવાન્ સહસ્ર રશ્મિના દૂર અસ્તાચલ તરફ શાન્ત કરે છે, દુશ્મનનો દેખાવ થયે દંશ દેવા આ અસિભુજંગ તત્પર છે.

હરિસિંહ—દુર્ગેશમુંજ! જ્યારથી તમારી કરડી નજર અજય પર થઈ છે, ત્યારથી તેના ટમટમતા જીવનની પળ ગણાતી થઇ ગઇ છે. સાવધાન થઈ ઘા કરજો, એક ઘાએજ પાપીના પ્રાણ હરજો.

મુંજ—કુમાર! મારી ચિન્તા કરશો નહીં. આ મુંજના વજ્રપ્રહાર આગળ પર્વતના પણ ટુકડા થઇ જાય તો બાપડા અજયનો શો હિસાબ?

અગ્નિની નાની ચિણગારી ગમે તે વસ્તુને બાળી શકે છે, વનરાજ મૃગેન્દ્રનો નાનો સન્તાન મત્તગજેન્દ્રના કુમ્ભ સ્થળ ભેદી શકે છે, ઝેરી સોમલનો નાનો રજકણ તત્કાળ પ્રાણ હરી શકે છે. તેમ શુદ્ધ ક્ષાત્ર વીર બાળ વયે પણ દુશ્મનના દિલને વિદારી શકે છે. બસ ટુંકામાં, તમારા જેવા કાપુરૂષો રવિવંશમાં કલંક સમાન છે, જીવતા છતાં મૃતસમાન છે.

**હમ્મીર**—પિતાજી ! શાન્ત થાઓ. મોટાભાઇ પ્રત્યે ક્રોધ ના કરો, હૃદયની શાન્તિ ન પરહરો. આ હમ્મીર તમારી સેવામાં હજુર છે, મારા ભયાનક ભુજ ભુજંગની પ્રસરતી વિષ જ્વાલા અતિ ક્રૂર છે. પિતાપર ઘા કરનાર નિર્માલ્ય મુંજને આ તલવારનો સ્વાદ ચાખવા દ્યો, આ બાલ હમ્મીરની ઊભરાતી આશાઓ તૃપ્ત થવા દ્યો. પિતાજી ! આજ્ઞા કરો. હું ખરા જીગરની પ્રતિજ્ઞા કરૂં છું કે એક ક્ષણમાં મુંજનું મસ્તક લાવીશ, તમારા હૃદયમાં સળગતી રોષ જ્વાલાને શાન્ત કરીશ. જો હું મુંજનો શિરચ્છેદ સ્વહસ્તે કરીશ, તોજ હું મારૂં મુખ તમને દેખાડીશ. આવીશ તો કામ કરીને આવીશ, નહીતો શ્યામવદન લઈ કદાપિ પાછો ફરીશ નહીં.

**અજયસિંહ**—ધન્ય છે. વીર હમ્મીર ! ધન્ય છે. મારા અન્તઃકરણની આશિષ લઇ સંચરો, મુંજને યમપુરી ભેગો કરો.

( હમ્મીર જાય છે. સજ્જનસિંહ અને અક્રમસિંહ પિતાને ટેકો આપી બેસે છે, તેવામાં અજયસિંહના સરદારો પરસ્પર વાતચિત કરતા પ્રવેશ કરે છે. )

**૧ લો સરદાર**—મહારાજ અજયસિંહ કેલવેશ્વરનાં દર્શન કરવા ગયા ત્યાંથી પાછા ન ફર્યા.

**૨ જો સરદાર**—બેશક તેમને કાંઈ વિઘ્ન નડ્યું હશે, તેથી અવિલમ્બે મહારાજની મદદે ગયા વિના નહીં ચાલશે.

**૩ જો સરદાર**—જુઓ ! દૂર કેલવેશ્વરનું દેવાલય જણાય છે, આટલામાંજ મહારાજ વિચરતા હોય તેવું અનુમાન થાય છે.

**૪ થો સરદાર**—જુઓ ! દૂર એ ઝાળા કોઈ ઘાયલ પુરૂષને ટેકાથી બેઠેલા જણાય છે.

**૧ લો સરદાર**—(પાસે જઇ) એજ આપણાં મુકુટમણિ અજય-

# ઈનામ માળા

## ઇનામ ૭ મું.

### ( બુદ્ધિની કસોટી. )

નીચે લખેલા દશ પ્રશ્નોના ઉત્તર અંતે લખેલા બે દોહામાં સ્થીત છે. તે સૂત્ર રૂપ, વા શાસ્ત્ર પ્રચલીત કહેવત રૂપ છે તે કહેવતના અક્ષરો તે દોહામાંથી ક્રમવાર મળી શકે એમ છે. તે કહેવતનું એકએક ચરણ એક એક દોહાની એક એક લીટીમાંથી મળશે. તે સમગ્ર સૂત્ર રૂપ, કહેવત યથાર્થ લખી મોકલનારમાંના પ્રથમને છેવટે લખેલી ભેટનો અધીકાર છે.

( ૧ ) આપણા નહાના વગા-જથા કે ગોળમાં જેમ આ અમારી જ્ઞાતી છે, એવું અભીમાન પૂર્વક આપણે માનીયે છીયે, તેમ આખા દેશમાં વસતા કડવા પાટીદાર એ અમારીજ જ્ઞાતી છે એવું ખરા અંતઃકરણ પૂર્વક આપણે શા માટે અભીમાન રાખતા નથી ?

( ૨ ) કેટલાંક ઉદાર ચીત્ત મનુષ્યો એવું અભીમાન રાખે છે, તો તે દેશની સમગ્ર કડવા પાટીદાર જ્ઞાતી પ્રતિ કયા પ્રકારનો સંબંધ અન્ય જ્ઞાતીઓના આપણા સંબંધથી વીશેષ જાળવવા સાવધાની રાખે છે ? આવા પ્રકારની ઉદારીનતા કયા દોષ વશ થઇ આપણે ધરીયે છીયે ?

( ૩ ) જેમ ઘરમાં રહેનાર ઘરધણી ઘરને, કુવીયાવાળા કુવાઓને, અને ગામધણી ગણાતા ( મ્યુનીસીપાલીટી દ્વારા ) ગામને અને દેશના ઉપરી દેશને સુધારી સાફ સુફ રાખવા પ્રયત્ન કરે છે, તેવી રીતે સાફ ન રાખવાથી કચરાની વૃદ્ધી દ્વારા, દુર્ગંધ દ્વારા, છવજંતુ તથા રોગાદીથી, પ્રજાનો નાશ થાય છે. તેમ આપણે આપણી જ્ઞાતીમાં વધી ગયેલા, અને વધતા જતા દુષ્ટ રીવાજો ( કન્યા વીક્રય-બાળલગ્ન-ગમ્ન ઉપરાંત ન્યાત વરા-વરના વાંકડાં લેવા-પુત્ર પુત્રીઓને કેળવવા કૃપણતા કરવી વીગેરે ) રૂપી દુષ્ટ ગંધાતાં અને અત્યંત વધી ગયેલા કચરાને સાફ સુફ કરવા ખાસ ફરજ છતાં કયા દુષ્ટ પીશાચના અનુ-પ્રેરણાથી ઝોકાં ખાયાં કરીયે છીયે ?

( ૪ ) ન્યાતીના નીરદોષ સુધારકો, દેશના આગેવાન વીદ્વાનો, તથા અન્ય સર્વના શુભ ગુણોને પણ દોષ રૂપે જોવાનો નીચ સ્વભાવ વા અદેખાઈ આપણા મનમાં શાથી ઘર કરી બેઠી-છે? અને ન્યાતના પટેલીયા તથા શેઠ ગણાનાઓ, પૈસા નઠારા રીવાજ દૂર કરવા કરાવવા પ્રયત્ન કરતા વિદ્વાનોથી, તે દુષ્ટ રીવાજ તજવા જેવા છે એવું જાણવા છતાં, બીચારી રાંકડી ન્યાતીને શાથી છુપીરીતે અવળા પાટા બંધાવે છે? વખે મળે ત્યારે અવળી અને ભળતીજ યુક્તીયો બનાવી કુધારા તજવા દેતા નથી, તથા મર્મમાં એવાજ ઉપદેશ કરી કુધારાનેજ બંધબેસ્તી કલમો ન્યાતના કાયદામાં ગોઠવી, પૂર્વોક્ત કુધારા કાયમ રાખવાનો પ્રયત્ન કરે છે એ સર્વે કયા દોષથી થાય છે?

( ૫ ) હીંદુઓનો સર્વ સામાન્ય અને પરમ ધર્મ નીષ્કામપણે એટલે ફળની લાલચ-વાસના તથા કર્તાપણાનું રૂઢ અભીમાન ન રાખતાં, શાસ્ત્રીય તથા લૌકીક શુદ્ધ વ્યવહાર કરવો, એ સીદ્ધાંત વીરૂદ્ધ કયા દોષથી સમગ્ર પ્રજા અવળી પ્રવૃત્તીમાં પ્રેરાઈ છે?

( ૬ ) આખા વીશ્વમાં થતા ફેરફાર, અને તેના જ્ઞાન દ્વારા જીવને ઉચ્ચ કરવા પ્રયત્ન સેવનાર જીજ્ઞાસુ, આખા વીશ્વના ભૂત તથા વર્તમાન કાળના ઇતિહાસો, વર્તમાન પત્રો, તથા લેખો એ પરંપરાથી પૂર્ણ ફળ માટે સાધન છે, તેમાં પ્રયત્ન મેળવે છે, તે આખા મનુષ્ય છે: અડધા વીશ્વની ખબરોથી માહીતગાર અડધો મનુષ્ય છે. પોતાની સમગ્ર સ્વજાતીમાં નીકળતા "કડવા હિતેચ્છુ" આદી પત્રો દ્વારા ભૂત તથા વર્તમાન કાળના ફેરફાર, તથા ઐતિહાસીક બનાવ જાણનાર પા ( ¼ ) મનુષ્ય છે, અને એટલી પણ ખબર ન મેળવે અને માહીતગાર ન થાય તે તો મનુષ્ય સંજ્ઞાને પણ યોગ્ય નથી. આનું સબળ કારણ કે જે આપણા મનુષ્યત્વનો ચોથો ભાગ આપનાર ("કડવા હિતેચ્છુ" પત્ર છે એ) વીદ્યમાન છતાં તેનો ન્યાતીમાં, ઘેરે ઘેર ફેલાવો કરવા પ્રયત્ન ન કરતાં કયા દોષથી આપણે ઉઘ્યા કરીએ છીયે?

( ૭ ) આજીવિકા (ભરણપોષણ) તથા મોક્ષ (નાશ રહીત નીરતીશય સુખ, તથા ત્રીવીધ દુખનો અત્યંત અભાવ) એ ઉભય માટેની વીદ્યા સંપાદન કરવા માટેજ બાલ્યાવસ્થા, વા બ્રહ્મચર્યાશ્રમ છે. નીષ્પાપ પ્રવૃત્તીથી ધન ઉપાર્જન કરી, તેને દાન, પુણ્ય, યજ્ઞાદી, તથા વીદ્યા, કળાના સ્થાનો વીગેરેમાં પરમાર્થ માટે યથાશક્તી વાપરી, ધર્મ સંપાદન કરી,

નીષ્કામતા, વા ચીત્તશુદ્ધીના, વા તે દ્વારા વૈરાગ્યના સાધન માટે ગૃહસ્થાશ્રમ વા યુવાવસ્થા. અને ધીરે ધીરે પૂર્ણ ગૃહસ્થાશ્રમમાંથી ભોગ સામગ્રીથી ઉપરામ થયેલાઓ અપવર્ગ સાધવા માટે તપ, યોગાભ્યાસ, તથા એકાંત દેશ સેવન દ્વારા ધીરે ધીરે પરમ ઉપશમ પ્રાપ્ત કરવા, ત્રીજો વાનપ્રસ્થાશ્રમ અને બ્રહ્મજ્ઞાન મેળવી, નીર્વીકલ્પ સમાધી મેળવી, વા ઈશ્વર સાક્ષાતકાર મેળવી, પરબ્રહ્મ રૂપે થઈ, વા સ્થીત પ્રજ્ઞ થઈ વા અનન્ય ભક્ત થઈ, ત્યાર પછીજ જનસમૂહને તે માર્ગનો, અને તે માર્ગના સાધનનો ઉપદેશ કરી, તે માર્ગે લગાડવા, કોઈપણ જાતની વાસના વીના, માત્ર લોક સંગ્રહાર્થે, પ્રયત્ન કરતા રહેવું. એટલા માટેજ છેલ્લો સન્યાસ આશ્રમ, વા વૃદ્ધાવસ્થા. આવી સુદૃઢ વ્યવસ્થાનું જ્ઞાન છતાં, પૂર્વોક્ત આશ્રમ વ્યવસ્થા મુકી નાખી, બ્રહ્મચર્યાશ્રમમાં સ્ત્રી પરણી ગૃહસ્થાશ્રમી બની જવાં, તથા પૂર્વોક્ત ઉભય વિતાથી વિમુખ રહેવું, તથા ગૃહસ્થાશ્રમમાં અર્થ દ્વારા ધર્મ સંપાદન ન કરતાં, માત્ર દ્રવ્યનો વંશ પરંપરા માટે સંગ્રહજ કર્યા કરવા, જેમ વીશ્વનો મોટો ભાગ પ્રવર્તે છે, તેમ વા માત્ર પોતાના ને પોતાના પુત્ર કલત્રના ભોગ માત્રમાંજ વ્યય કરવામાં મચ્યા રહેવું, એ ગૃહસ્થાશ્રમ વીહીત નહીં, પણ નીષેધ કર્મ છે. (પૂર્વ મીમાંસાના આચાર્ય જૈમીનીના સૂત્રમાં, અથવા તો ધર્મ જીજ્ઞાસા એ સૂત્રના વીચારથી, એમ સ્પષ્ટ વીદીત થાય છે કે, બ્રહ્મચર્યાશ્રમના યથાર્થ અધ્યયનથી અવશ્ય ધર્મ જીજ્ઞાસા થાય છે, અને ધર્મ શું ? અને અધર્મ શું ? એ જાણનાર થયો હોવાથી સ્વવર્ણાશ્રમ વીહીત ચીત્ત શુદ્ધી માટેના તથા આજીવીકા માટેના વીહીત કર્મનો અંગીકાર પ્રાપ્ત કરવા, અને તેને માટેજ અર્થ સંપાદન કરવા, અર્થાત અધર્મ વીનાનો અર્થ સંપાદન કરી, ધર્મમાંજ તેનો વ્યય કરી, ચીત્ત શુદ્ધી દ્વારા વૈરાગ્ય, અને તે દ્વારા થતી બ્રહ્મજીજ્ઞાસાનો અધીકારી થાય છે. તે છેવટનું ઉત્તર મીમાંસા, વા વેદાન્ત દર્શનમાં અથવા તો બ્રહ્મ જીજ્ઞાસા, એ સૂત્ર દ્વારા, વ્યાસ ભગવાન સુચવે છે.) આથી નીર્દોષ અર્થ સંપાદન કરી, વ્યવસ્થા પૂર્વક નીષ્કામપણે દાન કરવું, એ બીજા ત્રણ આશ્રમીઓ માટે નહીં, પણ માત્ર બીજા આશ્રમી ગૃહસ્થાશ્રમી માટેજ છે, કેમકે હવે પછીનો ત્રીજો આશ્રમ, અને ચોથો સન્યાસ વૃદ્ધાવસ્થા તથા દેહાદી કીંશુતાદી ધર્મથી, શ્રી સદ્વર્તમાન દ્રવ્ય ઉપાર્જન માટે લાયક પણ નથી. જુવાનીમાંજ તે બને છે અને જુવાનીમાં ઉપાર્જન કરેલું દ્રવ્ય ગમેતેમ (ન્યાત વરા વીગેરે) માર્ગે ખરચી નાખવું. અને વૃદ્ધાવસ્થામાં નીરૂતી

( દેહા. )

આ લોક જન પીડતાં, કલેષ ઘણાને થાય,
વીંતે વીષ લાગી ઘણા, પામર તે પણ ખાય;
દાનેરે ધન ના ખુટે, કલેષ ગણાયે દોષ,
દયા ધર્મનુ મૂળ છે, સત્ય નહીં ત્યાં રોષ.

પ્રતિ ઉત્તર લખવાનું ઠેકાણું
પા. ચુનીલાલ વનમાળીદાસ.
ઠે. પા. નથુ થોભણની ખડકી
સુ, ભરૂચ.

---

## ઈનામ ૮ સું.

" ખાંડા વિના કુળવાન સાચા માનવા આ કામના "

( હરિગીતછંદ-ક્રમમાં કામ ૭ ટુંકો કરવી. )

## ઇનામ ૯ સું.

( છપય-છંદ )

ચતુરાક્ષરની નાર, મૂખ વિણ શબ્દ ઉચરતી
બે નર ઉદર માંય, પ્રીતથી પોતે ધરતી;
ફરે નરો ચોમેર, બાર ઠેકાણે અટકે,
ભલા જનોને ઘેર, નેહથી નારી લટકે;
કદિ ખાય નહિ ખાંતે કરી, પીયે ન પાણી જરી;
નર ચતુર વિચારે ચિતમાં, સમસ્યાનો ઉત્તર કરી. ૧

દરેકના જવાબ જુદાજ કાગળોપર લખવા અને તે દરેકમાં નિચે [illegible]ામ લખવું. કવિતા એક કરતાં વધારે કાગળપર લખવી પડે તો દરેકમાં [illegible]ામ લખવું. કાર્ડપર કોઇએ જવાબ લખવો નહીં. જવાબ ફેબ્રુઆરીની [illegible]ક્કી તારીખસુધીમાં મળવા જોઇયે. તે પછી આવેલા પત્રોપર ધ્યાન આપવામાં નહીંજ આવે. આ મારીકને જેગો કોઇ રીતે મદદ કરતા નથી

તેમને ઇનામમાંથી બાતલ કરવાની ફરજ પડે છે. કારણ એવા મરજીયાત અમને વિશેષ હેરાન કરે છે. ઇનામ માટે ટપાલ ખર્ચ પહેલેથી મોકલવાની જરૂર નથી. તેનો નિર્ણય થશે તે છપાશે તે જાણીને પછી ટપાલ (૦-૨-૧) મોકલી આપેથી ઇનામ રવાના કરવામાં આવશે.

૮ મું ઇનામ "સ્વામી રામતીર્થ ગ્રંથ ૧ લો" સસ્તા સાહીત્ય વર્ધક કાર્યાલય તરફથી થોડાજ વખત ઉપર બહાર પડેલ ( જે પુસ્તક વડજ નિવાસી પા. ચુનીલાલ લાલદાસે આપ્યું છે તે ) સારા લેખકને મળશે. નવમું ઇનામ સુબોધ રત્નમાળા છત્રીશી પહેલા લેખકને મળશે.

૮ મા ૯ મા ઇનામના જવાબ વ્યવસ્થાપકને મોકલવા.

---

## ઇનામ ૧૦ મું. *

**"મનુષ્યે શા માટે વિશેષ જીવવાની આશા કરવી જોઇયે?"** એ વિષય ઉપર એક નિબંધ આ પત્રનાં આઠ પાના જેટલો (લગભગ અઢી હજાર શબ્દનો) લખી આ પત્ર પહોંચ્યા પછી બે મહીનાની મુદત સુધીમાં મોકલી આપશે તેમને નિચેનાં ઇનામ આપવામાં આવશે.

૧ લું ઇનામ રૂ. ૫) પાંચ રોકડા અગર પુસ્તકો. બીજાં પાંચ ઇનામ દરેકને એકેક સુબોધ રત્નમાળા છત્રીશી.

નિબંધ પરિક્ષક કમીટીમાં રજુ થશે અને તે કમીટીની મુનસફી ઉપર ઇનામ વહેંચવાનું રાખવામાં આવ્યું છે.

નિચેને સરનામે નિબંધ મોકલવા. ઇનામ તેમણે કહાડયાં છે.

**પટેલ પરસોતમદાસ લલુભાઇ.**
પોસ્ટ બાવળા (અમદાવાદ.)

પાટીદારો જેમની અંતવિક્ષ લગ્નની રીતિ કઢાડવામાં તથા કેળવણીઓ પહોંચાડવામાં હની તેમની શી દશા થશે! મને તેમની દયા આવે છે!!

સ્વર્ગસ્થ ના. દરબારશ્રી સુર્યમલસીંહજીની સોનાના મૂલ્યની શિખામણ માની હોત તો આ દીન આવત નહીં. હવે સૌ સૌને સુજ્યું કરી લીધું છે. તેમને રોકી શકવાની શક્તિ છે પૈસા સાટાત્રણ ડોઢ ઘણામાં! હોય તો અજમાવોને! સીધો રહી દુધ પીતો નથી તેને વાંકા રહી......પીવું પડે છે તે આનું નામ!!!

---

## આગામી અંકોમાં આવવાના વિષયો.

આમારૂં ગત વર્ષ અને તેનું સરવૈયું.
ઉદ્યોગ અને પુરૂષાર્થ.
ખેડુત.
વનની જરૂરીઆત.
હળખેડ.
કળીયુગનો મહિમા.
સ્વાર્થી સૃષ્ટિ.
યુરોપમાં ચાલતા ભયંકર યુદ્ધની શાંતિ માટે પ્રાર્થના.
ઉમિયા માતાની સ્તુતિ.
ઉજાણો સુધારો.
શા કામના કુળવાન છે?
ગમ્મત સાથે જ્ઞાન.
શિક્ષા વચનો—હૃદયને ઉપદેશ.
ઉદયના સાધનો.
ઉભરતો યુવક.
હિંદુસ્થાન દેશ નિર્ધન બનવાના કારણો.
ખેડુત! તારી વંશી કે ખપની!

Registered No. B. 894.




# કડવા હિતેચ્છુ.

# THE KADVA HITTECHHU.

પુસ્તક ૬ ઠું. { ફેબ્રુઆરી સને ૧૯૧૫. } અંક ૨ જો.

હિતેચ્છુ હિત કારણે, કહે કહિ કડવું કહેણ;
રોગ વિદારણ વૈદ્ય પણ, દે ઔષધ દુઃખ દેણ.

વાર્ષિક લવાજમ રૂ. ૧–૪–૦ ટપાલ ખર્ચ સાથે.
વ્યવસ્થાપક, હીરાલાલ વસંતદાસ.



આ પત્ર અમદાવાદ, રીચીરોડ, નં. ૪૬૩. ધર્મ વિજય છાપખાનામાં ચીમનલાલ હીરાલાલે છાપી તેજ ઠેકાણેથી ચીમનલાલ હીરાલાલે પ્રકટ કર્યું.

# અનુક્રમણિકા.


નવા વર્ષની મુબારક બાદી. ... ... ... ... ૧
શા કામના કુળવાન છે? ... ... ... ૩
અમારૂં ગત વર્ષ. .. ... ... ... ... ૩
શેઠ જેકરણલાલ ટ્રસ્ટ ફંડમાં ઉમેરો. ... ... ... ૭
મહારાણા હમીરસિંહ. ... ... ... ૭
ક. પા. શુભેચ્છક સમાજના ચોથા મહોત્સવમાં પસેલા ઠરાવો. ૨૩
વિવિધ—
સંવત ૧૯૭૧ ના વિવાહ. ... ... ... ... ૨૭
ક. પા. બોરડીંગના બોન્ડરનું પુંખણું... ... ... ૨૮
નાની ઉમરનાં છોકરાંનાં પુંખણાં કેમ બંધ થતાં નથી? ... ૨૯
લગ્ન પ્રસંગનો શુભ મેળાવડો. ... ... ... ૩૧


## વિનંતી.

ગયા વર્ષનું કેટલાક ગ્રાહકોનું લવાજમ બાકી છે તેઓને આગામી અંક વિ. પિ. થી મોકલાવીશું જે તેઓ સ્વીકારશે એવી આશા છે. જેમને કાંઇ વાંધો હોય તેમણે સત્વર એક કાર્ડ પર ખબર આપવા. જેઓ તેમ નહીં કરતાં વિ. પિ. પાછુ વાળશે તો માસીકને નાહકનું નુકશાન થશે.

આ માસીકનાં ઘરાક વધારવાની ખાસ જરૂર હોવાથી જેઓ તરફ અમે નમુના દાખલ અંક મોકલીયે છીયે તેમણે, માસીક ના પસંદ પડે, અગર ઘરાક થવાની ઇચ્છા ન હોયતો, સત્વર એક કાર્ડપર લખી જણાવવા કૃપા કરવા વિનંતી છે. બે, ચાર, ૭, દસ મહીના સુધી માસીકને સ્વીકારી વિ. પિ નો અસ્વીકાર કરનારની સુજનનતા ગણાશે નહીં. પુરૂ લવાજમ આપવાને અશક્ત જનોને ફક્ત ટપાલ ખર્ચ માટે ચાર આના લઇને પણ માસીક આપીયે છીયે. તેમણે ચાર આનાની એક પૈસાની સોળ ટપાલની ટીકીટો અગાઉથી બીડી આપવી જોઇશે.

ચાલતા વર્ષનું લવાજમ જેમનું અમને મળે છે તેમને "શ્રીકૃષ્ણની રાસક્રીડાનું આધ્યાત્મિક સ્વરૂપ" નામનું ઘણુંજ વાંચવા અને મનન કરવા લાયક પુસ્તક મોકલાવી આપીયે છીયે. જેઓ પરવાનગી આપશે તેમને વિ. પિ. કરી મોકલાવીશું માટે તેવી સુચના તાકીદે આપવા વિનંતી છે.





तत् सत् परमात्मने नमः ॥

# કડવા હિતેચ્છુ.

પુસ્તક ૬ ઠું. | ફેબ્રુઆરી સન ૧૯૨૫ | અંક ૨ જો.

## નવા વર્ષની મુબારક બાદી.*

રાસડો.

( પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે—એ રાગ. )

વિભુ વિનંતી કરું છું આજ એટલીરે, આપો ઉલટેથી અતિશે આનંદ,
કડવા જ્ઞાતિ રહે સુખીને હુલાસમાં રે— ટેક.

કળા કુશળતા કેળવી, વધે હેત ને હામ,
દેશ ખારાં કાઢો બધાં, ખારે નીર તમામ.
વધે સંપ ને સંપત્તિ ખાસા ખંતથીરે, નિત્ય નવો નવો વાધે વળુ પ્રેમ.—કડવા.

બાળ લગ્ન બહુ રીતથી, બાળ બાપ બહાદુર,
વિદ્યાને વિવેકતા, વધે વિવિધના નૂર.
વિભુ વેગથી વધારો વિદ્યા વેલડીરે, આપે સારાં ફળ ફુલ ફાલે તેમ.—કડવા.

---

* આ કાવ્ય જાનેવારીના અંકમાં શરૂઆતમાં લેવાનું હતું પણ અમારી ભૂલથી તે રહી ગયું તે માટે અમે દીલગીર છીએ. અમારી પાસે ઘણાં સાર્વજનિક કામ છે. તે બધાં માનરેતની કરવાના છે તેમાં *ખાસ જે કામમાં અન્ય ગૃહસ્થોની સહાનુભૂતિ વિશેષ મળે છે તેના ઉપર મન વિશેષ આકર્ષણ કરે છે

(દાસી કપૂરચંદ કારભારી સાથે પ્રવેશ કરે છે.)

કપૂરચંદ—ગુપ્તચરો મારફત ઘણા માઠા સમાચાર સાંભળ્યા છે.

માલવદેવ—કારભારી! જે હોય તે જલદી કહી દો.

કપૂરચંદ—મહારાજ! સાંભળવામાં આવ્યું છે કે દુર્ગેશ મુંજને શિરચ્છેદ કરનાર બીજો કોઈ નહી પણ મહારાણા લક્ષ્મણસિંહના પાટવી પુત્ર અરિસિંહનો છે કુમાર, આપણા સમર્થ યોદ્ધાને પરાસ્ત કરનાર એજ છે હમીરસિંહ પુરો પાણિદાર.

માલવદેવ—બેશક, અરિસિંહની કેલવાડાવાળી રાણીને હતો બાળ. સંતોષ થાય છે કે આજે તેની ઠીક મળી ભાળ, બાપડો મારા રોષની જ્વલંત જ્યોતિમાં પતંગની માફક છે તરફડનાર.

કપૂરચંદ—મહારાજ! મુંજનું મસ્તક ભાલાપર લટકાવી હમીર અજયસિંહ પાસે ગયો, અજયસિંહે પ્રસન્ન થઈ મસ્તકમાંથી ટપકતા રુધિર વડે હમીરનો મેવાડની ગાદિ ઉપર અભિષેક કર્યો, મુહૂર્તના શીકારમાંજ મહારાણા હમીરસિંહે પોસેલીઓ દુર્ગ જીતી લઇ બલેચાઓનો બધો મુલક સર કર્યો.

માલવદેવ—આતે નાનો બાળ, કે ઉત્પન્ન થયો મારો કરાલકાળ!

કપૂરચંદ—મને લાગે છે કે આ ભયંકર બલીમ રિપુનો બળથી નહીં પણ કળથી ઘાત કરવો જોઇએ.

માલવદેવ—બેશક, તમારી સલાહ સારી છે, મારી મોટાઈ તમારા દાવપેચને આભારી છે.

કપૂરચંદ—મહારાજ! અંડન વિધવા વીરમતીનું નારિયેળ હમિરસિંહ તરફ મોકલાવીએ, લાલચમાં લલચાવી દુશ્મનને ચિતોડમાં બોલાવીએ, જો બની શકે તો તે અવસરનો લાભ લઈ તેનો નાશ કરીએ, તેમ ન ફાવીએ તો વિધવા સાથે પરણાવી બાપા રાવલની ગાદિનું હડહડતું અપમાન કરીએ.

માલવદેવ—કલાકુશલ કપૂરચંદ કારભારી! તમારી યોજના સર્વથા સર્વોત્તમ છે, તમે અને કુમાર હરિસિંહ વીરમતીના વેવિશાળનું નારિયેળ લઈ હમીર પાસે જાઓ એવો મારો હુકમ છે.

હરિસિંહ અને કપૂરચંદ—મહારાજની આજ્ઞા માથે ચઢાવીએ છીએ, તાત્કાલિક કાર્યમાં પ્રવૃત્ત થઇએ છીએ. ( સઘળા જાય છે. )

## પ્રવેશ ૭ મો.

સ્થળ—જંગલ.

( હમીરસિંહ અને સરદારો પ્રવેશ કરે છે. )

**હમીરસિંહ**—શાબાશ સરદારો ! બાપારાવલની ગાદિ ઉપર પગ મુકનારના માથે કેટલી મોટી જવાબદારીઓ સરજાએલી છે, તેના પુરા ભાન સાથે મેં મેવાડનો અધિકાર સ્વીકાર્યો છે, રૂધિરના તિલક સાથે રૂધિર વડેજ મેવાડ મુક્તિ સાધવાનો સંકલ્પ ધાર્યો છે. જેને સંસાર સુખની જરીકે નથી અભિલાષ, જેને જંગલમાં મંગલ ભાસે છે ખાસ, જેને ન બાંધી શકે મોહમાયાનો પાશ, તેવા કર્મ યોગીઓજ આ અંધકારમાં પાડી શકશે ઉજાસ. જ્યાં સુધી પવિત્ર મેવાડ ભૂમિમાં દુશ્મનનો છે દોર દમામ, ત્યાં સુધી આદર્યો છે મેં આ રણયજ્ઞ નિષ્કામ, આ ભુજ બલેજ વિજય લક્ષ્મી વરવાની પુરી છે હામ, આ સત્ય સાધનામાં સહાય કરનાર છે દેવ દેવશંકર ગૌરીરામ. તેટલા માટે સમસ્ત સરદારો ! આજથી આપણે આપણા જોર ઉપરજ ઘુમવાનું છે, મેવાડના છુટકારા માટે મહાન્ કાર્ય આરમ્ભવાનું છે, સૂર્ય વંશના પ્રભાશાલી મહાપુરૂષો શ્રી રામચંદ્ર, બાપારાવલ અને સમરસિંહ જેવાને પંથે ચાલવાનું છે, આપણે સ્વધર્મ રક્ષા માટે આપણું તન, મન, ધન અર્પણ કરવાનું છે. આપણે પ્રાણ પણ પ્યારો ગણતા નથી તો પછી આપણે કોનાથી બીવાનું છે?

**સર્વે સરદારો**—શૂરશિરોમણિ મહારાણા ! તમે તેજસ્વી તરણિ વંશના અલંકાર છો, મેવાડનો પુનરૂદ્ધાર કરનાર છો. તમારી આજ્ઞા ઉઠાવવાનો અમને ઉમંગ છે, ક્ષાત્રાનલથી પ્રદીપ્ત થયેલી કર્તવ્યનિષ્ઠા અમારી સંગ છે.

**હમીરસિંહ**—સરદારો ! તમારાં વચનોથી વિમલ વીર્યની વૃદ્ધિ થાય છે, દુષ્કર કાર્યમાં ઝંપલાવવાની આશા બંધાય છે, ખાત્રી રાખો કે થોડા સમયમાંજ આપણા હાથે દુશ્મનનો પરાજય થાય છે. આપણા ઉપર પરમ કૃપાળુ પરમાત્માની પુરેપુરી મહેરબાની છે, સુદર્શના સીકારમાંજ મુંજ બલેચાંના પોસેલિયો દુર્ગની કમાણી છે, વનરાજ પેઠે મહાબલા આપણા સૈનિકો આગળ અરિની હીંમત હરાણી છે, રિપુની ફોજ આપણાથી ભય પામી કોટવાળા કિલ્લાઓમાં ભરાણી છે, તેના નસીબમાં સરજાએલી સંપૂર્ણ ધુળધાણી છે.

( કુમાર હરિસિંહ અને કારભારી કપૂરચંદ પ્રવેશ કરે છે. )

**કપૂરચંદ**—હમીરસિંહ! ચિતોડનાં સુબેદાર મહારાજ માલવદેવે પોતાના કુમાર હરિસિંહને આપની પાસે મોકલ્યા છે. તમારી મિત્રતા મેળવવા આ કિમતી બક્ષીસો અને પોષાક મહારાજ તરફથી અર્પણ કરીએ છીએ અને સાથે મહારાજની કન્યા બ્હેન વીરમતીની સગાઈનું આ નારિયેળ આપના હસ્ત કમલમાં મુકીએ છીએ. મહારાજ માલવદેવની આ માગણી સ્વીકારશો અને અમને આભારી કરશો.

**હમીરસિંહ**—કુમાર હરિસિંહ! તમારા તરફની ઉમદા ભેટો અને આ નારિયેળ ઘણા માન પૂર્વ સ્વીકારૂં છું.

**કપૂરચંદ**—હમીરસિંહ મહારાણા! તમારી સુજનતાથી અમે ઘણા ગજી થયા છીએ.

**હરિસિંહ**—તમારા જેવા બહાદુર પુરૂષનો અમારે સંબંધ થશે એ મોટા આનન્દની વાત છે, તેને લીધે અમારૂં હૃદય રળિયાત છે.

**હમીરસિંહ**—હરકોઇ મનુષ્યને તેની શુભેચ્છામાં નિરાશ ન કરવો એજ મારી રીત છે, તમારી સાથે વિવાહની વજ્રગાંઠથી જોડાતાં અમારી ઉન્નતિ ખચીત છે. તમારી ઇચ્છાનુસાર લગ્નવિધિ માટે અમે આવીશું તમારા મનના મનોરથ ફલીભૂત કરીશું.

**કપૂરચંદ**—મહારાણા હમીરસિંહ! આગામી વસન્ત પન્ચમીને દિવસે બ્હેન વીરમતીનું લગ્ન નિર્ધાર્યું છે. તે શુભ પ્રસંગે ચિતોડ ગઢ પાવન કરશો, અમને યશ પાન કરાવશો.

**હમીરસિંહ**—બહુ સારૂં, આપની મરજી મુજબ વર્તીશ.

**કપૂરચંદ અને હરિસિંહ**—ત્યારે ત્યારે, મહારાણા હમીરસિંહ! રજા લઇએ? બ્હેનના લગ્નની તૈયારી કરીએ છીએ.

( કપુરચંદ અને હરિસિંહ જાય છે. )

**૧ લો સરદાર**—મહારાણા! આ નારિયેળ સ્વીકારવામાં આપે ભૂલ કરી છે, દુશ્મનના હાથમાં રમકડા માફક રમવાની રીત આદરી છે.

**૨ જો સરદાર**—બેશક, મહારાણા! હજુ આપ બાળ છો, જગતની પ્રપંચ જાળથી બીન વાકેફગાર છો. આમાં માલવદેવ કોઇ જુદોજ દાવ ખેલવા માગે છે, તેથી નારિયેળ સ્વીકારી લેવામાં આપની ભારે ચૂક લાગે છે.

**૩ જો સરદાર**—આપણા કટ્ટા વૈરિનો સુબેદાર આવી રીતે સમનુ કહેણ મોકલે તેમાં દગલબાજી હોવી જોઇએ, આપણે ભોળા થઈ જાણી જોઈ ભયસ્થાનમાં ફસાવું ન જોઇએ.

**૪ થો સરદાર**—મહારાણા! નારિયેળ મોકલવામાં માલવદેવની શી મતલબ છે તે કળી શકાતી નથી, પણ આ વિષયમાં તેનું મન મલિન જણાય છે, વિશ્વાસુ બનવામાં આપણા ઉપર આફતનું વાદળ ઘેરાય છે.

**હમીરસિંહ**—સરદારો! તમારા ડાહ્યા ડમરા વિચારો મને ના પસંદ છે, નિર્ભયપણે ભયસ્થાનમાં સ્વતઃ જવું એજ ખરા રાજપુતોનો ધંદ છે. શું બાપારાવલનો વંશજ ભયથી બીશે? શું સમરસિંહનો સન્તાન કાયર બનશે? શું અગ્નિ ઉષ્ણતા છોડી દેશે, શીતલ બનશે? શું ગગન વિહારિ દિનમણી પ્રકાશને બદલે અંધકાર પાથરશે? સરદારો! પરમાત્માએજ આ પ્રેરણા કરી છે, આવી માંગલિક યોજના ઉપસ્થિત કરી છે. લગ્ન પ્રસંગને બહાને પ્રાચીન ચિતોડનાં દર્શન થશે, મારા યશસ્વી પૂર્વજોના નિવાસે પવિત્ર થયેલા ચિતોડમાં પ્રવેશ કરવાનું બનશે. તમે કહો છો કે દુશ્મનના ગઢમાં એકલા જવામાં ભય છે, તો હું છાતી ઠોકી કહું છું કે રાજપુતને વહાલો ભય છે અને કડવો નિર્ભય છે. વિજય પરાજયની ખરા ક્ષત્રિયને પરવા હોયજ નહીં. એક દિવસ સમરક્ષેત્રમાં ઘાયલ થઇ રક્તનો અલંકાર ધારણ કરે તો બીજે દિવસ માથે મુકુટ પહેરી સિંહાસન તરફ સંચરે.

**સરદારો**—જ્યારે મહારાણાની આટલી મોટી ધીરજ છે, ત્યારે અમારી સઘળાની પણ નીડર બની અનુસરવાની સમજ છે, મેવાડની ગાદિ માટે સર્વસ્વ અર્પણ કરવાની ફરજ છે.

**હમીરસિંહ**—સરદારો! તમારા ઉદ્ગારોથી મારા મનમાં અત્યંત હર્ષ ઉભરાય છે, ઉત્સાહની અભિવૃદ્ધિ થાય છે. જો માલવદેવનું મન મલિન હશે, તો તેનો દગો તેનુંજ ભક્ષ કરશે. સચ્ચિદાનંદ પરમ પ્રભુ સાચાની સાહાય કરશે, કપટીના કાવાદાવા નિર્મૂલ કરશે. બોલો, સરદારો! શ્રી રામચંદ્રનો જય! શ્રી બાપારાવલનો જય! શ્રી સમરસિંહનો જય! તેમના નામ સ્મરણથીજ આપણો સદા છે વિજય! પ્રપંચ પ્રેમી પામર પ્રાણિઓનો પ્રતિદિન પરાજય!

( સઘળા જાય છે. )

---

( હમીરસિંહ અને સરદારો હરિસિંહના સૈનિકો સાથે યુદ્ધ જોડયું છે અને તેમાંના ઘણાખરાને કાપી નાંખે છે. )

**હરિસિંહ**—(સ્વગત) આ અવસર અનુકૂળ નથી, તેથી વેળાસર અગિયારા ગણવામાં ભુલ નથી.

( હરિસિંહ નાસી જાય છે. )

(માલવદેવ, વનવીર અને કપૂરચંદ કારભારી પ્રવેશ કરે છે.)

**માલવદેવ**—હમીરસિંહ ! શાન્ત થાઓ. આતો ફક્ત તમારા વીર્યની કસોટી થઇ છે, તમારા ક્ષાત્ર તેજની કિમત અમારા મનમાં હજારગણી વધી ગઇ છે. રાજકુમારી વીરમતીના ભાવિ ભરથાર વીર શિરોના શૃંગાર છે, રણભૂમિમાં શોધાયેલા સાચા સુવર્ણના અલંકાર છે. હવે આ ક્ષત્રિયોચિત રમત ગમત પુરી થાય છે, પ્રેમે નિહાળો તમારા ગૌરવને છાજતો ભવ્ય લગ્ન મંડપ તમારી સન્મુખ રજુ થાય છે.

( દરબારગઢના દ્વાર ઉઘડે છે અને લગ્ન મંડપ દેખાય છે. માલવદેવના પત્ની રાણી રોહિણી અને ગાનારીઓ સાથે વધૂ વીરમતી પ્રવેશ કરે છે.)

### ગાયન ૧૦ મું.

રોહિણી અને ગાનારીઓ—

દિનમણિ વંશ વિમલ સોહાશેરે,
સજની સુવર્ણમય ભાનુ ભાસેરે,
બેહેન વીરમતી પરણે ઉલ્લાસેરે,
રાણા કેસરિ હમીરપાળ—દિનમણિ૦

સજની આનન્દ ઉર ન માયરે,
સજની હૃદય અતિ હરખાયરે,
મનમોદ કળી ન શકાય—દિનમણિ૦

સજની મંડપની આ શી શોભારે,
સજની દીપ પ્રદીપની પ્રભારે,
જ્યોતિ જોઇ નયન અંજાય—દિનમણિ૦

સજની વિધિ કરાંક સુસારેરે,
ગુણી વધૂવર સંગમ થાશેરે,
હમીરવૃક્ષને વેલી વીંટાશે—દિનમણિ૦

દૂધ સાકરમાં ભળી જાશેરે,
સ્નેહે સરિતા સમુદ્ર જોડાશેરે,
ચંદ્ર કુમુદ સુસંયોગ થાશે—દિનમણિ૦

સુરે સુરાંગના નભ આવીરે,
કુસુમ વૃષ્ટિ સ્વહસ્તે વર્ષાવીરે,
જય જાયાપતીનો બોલાવી—દિનમણિ૦

યક્ષ કિન્નરેનો નાચ થાયરે,
યુગ્મ ગાન્ધર્વનાં ગીત ગાયરે,
મંગલ શબ્દ મીઠા સંભળાય—દિનમણિ૦

સરોજાસન વિધાતા જાતેરે,
સત્યલોકથી આવી આ રાતેરે,
મંત્રોચ્ચાર કરે ભલી ભાતે—દિનમણિ૦

હરિ આયુષ્ય દીર્ઘ કરેરે,
સુખસંપત સ્વસ્થતા ભરેરે,
બાળાઓ શુભ આશિષ્ ઉચરે—દિનમણિ૦

( માલવદેવ અને રોહિણી વીરમતી હમીરનો હસ્ત મેલાપ કરે છે. )

ટેબ્લો.

અંક ૧ લો સમાપ્ત.

---

## અંક બીજો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ—ચિતોડમાં માલવદેવનું અન્તઃપુર.

( રાણી રોહિણી પોતાની દાસીઓ સાથે પ્રવેશ કરે છે. )

ગાયન ૨૨ મું.

સખીઓ—
જય દેવી રોહિણી રાણી, માલવેન્દ્રપત્ની સુહાણી;
રતિ કાંતિ દેખી લજાણી, સુરાંગના મનમાં મુંઝાણી— જય૦

હૃદયેશ ધ્યાન ધારી, વૃત્તિ એકાગ્ર રાખી,
પતિ શુશ્રુષા સુધાનો, મધુ મિષ્ટ સ્વાદ ચાખી;
અહર્નિશ પાન પ્રેમે, કરે તોયે ના ધરાણી— જય૦

શરદિન્દુ શાન્ત મુખી, અમી ભરી દૃષ્ટિ તારી,
પ્રીતિ પામી ચિત્ત સ્વામી, ખરેખર ભાગ્યશાળી;
સતી શુભ્ર પ્રીતિ ભીના, દશે દિશમાં ગવાણી— ૯૫૦

**રોહિણી**—શાણી સખીઓ, તમારી અતિશયોક્તિ ભરેલી સ્તુતિ મારા જેવી લઘુલલના માટે અનુચિત છે.

**૧ લી સખી**—મહારાણી રોહિણી દેવીનો વિજય ગાવો એજ અમારો ખરો સંતોષ છે. બેન વીરમતીના લગ્ન પ્રસંગે અમારો અન્તરાત્મા હર્ષના આવેશમાં આવી વધુ પડતાં વર્ણન કરે તેમાં શો દોષ છે!

**૨ જી સખી**—અમને તો મહારાણીની મુખમુદ્રામાં સુધાનો ભંડાર અને શીતલતાનો અંબાર દેખાય છે. શિશિરાંશુ તારાનાથ પેઠે સૌમ્ય સુભગ આકૃતિવાળા માલવેન્દ્ર મહારાજ માટે મહીતલમાં ઉતરેલાં સાક્ષાત્ રોહિણીનું સ્વરૂપ તમારામાં દૃષ્ટિગોચર થાય છે.

**રોહિણી**—હું વારે ઘડીએ કહું છું કે સાતમા આસ્માન સુધી પહોંચાડી દેવાની તમારી પદ્ધતિ મને પસંદ નથી, મિથ્યા સ્તુતિના આડંબરો સાંભળી રાજી થવાનો મને છંદ નથી. વારૂ, સખીઓ, તમે મારા કહ્યા મુજબ બ્હેન વીરમતીનો મહેલ શણગાર્યો કે?

**૧ લી સખી**—મહારાણી, એમાં કાંઇ કહેવું પડે તેમ નથી. અગણિત સુખાસનો, તેજસ્વી દીપો, સુગંધિ પુષ્પો અને સર્વે રૂચિર પદાર્થોનો સંચય કરી બ્હેનના મહેલને વસુધાપરનું સ્વર્ગ બનાવ્યું છે.

**૨ જી સખી**—દેવી, ઝગઝગ બળતા અસંખ્ય પ્રદીપોના પ્રકાશે બ્હેનનું આવાસસ્થાન રાત્રનૌષધિ વાળા જ્યોતિર્મય પર્વતની શોભા ધરાવે છે.

**રોહિણી**—તમારા શ્રમથી હું પ્રસન્ન થઇ છું. બ્હેન ઉપરના નિષ્કામ પ્રેમ માટે તમને ધન્યવાદ આપું છું.

**૧ લી સખી**—બ્હેન માટે જે કાંઇ કરવું પડે તે શ્રમ ગણાય નહિ. પોતાની ફરજ બજાવવામાં ફળની આશા રખાય નહિ.

**રોહિણી**—સખીઓ, ખરેખર આજે મને અપૂર્વ આનંદનો અનુભવ થાય છે, જેના બાલ્યવૈધવ્યથી હું આટલો સમય હેરાન હતી તે વ્હાલી દુહિતા આજે અચાનક સૌભાગ્યવતી થઇ. બેશક, મારે માટે

વાદળ વિનાના ગગનમાંથી સુધાવૃષ્ટિ થઇ, હૃદયને શેકતી પ્રચંડ ચિન્તા સદાને માટે દૂર થઇ. પરમાત્માને પાર્થના કરૂં છું કે મારી વ્હાલી પુત્રી વીરમતીનુ સૌભાગ્ય ચિરકાળ રહો.

**સખીઓ**—મહારાણી રોહિણી દેવીની અમોઘ આશિષ વીરમતીના વિમલ જીવનને સ્નેહના અમી રસથી ભરો.

**રોહિણી**—વારૂ, સખીઓ, હજુ મહારાજ પધાર્યાં નહીં તેનું શું કારણ?

**૧ લી સખી**—રાજકાજમાંથી પરવાર્યાં હોય ત્યારે ને?

**૨ જી સખી**—નીતિ નિપુણ નરોને તો બધા દિવસ સરખા. એક દિવસ નિરાંતનું નામ હોયજ નહીં.

**રોહિણી**—કુટિલનયના કારમા કરામતીઆઓને ન મળે પ્રેમનું શાન, કે નમળે વિયોગ વન્હિમાં વિમાસણ કરતી વનિતાનું ભાન! કોણ જાણે શાએ દાવ પેચ રમતા હશે કે લગ્ન જેવા માંગલિક પ્રસંગે પણ શાંતિથી બેસવાની ન મળે નવરાશ. એવા સ્વાર્થ સાધુ કારીગરો પાસે સ્વચ્છ સ્નેહની શી આશ?

**૧ લી સખી**—ગભરાઓ નહિ, જુઓ દૂરથી મહારાજ પધારે છે.

**૨ જી સખી**—પણ આજે શા કારણથી અતિશય ઉતાવળે પગલે ભરે છે, રક્ત લોચનો વડે આપણી સઘળી શાંતિ હરે છે?

**રોહિણી**—સખીઓ, આજે મહારાજનું મન ઉગ્ર ભાસે છે. મંગળમાં અમંગળ થશે કે શું? ઈશ્વર, તારી લીલા અપાર છે, તેમાં રમકડાં માફક આમ તેમ નીચે ઉંચે અથડાવા માટે અમારો આ અવતાર છે.

**સખીઓ**—મહારાણી, અમે હવે રજા લઇશું.

( માલવદેવ પ્રવેશ કરે છે. )

**માલવદેવ**—રાણી, તમારા પ્રતિજ્ઞના ધર્મની કસોટીનો પ્રસંગ આવ્યો છે; તમારી સહાય વિના કંઈ વસ્તુ સાધ્ય થશે નહિ, આપણા રાજ્ય માથેનું ભારે ભયાનક નડતર દૂર થશે નહીં. જ્યાં સુધી કંટક આડખીલી ખંચાઈ નથી, ત્યાં સુધી મેવાડ ઉપર આપણી પુરેપુરી સત્તા સ્થપાઇ નથી. રાણી રાણી, મારી આજ્ઞાનુસાર તમારા હાથે પ્રયત્ન થાય તો સંકટ સદાને માટે દૂર થાય.

રોહિણી—પ્રાણનાથ, આજના લગ્ન મહોત્સવની નિર્વિઘ્ને પરિસમાપ્તિ થવાથી અમને પરમાનન્દનો અનુભવ થાય છે, તે વખતે આપ તરફથી રમ્ય મિષ્ટ વાણીને બદલે કઠોર કર્કશ શબ્દો સંભળાય છે, તેથી મારૂં હૃદય અતિશય મુંઝાય છે, ન જાણું આ કારણથી મારા પ્રિયતમે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું છે, એવું કેવું રાજ નૈતિક નિષ્ઠુર કર્મ આદર્યું છે?

માલદેવ— રાણી, તમે રાજલીલાનો પુરો પાર પામી શકો નહીં. તેથી વધુ વિચાર કર્યા વિના મારી ઇચ્છાનુસાર વર્તવા કબુલ થાઓ, મારા દૃઢ મનોરથમાં મદદગાર થાઓ.

રોહિણી— પ્રાણનાથ, હું આપની આજ્ઞાંકિત કિંકરી છું, પણ જ્યારે વ્હાલી વીરમતીના લગ્ન જેવા શુભ પ્રસંગે ગૂઢ સંભાષણ કરી મારા વહેમની વૃદ્ધિ કરો છો, ત્યારે મને અનિચ્છાએ છાતી ઠોકી કહેવાની જરૂર પડે છે કે તમારી આજ્ઞા નીતિ ધર્મ વિરૂદ્ધ હશે તો તેનો અમલ કરવાનું મારાથી નહિ બનશે!

માલદેવ—રાણી, આ શું બોલો છો? ધર્માધર્મનો ખાલી વિચાર કર્યા વિના પતિનો હુકમ ઉઠાવવો એમાંજ નારીનું ભૂષણ છે, પતિના મુખમાંથી નીકળેલી વાણીને તાબડતોબ તાબે થવું એજ સતી સ્ત્રીની સાચી સમજણ છે.

રોહિણી—વ્હાલા પ્રાણનાથ, હું તમારા ઉપર ગમે તેટલો પ્રેમ રાખું છું, તમારા ઉપર ગમે તેટલો ભક્તિભાવ ધરાવું છું, તે છતાં તમારી ન્યાય વિરૂદ્ધ આજ્ઞા કદાપિ માન્ય કરી શકાશે નહિ, પાપાચરણમાં કદાપિ પ્રવૃત્તિ કરીશ નહિ.

માલદેવ—મારા મનની પીડાને ઓછી કરવી તો કોરાણે રહી પણ તું આ સમયે આવા નિરર્થક ઉદ્ગારો વડે મન બહુ હેરાન કરે છે. હજુ પણ સમજી શકતી નથી કે જે હમીરને વિધવા વિરમતીનું દાન કર્યું છે તે મેવાડની ગાદિનો અવશિષ્ટ સન્તાન છે, તેનું અસ્તિત્વ મારે માથે ભમતી આફતનું આબાદ નિશાન છે. હમણાંજ વિધવા સાથે આપણા રાવ-રના વંશજને પરણાવી સચોટ અપમાન કર્યું છે, એટલુંજ નહિ પણ વીરમતીના પંજામાં વીર હમીરને સપડાવી તેની શક્તિનું પુરેપુરું હરણ કર્યું છે. તેથી રાણી, હવે તમારા કામની શરૂઆત થાય છે. પુત્રીને સમજાવી તેને હાથે હમીર તરફનો ભય નિર્મૂલ કરો, મેવાડની નિષ્કંટક ગાદિનું રહિણી પદ ધારણ કરો.

**રોહિણી**—પ્રાણનાથ, આજે તમારૂં મગજ આટલું બધું શા માટે ઉશકેરાઇ ગયું છે? વ્હાલા જમાઇનું અનિષ્ટ કરવાથી, વ્હાલી દોહિત્રીના હિતમાં પુળો મુકવાથી, ન્યાયધર્મનો પરિત્યાગ કરવાથી, અધર્મ આચરણના પાશમાં ફસાવાથી, સમગ્ર મહીમંડલ, અરે! વિશ્વમંડલનું સામ્રાજ્ય મળતું હોય તોપણ તે મારે શિવ નિર્માલ્ય છે, ત્યારે ફક્ત આ મેવાડની તુચ્છ સુબેદારી અને બીજા રૂપમાં યવનોની તાબેદારી માટે અનીતિ કરવી તે મારા માટે આકાશ કુસુમવત્ અશક્ય છે. સ્વાર્થના મેતાનને આધીન થઇ એટલું પણ વિચારી શકતા નથી કે હમીરનું અનિષ્ટ કરવું તે વીરમતીનું સૌભાગ્ય નષ્ટ કરવા બરોબર છે, પોતાના હાથે પોતાના પગ ઉપર કહોવાડો મારવા બરોબર છે.

**માલવદેવ**—અરે! મૂર્ખ વનિતા, વીરમતીના સૌભાગ્યની મિથ્યા વાત ક્યાં કરે છે? વિધવા પુનર્લગ્ન શાસ્ત્રનિષિદ્ધ છે તેથી વીરમતીનું લગ્ન શાસ્ત્રાધારે અસિદ્ધ છે. વીરમતીના વૈધવ્યના સમાચાર રઘુવંશી શૂર હમીરના કાને પડશે કે તુરત તે માની ક્ષત્રિય વીર તેનો તિરસ્કાર પૂર્વક પરિત્યાગ કરશે. તેથી પ્રત્યાદિષ્ટ પ્રમદા તરીકે આખી જીંદગી ગુજારવાને બદલે પ્રત્યાદેશના કારણનો સ્વહસ્તે સંહાર કરવો તે વીરમતી માટે શ્રેષ્ઠ માર્ગ છે.

**રોહિણી**—ભાન ભૂલી આ શું બોલો છો? રઘુકુળ તિલક શ્રી રામચંદ્રે સ્વહસ્તે સતી તારા અને સતી મંદોદરીનાં પુનર્લગ્ન કરાવી વિધવા પુનર્લગ્ન શાસ્ત્ર સિદ્ધ કીધું છે, તે વિષયમાં સંશયને લગારે સ્થાન ક્યાં રહેવા દીધું છે? શ્રી રામચંદ્રના વિમલ વંશમાં જન્મ પામ્યાનો દાવો કરનાર હમીર વીરમતીનો સ્વીકાર કરશે અને વીરમતી હમીરની સાચા દીલે સેવા કરશે તો સતીશિરોમણી ગણાશે, વીર લલનાઓનો સાચો અલંકાર મનાશે.

**માલવદેવ**—એમ થશે તો તારી અને તારા બાળકોની સંપૂર્ણ અધોગતિ થશે. ચિતોડ દુર્ગમાં વસતા સિસોદિયા ક્ષત્રિયો રાણાવંશના સાચા ભક્ત છે, વહેલા મોડા બળવો કરી રાણાવંશની પુનઃ સ્થાપના કરવા સશક્ત છે. તેમ છતાં તારા પુત્રો માટે હમીરની ગુલામગીરી શિવાય બીજું શું સાધન રહેશે?

**રોહિણી**—યવનોની તાબેદારી કરતાં દિવાકરવંશી ક્ષત્રિય શિરોમણિ હમીરની ગુલામગીરી હજારો દરજ્જે ઉત્તમ છે. વળી હમીર આપણો પૂજ્ય જમાઇ છે, તેની સાથે આપણે સાગી સગાઇ છે. તેની સેવા ઉચ-

વવામાંજ આપણી શોભા સમાઇ છે.

**માલવદેવ**—શું હમીર આપણો જમાઇ છે? ના, ના, રાણી, તે તો મારા શરીરના અંગે અંગમાં ચોપડેલી જવલંત રાઇ છે, તેના તરફ વૈરની જ્વાળા મારા અંતઃકરણમાં ઉભરાઇ છે, હમીરને નષ્ટ કરવાના ઉપાયો યોજવામાં મારી મનોવૃત્તિ રોકાઇ છે.

**રોહિણી**—નિકટના સંબંધી પ્રત્યે વૈરનું વિષ ના વધારો, સ્નેહના સુવર્ણમય રજ્જુવડે હમીર મૃગેન્દ્રને બાંધી સકલ ક્ષત્રિય આલમનું શુભ ભાવિ ભાળો, અંદર અંદરના કુસંપ તિમિરને વિદારો, ક્ષત્રિયોના ક્ષીણ થયેલા ઓજસ્‌માં સંપ સુધારસ સિંચી આર્યોની પ્રતિષ્ઠા સંભાળો.

**માલવદેવ**—રાણી, સ્વાર્થને સળગાવી પરમાર્થ પરાયણ થવું તે અત્યન્ત મૂઢતાનું લક્ષણ છે, હમીરને પોતાનો કરી લેવાનું તારૂં દોઢ ડહાપણ છે, પ્રમદાની બુદ્ધિ પાનીએ એ કહેવતનું આબેહુબ સૂચન છે.

**રોહિણી**—પ્રાણનાથ, શાંત થાઓ, મલિન વિચારના આવેશમાં તણાઇ ના જાઓ. હમીર સાથે વૈર વધારી સ્વહસ્તેજ પાયમાલીનું પગથીયુ ચણો છો, દુસ્મનાવટના દાવાનળમાં જળને બદલે ઘી હોમી શાંતિની આશાને જડમૂળથી હણો છો.

**માલવદેવ**—બસ કર, બહુ થયું. તારા દોઢડાહ્યા ભાષણનું મારે કામ નથી, તારી શુષ્ક સહાયની મારે દરકાર નથી. હવે હું જાતેજ વીરમતી પાસે જઇશ, સાચી સ્થિતિનું ભાન કરાવી તેના હાથેજ હમીરનું સાલ દૂર કરીશ.

**રોહિણી**—હું તમને પગે પડી પ્રાર્થના કરૂં છું કે આ અસદ્ યોગ છોડી દો, હવા સાથે બાચકા ભરવાનું મુકી દો. અધર્માચરણથી તમારે માથે ભારે આફત આવી પડશે, સાથે તમારી અને તમારા આખા કુટુંબની દુર્દશા થશે.

**માલવદેવ**—તારા અંતઃકરણની ખરી લાગણીઓ સાંભળવાથી મને મારૂં સુકાન ચલાવવામાં ભૂલ થશે નહિ, તારાથી મારી યુક્તિ પ્રયુક્તિઓમાં માથું મારવાનું બની શકશે નહિ. વિલંબ કર્યા વિના કામ શરૂ કર્યાથી વિઘ્ન નડશે નહિ, બસ રાણી, હવે હું તમારી રજા લઉં છું.

**રોહિણી**—મહારાજ, હું ફરી ફરી કહું છું કે અધર્મે ક્ષય થશે, આપનું અધઃપતન થશે. મિથ્યા મમત કરો નહિ, પ્રપંચ કરી પાપ

પિશાચનો સંગ કરો નહિ.

**માલવદેવ**—મુંગી મર, તારી છભ ટુંકી કર. તારાં ટાયલાં સાંભળવાનો મને અવકાશ નથી, અક્કલ શૂન્ય ભામાના ભ્રાન્તિમય ઉદ્ગારો સાંભળવામાં કાર્યસિદ્ધિની આશા નથી. ( માલવદેવ ગુસ્સે થઇ રોહિણીને મારવા જાય છે. )

રોહિણી—પ્રાણનાથ, મને ન કરો નિરાશ, છોડી દો અનીતિનો પાશ.

### ગાયન ૧૨ મું.

અધર્મે કદી ન સુખની આશ, કરો દૂર મમત્વ મદિરા પાશ— અધર્મે.
નિજ લાભ સાચવવા માટે, પરનું સત્યાનાશ
કરે બળે તે પામર જેવું (૨), દાસાનદાસમાં ધાસ— અધર્મે.
દશ કંધ ગર્વી મહારાજા, ત્રણે ભુવનનો ખાસ
સતી જાનકી દુભવતાં તે (૨), થયો કાળનો ગ્રાસ— અધર્મે.
અભિમાની દુષ્ટ સુયોધન, વિવિધ વૃત્તિદાસ
કરતાં પાણ્ડવ પ્રત્યે છળ્યાં (૨), કૌરવ કુળનો નાશ— અધર્મે.
હિતવાણી ઉરમાં ધારીને, કરો ન કંથ નિરાશ
અસત્પંથનો આશ્રય લેતાં (૨), શાંતિનો ન આભાસ— અધર્મે.

(જાય છે.)

---

# શ્રી કડવા પાટિદાર શુભેચ્છક સમાજ.

## ચોથો મહોત્સવ.

આ સમાજનો ચોથો વાર્ષિક મેળાવડો તા. ૨૩, ૨૪, અને ૨૫ મી જાન્યુઆરી ૧૯૧૫ ના દિવસોએ વિરમગામ મુકામે અમદાવાદ ગુજરાત કોલેજના ગણિતના પ્રોફેસર રા. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ. એ. ના પ્રમુખપદે કરવામાં આવ્યો હતો. જેમાં ભાગ લેવા જુદા જુદા સ્થળોએથી આશરે જ્ઞાતિ શુભેચ્છકો પધાર્યા હતા. પ્રથમ દિવસે સ્વાગત મંડળના ચેરમેન સાહેબ કુમારશ્રી લાલસિંહજીભાઇએ સ્વાગત

(૧૪) આ વર્ષ સાલની પરીક્ષાઓમાં ઉચ્ચ કેળવણી લેતા જ્ઞાતિના જે વિદ્યાર્થીઓ પાસ થયા છે; તેમને આ સમાજ અભિનન્દન આપે છે

(૧૫) મરણ પાછળના જમણો અશાસ્ત્રોક્ત તેમજ નીતિ વિરૂદ્ધ અને ખરચાળ હોવાથી તેનો તથા રોવા કુટવાના હાસ્યજનક રીવાજનો અટકાવ કરવા સઘળા જ્ઞાતિબંધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

(૧૬) કેટલાક જ્ઞાતિ શુભેચ્છકો અનિવાર્ય કારણસર સમાજની બેઠક વેળા હાજર ન થઇ શક્યા તેથી તાર તથા પત્રોથી પોતાની સમાજ પ્રતિ દીલસોજી દર્શાવે છે, તેમના તેવી શુભેચ્છા માટે આ સમાજ તેમનો ઉપકાર માને છે.

(૧૭) વિરમગામના યુવકોએ ટૂંક સમયમાં સખ્ત મહેનત લઇ સમાજની તૈયારી કરી મનોહરકારક કામ કર્યું છે, તેમને આ સમાજ ધન્યવાદ આપે છે.

(૧૮) વ્યવસ્થાપક મંડળમાં રા. દેસાઇ અમરસિંહજીના બદલે રા. દેસાઇ મગનલાલ દેસાઇભાઇની નિમણુંક કરી જુના વ્યવસ્થાપક મંડળના કામ પ્રત્યે સંતોષ જાહેર કરી તે બોડીને કાયમ રાખવા આ સમાજ ઠરાવ કરે છે. ઉપરાંત સમાજના સેક્રેટરી મી. પુરૂષોત્તમદાસની સાથે કામની સરળતાની ખાતર રા. હીરાલાલ વખતદાસની આ સમાજ નીમણુંક કરે છે.

(૧૯) ઉપરના ઠરાવોનો અમલ કરવાનું કામ મે. પ્રેસિડન્ટ સાહેબને સોંપવાનો આ સમાજ ઠરાવ કરે છે.

(૨૦) સમાજનું બન્ને દિવસોનું કામ ઘણી બાહોશીથી અને સંતોષકારક રીતે ચલાવવા તથા પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી પધારવા માટે આ સમાજ મે. પ્રેસિડન્ટ તથા મે. વાઇસ પ્રેસિડન્ટ સાહેબનો ઉપકાર માને છે.

સમાજની હવે પછીની બેઠક ભરવા, શેરથા, થોળ અને માણસાના ઉત્સાહી સભાસદોએ આગ્રહપૂર્વક આમંત્રણ કર્યા છે; તેમાંથી વખત આવે સમયસૂચક પસંદગી વ્યવસ્થાપક મંડળ કરી તેમને સુચના આપશે.

સમાજમાં થયેલા ભાષણો વગેરે આ માસિકમાં હવે પછી અવિચ્છિન્ન આપવા યત્ન કરીશું.




**સંવત ૧૯૭૨ ના વિવાહમાં** કડવાનાં કેટલાંક વરોડીમાં પરણવાનો સંભવ છે એ હવે પ્રત્યક્ષ થવા લાગ્યું છે. આ શહેરમાં ૭૧ ની માંડવ રાતે પરણાવવાના ઇરાદાથી વિવાહના ચાંલ્લા થવા શરૂ થઈ ગયા છે. ગણત્રી એવી છે કે ઓછામાં ઓછી ૧૫-૨૦ ચૉરીઓ બંધાશે ખરી. કડવી સમાજની બેઠક વિરમગામમાં થઇ ત્યારે ૭૧ ના વિવાહ સંબંધે ઘણી વિરૂદ્ધતા જણાતી હતી. ત્રણ ચાર દસકા વર્ષપર મારવાડમાં અનાવૃષ્ટિ હતી ત્યારે ઘણા મારવાડીયો અન્ન જળને વાસ્તે તરફડતા ત્યાંથી આવી ગુજરાતમાં-ખાસ અમદાવાદમાં રહ્યા હતા. તેમને અત્રે ધંધો રોજગાર-મજુરી મળી અને અન્નવસ્ત્ર ભેગા થયા ત્યારપછી મારવાડનું નામ મુકી દીધું અને અમદાવાદમાં જાયુકનો વસવાટ કરી બેઠા. એવ અમદાવાદના પાટીદાર પોતાને ઉંચ કુટુંબનાં ગણાવનાં ઘર ભરૂચ, સુરત, વિરમગામ, પાટડી વીગેરે શહેરોમાં જ્યાં તેને આશરો મળ્યો ત્યાં જઈ રહેલાં છે. ક્યારે અને કેમ ગયા તેનો ઇતિહાસ નથી પણ અનુમાન છે કે અમદાવાદ શહેરની વારંવાર જાહોજલાલી તેમજ વારંવાર પડતી થઈ છે. તેવા કોઇ પડતીના વખતમાં અત્રે વસ્તા રોજગારથી તંગ થયા હશે ત્યારે ઉક્ત નાનાં શહેરોમાં માતૃપક્ષનાં સગાંઓના આશરે જઈ રહ્યા હશે અને વખતના વહેવા સાથે ત્યાં પોતાનો વહેવાર ચલાવી જાયુકના વાસી થયા હશે. પણ તે તે શહેરના અસલ વાસીઓથી પોતાને જુદા ગણાવતા રહ્યા. સ્વાભાવિક રીતે ગામડાઓમાં ભાણેજને ઘણું માન મળે છે પડોશીના ભાણેજને પણ ગામ વાસીઓ ઘણું માન આપે છે તે પ્રમાણે ઉક્ત અમદાવાદીઓ મોસાળમાં જઈ રહ્યા તેમને સ્વાભાવિક રીતે વિશેષ માન મળતું રહ્યું; ખરી રીતે પોતાનો રહેવાસ છોડી બીજાને આશરે જવા માટે શરમ લાગવી જોઇયે. પણ વિશેષ માન પ્રાપ્તિમાં શરમ જતી રહી અને અભિમાન ઉત્પન્ન થયું. અત્રે આફ્રિકાવાળા મિસ્તર ગી. ગાંધીને આ શહેર તરફથી માનપત્ર આપવામાં આવ્યું ત્યારે તેમણે પ્રત્યુત્તરમાં કહ્યું હતું કે " તમારા આ અત્યંત માનાર્પણથી કદાચ અમે ( દંપતી ) વગડી જઈશું. " તેજ પ્રમાણે અમારા અમદાવાદી બંધુઓને અત્યંત માનાર્પણ થયું તેથી વગડી ગયા જણાય છે. તેઓ વિરમગામમાં હુંશારા પણાથી

શબ્દોમાં કબૂલ કીધી હતી. કેટલાક છુટા લગ્નને ચહાનારા હતા પણ તેવું પોતાને ત્યાં કરવાને ના હિંમત ખાજાથી જણાયા હતા. વળી કેટલાક તો એવા પણ જણાયા હતા કે એવા છુટા લગ્નમાં હાજરી આપવાને પણ પોતાને નાલાયક પુરવાર કર્યાં હતા. એનો અર્થ એટલોજ કે પોતે આગળ પડી બીજાને દોરવવા નહીં. વખત આવે ત્યારે તેવા કામને બહારથી વખોડવા પણ તૈયાર થવું અને ગાડરીયા પ્રવાહને બતાવવું કે અમેતો તમારી તરફેણમાં છીયે કે જેથી અજ્ઞાનોમાં માન પામી શકાય છે. અજ્ઞાનોની સંખ્યા વધારે હોય છે અને જ્ઞાનીયોની થોડી છે માટે મોટા સમુહમાં રહેવાથી લાભ થવા સંભવ છે. વળી એવા અજ્ઞાનોથી કાંઇ પણ ફાયદો મેળવી શકાય એ ઉઘાડુ છે. જ્ઞાનીયો તરફથી ગેરવાજબી રીતે કાંઇ લાભ મેળવી શકાય નહીં માટેજ મોટા સમુહને—અજ્ઞાનીઓને ખુશ કરવામાં એવા અગ્રેસરોને લાભ છે. પણ છેવટે તો તેને નુકસાન છે. તેવો ફાયદો તેમનો સ્થાયી રહી શકે નહીં એ દેખીતુંજ છે.

કોઇ કહેશે કે વંશપરંપરાના અગ્રેસરોની અમે નિંદા કરીયે છીયે. તેનો અમે સાફ ઇનકાર કરીયે છીયે, એઓ માટે અમને પુરતું માન છે. પણ તેમને પોતાની પદ્દીને લાયક બનવાનો અમેનો આગ્રહ કરીયે છીયે. અમે ઇચ્છીયે છીયે કે તેમની પદ્દીને લાયક તેઓ થાય અને તે પદ્દીને તેઓ શોભાવે. એક બાપ છોકરા વાસ્તે સારી મુડી મુકી ગુજરી ગયો, છોકરો બીન લાયકાતનો હોવાથી મુડી ગુમાવી બેસે છે એવા દાખલા અમે પ્રત્યક્ષ જોયા છે. માટે માણસ જે સ્થીતિમાં મુકાય તે સ્થીતિને લાયક તેણે થવુંજ જોઇયે એ નિર્વિવાદ છે.

અમે આડા ઉતરી ગયા—અમારો કહેવાનો મતલબ એ હતો નાતિ-અગ્રેસરો ઉમર લાયક થયા વિનાનાં છોકરાનાં પુખણાં કરે છે તેવનું અનુકરણ બીજાઓ કરે છે તે રીવાજનો પ્રતિબંધ અગ્રેસરો તરફથી નહીં થાય ત્યાં સુધી ઓછી અક્કલના માણસો તેમને અનુસરીને નુકસાન ખમે છે માટે અગ્રેસરોએ વિવેકનો વિચાર કરી પોતાને અને બીજાઓને થતું નુકસાન અટકાવવાનો યત્ન કરવો જોઇયે.

લગ્ન પ્રસંગનો શુભ મેળાવડો—કાઠીયાવાડમાં બાલાગામથી ત્યાંની લાયબ્રેરીના સેક્રેટરી મી. પુરસોતમ ભીમજી કોઠારી લખે છે કે,—અહીંના સર્કલ ઇન્સ્પેક્ટર રા. રા. પુરશોત્તમદાસ રામજીભાઇને ત્યાં પોતાની પુત્રીઓના વિવાહનો શુભ પ્રસંગ હોવાથી અહીંની સ્કુલ તથા કન્યાશાળાની બાળાઓને પારિતોષીક આપવાને માટે એક ભવ્ય મેલા-

વટો અહીંની ગુજરાતી સ્કુલના મકાનમાં ભરવામાં આવ્યો હતો, તે વખતે ગામના સંભાવીત સદ્‌ગૃહસ્થો તથા જામનગર ને દામનગરના નામાંકિત પટેલીઆઓ તથા કેટલીક કેળવાએલી સ્ત્રીઓએ ભાગ લીધો હતો. સભાનું પ્રમુખસ્થાન માંગરોળ બંદરના કસ્બા વહિવટદાર રા. રા. મગનલાલ શંકરભાઈ પટેલને આપવામાં આવ્યું હતું. શરૂઆતમાં વિદ્યાર્થીઓએ તથા બાળાઓએ સુંદર રાગમાં ઈશ્વર સ્તવન કર્યું હતું. ત્યારબાદ પાટીદારની પ્રજામાં કેળવણીની ખામી શા કારણથી રહે છે, તે દર્શાવી જ્ઞાતીના ઉદયને અર્થે સર્કલ ઈન્સ્પેક્ટર સાહેબે પોતાની પુત્રીઓના શુભ લગ્ન પ્રસંગે “આપણી બાળાઓને અનુકુળ કેળવણી” વિષે નિબંધ રૂા. ૧૫ પંદર ઇનામ આપી જુદા જુદા લેખકો પાસે લખાવેલો તે વાંચી બતાવવામાં આવ્યો હતો, અને પાટીદાર કોમમાં કેળવણીનો પ્રચાર કેવી રીતે થાય તે વિષે કેટલાક વક્તાઓએ પોતાના ઉંચા વિચારો દર્શાવ્યા હતા. ત્યાર બાદ પ્રમુખ સાહેબે કન્યાવિક્રયના દુષ્ટ રીવાજ વિષે સારી રીતે વિવેચન કરી સમગ્ર જ્ઞાતીને પ્રબોધ આપ્યો હતો કે ખોટી રિતિમાં આપણે નકામું ખર્ચ કરી ખુવાએ છીએ તે માટે પોતાના મન ઉપર કાબુ રાખી તેવા ખર્ચો અટકાવી ભી. પુરૂષોત્તમદાસે સમગ્ર જ્ઞાતીનાં કન્યાવિક્રયનો તીરસ્કાર કરી આવા શુભ પ્રસંગ ઉપર વિદ્યા દાન આપી કેળવણીને ઉત્તેજન આપ્યું છે તેના માટે ઉપકાર માનવામાં આવે છે.

---

# બે જાતનાં બળ.

દરેક કાર્ય કરવામાં માનસિક બળ અને શારીરિક બળ એ બંન્નેની જરૂર પડે છે. તોપણ શાસ્ત્ર વિચાર અને ઉંચી જાતની કારીગિરી વગેરેમાં માનસિક બળનું પ્રાધાન્ય અને વેપાર વગેરેની દોડધામ તથા ખેતી કરવી વગેરેમાં શારીરિક બળનું પ્રાધાન્ય છે. પ્રાધાન્ય છે એમ કહેવાથી એકની સાથે બીજા બળની જરૂર તો છેજ એમ સમજવું જોઇએ, જે માણસો પોતાના ધંધાને અનુસરતું પ્રધાન બળ મેળવવાની દરકાર નહિ રાખતાં ધસડબોરો કર્યા કરે છે તેઓનું મન અથવા શરીર તુરત લથડી પડે છે અને તેમાં તેઓ ફતેહ ઘણે દૂર રહી જઇ તેના બદલામાં તેને નિષ્ફળતા મળવાનો પણ સંભવ રહે છે.

આતંકનિગ્રહ ઔષધાલયની પ્રખ્યાત આતંકનિગ્રહ ગોળીઓ જે ઘણી ઉમદા વનસ્પતિઓથી બનાવવામાં આવે છે તે માનસિક અને શારીરિક એ બંન્ને પ્રકારનાં બળ આપવામાં અદ્વિતીય ઔષધ છે, એમ સાબીત થયું છે. દસ્તની અટકાયત, પાચનની મંદતા, લોહીનો બિગાડ, વીર્ય સંબંધી વિકારો અને અશક્તિને લગતી કોઇપણ જાતની દરિયાદને જડમૂળથી ઉખેડી નાંખવામાં એ ગોળીઓની આગળ વધતી જતી કીર્તિએ તેને અમૃતની બરોબરીપર મૂકેલ છે.

કિંમત—ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂ. ૧ એક.

વધારે વિગત જાણવાને પ્રાઇસલિસ્ટ મંગાવો.


સ્થાનિક એજંટ.
ચંદુલાલ અંબારામ ઠોઠ
રીચીરોડ—અમદાવાદ.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.
આતંકનિગ્રહ ઔષધાલય.
જામનગર—કાઠિઆવાડ.



૫૫૬ · REGISTERED No. B 894.

If not delivered please return to the
**Kadwa Hittechhu Office.**
**No. 463 Richey Road,**
**AHMEDABAD.**

Registered No. B. 894



# કડવા હિતેચ્છુ.

# THE KADVA HITTECHHU.

પુસ્તક ૬ ઠું. { માર્ચ સને ૧૯૧૫. } અંક ૩ જો.

હિતેચ્છુ હિત કારણે, કહે કદિ કડવું કહેણ;
રોગ વિદારણ વૈદ્ય પણ, દે ઔષધ દુઃખ દેણ.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ ટપાલ ખર્ચ સાથે.
વ્યવસ્થાપક, હીરાલાલ વસંતદાસ.



આ પત્ર અમદાવાદ, રીચીરોડ, નં. ૪૬૩. ધર્મ વિજય છાપખાનામાં ચીમનલાલ હીરાલાલે છાપી તેજ ઠેકાણેથી ચીમનલાલ હીરાલાલે પ્રગટ કર્યું.

# અનુક્રમણિકા.


| વિષય. | પૃ૦ |
|---|---|
| મહારાણા હમીરસિંહ. ... ... ... ... | ૬૫ |
| લેવા પાટીદારનું મુંબાઇમાં લગ્ન. ... ... ... | ૭૩ |
| છોકરાંને ભણાવવા માટે જોખમદાર કોણ. ... ... | ૭૬ |
| અજબ મહાપુરૂષ. ... ... ... ... | ૮૩ |
| અજરંગની શોધ-ખોળ. ... ... ... ... | ૮૭ |
| વિવિધ ખબરો. | |
| ક. પા. બોરડીંગના છોકરાને સંદેશ. ... ... | ૮૯ |
| શેઠ. જેકીસનલાલ ટ્રસ્ટ ફંડ. ... ... ... | ૯૦ |
| નદીવંચાનો ત્રાસ. ... ... ... ... | ૯૦ |
| હમીરસિંહ નાટકનો પાઠ થયો. ... ... ... | ૯૨ |
| આર્થીક મદદ-ઉપકાર સ્મરણ. ... ... ... | ૯૨ |
| ચાલતા વર્ષમાં આપવાની ભેટ. ... ... ... | ૯૩ |
| નવી ખેતી. ... ... ... ... ... | ૯૬ |


## ખેતીને ઉપયોગી પુસ્તકો.

( દરેક અંકના અનુક્રમ પૃષ્ઠ સંખ્યા અલગ નંખાતી હતી. હવેથી વર્ષના અંકોની પૃષ્ઠ સંખ્યા અનુક્રમ ચાલુ રહેશે. ગત બે અંકના દરેકના ૩૨ પૃષ્ઠ પ્રમાણે ૬૪ પૃષ્ઠ થઈ ગયાં. તેથી આ અંકની પૃષ્ઠ સંખ્યા ૬૫ થી શરૂ થઈ અનુક્રમ છેલ્લા અંક સુધી ચાલુ રહેશે. )







तत् सत् परमात्मने नमः ॥

# કડવા હિતેચ્છુ.


પુસ્તક ૬ ઠું. | માર્ચ સન ૧૯૨૫ | અંક ૩ જો.


## મહારાણા હમ્મીરસિંહ.

(ત્રિઅંકી નાટક.)


લેખકઃ—પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારણ એમ. એ.



( પુ. ૬ અંક ૨ જો. પૃષ્ઠ ૨૩ થી અનુસંધાન. )


### પ્રવેશ ૨ જો.

સ્થળ—ચિતોડમાં મયાશંકરનું ઘર.

( શોકાતુર મૃણાલિની પ્રવેશ કરે છે. )

મૃણાલિની—હા ! હા ! અભાગી મૃણાલિની, તું જુલમી જાતિ નિશાચરીનું ભક્ષ્ય થઈ છે. તારા શીરપર આફતની અવધિ થઇ છે. જેમ જેમ સમય જાય છે, તેમ તેમ મૂર્તિમંત ભીતિ ઉપસ્થિત થાય છે. ચાર દિવસ આજ પુરા થયા છે, મારા મનના મનોરથ હવે મનમાંને મનમાં સમાઈ

ગયાં છે. વસંત પંચમીનો શુભ દિવસ સઘળા જનોને માટે માંગલિક છે પણ આ કમનસીબ લક્ષના માટે તેજ દિવસે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું છે "એકને અમૃત તેજ બીજાને ઝેર" એવું લોક વાક્ય બેશક સત્ય ઠર્યું છે મયાશંકર ગોરના કારાગૃહમાં નિવાસ કરતી મૃણાલિની, તું નિર્દોષ છતાં તારે માથે અસહ્ય જુલમની પરિસીમા થઈ છે, અજ્ઞાનાન્ધકારમાં સડતા જ્ઞાતિજનોની તારા ઉપર કરડામાં કરડી નજર થઇ છે. દરેકે દરેક ક્ષણ અતિ શ્યામ વિપત્તિ વાદળને તારી સમીપ લાવે છે, તારા હૃદયમાં સ્ફુરતા મનોરથ તારાને એકદમ ઢાંકી દેવાની શક્તિ ધરાવે છે. આ નિરાધાર સ્થિતિમાં તારો નથી કોઇ આધાર, સાચો બેલી છે ફક્ત ત્રિભુવન પતિ વિશ્વાધાર! મન્દભાગ્ય મૃણાલિની, જ્ઞાતિ મગરમના પંજામાં સપડાઈ નીરસજીવન વ્યતીત કરવાને બદલે પરમાત્માને ચરણે આત્મસમર્પણ તેજ તારે માટે શ્રેષ્ઠ ઉપાય છે; કુમળા અંતઃકરણ, તું શામાટે ગભરાય છે? કેવળ ગોપાળના પાદપદ્મમાં લીન થવા હીંમત ધર, અનીતિના મિથ્યા માયિક ફંદમાંથી બચવા થઇ જા તત્પર.

( રૂમાલ ગળામાં લપેટી અને ઘુંટણીએ પડી. )

### ગાયન ૧૩ મું.

વેળા વસમીરે વેળા વસમીરે વેળા વસમી
વદે વિનતી બાળા પોકારીરે વેળા વસમી—
સંસાર સઘળો શુન્ય દીસે છે (૨)
બની પુરી દુઃખિયારીરે વેળા વસમી—
વિપત્તિ દરિયે ડુબી અભાગી (૨)
ધીરજ સઘળી હું હારીરે વેળા વસમી—
થાયે દુશ્મન નિજજન જોતો (૨)
લે કોણ મુજને ઉગારીરે વેળા વસમી—
નથી સગું કો મારૂં મહીમાં (૨)
શોવાય તું ત્રિપુરારિરે વેળા વસમી—
મિથ્યા મમતા માયા તજીને (૨)
શ્રદ્ધા પ્રભુપર ધારીરે વેળા વસમી—
આત્મા સમર્પું ઇશ્વર ચરણે (૨)
ભવની પીડા વિસારીરે વેળા વસમી—
વિશ્વાધીશ આ દાસી ચરણની (૨)
લેજો સ્નેહે સ્વીકારીરે વેળા વસમી—

( મૃણાલિની રૂમાલ ખેંચી આત્મઘાત કરવા જાય છે, તેવામાં મયાશંકર ગોરના ઘરનું બારણું તુટી પડવાનો અવાજ થાય છે અને અચાનક જાલ પ્રવેશ કરે છે અને મૃણાલિનીના હાથમાંથી રૂમાલ ઝુંટાવી લે છે. )

**જાલ**—અવનીતલની અપ્સરા, શામાટે મુંઝાઇ અમૂલ્ય જીવનને છેદવા પ્રેરાય છે, સમસ્ત સંસારને અસાર કરવાની યોજના શામાટે તારા કોમલ હાથે રચાય છે ?

**મૃણાલિની**—આ અભાગી કન્યાનું રક્ષણ કરવા અચાનક આવેલા દેવાંશી નર, મને શાન્તિથી મરવાદે, દુઃખ દાવાનળની ચારે બાજુએ ભિભરાના ભયાનક ભડકાથી છુટી જવાદે.

**જાલ**—વિશુદ્ધ ચારિત્ર્યના તેજોમય પ્રકાશથી મહીમંડળને દીપાવતી ચંદ્રમુખી ચતુરા, શાન્ત થા, આવું સાહસ કરવાની તારે જરૂર નથી, સુખ-સુધાની સ્વચ્છ સરિતા તારાથી દૂર નથી.

**મૃણાલિની**—વીરવર, આ મન્દભાગ્ય કન્યાને આખા વિશ્વમાં જેનો આધાર હતો, જેની સહાયનો પુરો વિશ્વાસ હતો તે પ્રેમી પિતા પોતાની પ્રીય પુત્રી પ્રત્યે પુરો અણુય બતાવી પરાધીન થયા, ક્રૂર જ્ઞાતિ જનોના કઠોર હિસમાં લગારે નથી દયા. તેથી તમે વિઘ્ન ન કરો. થોડો સમય જશે તો સત્તાના મદમાં છકી ગયેલા શેઠીઆઓ અત્રે ભેગા થશે, મારી મરજી વિરૂદ્ધ એ બુઢા બેલ સાથે મને બાંધી મારા જીવનની ધુળધાણી કરશે. આવા આશ્ચર્ય જનક સંયોગમાં મારે માટે જીવિત દાન શીવાય બીજો એકે ઉપાય નથી.

**જાલ**—મુગ્ધ બાલા, ગભરાટ છોડી દે, તારૂં રક્ષણ કરવા કમર કસી તત્પર થયેલો આ યુવાન્ તારી હજુર વિદ્યમાન છે, ગમે તેવા સંકટમાંથી પણ તને બચાવવા શક્તિમાન્ છે. જ્યાં સુધી મારા શરીરમાં સ્ફુરતો પ્રાણ આબાદ છે, ત્યાં સુધી તારો એક પણ વાળ વાંકો કરવાની કોની તાકાદ છે?

**મૃણાલિની**—પરોપકારી પરમ પુરૂષ, પડતા પ્રાણીને પકડવા જતાં તમે જાતે કદાચ પડી જશો, ડુબતાને તારતાં કદાચ જાતે ડુબશો, નરમ નસીબવાળી આ બાલિકાની વ્હારે ધાતાં કદાચ તમે સંકટમાં સપડાઇ જશો, કપુરચંદ કારભારી ખરેખર મારો કારમો કાળ છે, તે કપટી કૃતાન્ત મારૂં નરી રૂધિર પીનાર છે, તેના પંજામાંથી આ ગરીબ ગાયને કોણ ઉગારી શકનાર છે ?

**જાલ**—રસિક રમણી, નકામા ભયને આધીન થઇ આવા કાયર ન થ.

ગારો શામાટે કાઢો છો ? સ્વસ્થ બની ઉદ્વેગ તજી દો, તમારા બચાવ માટે નક્કી કરેલી મારી વ્યવસ્થા પાર પડવા દો, ક્રૂર કપુરચંદના કાવાદાવાને કાપી સત્યસૂર્યનો પ્રકાશ પાડવા મેં અડગ નિશ્ચય કર્યો છે, મારો પિતા હોવા છતાં તેણે રાક્ષસી કૃત્યો આદર્યાં ત્યારથી મેં તેનો ત્યાગ કર્યો છે. મેવાડની ગાદીના ખરા હકદાર બાપા રાવળના સાચા બાળ હમીરને હેરાન કરવા એક બાજુએ કપટ જાળ પાથરે છે અને બીજી બાજુએ તારા જેવી નાજુક નારીઓના નિર્દોષ જીવનમાં હલાહલ ઝેર રેડવાનાં કનિષ્ઠ કામ કરે છે. કપુરચંદ, ક્ષુદ્ર કપુરચંદ, તું યાદ રાખ કે હવે તારી અનૃતમય વ્યવહાર લીલા લાંબો સમય ટકી શકશે નહિ, જુઠાનો જય આ દુનિયામાં કદાપિ થશે નહિ.

**મૃણાલિની**—સેનાન શેઠના સદ્ગુણી સંતાન, બેશક તમે શેવાળમાં ઉદ્ભવેલા સુંદર સરોજ છો, કાંટામાં ઉત્પન્ન થયેલા મનોહર ગુલાબ છો. હવે મને યાદ આવે છે કે એકતરફી ન્યાય કરનાર કપુરચંદ સામે ન્યાતિ સભામાં એક અપરિચિત યુવાને સખ્ત પોકાર ઉઠાવ્યો હતો, નિરાધાર બાલિકા ઉપર થતા અસહ્ય જુલમ વિરુદ્ધ અતિશય અનાદર દર્શાવ્યો હતો. મને લાગે છે કે તેજ યુવાન પુનઃ આ અણીના સમયે મારી પાસે આવી આશ્વાસન દે છે, મારી મૃત પ્રાય દેહલતામાં જીવન રસનો પ્રવાહ પ્રેરે છે.

**જાલ**—હા, હું છું તેજ નિંદ્ય નરાધમનો સંતાન, પણ તેની પેઠે નથી ભૂલી ગયો ધર્મનું ભાન. ધર્મ વિરુદ્ધ આચરણ કરનાર ગમે તે હો, પણ તેનો પક્ષ મારાથી કદાપિ થઇ શકશે નહિ, સત્ય અને ન્યાયના સરલ માર્ગને છોડી આ જાલ અધર્મને રસ્તે કદાપિ ચડશે નહિ, અન્યાયી સત્તાધારીઓના જુલમમાંથી ગરીબ જનોનું રક્ષણ કરતાં કદાપિ પાછી પાની કરશે નહિ.

**મૃણાલિની**—પરમાર્થી પુરુષસિંહ, મારા જેવી અભાગી બાળાની રક્ષા કરવા તમે જે નિશ્ચય કર્યો છે તે ખરેખર સ્તુતિ પાત્ર છે. પણ મારી ખાતર તમે તમારા પોતાના કુટુંબમાં કલેશનું કારણ થઇ પડશો, કઠણ હૃદયના કપુરચંદના કોપમાં ફસાઇ પડશો, વળી પિતૃદ્રોહના પાતકમાં પ્રવૃતિ કરવાની દુઃખદાયક ફરજ તમારે શીર આવી પડશે, તેવી શોચનીય સ્થિતિમાં તમારા જેવા નરરત્નને મુકવાનું મારાથી નહિ બનશે.

**જાળ**—ભોળી ભામા, મહાભારતનો સિદ્ધાન્ત છે કે

गुरो रप्य व लिप्तस्य कार्याकार्य मजानत :
उत्पथ मति पन्नस्य न्याय्यं भवति शासनम् ॥

અભિમાની વડીલો કર્તવ્ય ભ્રષ્ટ થઇ આડે માર્ગે ચાલે તો તેઓનું પણ શાસન કરવામાં ધર્મ છે, તેમના કૃત્યો તરફ આંખ આડા કાન કરી મુંગે મ્હોંડે બેસી રહેવામાં અધર્મ છે. મારા પિતા કપૂરચંદ, અરે તેવા નરપશુને પિતાશબ્દથી સંબોધવામાં મારી ભુલ થાય છે, કપટાચાર્ય કપૂરચંદ હવે સદ્ધર્મની સીમા છોડી ઉન્મત્ત થયા છે, તેથી તેમના તરફ માનની દૃષ્ટિએ મારાથી જોઇ શકાશે નહિ. હડહડતી અનીતિ સામે મારાથી નેત્ર મીંચી શકાશે નહિ.

**મૃણાલિની**—શૂર શિરોમણિ સજ્જન, તમે અસાધારણ સ્નેહ બતાવી મારી જીભ બંધ કરી છે, આ અનાથ બાલિકાની જીવનદોરી હસ્તગત કરી છે.

**જાલ**—લાવણ્યમયી લલના, કૂવામાં ફસાએલી નિર્દોષ બાળા પ્રત્યે મારો ધર્મ બજાવવા ઉપરાંત બીજું કાંઈ વધારે મેં કર્યું નથી. વિચક્ષણ વનિતા, હવે વિલંબ ન કરો. રાજ્ય દરબારમાં આજે રાજબાળા વીરમતીનો લગ્ન સમારંભ છે. તે પુરો થતાં કપૂરચંદ નવરા થશે. અને સ્વરૂપચંદના વરઘોડાની તૈયારી કરશે. તેટલા સારૂ ઉપરથી દયાનો ડોળ કરનારા પણ અંદર રાક્ષસી નિર્ઘૃણતા આચરનારા વણિક જનોની અત્રે પધરામણી થાય તે પહેલાં તમને નિર્ભય સ્થળે પહોંચાડવા મારો પાકો નિશ્ચય છે, તદનુસાર વર્તવામાં તમારો અન્તે વિજય છે.

**મૃણાલિની**— પરાક્રમી પુરૂષ, હું તમારી ઇચ્છાનુસાર વર્તીશ પણ તે એક સરતે.

**જાલ**—મરૂ મંડલની મનોહરિ મોહીની, જલદી નિવેદન કરો. તમારી આજ્ઞા મારે સર્વથા કબુલ છે.

**મૃણાલિની**—પ્રેમી પંથી, તમારી નિઃસ્વાર્થ સ્નેહ સુધા તરફ આકર્ષાયેલું આ મારૂં હૃદય થુલથુલ છે, પોતાના રક્ષણ માટે આટલો ભારે પરિશ્રમ વેઠનાર કને અનુપ રસના સિંચનની અભિલાષા રાખે તેમાં તેની શી ભુલ છે ?

**જાલ**— રમણીય રામા, તમારી ઇચ્છા હશે તો હું તમારો પ્રેમ પામી ભાગ્યશાળી થઇશ, પણ હમણાં ઝઝુમતા વાદળને વિખેરી નાંખવાની પ્રથમ જરૂર છે. ભયની જડને નિર્મૂળ કર્યા બાદ તમારી સેવા ઉઠાવવા આ દાસ તમારી સન્મુખ હજુર છે.

**મૃણાલિની**—પણ અંતરમાં સદંતર વેરાયેલી આ ભોળી ભામિનીના

મહેનત કરવી પડે તેમ નથી. ફક્ત હસ્તમેળાપ માટે કોઇ સ્ત્રીના સાંમવાળી વ્યક્તિ જોઇએ. માટે મૃણાલિનીને બદલે તમે લગ્ન વિધિમાં બેસી જવા કબુલ થાઓ તો તુરતને માટે આફતનું વાદળ વિખરાઇ જાય. પછી ભરમ ભાગશે ત્યારે બધું જોઇ લેવાશે.

**કુટિલા**—આવી અનુચિત રીત અખ્ત્યાર કરતાં મને ઘણી શરમ આવે છે.

**મયાશંકર**—અરે તેમાં છે શું? લાગ આવ્યે એકબે દિવસમાં સ્વરૂપચંદને ત્યાંથી સટકી જજો, પછી મૃણાલિનીની ઉઘરાણી કરજો, અને ન્યાય ખાતર દરબારમાં ઘસડવાની ધમકી આગળ ધરજો.

**કુટિલા**—યુક્તિ ઠીક છે, સ્વસંરક્ષણ માટે ગમે તેવી યોજનાઓ કરવામાં આપણે કોની બીક છે?

**મયાશંકર**—જાઓ, ત્યારે, તમે અંદર જઇ પાનેતર પહેરી તૈયાર થાઓ. થોડા સમયમાં વરઘોડો આવી પહોંચશે.

(શેઠ સ્વરૂપચંદનો વરઘોડો ભપકાદાર સાજન વર્ગ અને સ્ત્રી મંડળ સાથે નેપથ્યમાંથી બહાર આવે છે.)

### ગાયન ૧૫ મું.

સઘળા— વરઘોડો વાલમ વરનો આજે
વાજીંત્ર રૂડાં મીઠાં વાજેરે— વરઘોડો.
શાહુકાર સારા મળ્યા સાજનમાં
નોબત ઉપર ડંકા ગાજેરે— વરઘોડો.
શેઠ સ્વરૂપચંદ બની ઠણી ચાલ્યા
લાખેણી લાડી લેવા કાજેરે—વરઘોડો.

**કપૂરચંદ**—(સ્વરૂપચંદને કોરાણે એંચી જઇ) જુઓ, શેઠજી, તમારી મરજી મુજબ તમારો બેડો પાર પડ્યો છે. તેથી કબુલ કરેલી રકમ રજુ કરો, ત્યારબાદ ચોરીમાં પગ ધરો.

**સ્વરૂપચંદ**—શેઠ, એટલોએ મારો વિશ્વાસ નથી. કાલ સવારમાંજ મોકલાવી દઇશ.

**કપૂરચંદ**—આવી બાબતમાં વાયદા કામ ન લાગે, અમારે તો આજે રોકડા અને કાલે ઉધારનો ચોખ્ખો હિસાબ છે.

**સ્વરૂપચંદ**—ઠીક ત્યારે તમને અણવિશ્વાસ આવતો હોય તો આ મારી સાચા સોનાની હીરાજડિત્ર વીંટી તમારી પાસે રાખો. પછી તો ફિકર નથીને?

**કપૂરચંદ**—બહુ સારૂં, હવે નિશ્ચિન્ત રહો. તાબડતોબ લગ્ન વિધિની શરૂઆત થશે. (મોટે સાદે) મયાશંકર, શામાટે આટલી બધી વાર, જલદી કરો કન્યાને તૈયાર અને સ્વરૂપચંદ શેઠનું કામ ત્વરાએ પાડો પાર.

(મયાશંકર મૃણાલિનીના વેશમાં કુટીલાને લાવી સ્વરૂપચંદ સાથે હસ્તમેળાપ કરે છે.)

**મયાશંકર**—શુભ મુહૂર્ત શુભ લગ્નં વર કન્યા સુખી ભવતુ સાવધાન. શેઠજી, અમને સારી દક્ષિણા મળવી જોઇએ.

(સ્વરૂપચંદ મયાશંકરને દક્ષિણા આપે છે અને ખુશી કરે છે. સાજન વર્ગને અને સ્ત્રી મંડળને ભેટ બક્ષિસ આપવામાં આવે છે અને લગ્ન વિધિ ખલાસ થયે સઘળા વેરાઇ જાય છે.)

---

# લેવા પાટીદાર કોમમાં મુંબાઈમાં થયેલું લગ્ન.

લગ્નનો પ્રસંગ એ દરેક વ્યક્તિને આનંદ આપનાર છે પણ તેમાં જ્યારે કાંઈક ચાલતી રૂઢી કરતાં વિશેષતા હોય છે તો તે જાણી વધારે આનંદ થાય છે.

કડવા પાટીદાર કોમનાં લગ્ન તો મુંબાઇમાં થવાનો સંભવજ નથી. કારણ કે તે એકજ તીથીએ થતાં હોવાથી પોતાના વતન શીવાય લગ્ન થવા સંભવ ઓછો રહે એ સ્વાભાવિક છે. પણ લેવા પાટીદારોનાં પણ લગ્ન મુંબાઇમાં રૂઢી થયાં નથી.

પાટણ (ગુજરાત) ના રહીશ પટેલ ડાહ્યાભાઇ પીતાંબરદાસ પટવાનાં લગ્ન ભાવનગર નિવાસી પટેલ હરજીવન કુબેરદાસની પુત્રી સૌ. ગંગા સાથે વેદોક્ત વિધીથી સંવત ૧૯૭૧ ના ફાગણ સુદ ૬ શનીવારે મુંબઈ પાસે

મલાડ ગામમાં શેઠ નારણદાસ દેવજી ઠક્કરના બંગલામાં થયાં હતાં. પંડિત મહારાણી શંકર શર્માએ લગ્ન વિધી કરાવી હતી. લગ્ન પ્રસંગે પધારેલા ગૃહસ્થોમાં આ લગ્ન વિધિની ક્રિયાથી સારો પ્રભાવ પડ્યો હતો. વર વધુના વડીલો તરફથી વેદ પ્રચાર અને ગુરૂકુલ ફંડમાં રૂ. ૩૫) આપવામાં આવ્યા હતા. લગ્નમાં ભાગ લેવા પધારેલા ગૃહસ્થો તરફથી આ ધાર્મિક ક્રિયા માટે ઘણીજ પ્રસંશા કરવામાં આવી અને વરવધુ તરફ આશિર્વાદના વચનો ઉચ્ચારવામાં આવ્યા હતા. બીજા બે ગૃહસ્થો તરફથી રૂ. ૫૦) અને રા. ૫) મળી રૂ. ૫૫) ગુરૂકુળને દાનમાં મળ્યા હતા.

પ્રસંગાનુસાર પંડિત મહારાણી શંકરે વિવાહ પ્રતિજ્ઞા અને સપ્ત પદીના મંત્રો ગુજરાતીમાં સરળ ભાષામાં અર્થ સાથે સમજાવી શ્રોતાઓના હૃદય ઉપર સારી અસર કરી હતી અને સ્ત્રી વર્ગને ઉદ્દેશી સ્ત્રીઓના ધર્મ સમજાવ્યા હતા. વિશેષમાં પંડિતજીએ જણાવ્યું કે લગ્ન પ્રસંગે કન્યાના માતા પીતા અને સગા સંબંધીઓ તરફથી જે કાંઈ દ્રવ્ય દાન કન્યાને આપવામાં આવે છે તે સ્ત્રી ધન હોવાથી તેના ઉપર કન્યાનોજ હક રહે છે. તે ધન ઉપર કન્યાના પતિ કે પતિના સગા સંબંધીઓનો કાંઈ પણ હક નથી છતાં પણ હીદુ કોમના અને તેમાં પણ વિશેષે કરી લેવા અને કડવા પાટીદાર કોમના કુળવાનો આ સ્ત્રી ધનને ખાઇ જઇ સ્ત્રીને અન્ન વસ્ત્ર વિના રઝળાવી પુનઃ બીજું ધન મેળવવા અનેક સ્ત્રીઓ કરે છે એ મહા પાપ કર્મ છે. કારણકે મનુસ્મૃતિમાં કહ્યું છે કેઃ—

स्त्री धनानितुये मोहादुपजिवन्ति बांधवाः ।
नारी यानानि वस्त्रं वाते पापा यान्त्यधोगतिम् ॥
अ. ३ श्लोक. ५२

કન્યાના પિતા, ભાઇ વગેરે જે બાંધવો મોહને લીધે પોતાની વહુ દીકરી વગેરેના સ્ત્રી ધન ઉપર આજીવિકા કરે છે અથવા સ્ત્રીનાં વાહનોનો અને વસ્ત્રોનો ઉપભોગ કરે છે, તે પુરૂષો મરણ પછી નરકમાં પડે છે.

પંડિતજીએ મ. દાહ્યાલાલને ઉદ્દેશીને કહ્યું કે, જેમ સૌ૦ ગંગાના પીતાએ પોતાની કન્યાને યથાશક્તિ દ્રવ્ય, કુંકુમ અને કન્યાનું દાન તમોને આપી પોતાની ઉદારતા બતાવી છે તેમ તમારે, પણ સૌ૦ ગંગાને સ્ત્રી ધન તરીકે કંઇ પણ આપવું જોઇશે. સૌ૦ ગંગાને તેમના પીતા પક્ષ તરફથી જે દાન

આભુષણ અને દ્રવ્ય આપવામાં આવે તેના ઉપર તમારો કે તમારા વાલીવારસોનો તેમજ તેમના પીતા અને પીતાના વાલીવારસોનો હક નથી પણ તે ધન ઉપર તો ફક્ત સૌ. ગંગા અને તેનાં ભવિષ્યમાં થનારા ફરજંદોનોજ હક છે તે ઉપર લક્ષ રાખી તમને યોગ્ય લાગે તે આપશો. આવા સ્ત્રી ધનથી ભવિષ્યમાં તમોને પોતાને પણ લાભ છે કારણ કે સ્ત્રી ધન ઉપર લેણદારનો પણ હક રહેતો નથી, એમ કાયદો પણ કહે છે, જેથી આવા ધનનો દરેક વ્યક્તિએ સંગ્રહ કરવો એ વધારે સારૂં છે. તે ઉપદેશને માન આપી મ. ડાહ્યાભાઇએ પોતાના શેઠ ઉજમશીભાઇની સલાહથી રૂા. ૧૦૦૧) રોકડા તથા રૂ. ૫૦૦) ના દાગીના અને આભૂષણો સૌ. ગંગાને સ્ત્રી ધન તરીકે આપ્યા છે.

ઉપરના રૂપૈયા ૧૦૦૧) મુંબાઇબેંકની સેવીંગબેંકમાં સૌ. ગંગા અને મ. ડાહ્યાભાઇ પીતાંબરદાસના નામે મુકવા અને તેનું જે વ્યાજ ઉત્પન્ન થાય તેમાંથી સૌ. ગંગાને આભૂષણો કરાવી આપવા અથવા સૌ. ગંગાની ઇચ્છા મુદ્દલ રકમમાં વ્યાજનો વધારો કરી મોટી રકમ કરવાનો હોય તો તેમ કરવું એમ ઠરાવવામાં આવ્યું. અને તેનો અમલ પણ થયો હતો. આ પ્રસંગે લગ્નમાં પધારેલા ગૃહસ્થોએ મ. ડાહ્યાભાઇને આ નવો ચાલ કરવા માટે ધન્યવાદ આપી અંતઃકરણથી આશિર્વાદ આપ્યા હતા.

લગ્ન ક્રિયા પુરી થયા પછી વર વધુ તરફથી લગ્નમાં આવેલા ગૃહસ્થોને ( આશરે ૧૨૫ માણસને ) કન્યાના પીતા તરફથી જમણ આપવામાં આવ્યું હતું. બીજે દીને-રવીવારે મ. ડાહ્યાભાઇએ પણ તે સઘળાઓને જમણ આપ્યું હતું. મ. ડાહ્યાભાઇની ઉમર આશરે ૨૮ વર્ષની છે. મુંબાઇમાં કાપડ મારકીટમાં વ્યાપારીની ગુમાસ્તીમાંથી વર્ષે રૂ. ૬૦૦) ની આમદાની કરે છે તથા કન્યાની ઉમર ૧૫ વર્ષના છે તે પાંચ ચોપડી ગુજરાતી ભણી છે

આ પ્રસંગે હું મારા કુટુંબ સાથે લગ્નમાં લહાવો લેવા ગયો હતો. અને બધી વીધી જોયા પછી મારા મનમાં વિચારો આવ્યા કે આજ કાલ લેવા અને કરવા પાટીદારોમાં કહેવાતા કુળવાનોને પુરત-પેરામણી સાથે કન્યાદાન અપાય છે. જ્યારે કેટલાક કુળવાનો પુરત-પેરામણી ખાઇ પરવારે છે, ત્યારે પુનઃ પુરતપેરામણી ભોગવવા બીજી સ્ત્રી કરે છે. અને પુર્વની સ્ત્રીને અન્ન વસ્ત્ર વિના રઝળાવે છે. તેવે વખતે ખાનદાન માબાપો પોતાની પુત્રીને દુઃખમાંથી મુક્ત કરવા પોતાના કુળવાન જમાઇને છુટા છેડા બદલ કાંઇક ધન આપી મુક્તી મેળવે છે અને પુનઃ પણ તેનાથી વધારે ચઢીયાતા કુળવાનને પોતાની પુત્રી આપી પુનઃ તેનુંતેજ દુઃખ વોરી લેય છે.

પરણાવતી વખતે ચાંડલો (પુરત) અને છંડાવની વખને બદલો આપવામાંજ પોતાની જાતમહેનતની સુકમાઇના દ્રવ્યનો નાશ થાય છે તે ઉપરાંત પોતાની પુત્રીને એકજ જન્મમાં અનેક પતિ કરાવે છે, તેમાંથી બચવા માટે આ લગ્નથી એક આદર્શ રૂપે આપણને દાખલો મળેલો છે જેથી ખાનદાનો ભલે પોતાની પુત્રીઓ દ્રવ્ય લોભી કુળવાનોને આપે પણ જેટલું દ્રવ્ય પોતે કન્યાદાનમાં આપે તેટલુંજ અથવા તેથી વીશેષ દ્રવ્ય કુળવાન જમાઇરાજ પાસેથી લઇ બેંકમાં વર વધુને નામે મુકાવે તો તે વડે જરૂર પ્રસંગે પુત્રીનો નિર્વાહ ચાલે અને છુટા છેડા રૂપી પાપ કર્મ કરી અનેક પતિ કરવામાંથી પુત્રીઓ બચે. માટે બીજી જ્ઞાતિની માફક આપણી જ્ઞાતિમાં પણ સ્ત્રી ધન અલગ મુકાવવાનો ચાલ પાડવો હિતાવહ છે.

લી. હરજીવન ભગવાન.

ગયા ૬૬ ના વિવાહમાં અમદાવાદના કેટલાક કડવા પાટીદાર આગેસરોએ પુરત ચાંલ્લાનાં નાણાં સ્ત્રી ધન તરીકે અનામત મુકવાનો ઠરાવ કીધો હતો પણ તે ઠરાવ કાગળમાં રહ્યો છે. તેનો અમલ થયો જણાયો નથી.

વ્યવસ્થાપક.

---

## છોકરાંને ભણાવવા માટે જોખમદાર કોણ?

આ એક સવાલ છે તેનો નિર્ણય થવાની જરૂર છે. દરેક માણસ તે સવાલ પોતાના મનને પુછશે અને પોતેજ તેનો શુદ્ધ અંતઃકરણથી અને નિષ્પક્ષપાતપણે નિશ્ચય કરશે એટલીજ અત્યારે આશા રાખીયે. તો પણ મને નિશ્ચય છે કે તેનું સારૂ પરિણામ આવશે.

આજકાલ આપણી જ્ઞાતિમાં (અને સર્વત્ર કહીયે તો પણ કાંઇ વિશેષ ખોટું નથી) એવી માન્યતા થયેલી જણાય છે કે છોકરાંને ભણાવવાં ને માબાપની ફરજ નથી. માબાપની ફરજ જેટલા પ્રમાણમાં છોકરાંને પરણાવવાની મનાય છે તેના સોમા—અરે! હજારમા હિસ્સાની પણ છોકરાંને ભણાવવાની માબાપની ફરજ છે એમ અમારા ઘણા જ્ઞાતિબંધુ માનતા નથી. ભણાવવામાં તાત્કાળીક કાંઇજ ફાયદો દેખાતો નથી—મળતો નથી. તેથી ઉલ્ટુ

પરણાવવામાં તાત્કાળીક ફાયદો છે. છોકરાને પરણાવ્યો એટલે, થોડા વખત પછી ઘરમાં કામ કરનારી આવે છે, એ ફાયદો સ્ત્રીઓને—છોકરાની માતાને જેવો તેવો નથી. દરેક માતા દીકરાની વહુને જોઇને પ્રથમ તો આનંદ સાગરમાં છલકાઇ જાય છે. પછી કદાચ—થોડા વખત પછી થોડા મહીના અગર વર્ષ પછી તે વહુ અળખામણી થાય છે એવા દાખલા સેંકડો બને છે તે પણ વહુના આગમનની શરૂઆતમાં તો માતાના હર્ષનો પાર રહેતો નથી. સંસારમાં કોઇ પણ માતાને પહેલા સુખનો આનંદ તો ઘરમાં વહુની હાજરીથીજ થાય છે. માતાનું કર્તવ્ય ત્યાંજ પુરૂ થયું માને છે.

છોકરો અગર છોકરી નાનપણમાં—બચપણમાં ઘણાં ઉપયોગી છે. છોકરી, માતાને પોતાના ઘર કામમાં ઉપયોગી છે. મદદ કરે છે. છોકરી મોટી થાય છે ત્યારે માતાનું સઘળુ કામ ઉપાડી લે છે એટલે માતાને નિરાંત થાય છે. તેજ પ્રમાણે છોકરો પણ પિતાને ઉપયોગી છે—પિતાના કામમાં મદદગાર થાય છે. ખેડુ અને કારીગર વર્ગને છોકરો, પિતાને ઘણો ઉપયોગી છે. જેમ માતાનું કામ છોકરી ઉપાડી લે છે તેમ પિતાનું કામ છોકરો ઉપાડી લે છે એટલે પિતાને નિરાંત થાય છે. મજુર વર્ગનાં માતા પિતાને પણ છોકરી—છોકરો તેટલાંજ ઉપયોગી છે. ફક્ત વિદ્વાન માણસોનેજ છોકરા—છોકરી નાનપણમાં તાત્કાળીક ઉપયોગમાં આવતાં નથી. મજુરનો છોકરો પિતાની અવેજીમાં કાંઇક પણ કામ કરી શકે છે, કારણ તેને અંગ મહેનત કરવાની છે. પણ પ્રોફેસર વકીલ બારીસ્ટર અગર દાકટરનો છોકરો પિતાનું કામ કાંઇજ કરી શકતો નથી. તેને તો વિદ્યા સંપાદાન કરવીજ જોઇશે. પ્રોફેસરના કામમાં અંગ મહેનત બીલકુલ ઉપયોગની નથી, તેમાં વિદ્યાજ જોઇએ તેથી વિદ્યાના બળે જેઓ પોતાનો ધંધો રોજગાર કરે છે તેમને તો પોતાના છોકરાંઓને ભણાવવાની ફરજ પડે છે. તેમનો ધંધોજ તેમને ફરજ પાડે છે. પણ કમનસીબે આપણી જ્ઞાતિમાં વિદ્યાબળથી ધંધો કરનારા ઘણા થોડા છે. ઘણો ભાગ અંગ મહેનતથી ધંધો કરનારા છે. તેમના મગજમાં છોકરાંને ભણાવવાની ફરજ ઠસતી નથી. કદાચ ઠસે છે તો પણ તાત્કાળીક થતા લાભનો ભોગ આપવો પાલવતો નથી—ભોગ આપી શકાતો નથી—ભોગ આપવા જેટલી શક્તિ નથી. આ અજ્ઞાનોને પોતાની ફરજનું ભાન કરાવવાનેજ સ્વર્ગસ્થ ઓનરેબલ મી. ગોપાળ કૃષ્ણ ગોખલેએ ફરજીયાત કેળવણીનું બીલ ઇંડીયા કાઉન્સીલમાં—હિંદુસ્થાન માટે કાયદા બાંધનારી સભામાં—દાખલ કીધુ હતું જે કમનસીબે પાસ થવા પામ્યુ નથી. હિંદુસ્થાનની વસ્તીના સેંકડે ૮૫ મનુષ્યો ખેડુ પ્રજા છે અને આપણી જ્ઞાતિ પણ ખેડુ પ્રજા છે તેથી તે બીલ જો

દીલગીરીની બીના છે. ધનવાનો પોતે જાણે છે કે તેમની નકલ નિર્ધન કરે છે અને અંતિમ નાશ પામે છે તોપણ ધનવાનો નિર્ધનની ભુલ સુધારવાનો પ્રયાસ કરતા નથી. એ તેમને માટે માનપ્રદ નથી. છતાં દીલગીરી સાથે જોવામાં આવે છે કે ધનવાનો નિર્ધનને કારજ પ્રસંગે ધનની મદદ આપે છે–તેને દેવાદાર બનાવે છે અને અજ્ઞાન મનુષ્ય દેવામાં ડુબતો જાય છે છતાં શાહુકાર–ધનવાન (પછી તે જ્ઞાતિએ વાણીયો હોય કે કણબી હોય તોપણ) પેલા અજ્ઞાનની આંખ ઉઘાડતો નથી. તે અજ્ઞાનજન દેવામાં ડુબી નાશ પામે છે. દેવાદાર થતાં પહેલાં જમીનદાર હતો ગરાસવાળો હતો. તેને ઘેર બે પાંચ પશુ અને એક બે મનુષ્ય પળાતાં હતાં. દેવું થયા પછી તેજ જમીનદાર મટી મજુર થાય છે, અને તેનેજ બીજા કોઇને ત્યાં પળાવાનો દહાડો આવે છે. શું આનો દોષ ધનવાનોને નહીં લાગતો હોય? અજ્ઞાન બચ્ચાંને સદસદ્–વિવેકાવિવેકની સમજણ આપવી માબાપનું કામ છે–ફરજ છે. તેવીજ સમજણ જ્યેષ્ટ બંધુએ કનિષ્ટ બંધુને આપવાની ફરજ છે. ધનવાનો નિર્ધનના પિતા અગર જ્યેષ્ટ બંધુ સમાન છે. માટે ધનવાનોની પણ ફરજ છે કે પોતાના અજ્ઞાન કનિષ્ટ બંધુઓને સમજણ આપવી જોઇયે. તે ફરજ બજાવે નહીં તો તેમને તેનો દોષ લાગતો હોવોજ જોઇયે.

અમારા જ્ઞાતિ બંધુઓ દાન કરવામાં પણ ધન ઓછું ખરચતા નથી. ક ખેડુત પોતાના ખળામાંથી સુપડે અને ટોપલે ભરી ભરીને અનાજ ગણોને આપે છે અને તેમાં પુન્ય માને છે. એ પુન્ય થયું એટલીજ ફકત માન્યના છે. તેનું પ્રત્યક્ષ પ્રમાણ તો હજુ સુધી કોઇએ દીઠુ કે અનુભવ્યું નથી. જેઓ ખેડુત નથી તેઓ અનાજ આપી શકતા નથી પણ તેઓ પણ કાંઇ દાન ઓછું કરતા નથી. સુધરેલી દુનીયામાં પણ એમ મનાએલું છે કે હિંદુસ્તાનના વતનીઓ પુન્યદાન કરવામાં પહેલે નંબરે છે. ફકત તેમનું પુન્ય દાન સમાર્ગે થતું નથી. પુન્ય દાનના નાણાનો વ્યય ઉત્પાદક નિવડતો નથી. તેવા દાનમાં અપાયલું ધન નાશ પામે છે. તે ઉગતું નથી દાન આપનારા તો દાન ઉગવાની આશા રાખીનેજ આપે છે. પણ ઉપર કહ્યું તેમ તેનું પ્રત્યક્ષ પ્રમાણ દ્રષ્ટિગોચર થયું નથી. દાન કરવું એ પણ એક જાતની ફરજ મનાયેલી છે. છોકરાંને ભણાવવાં એ ફરજ માની નથી એજ એક દીલગીરી છે. અમે ઇચ્છીયે છીયે કે અમારા બંધુઓ તેને ફરજ માનતા શીખે.

અમારા જ્ઞાતિ... ને એટલું તો જ્ઞાન થયું છે કે છોકરાંને ભણાવવાં

બતાવે છે. માગણોને દાન આપે છે તેમાં ખરચ થાય છે તેટલું બચાવીને પણ તે ભણવામાં ખરચ કરવું તેમને યોગ્ય લાગતું નથી. તેઓ જે દાન આપે છે તે દુર્વ્યય થાય છે એમ તેઓ માને છે છતાં તેવી રીતે આપવું ચાલુ રાખે છે અને ભણાવવામાં ખરચ જોઇયે તેવું દાન લેવા (આપવા નહી હો!) કબુલ થાય છે—તેવી માંગણી કરે છે અરે! તેવું દાન લે છે એવા પ્રત્યક્ષ દાખલા પણ બન્યા છે. આપણી જ્ઞાતિની બોરડીંગ અમદાવાદમાં ચાલે છે તેનો નિભાવ ધર્માદાના નાણાથી થાય છે. તેમાં પોતાના છોકરાને મુકવાની અરજીઓ ઘણી આવી છે અને આવે છે. તેમાં દરેક પોતાને બોરડીંગનું પુરૂ ખરચ આપવાને અશક્ત બતાવે છે. ગયા વર્ષના બોરડીંગના રીપોર્ટથી જણાય છે કે દરેક છોકરા દીઠ રૂ. ૧૦–૮–૦ ખરચ આવ્યું છે,—ફક્ત એકલા ભોજન ખરચમાંજ રૂ. ૩–૮–૦ ખરચ થયું છે. મહાજને ઉક્ત બોરડીંગની વ્યવસ્થા પોતાના હાથમાં લીધી ત્યારે તેમાં બોરડરના ત્રણ વર્ગ કીધા હતા. ૧ લા વર્ગમાં મહીને રૂા. નવ અને બીજા વર્ગમાં રૂા. પાંચ દર બોરડર પાસેથી લેવા ઠરાવ્યા હતા. પહેલા વર્ગ દરમ્યાન પેહેલા વર્ગમાં કોઇ બોરડર દાખલ થયો નહીં એ અને બીજાં કારણોને લીધે રૂા. ૯ ની ફી ઘટાડીને બીજા વર્ષથી રૂ. ૭ સાત કીધી તેને એક વર્ષ થઇ ગયું છતાં કોઇ છોકરો તે વર્ગમાં દાખલ થયો નહીં. તેનો અર્થ શું? ત્રીજો વર્ગ માફીનો છે. બીજો પણ કાંઇક થોડો માફી વર્ગ છે અને તેમાં ૬. અને ૨૦ નીજ સંખ્યા અનુક્રમે રાખવી એવો ઠરાવ છે. ઉક્ત એ વર્ગમાં જે ખર્ચ થાય તે ધર્માદાનાં નાણામાંથી થવાનું છે—થાય છે છતાં તે દાનનો લાભ લેતાં કોઇને સંકોચ થતો નથી. એવો જો કોઇને સંકોચ થતો હોયતો ૧લા—મે વર્ગમાં—રૂ. ૭ ના વર્ગમાં છોકરા દાખલ થવાજ જોઇયે. બોરડીંગમાં દાખલ થવાની અરજીઓ ઘણી આવી હતી—હજુ આવે છે. પણ તેમાંના કોઇ પેહેલા વર્ગમાં દાખલ થતા નથી—થયા નથી. જેને પેહેલા વર્ગમાં રૂ. ૭ ના વર્ગમાં દાખલ થવા કહ્યું હતું તેમાંના કોઇ આવ્યા નથી. અને હજુ કોઇ આવશે નહીંજ એમ જણાય છે. કેટલાંક માબાપ છોકરાઓને લાડમાં નકામા ખરચ કરવા નાણા આપી શકે છે મહીને એક બે રૂા. ખીસ્સા ખરચ સારૂ આપી શકે છે. એ ખર્ચ છોકરાઓ કેવી રીતે કરે છે તેની તેઓ ઘણી થોડી દરકાર કરે છે. કેટલીક નિશાળના મહેતાજીઓ અને આપણી બોરડીંગના સુપરીન્ટેન્ડન્ટ એવા ખરચ ઉપર કાબુ રાખવાને યત્ન કરે છે પણ દીલગીરી સાથે કહેવું પડે છે કે છોકરાઓના માબાપ તેમને તેમાં સહાય થતાજ નથી. તેથી મેહેતાજીઓ અને સુપરીન્ટેન્ડન્ટની મહેનત

ટીપ ભેગી કરતાં અને છાપી નાંખતા હિતેચ્છુના તંત્રી સાહેબની ધીરજ રહે એમ લાગતું નથી. તેથી ફક્ત એક વર્ષમાં બાર નવી સ્ત્રીઓ કરી અને જુનીઓને કેવા પ્રકારનાં કારણો આપી દૂર કરી તેની હકીકત નીચે રજુ કરી છે; જે વાંચી અમારા સુજ્ઞ બંધુઓને ઘણું શીખવાનું મળશે એવી અમે આશા રાખીએ છીએ.

**કાર્તિક માસ**—કન્યાનો શ્વાસ ગંધાય છે અને નાક ચીબું થઇ ગયું છે. (કન્યા લાવતી વખતે કન્યાને જોવાની જરૂર નથી. તે વખતે ફક્ત રૂપીયાની સંખ્યાજ જોવાય છે.)

**માગશર માસ**—કન્યાને રસોઇ કરતાં આવડતી નથી. (રાંધતાં આવડતું હતું. પણ તે શબ્દ ગ્રામ્ય ભાષાનો તેમને પસંદ નહોતો. રસોઈ કરી એ નાગરીક શબ્દો કન્યાને આવડતા નહોતા.)

**પોષ માસ**—કોઇને ત્યાંથી ઘેર ઢાંકી ગયેલા બારમાના બે લાડવામાંથી એક લાડવો બનોમાનો સ્વારમાં ખાઇ ગઇ. (તેમને ત્યાં ફક્ત એકજ વખત સાંજરેજ બપોરને ખાવાનો રીવાજ હતો.)

**માહ માસ**—દાણાની કોઠી ખુલ્લી મુકી દીધી, જેને લીધે ઉંદરમામાઓ દાણા ખાઇ ગયા. (કોઠીયો હમેશાં ખાલીજ રહેતી.)

**ફાગણ માસ**—ફક્ત હોકો ભરવા માટેજ કોલસા ભરેલા, તેનો ઉપયોગ રાંધવા જેવા સ્હેલા કામમાં કર્યો. (લાકડાં થઇ રહ્યાં હતાં.)

**ચૈત્ર માસ**—વાસીદામાં દસ હજારની કિમતનાં સરકારી ચલણી નોટ વાળી નાંખ્યાં. (નોટનાં દર્શન પણ ભાગ્યેજ થયાં હશે.)

**વૈશાખ માસ**—કન્યા કાળી છે તેથી પસંદ પડતી નથી. (પોતે કાગડા કરતાં વિશેષ ઉજળા હતા.)

**જેઠ માસ**—વળતાવારમાં કોઇબા ગયાં તેમને નવ રૂપિયાને બદલે ફક્ત સાત રૂપિયા આપ્યા. (ફરીવાવરમાં વધારે રકમ માંગનારનું કુળ ઉંચુ લેખાય છે)

**આષાઢ માસ**— ઘરમાંથી બે ભાખરીઓ ચોરી પાડોશણને આપી દીધી.

છે. તમે તમારી ફરજ બજાવી છે હું મારી ફરજ બજાવીશ. કેવી મૂર્ખ છોકરી! પીતાએ પુત્રીનું માન્યું નહીં અને કહ્યું કે મારી મરજી વિરૂદ્ધ અને તારા પતિના બચાવમાં જુબાની આપીશ તો મારૂં ઘર તારે તજવું પડશે! સતીએ ટુંકામાં જવાબ આપ્યો- જેવી આપની મરજી!

ફરીયાદી તરફે સતીનું નામ નોંધાયેલું હોવાથી સતીને જુબાની આપવા બોલાવી. સતીએ પોતાના પતિનો બચાવ કર્યો. પતિના બચાવ માટે જુઠું બોલવું એ પણ કદાચ કળયુગનો મહીમા ગણાશે—પણ સતયુગમાં તો તેમ થતું હતું!

સતીએ જણાવ્યું કે સાણસીથી વાટકાને પકડી મારા પતી પાસે વાંકી વળી મુકવા ગઇ તે દરમ્યાન વાટકો પડી જવાથી કઢી ઉછળીને મારા મોંઢા ઉપર છાંટા ઉડવાથી હું દાઝી ગઇ.

કોર્ટે સતીને સવાલ કર્યો કે જો તમારી ભુલથી દાઝ્યાં હો તો પછી તમે ફરીયાદનામામાં તમારા પતિ ઉપર આરોપ કેમ કર્યો?

મારા પીતાએ ખાનદાનમાં ખપવા મને કુળવાનને પરણાવી અને હવે વધારે ખાનદાન બનવા મને એકજ જન્મમાં બે પતિવાળી બનાવવા માટે મારી પાસે ફરીયાદ કરાવી છે. પણ હું બે પતિવાળી બનવા ઇચ્છતી નથી જેથી મારા પતિનો બચાવ ચાહુંછું

કોર્ટે કેસ કાઢી નાંખ્યો, સતી પોતાના પતિની સાથે ઘરે ચાલી ગઇ, કુળવાન અને ખાનદાનનો પરમ ભક્ત સતીનો પીતા નાસીપાસ થઇ કોર્ટ તજી ચાલ્યો ગયો. પોતાનો ખાનદાની વધારવાની ઉમેદમાં નાસીપાસ થવાથી પોતાની પુત્રીને અને પોતાની જાતને ધીક્કારવા લાગ્યો.

વનરાજ આથી વધારે જોરમાં આવ્યો અને કુલીનતાના ધર્મ પ્રમાણે દીન અતિદીન સતીને નાના પ્રકારે દુઃખ દેવા લાગ્યો. જેથી સતીને દુઃખમાંથી મુક્ત કરવા પરમાત્માએ સતીની આયુષ્યની દોરી ટુંકી કીધી. સતી બે બાળકોને મુકી સ્વર્ગે સીધાવી ગઇ. વનરાજ બીચારા એકલા રહ્યા.

વનરાજ વિધુર થયા તે કન્યાની ખોજમાં છે. પેલા સુધારાવાળાઓની નજરમાં કુળવાન અને ખાનદાનના ભક્ત રાજાઓ ફસાઇ ગયા છે. ભક્ત રાજાઓ સુધારાવાળાના બકવાદથી પોતાના બાપદાદાના ચીલાને છોડી દઇ, ભણેલો ગણેલો, સદાચારી, શાંત સ્વભાવનો અને સારી કમાઇવાળો વર શોધે

છે અને તેવા ગુણ ધરાવતો હોય તેનેજ કુળવાન તરીકે પુજે છે. આ પણ કળીયુગનું કૌતકજ કહેવાય !

છે કોઇ બાપદાદાના ચીલે ચાલનારો કુળવાન ને ખાનદાનનો ભક્ત ? કે કોઈ દીકરી માટે ખેતરનો ખુણો રાખી તેમાંથી દીકરીને દાણા ખવરાવી પોતાની મ્હોટાઈ અને શોભાને વધારનાર અને ખાનદાનમાં ગણાવા ઇચ્છનાર ડાહ્યો પુરૂષ ? જો કોઇ હોય તો તેણે મારા મીત્ર વનરાજને પોતાની પુત્રી પુરત પેરામણી સાથે આપવા તૈયાર થવું. જ્યારે પણ હુકા છેડા માગે ત્યારે મારો મીત્ર વનરાજ પોતાની ખાનદાનીના પ્રમાણમાંજ બદલો લઇ ફારગતી આપવાની કબુલત આપે છે. ઇચ્છા હોય તો નીચેને શીરનામે પત્ર લખવો !

લી૰ આપનો બજરંગ.

ઠે. બજરંગની દેરીએ, મુકામ હરકોઇ ગામના પાદરમાં.

---

## વિવિધ ખબરો.

**કડવા પાટીદાર બોરડીંગમાં** હાલ ૩૧ છોકરા છે. તે સર્વેનું આરોગ્ય સારૂં છે, મકાન હજુ બાંધ્યુ નથી. આ વખતે નવ છોકરા મેટ્રીક કલાસમાં છે.

**આપણી બોરડીંગનાં છોકરાઓને ઉંધીયાની સહેલ**—તા. ૧૯ મી ફેબ્રુઆરી ૧૯૧૫ ને શુક્રવારે અત્રેના નામાંકિત જ્ઞાતિબંધુ શેઠ કેશરલાલ છગનભાઇએ દુધેશ્વર આગળ પોતાના બગીચામાં ઉંધીયાની સહેલ ૩૦૦ અને ૪૦૦ મનુષ્યોને—પુરૂષ અને સ્ત્રીઓને કરાવી હતી. તે સહેલમાં કડવા પાટીદાર દિગંબર્ગ મહામંડળ બોરડીંગના છોકરાઓને પણ નોતર્યા હતા. તેઓ નિશાળેથી છુટયા પછી ત્યાં આવ્યા હતા શેઠના ખેતરમાં શેલડી વાવી છે તેમાંથી શેલડીના સાંઠા છુટથી ખાવા આપ્યા હતા. તથા શેલડીપીલવાને કલ ફરે છે તેમાંથી નીકળતો શેલડીનો રસ પણ પીવાને પુષ્કળ મલ્યો હતો. શેલડીના રસની સાથે આદાનો રસ મેળવ્યો હતો, ત્યાર પછી બટાકા, શકરીયાં, રતાળુ, સુરણ, વંતાક વગેરે પછી વગેરેનું ઉંધીયુ હતું. જેથી સઘળા

બારોટમાં જુઠાં વખાણ કરવા શિવાય બીજી યોગ્યતા હતીજ કયાં? સરસ્વતી અને લક્ષ્મી પુત્રો આગળ બારોટો હલકા પડ્યા. હવે બારોટોને બેસવાને ગોદડુ મગનું નથી. બધાની સાથે પાથરણા ઉપરજ બેસવું પડે છે. એ પણ પાટીદારોની કૃપાજ છે. બારોટોને બીલકુલ બંધજ શામાટે ના કરવા જોઈએ? તેમ થાય તો તેઓની જીંદગી પણ સુધરશે. તેઓ કાંઇ અન્ય ધંધે વળગી શકશે, તેમ થાય તોજ તેમની અને પાટીદારોની ઉન્નતી થશે એમ અમારૂં માનવું છે.

**મહારાણા હમીરસિંહ ત્રિઅંકી નાટક**—આપણા જ્ઞાતિ બંધુ સાક્ષર શ્રી પ્રો. સ્વામીનારણ એમ, એ. લખે છે અને તે અત્યારથીજ સાક્ષરોમાં એટલું વખાણાયુ છે કે તેમાંના ૧ અંકનો પાઠ ખાસ અંગ્રેની લેડી કલબ તરફથી આપણા મુંબાઇ ઇલાકાના ગવરનર સાહેબનાં બાનુ નામદાર લેડી વીલીંગડનના મુરબ્બી પણા નિચે, લડાઇ ફંડ માટે થયેલા જલસામાં ભજવાયો હતો. તે જલસો એટલો આકર્ષક થયો હતો કે તેની છેલ્લા કલાસની ટીકીટનો ચાર્જ રૂ ૧ હતો છતાં તે ટીકીટોના ત્રણ રૂ. આપતાં પણ કેટલાકને મળી શકી નહોતી તેના પહેલાવર્ગની ટીકીટના રૂ. પાંચ હતા. ટીકીટોના ભાવ ઘણાજ હતા છતાં કોઇ વર્ગમાં એક પણ જગા ખાલી રહી નહોતી. નાટક કેટલો ઉત્તમ છે તેનો કયાસ એ ઉપરથી અમારા વાચકો કરી શકશે અન્ય કોમના સાક્ષરોએ આ નાટકની કદર ઘણી કરી છે તેથી અમારો જ્ઞાતિને એ અપૂર્વ માન મળ્યું છે, એમ અમે માનીયે છીયે.

**આર્થીક મદદ**—ગયે વર્ષે જે સદ્‌ગૃહસ્થો તરફથી નગદ નાણાની અને છાપવાના કાગળની મદદ મળી હતી તેમની મદદ આ વર્ષે પણ વિના માગે મળી છે. તે માટે અમે તેઓના ઘણા આભારી છીયે. મહાશય **કુબેરદાસ હરીચંદ** વડનગરવાળાએ રૂ. ૨૫) રોકડા તથા મહાશય **હરજીવનદાસ ભગવાનદાસ** ભાવનગરવાળાએ પાંચ રીમ કાગળ રૂ. ૨૦-૬-૯ ના (વાર્ષિક લવાજમ ઉપરાંત) મોકલાવ્યા છે. આ સજ્જનોને જ્ઞાતિ ઉન્નતી માટે એટલી તીવ્ર લાગણી છે કે અમે પણ તેમની વાંસે ઘસડઇ આ પ્રવૃત્તિમાં આગળ ધંસ્યાં કરીયે છીયે.

## ચાલતા વર્ષમાં આપવાની ભેટ.



"શ્રી કૃષ્ણની રાસક્રીડાનું આધ્યાત્મિક સ્વરૂપ" નામનું લઘુ પુસ્તક તૈયાર છે. ચાલતા વર્ષનું લવાજમ આવી ગયું છે, તેમને ક્રમવાર મોકલવામાં આવે છે. જેઓ એ ભેટનું પુસ્તક વિ. પિ. થી મોકલી ચાલતા વર્ષનું લવાજમ વસુલ કરવા પરવાનગી આપે છે તેમને તે પ્રમાણે મોકલવામાં આવે છે.

ભેટના પુસ્તક માટે ઘણા સારા અભિપ્રાયો મળ્યા છે. તે પુસ્તક ઘણુંજ મનન કરવા જેવું છે માટે વિનતી છે કે તે સત્વર મંગાવી લેવા અમારા કદરદાન ગ્રાહકો કૃપા કરશે.

અમને અનુભવ થાય છે કે કેટલાક ઘરાકો ચાર માસ સુધી માસીક મેળવ્યા પછી વિ. પિ. સ્વીકારતા નથી. જેથી માસીકને ભારે નુકશાનમાં ઉતરવું પડે છે. માટે જેને માસીક રાખવાની મરજી નહીં હોય તેમણે અમને સત્વર લખી જણાવવું.

# નવી ખેતી.

પ્રાચિન સમયમાં ખેતી ઉત્તમ ગણાતી હતી. પણ અર્વાચિન સમયમાં તે અધમ ગણાવા લાગી છે. ખેડુતો ખેતી છોડીને શહેરોમાં અને કસબાઓમાં મજુરી કરવા લાગ્યા છે. ખેડુતો કહે છે કે જમીનમાં હવે કસ રહ્યો નથી. ખાતર અને મજુર મળતા નથી. તે મોંઘાં થયાં છે. તેમનું કહેવું સત્ય છે. પણ વસ્તુ સ્થીતિ તેમ નથી. બધી ચીજ મોંઘી થઇ છે. તેમ ખાતર પણ મોંઘું થયું છે. ખેડુતોની પેદાશ—અનાજ ઘી વગેરે મોંઘાં થયાં છે તેથી તેમને પેદાશ વધારે થઇ છે તેની ગણતરી કરતા નથી પણ ખાતર અને મજુર મોંઘાં થયા છે તેની બુમો પાડે છે જો ખાતરની કીંમતમાં બમણો વધારો થયો છે તો શું તેમની પેદાશની કીંમત વધી નથી ? વધીજ છે. તો પણ મોંઘવારીની બુમ પાડવી તે મીથ્યાજ છે. કોઇ ગત અંકમાં હિંદુસ્થાનથી બહાર પરદેશમાં લાખો મણ ખાતર ગયું છે તેના આંકડા અમે આપ્યા છે. તે ખાતર શા માટે બહાર ગયું ? હિંદુસ્થાનીઓએ તેનો ઉપયોગ

નહીં કર્યો ત્યારેજ તે પરદેશ ચડ્યું છે. અલબત અમારા ખેડુતો સોંઘે ભાવે તે મેળવવાની આશા રાખતા હોયતો તે ફોગટ, ફાંફાં મારવા જેવુંજ છે. પરદેશના બજારમાં તેનો સારો ભાવ ઉપજતો હશે તો વેપારીઓ તે મોકલશેજ. તેજ પ્રમાણે મજુરોની બુમ પણ વ્યર્થજ છે. એવી બુમો પાડવાથી ખેડુતો મજુર સસ્તા મેળવી શકશે નહીં, શહેરોમાં અને કસબામાં ગામડાના મજુરો ખેંચાઇ આવે છે. મજુરને જ્યાં મજુરી વિશેષ અને ચાલુ મળ્યાં કરે ત્યાં તેઓ જવાનાજ; વળી શહેરોમાં તેઓને ઉચ્ચ પ્રતિનું રહેવાનું તથા મોજ શોખના ઉપભોગનું સેવન. મળવા સંભવ હોવાથી મજુરો ગામનો નિવાસ મુકી શહેરમાં આવે તે સ્વાભાવિક છે. તેમને કોઇ રીતે રોકી શકાય નહીં. ખેડુતો કહે છે કે અમને ખેતીનું કામ કરવાને બે આને રહાડીયાં મળતાં હતાં હવે ચાર આના આપતાં પણ મજુરો મળતા નથી, એ વાત ખરી છે, પણ મજુરોને રોકવાનો ઈલાજ કોઇ કરતો નથી. ખેડુતોએ મજુરોને પેટપુર અને ચાલુ રોજી આપવી જોઇયે, તેમ કરવાને તેમની પાસે સતત્ ખેતી કરાવવાનો બંદોબસ્ત કરવો જોઇયે. તેમ તેમને પેટ પુરતું ખાવાનું પણ આપવું જોઇયે, તેમ થાય તોજ તેઓ ગામડામાં સ્થાયી રહી શકે. વળી કોઇ કારણસર બારે માસ ખેતીમાં મજુરોને રોકવાનું બની શકે નહીં તો ઘરમાં થઇ શકે તેવા નાના નાના ઉદ્યમો તેમની પાસે કરાવવાનો બંદોબસ્ત કરાવવા જોઇયે. ખરી રીતે ખેડુતો પોતાની શક્તીનો વ્યર્થ નકામો કરી નાંખે છે. આળસમાં વખત ગુમાવી નાંખે છે. ઉનાળામાં તો ખેતર સામુંજ જોતા નથી. ખેતરમાં શું થાય છે તે તેવા વખતે જોવા પણ જતા નથી. કેટલુંક કામ તેઓ ઉનાળાની નવરી મોસમમાં ખેતરમાં કરી શકે, એમ છે તે તેઓ કરતા નથી પછી જ્યારે વરસાદ આવે છે ત્યારે બધું કામ સાથે ઉકેલે છે તેમાંજ તેમને મજુરોની જરૂર પડે છે અને તે મોંઘા છે એવી બુમો પાડી પોતાની અને મજુરોની શક્તિનો વ્યય કેમ કરવો તેની દરકાર કરતા નથી. તેનો કેવી રીતે સારો ઉપયોગ કરવા તેની ફીકર કરતા નથી.

જમીનમાં કસ રહ્યો નથી એવી તેમની ફરીયાદમાં પણ થોડુંજ વજુદ છે. બેશક જમીનનો કસ ઓછો વત્તો થવાનો સંભવ છે પણ તેનો ઉપાય કરવાથી સમ વિષમ થઇ શકે છે. મનુષ્યની શક્તિ તાવ વગેરે બીમારીના વખતમાં ઓછી થાય છે તેનો ઉપાય કરી શક્તિ પાછી લાવી શકાય છે. તેમજ જમીનમાંથી કસ જતો રહે તેને પાછો લાવી શકાય છે.

તે કસ પાછો લાવવામો ઉપાય નહી કરતાં સુમો પાડવાથી કસ આવી શકે નહીં એ દેખીતુંજ છે. ખેતરમાં પાણીનું વહેન હોય તેને બંધ કરી વરસાદનું પાણી વગી જતું અટકાવી તે પાણીને ખેતરમાંજ પચાવવામ આવે તો જમીનનો કસ જતો અટકાવી શકાય છે. ખેતરમાં જે નકામું નિંદામણ ઉગી જમીનનો કસ ચુસી લે છે તેને કાઢી નાંખી સારા પાક માટે તે કસ જાળવી રાખી શકાય છે. ખેતરની નજદીક તળાવડાં હોય તેમાંથી ચોમાસાના પાણીમાં તણાઈ આવી એકઠો થએલો કાંપ-પાણી સુકાયા પછી જે ખોટ બંધાય છે તે ખોટ ઉનાળાની મોસમમાં ખણી લાવી પોતાના ખેતરમાં નાંખવાથી જમીનને કસ આપી શકાય છે. પોતાના ઢોર ઢાંખરનું છાણ મુતર ઓગાટ વીગેરે સંઘરી રાખી ઉત્તમ પ્રકારનું ખાતર બનાવી પોતાની જમીનમાં નાંખી કસ લેઇ શકાય છે. ચુલાનાં થતી રાખનો ઉપયોગ પણ ખાતર તરીકે થાય છે માટે તેને નકામી ગણી ફેંકી દેઇ ઘર આગળ ગંદવાડ એકઠો કરવાના કરતાં તેને ખેતરમાં લેઈ જઇ જમીનને કસ આપવામાં ઉપયોગ કરી શકાય છે. માણસની વિષ્ટાનું પણ ઘણુંજ સરસ ખાતર થઈ શકે છે. દરેક ખેડૂત પોતાનાજ ખેતરમાં મળ મુત્રનો ત્યાગ કરવાની ટેવ પાડે તો પોતાના ખેતરની સંભાળ લેવાય એટલુંજ નહીં પણ ગામ નજદીક મળમુત્રનો ત્યાગ કરી ગંદગી કરવામાં આવે છે તે પણ ઓછી થવાથી ગામની તંદુરસ્તી પણ સારી રહેવા સંભવ છે.

અમારા ખેડુ ભાઇઓને ઉપર કહેવાની સત્યતાની સાબીતી જોઇતી હોય તો આ શહેરના નામાંકિત શહેરી,-કન્ટ્રાકટર,-શરાફ-જ્ઞાતિબંધુ શ્રી. કેશવલાલ છગનભાઇની ખેતી જોવાની ભલામણ કરવામાં આવે છે. તેમની ખેતી આ શહેરની આસપાસના ગામોમાં અને સાબરમતી નદીના પટમાં મોટા પાયાપર થાય છે. તેમજ તેમના મોટા ભાઈ શ્રી. ઉમેદરામ છગનભાઇની ખેતી ડીસા કાંપની આસપાસનાં ગામોમાં અને નજદીકમાં બનાસ નદીના પટમાં થાય છે તે પણ જોવાની ભલામણ કરવામાં આવે છે. ગુજરાતમાં નદીની રેતીમાં ખેતી કરવાનું સાહસ પ્રથમ એ ભાઇઓએજ ખેડ્યું હતું અને હવે નદીની રેતમાં બટાકા વાવવાનું સાધારણ થઈ ગયું છે. શહેરનું પુરેટ (મેલું-નરક) નકામું નાંખી દેવામાં આવતું હતું. થોડાંક વર્ષોથી સ્વ. રણછોડલાલભાઇના પ્રયાસથી તેનો ખાતર તરીકે ઉપયોગ કરાવવાનો પ્રયોગ થતો હતો પણ તેની કીંમતુ ઘણી ઓછી આવતી હતી. તેની પાછળ જે ખરચ થતું તે પુરતી તેની ઉપજ થઇ શકતી

નહોતી, તેનો મી. કેશવલાલે એક મોટી રકમ આપી કંત્રાટ લીધો અને ખાતર તરીકે ઉપયોગ કરવામાં એટલા ફતેહમંદ થયા છે કે શહેરની આસપાસના ગામના લોકો પણ હવે તેની માંગણી કરે છે. ખાતર કાંઈ હમણાંજ થાય છે એમ નથી. શહેરની સ્થાપના થઈ ત્યા પુદરેટ નીકળતું હતું પણ તેનો ઉપયોગ થતો નહોતો. જ્યારે તેની નગીના જણાઇ ત્યારે હવે તેની કીંમત ઉપજવા લાગી છે તે મી. વલાલના સાહસને આભારી છે.

દુધેશ્વર આગળ પોતાના ખેતરમાં તેઓ બેએક વર્ષથી શેલડી છે. પુનાનું બી લાવી અહીં થોડીક જમીનમાં શેલડી વાવી આસ્તે અ ધારી ગયા વર્ષમા ૨૫–૩૦ વીઘામાં શેલડી વાવી હતી, તે શેલડ મલરમા પાકેલો ૧૪ ફીટ લાંબો અને ૧૦ શેર વજનનો એક સ પ્રત્યક્ષ બતાવવામાં આવ્યો હતો. ઉક્ત સાંઠાની જાડાઈ અત્રેની શે કરતાં ઘણી મોટી હતી છતાં તે સાંઠો વાંકો વળી ગયો હતો. નદીના પટમાં તેમણે વાવેલા બટાકામાં એકેક બટાકો ૩૦ થી ૪૫ તો સુધીનો પાક્યો છે તે પણ આ લખનારે પ્રત્યક્ષ જોયું છે. અમારા ભાઇઓ પ્રયત્ન કરે તો શામાટે તેમના જેવા પાક લઈ ના શકે ? આ માનવું છે કે તેઓ પણ તેમ કરી શકે, માટે તેમણે પ્રયત્ન કરવા અને તેમ કરવા અમારી તેમને વિનતી છે.

વ્યવસ્થાપક.



Registered No. B 891.

If not delivered please return to the
Kadwa Hittechhu Office,
No. 483 Richey Road,
AHMEDABAD.

Registered No. B. 894.

# કડવા હિતેચ્છુ

પુસ્તક ૬ ઠ્ઠું. | મે સને ૧૯૧૫ | અંક ૫ મો.

અનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| ચંગીજ ખાનનો પ્રતાપ. ... ... ... | ૧૩૧ |
| નવલ દંપતીને ... ... ... ... | ૧૩૩ |
| કળિયુગનો મહિમા. ... ... ... | ૧૩૪ |
| મહારાણા હમીરસીંહ. (ચાલુ) ... ... | ૧૩૫ |
| આ સત્ય છે? ... ... .. ... | ૧૪૩ |
| કડવા જ્ઞાતિના વિદ્યાર્થીઓ... .. .. | ૧૫૦ |
| ઉદ્યોગ અને પુરૂષાર્થ. (અપૂર્ણ) ... ... | ૧૫૫ |
| છો નાં લગ્ન. ... ... ... ... | ૧૫૮ |
| આભાર સ્વિકાર. ... . ... ... | ૧૬૦ |
| વરાળયંત્રથી ચાલતાં હળ. ! .. .. | ૧૬૧ |
| ઇનામ. ... ... .. .. ... | ૧૬૨ |


વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ ટપાલ ખર્ચ સાથે.

વ્યવસ્થાપક, હીરાલાલ વસંતદાસ.

આ પત્ર અમદાવાદ, રીચીરોડ, નં. ૪૬૩. ધર્મ વિજય છાપખાનામાં ચીમનલાલ હીરાલાલે છાપી તેજ ઠેકાણેથી ચીમનલાલ હીરાલાલે પ્રકટ કર્યું.

---



तत् सत् परमात्मने नमः ॥

# કડવા હિતેચ્છુ.

પુસ્તક ૬ ઠું. | મે સન ૧૯૧૫ | અંક ૫ મો.

## અંગ્રેજી રાજ્યનો પ્રતાપ.

નારાચ વૃત્ત

કર્યો પ્રકાશ પૂર્ણ જે અપૂર્ણ હિંદમાં હતો,
નવા નવા સુ હુન્નરે કર્યો અતીશ દીપતો;
ઠરાવી પાઠશાળ તે સુધારવા તમામને,
હું વંદુ પૂર્ણ પ્યારથી વિલાયતી ધ્વજા તને. ૧

ઘણા વણાટ યંત્રમાં સુકાપડો વણાય છે,
નિરૂદ્યમી અનેક લોક તે સ્થળે કમાય છે;
નવીન ઘાટનાં અમુલ્ય કાપડો બહુ બને,
હું વંદુ પૂર્ણ પ્યારથી વિલાયતી ધ્વજા તને. ૨

વળી વરાળ યંત્રથીજ આગબોટ ચાલતી,
અનેક માલ અન્ય દેશી આંહી લાવી આપતી;
સમુદ્રમાં મુસાફરી બહુજ સ્હેલથી બને,
હું વંદુ પૂર્ણ પ્યારથી વિલાયતી ધ્વજા તને. ૩

બનાવી રેલવે મુસાફરી ઘણી ઘણી થવા,
જવાય અન્ય દેશમાં લવાય માલ ત્યાં નવા;
થવાય કાયદાથી ખૂબ જાણીતા સહુજને,
હું વંદુ પૂર્ણ પ્યારથી વિલાયતી ધ્વજા તને; ૪

વળી હજાર ગાઉના *ખબરર જૂજ વારમાં,
પમાય છે ટપાલથી વળી અપાય તારમાં;
વળી જુઓ વિમાનથી અકાશમાં ઉડાય છે,
હું વંદુ પૂર્ણ પ્યારથી વિલાયતી ધ્વજા તને. ૫

અનેક છાપ યંત્ર માંહી પુસ્તકો છપાય છે,
અમુલ્ય વસ્તુ એહ થોડી કીમતે પમાય છે;
લગાર મુલ્ય માંહી શુભ વાંચનો મળી શકે,
હું વંદુ પૂર્ણ પ્યારથી વિલાયતી ધ્વજા તને. ૬

બહુજ બેટ જો કર્યાં સમુદ્રને પુરાવીને,
નહેર તો બનાવી છે જમીનને ખણાવીને
અમુલ્ય લાભ એમ ખુબ આવીઆ પધારીને;
હું વંદુ પૂર્ણ પ્યારથી વિલાયતી ધ્વજા તને. ૭

જનો વિદેશ જાય ત્યાં કમાય ખુબ માલને,
લવાય તે સહેલથી ન આડ કોઇથી બને;
લુટારૂ ને ઠગારૂ સર્વ આપ પાપમાં પડે,
હું વંદુ પૂર્ણ પ્યારથી વિલાયતી ધ્વજા તને. ૮

ગણું હું ગુણ કેટલા ન મુજથી ગણાય તે,
સહસ્ત્ર જીભ હોય તો ન માણસો કહી શકે;
મતી લગાર શામજી તે કેમ સર્વ કહી શકે,
હું વંદુ પૂર્ણ પ્યારથી વિલાયતી ધ્વજા તને. ૯

લડાઇમાં વડાઇ ખુબ આપશે પ્રભુ તને,
વળી વિભુ વખાણશે સમર્થ અર્થ સારીને;
સ્વિકારીને અમારી અર્જ ફર્જને બજાવશે,
વધારી સારી કિર્તિને ધ્વજા તને ગજાવશે. ૧૦

* ખબરો. રને ર જોડેલો છે બહુ વચન માટે.

હરિગીત.

જયની વિજયધ્વજ ફરકજો જયકારી રીતે વાગજો,
જયના અવાજો ઉચરવા જયકારી થઈ સૌ જાગજો;
જયનાદને પ્રસરાવવા શ્રી જ્યોર્જ જયવંતા થજો,
જયનાદ ઉપરે બાળકો સૌ બાળના પાળક હજો.

શામજી વિશ્વનાથ ઓઝા
મહેતાજી—ઇદ્રા.

## "નવલ દંપતીને."

ઉત્સવ આજે પ્રિય હૃદયમાં દિપોત્સવી સમ થાય,
ધન્ય ઘડી આ લગ્ન તણી જ્યાં મંગળ ગીત ગવાય;
પુર્વ કાળની પ્રણાલિકાનું અનુકરણ આ થાય,
દેવ અગ્નિ સાનિધ્ય વચન તો અરસ્પરસ ઉચરાય.
સદા સંસાર સુહાવો, અતિ સ્નેહી સુખી થાઓ;
પ્રણય દૃષ્ટિ પ્રફુલ્લાવો, જીવન સુવાસ પ્રસરાવો.
નવલ વર વધુ આત્મ યુગલની ગુંથિ રૂડી પુષ્પમાળ;
કંઠ ધારજો, સુત્ર સારજો હજો જીવન પ્રેમાળ.
અતિ રીદ્ધિ અને સીદ્ધિ, કુટુંબિ સ્નેહ શું જામો
અમુલાં દેવનાં દાનો, અતિ અવની મહીં પામો.
પ્રેમ પંથનાં શુભ અમીઝરણાં અરસ્પરસ લીન થાય;
ભાગ્યશાળી તેમ ગૃહકુંજોમાં હજો મુશરિ રહાય.
મૃદુ મંજુલ સુઘડ ભુલ ભુલે, જીવન અમરત્વ ઓપાવો;
સુખદ સંસારની લ્હેરી, મૃદુ સુગંધ ફેલાવો.
સ્નેહ સંબંધે રૂણાનુબંધે, દંપતિ એક થયાં;
તરૂણ લલિત વર વધુ તમ જીવન શ્રેયકરો જગમાં.
દયા દેદાર દરસાવી, ઉભય કુળ કીર્તિ શોભાવી;
પ્રભુના પાન્થને પામી, ભવાબ્ધિ આ તરી જાજો.

# કળીયુગનો મહિમા !

( શીખરીણી વૃત્ત. )

પડે દુઃખો સારા ઉપર, ખલને દુઃખ ન દીસે,
વ્યભિચારી દુષ્ટી જન, ચતુર લેખાય અતિશે;
અરે જ્યાં ત્યાં લોકો કુશળ, બહુ દેખાય છળમાં,
ગણું હું ચિત્તે આ કળિયુગ તણો સર્વ મહિમા— ૧
કરે કીર્તિ કાજે ધન તણું, જનો દાન હમણાં,
ન ધર્માર્થે આપે ધન, જન થઇ નાસ્તિક ઘણા;
લફંગા ને લુચ્ચા ફિતુરિ જન, ફાવે જગતમાં,
ગણું હું ચિત્તે આ કળિયુગ, તણો સર્વ મહિમા— ૨
નઠારા તે સારા શુભ અશુભ લેખાય ભ્રમથી,
ન કાળા ધોળાનો જન, બહુ ગણે ભેદ તમથી;
જતો આડે માર્ગે ભ્રમ થકિ, પડે ખૂબ ભવમાં,
ગણું હું ચિત્તે આ કળિયુગ તણો સર્વ મહિમા— ૩
જનો પાખંડી તો સદ્ગુણી બની ઢોંગ ચલવે,
કરી પીડા દુષ્ટો ગરીબ જનને ખૂબ ચકવે;
દયા દુઃખો દેખી નહિ ઝટ વસે જે મનુજમાં,
ગણું હું ચિત્તે આ કળિયુગ તણો સર્વ મહિમા— ૪
જણાવે સારાઈ પણ દિલ ધરે છે કપટને,
ન માને નમ્રોને પણ બહુ ગણે છે નફટને;
ન સાચામાં આસ્થા જન તજિ વધે છે કપટમાં,
ગણું હું ચિત્તે આ કળિયુગ તણો સર્વ મહિમા— ૫
ઘણાનું માનેલું અનૃત પણ તે સત્યજ ઠરે,
ખરૂં તે થોડાનું જન અનૃત જાણી પરહરે;
અનીતિ આવે છે નજર અતિ આવી જગતમાં,
ગણું હું ચિત્તે આ કળિયુગ તણો સર્વ મહિમા— ૬

ખરૂં બોલે ત્હેને રિપુ ગણી જનો રોષથી ત્યજે,
કહે ખોટું પ્યારૂં પણ સમજી ત્હેને પ્રિય ભજે;
કટુ સાચું લાગે વચન પણ જે સુજ્ઞ મનમાં,
ગણ્યું હું ચિત્તે આ કળિયુગ તણો સર્વ મહિમા.—— ૭

**અમૃતલાલ દયારામ જોશી.**

---

# મહારાણા હમ્મીરસિંહ.

## (ત્રિઅંકી નાટક.)

લેખકઃ—પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાણ એમ. એ.

( પુ. ૬ અંક ૪ થાના પૃષ્ટ ૧૧૬ થી અનુસંધાન. )

---

### પ્રવેશ ૫ મો.

સ્થળ—કેલવાડામાં હમીરનું નિવાસ સ્થાન.

( હમીર પુત્ર ક્ષેત્રસિંહને પારણામાં ઝુલાવતી વીરમતી પ્રવેશ કરે છે. )

**ગાયન ૨૦ મું.**

ઝુલો મમ વ્હાલા, કુંવર રઢિયાળા,
આંખો ઠરા તારા, ઝુલોને ઉમંગમાં.
તેજસ્વી રૂપાળા, સ્વર્ણકી પ્યારા,
રહો સુખે રસાળા, માતાના ઉત્સંગમાં—ઝુલો.
સુઓ સિંહ તનુજ નિષ્પાપ જો,
કોરાંશુ સુતિગ્મ વીર્ય સ્થાપજો,
અસુરારિ શ્રીરામ કષ્ટ કાપજો,
બાપા રાવલ ક્ષાત્ર રસ આપજો,

અપૂર્વ શક્તિવાળા, પરાક્રમી તમારા
પૂર્વજ શૌર્યધારા, વરસાવો અંગઅંગમાં—ઝુલો૦

વસુંધરા વિમોક્ષ વ્રત ધારજે
પ્રતિજ્ઞા ભીષ્મ જેવી નિભાવજે
ભૂમિ ભક્તિ ઝરો વહેવરાવજે
શુભ્ર કીર્તિ પતાકા ફરકાવજે

થાજે સુપુત્ર મારા, સજ્જન રક્ષનારા
દુર્જન દમનારા, ઘુમી રણરંગમાં—ઝુલો૦

**વીરમતી**—( પારણામાંથી ક્ષેત્રસિંહને પોતાના હાથમાં લઇ ) વ્હાલા બાળ, રાણા વંશના નાજુક અલંકાર, તારૂં રસીલું મુખ કેટલું પ્યારૂં લાગે છે? તારાં તેજસ્વી નયનો વીરરસની અમીધારા કેવી વરસાવે છે? ખરેખર, આજ આનન્દનો દિવસ છે. મારા પ્યારા પુત્ર ક્ષેત્રસિંહની પહેલી વર્ષગાંઠ છે. તેથી કેલવાડામાં આજેજ લીલા લ્હેરે છે, હર્ષ અને પ્રમોદનો પ્રવાહ ઘેરઘેર છે. પરમકૃપાળુ પ્રેમીદેવી વસુમતી પોતાની નિરંતર ધ્યાન વૃત્તિમાંથી જાગૃત થઇ અવશ્ય પધારનાર છે, તેથી મહારાણા માંગલિક દરબારનું કાર્ય ત્વરાએ પુરૂં કરનાર છે, માતાજીના સત્કાર માટે અત્રે જલદી આવનાર છે.

( મહારાણા હમીરસિંહ પ્રવેશ કરે છે.)

**હમીરસિંહ**—પ્રિયતમા વીરમતી, આજે ક્ષેત્રસિંહની વર્ષગાંઠના માંગલિક પ્રસંગે સમસ્ત સરદારો અને સૈનિકો હર્ષ હિમત અને ઉત્સાહના આવેશમાં આવી ગયા છે, ચિતોડને પાછું સર કરવા અધીરા થયા છે, ચિતોડની અધિષ્ઠાત્રી દુર્ગાદેવીના પવિત્ર દેવળ ઉપર બાપારાવલનો દેદીપ્યમાન ધ્વજ પુનઃ ફરકાવવા તલ પાપડ થઇ રહ્યા છે, તેથી હવે વિલંબ કરવાની શી જરૂર છે?

**વીરમતી**—પ્યારા પ્રાણનાથ, તમારા ઉત્સાહને હું આનન્દ સાથે વધાવી લઉંછું. પણ મારા પિતાના સુજ્ઞ બળ અને કળાનો યોગ્ય રીતે પ્રયોગ કરનાર સ્હેલાઇથી વિજયવંત થાય છે, માટે

પ્રસંગની પુરી પરીક્ષા કરી અનુકૂલ સમયે પ્રહાર કરવા જરૂર જણાય છે.

**હમીરસિંહ**—જેના ભુજેમાં શક્તિ છે, હૃદયમાં ભૂમિભક્તિ છે તેને આ દરેક સમય અનુકૂલ છે.

**વીરમતી**—તથાપિ શૌર્ય સાથે રાજનીતિની સહાય લેવી તેમાં શી ભુ છે? તમે જરા સબુરી રાખો તો, ચિતોડપર તમારી ચઢા અવશ્ય સફલ થાય એવી વ્યવસ્થા પરિપૂર્ણ કરવાનું બની શ

**હમીરસિંહ**—ઠીક, ત્યારે તમારી ઈચ્છાનુસાર નિયત સમયે ચિતોડપ આક્રમણ કરીશ, તે પ્રાચીન દુર્ગમાં સૂર્યવંશની સ્થિ સ્થાપના કરીશ.

**વીરમતી**—પ્રાણાધાર, મારી મરજી મુજબ જાલભાઇ ગુપ્ત વેશે ચિતો તરફ ગયા છે, સિસોદિયા રાજપુતોનું મન તમારી તરફ વાળવ પ્રયત્નશીલ થયા છે. ગમે ત્યાંથી ક્ષેત્રસિંહની વર્ષગાંઠના દિવ અત્રે આવવાનું તેમણે વચન આપ્યું છે, તેથી તેમના આગમ બાદ ભવિષ્યની યોજનાઓ ઘડવાનું મેં મુલતવી રાખ્યું છે દિવાકરવંશી દિવ્યનરપતિ, જાલભાઇ આજ નક્કી પધારશે પરિસ્થિતિનો પુરો પરિચય કરાવશે, ઘડેલી ભાવિ યોજનાઓ આપની સમક્ષ રજુ કરશે.

**હમીરસિંહ**—વીરબાળા, તમારી ઉત્તમ સલાહને અનુસરવામાંજ અમા શ્રેય થશે, મેવાડમહી મુક્ત થશે.

**વીરમતી**—પૂજ્ય મહારાણા, તમારૂં શ્રેય તેજ મારૂં શ્રેય છે, મારા અ કોલાકુમારનું પણ શ્રેય છે.

**હમીરસિંહ**—(ક્ષેત્રસિંહને પોતાના હાથમાં લઇ) આ નાનકડો બાળ પણ અગ્નિના અંગાર જેવો દેદીપ્યમાન ભાસે છે, પારણા માંજ અમલ ઓજસનો અંબાર દીસે છે. વીરાંગનાના ઉદરમાંથી ઉત્પન્ન થયેલા ક્ષાત્રવીર, તું રવિવંશની શુદ્ધ કીર્તિ સહસ્ર ગણી વધારે એજ અમારો અભિલાષ છે તેમાંજ અમારા અન્તઃકરણની અખણ્ડ આશા છે.

**મૃણાલિની**—( પ્રવેશ કરી ) વ્હેન વીરમતી, દેવી વસુમતી ક્ષેત્રસિંહને રમાડવા આજે આવનાર છે, તે પ્રસંગે આપના વીરબાળને શણગારવા તૈયાર કરેલા આ અલંકાર છે, જે સાચા ક્ષત્રિય સન્તાનના રૂચિર દેહપર સંપૂર્ણ રીતે શોભનાર છે.

( મૃણાલિની ક્ષેત્રસિંહને અલંકાર પહેરાવે છે. )

**વીરમતી**—પૂજ્ય મહારાણા, આપની પાસે મારી એક નાનકડી અરજ છે.

**હમીરસિંહ**—વ્હાલી વીરમતી, તમને અરજ નહીં પણ આજ્ઞા કરવાનો અધિકાર છે, હમીરસિંહ તમારા વચનને પાળનાર છે.

**વીરમતી**—મારી વ્હાલી બેન મૃણાલિનીના ધર્મનિષ્ઠ પિતા સૌભાગ્યચંદપર માલવદેવના ક્રૂર કારભારી કપૂરચંદે અસહ્ય જુલમ કર્યો છે, તે નિર્દોષ સજ્જનને વિના કારણ કારાગૃહવાસી કર્યો છે.

**હમીરસિંહ**—વ્હાલી વીરમતી, તે બાબત ફીકર કરશો નહીં. જ્યારે ચિતોડને ભુજબલે પાછું મેલવીશ, ત્યારે સૌભાગ્યચંદને પ્રથમ મુક્ત કરીશ, મૃણાલિનીનું દુઃખ દૂર કરીશ.

**મૃણાલિની**—મહારાણા હમીરસિંહ, હુંપણ આપની ઓશીંગણ રહીશ, ઉપકારનું સદા સ્મરણ કરીશ.

**જાલ**—( પ્રવેશ કરી ) મહારાણા હમીરસિંહ, વ્હેન વીરમતીએ સોંપેલું કાર્ય સંપૂર્ણ કરી આજે કુમાર ક્ષેત્રસિંહના જન્મ દિવસે આપની સેવામાં હાજર થાઉં છું.

**વીરમતી**—પધારો, જાલભાઈ, અમારા આનન્દની અભિવૃદ્ધ કરો, કાલા-કુંવરને આપના હસ્ત કમલમાં ધરો.

( વીરમતી કુમાર ક્ષેત્રસિંહને જાલના હાથમાં આપે છે. )

**જાલ**—વ્હેન વીરમતી, તમે ઘણાં રાજી થશો કે આપણી અભિલાષાઓની સિદ્ધિ દૂર નથી, વિલમ્બ કરવાની જરૂર નથી.

**વીરમતી**—ભાઈ જાલ, ચિતોડમાં વસતા સિસોદિયા રાજપુતોનું કેવું વલણ છે?

**જાલ**—વ્હેન વીરમતી, ચિતોડ નિવાસી સમસ્ત રાજપુતોને મેં પુરેપુરા

તૈયાર કર્યાં છે, મહારાણા હમીરસિંહના દર્શન સમયેજ તેમની બાજુએથી સમરક્ષેત્રમા ઝંપલાવવાના પાકા નિશ્ચય ઉપર તે સઘળાઓ સાચા દિલથી આવ્યા છે.

**હમીરસિંહ**—દેવી વીરમતી, ત્યારે શાસારૂં મારે લગાડવી જોઇએ વાર, કાર્ય સિદ્ધિ માટે સજ્જ છે આ તલવાર, મેવાડના રિપુ-ઓને હવે હું પળમાં પીસી નાંખનાર.

**જાલ**—મહારાણા સબુર. હમણાં માલવદેવ મદારિયાના મેર લોકોનો બળવો દાબી દેવામાં રોકાયા છે. તે અરસાનો લાભ લઇ બ્હેન વીરમતી કુમાર ક્ષેત્રસિંહ સાથે ક્ષેત્રપાલની બાધા મુકવાના બ્હાને ચિતોડ જાય, તે સમયે સઘળા રાજપુતો પોતાની રાણીનું દર્શન કરવા એકઠા થાય, રાણીના શૌર્ય સિંચક ઉદ્ગારોનું શ્રવણ કરી પોતાના સંકલ્પમાં દૃઢ થાય, તો મને ખાત્રી છે કે માલવદેવથી ચિતોડમાં પાછો પ્રવેશ ન કરી શકાય.

**હમીરસિંહ**—દેવી વીરમતી, જાલભાઇની ઇચ્છાનુસાર ક્ષેત્રપાલની બાધા મુકવા કુંવર સાથે ચિતોડ તરફ પ્રયાણ કરો, ચિતોડ પુનરૂદ્ધારનું પવિત્ર કામ નિરન્તરાયે પરિપૂર્ણ કરો. તમારાથી થોડે દૂર હું મારા સૈન્ય સાથે રહીશ, નડતી મુશ્કેલીઓને છેદી નાંખીશ.

( દેવી વસુમતી પ્રવેશ કરે છે. )

**વસુમતી**—વત્સ હમીર, વત્સે વીરમતી, વત્સ જાલ, વત્સે મૃણાલિની, મારી દિવ્ય શક્તિથી તમારી યોજના મેં જાણી છે, તે યોજનામાં તમારા વિજયની વાંછના મારા મનમાં સમાણી છે, ( ક્ષેત્રસિંહને પોતાના હાથમાં લઇ ) આ ભાગ્યશાળી પુત્ર રત્નને લઇ સંચરો, રઘુવંશના ધ્વજને ચિતોડ દુર્ગપર ફરીથીધરો,

ગાયન ૨૧ મું.

પરમ પ્રભુ છે સ્હાય તમારે,
મહી રમણીય મુક્ત કરો મમ બાળ—
કૃપાણ ધારે સમરાંગણમાં, છેદો દુશ્મન જાળ,
રિપુ પ્રપંચ કૃષ્ણ તિમિર, ભેદી પ્રકાશનાર;
શશિ શુભ્ર ધરી હથિયાર, વાળો દુષ્ટોનો સંહાર— પરમ૦

ચિત્ત દુર્ગવીર વસતિ સાચી, ક્ષત્રિય જીવનસાર,
રેણુ શુરા સરદારો સાથે, મેવાડ પુનરૂદ્ધાર;
ધવલ કીર્તિ છે મલનાર, તે છે વીરનો શૃંગાર— પરમ○

(રેભલો.)

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ**—કેદવાડામાં મૃણાલિનીનું નિવાસ સ્થાન.

(મૃણાલિની પ્રવેશ કરે છે.

**મૃણાલિની**—દીર્ઘ સમયબાદ પ્રિયતમ જલના દર્શનથી મારો અન્તરાત્મા હર્ષથી ઊભરાય છે. ગ્રીષ્મ ઋતુમાં પાણિ વગર પ્યાસી ચાતકિની જેવી રીતે ઘનોદયની પ્રતીક્ષા કરે છે, દિવસે પ્રિય ચકવાકના વિયોગે વિહ્વલ ચકવાકી જેવી રીતે ચંદ્રોદયની આકાંક્ષા રાખે છે, તેવીજ રીતે વિરહ રાત્રિના શ્યામ અન્ધકારમાં ઘેરાયેલી આ બાળા જલ સુર્યના આગમન માટે ક્ષણે ક્ષણ ઉત્કણ્ઠા ધારે છે. આજે મારા હૃદયહાર, જીવનસાર, પ્રાણાધારના પ્રેમરસનું પાન કરવાનો અવકાશ છે, તેનો પુરો લાભ લેવા મારા મનમાં આશ છે.

**જલ**—(પ્રવેશ કરી) પ્રિયે મૃણાલિની, આટલા દિવસ મહારાણાના કામને લીધે દૂર રહેવા માટે તમારી ક્ષમા માગું છું.

**મૃણાલિની**—ક્ષમા માગવાની તુમ્બી પદ્ધતિ બહુ સારી છે; ખરેખર તેનો પ્રયોગ કરી લાંબા વખત સુધી તલસતી આ બાળાને તમે છેતરવા ધારી છે.

**જલ**—વ્હાલી, તમને છેતરવાનું મારે શું પ્રયોજન?

**મૃણાલિની**—ત્યારે આટલા બધા દિવસ આ ભોળી બાળાને વિસારી દેવાનું શું કારણ?

**જલ**—કર્તવ્ય પરાયણ પુરૂષોથી કાંઈ માશુકના મુખ આગળ ચોવીસે કલાક બેઠી રહેવાય?

**મૃણાલિની**—આશકના અભાવે અધીરી નારીથી કાંઇ દિવસોના દિવસ ઝુરી શકાયે?

**જાલ**—જે આત્મામાં પ્રિય વસ્તુના સૂક્ષ્મસ્વરૂપનું અધિષ્ઠાન છે તે સ્થૂલ દેહ સમીપમાંજ રાખવાની હઠ લેનાર બિલકુલ નાદાન છે.

**મૃણાલિની**—ઠીક, ત્યારે, અમે નાદાન, તમારૂં અહર્નિશ ચિન્તવન કરવા માટે બહુ સારૂ પદવી પ્રદાન.

**જાલ**—વ્હાલી, આટલામાં શા સારૂ રીસાય છે? શું મહારાણા માટે પરિશ્રમ કરવાની મારી ફરજ નથી?

**મૃણાલિની**—ત્યારે વ્હાલા, સતત સમાગમ માટે ઉત્કંઠિત સુન્દરીને સદા સાથે રાખવી એ શું તમારી ફરજ નથી?

**જાલ**—વ્હાલી, હું કબુલ કરૂં છું કે તે પણ મારી ફરજ છે, પણ મોહિનીની મોહજાળમાં ફસાઇ બેભાન ન બનવું એ વીર પુરૂષોની સમજ છે.

**મૃણાલિની**--પણ વ્હાલા, શું તમો માનો છો કે હું તમને મુગ્ધ બનાવી કર્તવ્ય ભ્રષ્ટ કરૂં એવી અણસમજુ છું?

**જાલ**—ના, ના, તમે સમજુ છો, પણ ક્ષાત્ર ધર્મ બજાવવામાં ક્ષુદ્ર વિષય વાસના અન્તરાયરૂપ છે.

**મૃણાલિની**—શું વિષય વાસના શિવાય બીજા ઉચ્ચ આશયો પરિપૂર્ણ કરવા નરનારીનાં યુગલ સહચારી બની શકતાં નથી?

**જાલ**--વ્હાલી તમારૂં કહેવું સત્ય છે પણ પુરૂષોચિત સમરાંગણમાં સાથે જવું એ કોમલ કામિનીઓ માટે અશક્ય છે.

**મૃણાલિની**--પ્રિયતમ, સર્વ સ્થળે છાયા માફક તમને અનુસરવાની મારી ઉમેદ છે. જુઓ, સાંભળો, મારા હૃદયની અભિલાષા રજુ કરૂં છું, તેને સ્વીકારી મારા મનોરથ ફલીભૂત કરશો.

ગાયન ૨૨ મું.

વ્હશો જંગ જુદ્ધ લેશે તો, અસિ ભાલો કરે ધારી,
ફવચો લોહનાં પ્હેરી, ઉમંગે આવશે નારી.
કહિન જે રાજનીતિના, પ્રયોગો સિદ્ધ કરનારી,
રિપુની ગુપ્ત ચેષ્ટાઓ, સરલતાએ શોધનારી.

કરીને કામ રાણાનું, અરિની શક્તિ સંહારી,
મહી સ્વાધીન મેવાડી, થશે ત્યારે હરિયાળી,
અચલ શાન્તિ સમર્પતિ, પ્રજાયનું વારિ પાનારી,
પતિના પ્રેમની ભોક્તા, સુધારસ ચાખશે પ્યારી.

**જાલ**--ધન્ય છે, વીરનારી, ધન્ય છે. તારા જેવી કર્તવ્યનિષ્ઠ કામિનીઓ વિશ્વના અલંકાર સમાન છે, તારા જેવી ઉચ્ચ મનોવૃત્તિઓ ભારત મહિલાઓના હૃદય કમલમાં સદા સ્ફુરતી રહે એજ આર્યાવર્તના ઉત્કર્ષનું સાચું નિશાન છે. તારો સંહવાસ મારા શૌર્યમાં સહસ્રગણો વધારો કરવાની ખાણ છે.

**મૃણાલિની**--વ્હાલા પ્રિયતમ, તમે મારી માગણીનો સ્વીકાર કરી મારા ઉપર અનહદ કર્યો છે ઉપકાર, હવે સદા હું તમારી સંગ વિચરનાર, દરેક લડે તમને સહાય કરનાર.

ગાયન ૨૩ મું.

હવે સંગ રહું પ્રિય પ્યારા
**જાલ**— રસીલી રમણી છો વીરબાળા—હવે.
**મૃણાલિની**— ઘરમાં શૃંગાર સજતી, (૨)
રણમાં આયુધ ધરતી (૨)
અનુસરીશ કામણગારા—હવે.
**જાલ**— ધન્ય સતી વિમલ પતિ ભક્તિ,
અતિ તેજસ્વી તમારી;
**મૃણાલિની**—સ્રીઓ રાષ્ટ્ર લોચન છોડ (૨)
પ્રમદાના અધિકારી
સદા એવું પદ સરોજ તમારા—હવે.

( જય છે. )

# આ સત્ય છે?

## ( કડવા પાટીદાર કોમને ઉદ્દેશી લખાયું છે. )

એક વૃદ્ધ ન્યાતિબંધુ પોતાની જીંદગીના અનુભવમાં કણબી કોમના સિદ્ધાંતો નિચે પ્રમાણે લખે છે, તે સત્ય છે? એવો પ્રશ્ન સહજ ઉદભવે છે.

૧ કણબી કોમ મોટા ખર્ચ કરવામાં પૈસાદાર છે પણ પ્રજાને ભણાવવામાં ગરીબ હોવાનું જણાવે છે.

૨ લગ્ન પ્રસંગે મોટા ખર્ચ અને વરઘોડાની ધામ ધુમ કરવામાં તેજ છે પણ સ્ત્રી ધનની રૂઢી પ્રચલિત કરવામાં મોળા છે.

૩ કન્યા મેળવવામાં ગરજવાન છે પણ કન્યાનું ભરણ પોષણ કરવામાં બે ગરજુ છે.

૪ કન્યાને લાવતી વખતે રૂપરંગ ગમે તેવું હોય પણ ગરજને લીધે સર્વ ખપે છે પણ પછી રૂપ રંગના વાંધા ઉઠાવી કન્યાને તજે છે.

૫ કુળવાન કણબી પરણતાં ચાંલ્લો લે છે અને છાંડતા બદલો માગે છે. તે બદલો પણ એટલો લે છે કે ત્રાહીતને તો કંપારી છુટે છે.

૬ ખરી રીતે કુળવાનોજ કન્યા વિક્રય કરાવે છે. સીધી રીતે નહીં તો આડકતરી રીતે કરાવે છે—કરવાને ઉત્તેજન આપે છે—ફરજ પાડે છે.

૭ જે માણસ પરણતી વખતે સ્ત્રી ધન આપી ના શકે તે પરણ્યા પછી કન્યાને પાળશે તેની ખાતરી શી? કાંઈજ નથી.

૮ જે પુરૂષ સ્ત્રીનું રક્ષણ કરી શકતો નથી તે પતિ થવાને શી લાયકાત ધરાવે છે? નાલાયક છેજ.

૯ જે પુરૂષ સ્ત્રી બાળકોનું પોષણ કરતો નથી—કરી શકતો નથી તે બાળકોને કેળવણી કેવી રીતે આપી શકશે? નથીજ આપતો.

૧૦ આપણી ઉછરતી કન્યાઓને સુખી કરવાને ન્યાતિમાં સ્ત્રીધનનો રીવાજ પાડવાની ખાસ જરૂર છે, એવું આપને જણાતું નથી? મને તેની આવશ્યકતા જણાય છે.

૧ લો સિદ્ધાંત સત્ય જણાય છે. કણબી જેવો બીજો કોઇ કુલ-ભક્ત નહી હોય. ભાટ વહીવંચા પટેલને આપો કહે એટલે પટેલ કેડીયામાં સમાય નહીં. ઘરમાં દુઝણુ ઢોર ના હોય તો પણ ઘી માંગી લાવીને-ઉછીતુ લાવીને વહીવંચાને ઘીએ ચળુ હજુ પણું કરાવે છે. (લાપશીમાં ઘી પુષ્કળ આપે છે.) એક ગામમાં ભવાયા રમતા હતા. એક તરગાળાએ એક પટેલને આશમાનપર ચઢાવ્યા એટલે બાપાએ ધોતીયા સિવાય બધાં વસ્ત્ર કાઢી આપ્યાં એ દ્રશ્ય આ લખનારે પોતાની બાળવયમાં જોયેલું યાદ છે. ટીકા છત્રાલા માટે હજુ પણ વહીવંચા અને ભાટ ચારણો એક કવિત કહેતા સંભળાય છેઃ—

ટીકા સમાન ન કણંબો,
રાણા સમો ન રણ (પ્રતાપસીંહ)
અકબર સમો ન બાદશાહ,
સહદેવ સમો ન જાણ.

રાણા પ્રતાપસીંહ, બાદશાહ અકબર અને (પાંડવ) સહદેવ જોષીની પકતીમાં ટીકા છત્રાલાને મુકીને માંગણોએ તેને કેટલો આશમાન પર ચઢાવ્યો છે તે ઉપલુ કવિત બતાવે છે. ટીકા છત્રાલા માટે અમે સાંભળ્યું છે કે તેનો એક નોકર ખારાધોડાથી ગાડુ ભરીને મીઠુ લાવતો હતો. રસ્તામાં બજાણીયા રમતા હતા. એક બજાણીઓ ઉભા વાંસ પર ચડેલો હતો તેણે ટીકાબાપા ગાડામાં હશે એમ ધારી તેમની બુમ મરાયા કરી. તેને આપવાને નોકર પાસે કાંઇ હતું નહીં. બજાણીયાએ નિસાસો નાંખ્યો. નોકરને ડર લાગ્યો કે ટીકા પટેલની બાબગીઓ બદગોઇ કરશે. નોકરે મીઠુ ભરેલું ગાડુજ બજાણીયાને આપી-બળદ હાંકી ઘેર આવ્યો. ટીકાએ પુછ્યું, ગાડુ ક્યાં? જવાબ મળ્યો બજાણીયાને આપી દીધું. ટીકા નારાજ થયો. ટીકા કહે, બજાણીયો ગાડામાં જોડશે શું? પાછો જા અને બળદ આપી આવ. નોકર જઇને બળદ આપી આવ્યો. બીજી વાત એમ કહે છે કે પાટડી દરબાર ભાટ ચારણોને મ્હોંએ ટીકાની પ્રશંસા સાંભળી તેની પરિક્ષા કરવા છત્રાલ ગયા હતા. ટીકાએ તેમનો સારી રીતે સત્કાર કર્યો હતો; અને ઘોડાના તોબરામાં સાકર ભરી ઉપર મડનું મટોડીયું કરાવ્યું હતું. ત્રીજી વાત એવી છે કે રાજપુર ગામના તરગાળાએ ટીકાને ઉદ્દેશીને એક દુહો કહ્યો—

એક વેલી તેનાં પાંચ ફળ,
ભુજવા સ્વાદ અપાર;
એ મારે મહેલે નથી,
તું દે કીકા દાતાર !

કીકાએ ખીલેથી ભેંસ છોડીને તરગાળાને આપી દીધી. કેમકે દુધ, દહીં, માખણ, ઘી અને છાશ એ ભેંસનાં પાંચ ફળ છે.

કીકો કુલણજી અને અહંકાર-અભિમાનનો ભરપૂર હતો. તે વળી નિચેની બીનાપરથી સ્પષ્ટ રીતે સાબીત થાય છે.

કીકાનું સાસરૂં અસારવામાં હતું અને મુસાળ ઇસનપુર (મગોડી) હતું એમ કહેવાય છે અસારવાવાળાએ એક વખત જગ તેડુ કર્યું. તેમાંથી ઇસનપુરને કાંઈ કારણસર બાતલ કીધુ હતું. કીકાએ અસારવા વાળાને, ઇસનપુરને પણ કંકોત્રી લખવા આગ્રહ કીધો. એક માણસ વચમાંજ ટોણો મારી બોલ્યો "કીકા પટેલ ! છત્રાલથી કંકોત્રી લખજો." કીકાને હાડો હાડ લાગી ગઇ, છત્રાલ તે તુરત ગયો. કંકોત્રીઓ લખી અને અસારવામાં જગ તેડુ થાય તે દીવસ પહેલાં કીકાએ છત્રાલમાં જગ તેડુ કરી હજારો રૂપીયા ખરચી નાંખ્યા. તેના વંશજો હાલ છત્રાલમાં ઘર બાર, ઢોર ઢાંખર જર જમીન દેવામાં વાણીઆને આપી દઈ અમદાવાદમાં આવી મીલોમાં મજુરી કરવા જાય છે. એ કીકો કેવો કુલણજી હશે વારૂ? તે સંવત ૧૪૧૪ માં થઈ ગયાનું કહેવાય છે. એ બધી દંત કથાઓ છે, તેમાં સત્યાંશ કેટલો છે તે અમે જાણતા નથી. આવાં ઘણાંએ દ્રષ્ટાંતો ટાંકી શકાય એમ છે. વળી નવા દ્રષ્ટાંતો-હાલ બનતા બનાવો પણ સંખ્યા બંધ મોજુદ છે.

કણબી કોમ પ્રજાને ભણાવવાને ગરીબ છે એ પણ સહજ છે. છોકરાંને ભણાવવાને જોખમદાર કોણ? એ લેખમાં તે બતાવ્યું છે, (જુઓ કડવા હિતેચ્છુ અંક ૩ પાનુ ૭૬.)

બીજો સિદ્ધાંત પણ ખરોજ છે. અમારા બંધુઓ લગ્ન અને વરઘોડામાં હદ ઉપરાંત ખરચ કરે છે એમ સરકારમાં જાણ થવાથીજ સન ૧૮૭૦ નો આશરે આકટ પાટીદારને લાગુ કરવામાં આવ્યો હતો. કોઇ કારણસર તે આકટની ધુંસરીમાંથી મુક્તી મળી હતી ખરી. પણ તે કાયદાને અનુસરીને કડવા પાટીદારોના લગ્ન પ્રસંગના ધારા-ઠરાવ જે મુંબાઇ

એક સજ્જને (?) છંડામણીના રૂ. ૫૫૦૦) લીધા હતા એ બીના ક્યાં કોઇથી અજાની છે ?

કુળવાનો ચાંલ્લો લેછે એ વરવિક્રય છે. વરની કીંમત અંકાય ત્યાં કોઇ દીન કન્યાની કીંમત પણ લેવાય એ સાધારણ અક્કલમાં પણ આવી શકે એવું સ્પષ્ટ છે. ચાંલ્લો લેનારાજ એક કરતાં વધારે બહરીઓ કરે છે. કન્યાની છત ઓછી છે છતાં જે કુળવાનો એક કરતાં વધારે કન્યાઓ લાવે છે તે તેમાં ઓર ઘટાડો કરે છે. તે ઘટાડાના યોગે કન્યાની માંગ ઉપર દરોડો પડે છે. અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે જેની માગણી વધારે તેની કીંમતમાં તેજી આવે. લગ્ન એ પવિત્ર ગાંઠ છે પણ તે ગાંઠ તો વહે-વારીક રીતે બંધાય છે એટલે વહેપારની રીતિએ લગ્નનો વેપાર થાય છે. સારાં પેટાં તો ઉંચ ગણાતી કોમોમાં તો વળી વિશેષ થાય છે. એ પણ એક જાતનો વેપારજ છે. એવો વેપાર અમારી નાતિમાં પણ થાય છે. એ વેપારજ કન્યાવિક્રય કરાવે છે. જ્યારે લગ્નમાં શાસ્ત્રની આજ્ઞા ઉલ્લં-ઘાય છે તો કન્યાવિક્રય એ શાસ્ત્ર વિરૂદ્ધ છે એની કોણ દરકાર કરે ? માટે કન્યાવિક્રયના ઉત્પાદક વરવિક્રય કરવાવાળાજ છે એ સાબીત થાય છે. કન્યાદાન એ દાનની ભાવનાથી થાય તો વરવિક્રય કે કન્યાવિક્રયની ભાવનાજ ક્યાં રહે છે ? પણ વરવિક્રય કરનારાવાળાને જ્યારે ઉત્તેજન મળે છે, તો પછી કન્યાવિક્રયને આડકતરી રીતે ઉત્તેજન મળે છે એ કોણ ના કહી શકે તેમ છે ? છઠો સિદ્ધાંત એ પ્રમાણે સત્ય છે.

સાતમા સિદ્ધાંતની સાબીતી એટલી છે કે આજ કાલ સેંકડો અને હજારો સ્ત્રીઓ પતિના સુખ ઉપર પુળો મુકી મહેનત મજુરી કરી પોતાનું પેટ ભરી જીંદગી પુરી કરે છે. તેમના નિર્માલ્ય પુરૂષો ગધેડાનાં પુછ જેવી મુંછ ઉપર હાથ દઇ "બહરીને કેવી રઝળાવીએ છીએ ?" એવા ઉદ્-ગારો કહાડી બડાઇ મારી બાયલાપણાની હદ કરે છે !

ઉપર જણાવ્યા નિર્માલ્ય નપુંસકોને કન્યા મળી શકે છે એવી અંધ શ્રદ્ધા જ્યાં સુધી કન્યાના માબાપને છે ત્યાં સુધી પતિ થવાની લાયકાત જોવારોજ નહીં. યાને બીન લાયકાત વરને કન્યા આપનાર માબાપજ તે માટે દોષીત છે. માટે આઠમો સિદ્ધાંત પણ સત્યજ છે.

નવમો સિદ્ધાંત પણ સત્ય છે. ઘણાંએ છોકરાં પોતાનાં મોસાળમાં ઉછરે છે, ભણે છે અને ત્યાંજ ઠેકાણે પડે છે. બાપનું ગામ છોડીને મુસાળમાં જઇ ઘર કરી રહેલાના હજારો દાખલા મોજુદ છે. હજુ પણ

વર્તમાનમાં તેવા દાખલા જોઇ શકાય એમ છે.

દસમા સિદ્ધાંતમાં કહેલા સ્ત્રીધનની આવશ્યકતા છેજ. એ બીજા સિદ્ધાંતમાં બતાવ્યું છે. આપણાથી ઉંચી ન્યાતો-જેવી કે બ્રાહ્મણ વૈશ્ય વીગેરેમાં સ્ત્રીધન પરણાનો રીવાજ છે. એ જ્ઞાતિઓનું અનુકરણ આપણે ઘણી બાબતોમાં કરીયે છીયે તો શામાટે પરણાની બાબતમાં તેમનું અનુકરણ ના કરવું જોઇયે ? ધધા રોજગારમાં, ખાવા પીવામાં, પહેરવા ઓઢવામાં આપણે વાણીયા બ્રાહ્મણનું અનુકરણ કરીયે છીયે તો પરણાનું અનુકરણ કરવાની ખાસ જરૂર છેજ.

પ્રિય વાંચક ! અમારી દ્રષ્ટીમાં જે દેખાયું તે તને નીદિત કીધું. તને કાંઇ તેથી વીપરિત દેખાય તો જણાવવા વીનતી છે. ભુલ હશે તો સુધારવાનો પ્રસંગ પ્રાપ્ત થશે. અમારો કોઇ આગ્રહ નથી. દરેક માણસને પોતાની ઇચ્છાનુસાર વર્તવાની છુટ છે. પણ પોતાના વર્તનથી બીજાને નુકસાન થાય તો તેની પણ કાળજી રાખી અટકવાની સમજ સજ્જનો ધરાવે છે. તેમ દરેકને કરવું ઘટે છે.

---

### અમદાવાદમાં

## કડવા પાટીદાર જ્ઞાતિના

## વિદ્યાર્થીઓ

કેટલા હશે તે જાણવું ઉપયોગી થશે એમ જાણી તેના આંકડા એકઠા કર્યા છે. એ સંખ્યા સહેલાઇથી ઉપલબ્ધ થતી નથી. આપણી જ્ઞાતિના છોકરાની સંખ્યા જુદી ક્યાંઇ દર્શાવાતી નથી. શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ તરફથી સ્વજ્ઞાતિના છોકરા, છોકરીઓને ગઇ તા. ૪ થી એપ્રીલે ઇનામ વહેચ્યાં તે ઉપરથી આ આંકડા તારવી કાઢ્યા છે. આપણી જ્ઞાતિમાં વિદ્યાનો પ્રચાર કેટલો થયો છે યા થાય છે એ વિષે કાંઇક ખ્યાલ એ ઉપરથી આવી શકશે.

મ્યુનીસીપાલ તાબાની ૪૦ ઉપરાંત પ્રાથમિક શાળાઓ આ શહેરમાં ચાલે છે. તથા મીશનરીની પાંચ ૭ છે. અને ૧ મીલના મજુરોના છોકરાઓને ભણવા સારૂ ઉઘાડી છે. તે સઘળી શાળાઓમાં કડવા પાટીદારના ૬૮૭ છોકરા, છોકરીઓ ભણે છે. તેની વિગત નિચે આપી છે.

| નીશાળનો નંબર. | ઠેકાણું. | બાળ વર્ગ. | ૧ લો વર્ગ. | ૨ જો વર્ગ. | ૩ જો વર્ગ. | ૪ થો વર્ગ. | ૫ મો વર્ગ. | ૬ ઠો વર્ગ. | ૭ મો વર્ગ. | કુલ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | આઠીયા | ૪ | ૨ | ૧ | ૧ | ૧ | ૦ | ૨ | ૧ | ૧૨ |
| ૨ | રાયપુર | ૯ | ૯ | ૬ | ૮ | ૮ | ૫ | ૨ | ૦ | ૪૭ |
| ૩ | શાંકડીશેરી | ૯ | ૫ | ૫ | ૨ | ૩ | ૨ | ૦ | ૦ | ૨૬ |
| ૪ | ઢાળની પોળ | ૧ | ૨ | ૧ | ૩ | ૦ | ૧ | ૧ | ૩ | ૧૨ |
| ૬ | જમાલપુર | ૨ | ૧ | ૨ | ૩ | ૩ | ૧ | ૦ | ૦ | ૧૨ |
| ૮ | મામાની હવેલી | ૨ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૩ | ૦ | ૭ |
| ૯ | જોરડન રોડ હરીયાપર | ૨૦ | ૨૪ | ૧૮ | ૩૩ | ૧૫ | ૪ | ૦ | ૦ | ૧૧૪ |
| ૧૧ | ટીંબા પોળ | ૧૨ | ૧૬ | ૧૩ | ૨૩ | ૨૧ | ૧૪ | ૦ | ૪ | ૧૦૩ |
| ૧૨ | ટંકશાળ ખજુરીનીપોળ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| ૧૩ | ધનાસુતારની પોળ | ૨ | ૪ | ૭ | ૮ | ૬ | ૪ | ૧ | ૧ | ૩૩ |
| ૧૪ | સરસપુર | ૪ | ૫ | ૩ | ૧૧ | ૩ | ૩ | ૦ | ૦ | ૩૦ |
| ૧૯ | પાંચ પીપળી | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| ૨૦ | સરસપુર રાત્રી શાળા | ૦ | ૦ | ૧ | ૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૪ |
| ૨૧ | અસારવા | ૯ | ૨ | ૩ | ૧૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૨૮ |
| ૨૩ | સાકર બજાર | ૧ | ૨ | ૧ | ૨ | ૦ | ૨ | ૦ | ૦ | ૮ |
| ૨૪ | રાયપુર દરવાજા | ૧ | ૦ | ૨ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૪ |
| ૩૫ | શાહપુર ચકલા | ૪ | ૮ | ૧૦ | ૧૫ | ૧૩ | ૯ | ૨ | ૦ | ૬૧ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૮ | માંડવીની પોળ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| ૩૦ | શાહપર | ૨ | ૪ | ૨ | ૨ | ૧ | ૧ | ૦ | ૦ | ૧૨ |
| ૩૧ | હરીયાપુર | ૩ | ૫ | ૩ | ૫ | ૨ | ૧ | ૨ | ૦ | ૨૧ |
| મીશનરી | | | | | | | | | | |
| ૧ | ભોઇવાડાની પોળ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ |
| | કુલ કન્યાની સંખ્યા... | ૧૩ | ૨૩ | ૧૪ | ૧૬ | ૮ | ૯ | ૨ | ૦ | ૮૫ |

ઇંગ્રેજી સ્કુલો.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| પ્રોપ્રાયટરી હાઇ સ્કુલ | ૧૮ | ૧ | ૧૯ | ૧૧ | ૧૧ | ૯ | ૫ | ૭૪ |
| ન્યુ ઇંગ્લીશ સ્કુલ | ૩ | ૭ | ૨ | ૨ | ૦ | ૧ | ૧ | ૧૬ |
| નેટીવ ઇન્સ્ટીટયુટ | ૨ | ૨ | ૧ | ૧ | ૦ | ૩ | ૦ | ૯ |
| મીશન હાઇસ્કુલ | ૨ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ |
| ગવર્નમેંટ હાઇસ્કુલ | ૦ | ૦ | ૫ | ૬ | ૨ | ૨ | ૧ | ૧૬ |
| " મીડલ " | ૫ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૭ |
| ટયુટોરીયલ હાઇસ્કુલ | ૨ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ |
| કુલ. | ૩૨ | ૧૬ | ૨૭ | ૨૦ | ૧૩ | ૧૫ | ૭ | ૧૩૦ |

મ્યુનીસીપાલેટીની સઘળી શાળાઓમાં આશરે ૭૬૦૦ છોકરા છોકરીઓ ભણે છે તથા મીશનરી અને બીજી શાળામાં ૪૦૦ ગણુનાં ૮૦૦૦ બાળકો પ્રાથમિક શિક્ષણ લે છે. તેમાંથી અમારી જ્ઞાતિના બાળકો ફક્ત ૬૮૭ છે એટલે કુલ વિદ્યાર્થીની સંખ્યાનો ૧૨ મો હીસ્સો છે તે કંઇક સંતોષ લેવા જેવું છે.

ક્યા લત્તામાં કેટલા છોકરા છોકરીઓ છે તે ઉપરના કોષ્ટકથી જણાઇ આવે છે. દરીયાપર અને ટીળા પોળ આગળની નિશાળોમાં સો ઉપરાંત છોકરાઓ છે. ત્યાં આગળ કડવા પાટીદારની વસ્તી પણ વિશેષ છે. કડવા પોળની કન્યાશાળામાં બીજી કન્યાશાળા કરતાં કડવાની છોકરીઓની સંખ્યા મોટી છે.

અંગ્રેજી ભણતા વિદ્યાર્થીની સંખ્યા ૧૩૪ છે. તેમાંના બે છોકરા ગુજરાત કોલેજમાં હતા. અને બે છોકરા હુન્નર ઉદ્યોગની કેળવણી લેવા રણછોડલાલ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ અને મીલમાં જાય છે.

આ લેખકની વિદ્યાર્થી અવસ્થાના સમયમાં સ્વજ્ઞાતિનાં બાળકોની સંખ્યા વિદ્યાભ્યાસના ક્ષેત્રમાં એકાદ બે દસકાથી ગણાતી હતી ત્યારે અત્યારે સૈકડાથી ગણાય છે તે જોઈ આનંદ થાય છે. તે વખતે, ઇંગ્રેજી શિક્ષણ કડવા જ્ઞાતિના બાળને ગાંડા કરે છે એવી માન્યતા હતી. અને ખરેજ અંગ્રેજીની બે ચાર ચોપડીઓ શિખેલા કડવા પાટીદારના સાત છોકરા ગાંડા થયેલા હતા. કડવા પોળમાં માસ્તરની અટકથી ઓળખાતા એક અને બીજા વાંકા વનમાળીની પોળના અને ત્રીજા આકાશેઠના કુવાની પોળના તો આ લેખકના મિત્રો અને સહાધ્યાયી હતા. હાલ અંગ્રેજી શિક્ષણ લેતા છોકરાઓની સંખ્યા સંતોષ કારક ગણીએ તોપણ કોલેજના શિક્ષણ તરફ નજર કરતાં નિરાશા થાય છે. ગ્રેજ્યુએટ થયેલા લેઉવા પાટીદારોની સંખ્યા હાલ સૈકડાથી ગણાય છે ત્યારે કડવા પાટીદાર ગ્રેજ્યુએટ ફક્ત આંગળીના વેઢા ઉપર ગણાય છે. એમાં સુધારો–વધારો થવાની આશા રાખવી અયોગ્ય નહીં ગણાય.

ઉપર આંકડા આપ્યા છે તે બીલકુલ ખરા છે એવો દાવો હું કરતો નથી. મ્યુનીસીપાલ સ્કુલોના સુપરવાઇઝર મી. હરીલાલ રણછોડદાસે તેમના તાબાની શાળાના સ્વજ્ઞાતિના છોકરાનાં નામ મેળવવામાં–આપવવામાં ઘણી મદદ કીધી હતી તે માટે તેમનો અને ઉક્ત નિશાળોના

મહેતાજીઓનો આભાર માનું છું. બીજી કેટલીક નિશાળોમાં શા વાસ્તે તેમણે મહેનત ઉઠાવવી એવા સ્વાલ પણ થયા હતા મીશનરી અને ચર્ચની શાળાના કેટલાક માસ્તરોએ ખુશીથી મદદ કીધી હતી તેમનો પણ આ ઠેકાણે ઉપકાર માનવાનું યોગ્ય ધારૂં છું. જે નિશાળમાંથી નામ નહીં મળ્યાં ત્યાં છોકરાઓમાં પુછપરછ કરીને તે મેળવ્યાં હતાં. તેથીજ મેં ઉપર કહ્યું છે કે મેળવેલા આંકડામાં અપુર્ણતા હોવાનો સંભવ છે.

# ઉદ્યોગ અને પુરૂષાર્થ.

આ સ્થુલ શરીરના ખાન પાનાદિ ભોગોની વૃદ્ધિ અર્થે જે કાંઇ કરવામાં આવે છે, તે ઉદ્યોગ ( બહારનો યોગ ) કહેવાય છે. આ સ્થુલ શરીર ક્ષણિક છે. કર્મ બંધનથી તે પુનઃ પુનઃ નવું પ્રાપ્ત થાય છે, અને એ પ્રમાણે જે વાસનાને લઇને થાય છે; તેની નિવૃત્તિ-મોક્ષવાસ્તે જે ક્રિયા કરવામાં આવે છે તેનું નામ પુરૂષાર્થ ( આંતરિક યોગ ) કહેવાય છે. બીજી રીતે કહીએતો સર્વ વિકારોને દૂર કર્યા વિના તેમાં બંધાઇ રહી મલીન સાધનો દ્વારા અલ્પ-ક્ષણિક વિષયાનંદ માટે વલખાં મારવાં તેનું નામ બહારનો યોગ કહેવાય છે; અને સર્વ વિકારોને દૂર કરી શુદ્ધ-તેજસ્વી સાધનો દ્વારા સર્વોત્તમ-અખંડ આનંદનાજ માર્ગમાં રમણ કરવું તેનું નામ પુરૂષાર્થ-આંતરિક યોગ કહેવાય છે. બહારનો યોગ તે પ્રવૃત્તિ છે અને તે શરીરાભિમાનથી થાય છે; આ યોગ સકામ હોઇને તેમાં કેઇ ઠેકાણે રાગ દ્વેષ, સુખ દુઃખ લાભહાનિ આદિ દ્વંદ્વ ભોગવી વારંવાર હેરાન કરે છે. આંતરિક યોગ તે નિવૃત્તિ છે, અને તે આત્માભિમાનથી થાય છે. આ યોગ નિષ્કામ હોઇ તેમાં દ્વંદ્વ ભાવની નિવૃત્તિ થાય છે. જ્યારે બાહ્યયોગમાં તેમાંની મુશ્કેલીઓથી દોષ દૃષ્ટિ થાય ત્યારે આંતરિક યોગ તરફ વૃત્તિ જાય છે. આ બંને યોગમાં ખરૂં કર્તવ્ય પુરૂષાર્થમાં રહેલું છે. કેમકે આંતરિક યોગમાં પેસારો થવાથી ઉદ્યોગ કાંઇ નષ્ટ થઇ જતો નથી, પરંતુ તેમાં કર્તવ્યની જે ખામી હોય છે તે આમાં જવાથી દૂર થાય છે. આ પ્રમાણે બાહ્યયોગમાં અને આંતરિક યોગમાં મોટો ભેદ છે. પુરૂષાર્થ જેટલોજ ખરૂં કર્તવ્ય આવે જો તેનો અર્થ કરીએ તો તે જરાપણ ખોટું જણાતું નથી. શાસ્ત્રકારો મહાન્ પુરૂષો અને અનુભવીઓ આમ કહી ગયા છે કે ... ઉદ્યમ કરવાની સિદ્ધિ કર્તવ્ય પ્રમાણ-

નામાંજ રહેલી છે, અને એજ ખરો પુરૂષાર્થ છે. દાખલા તરીકે શ્રી કૃષ્ણ પરમાત્મા શ્રીએ ગીતાજીમાં અર્જુનને કહ્યું છે કે:—

**सुख दुःखे समे कृत्वा लाभा लाभौ जया जयौ;**
**ततो युद्धाय युज्य स्व नैवं पापम वाप्स्यसि.**

અર્થ—સુખ દુઃખ, (તેનું કારણ) લાભ હાનિ, * (તેનું પરિણામ) જીતવું કે હારવું આ બધાને સમાન ગણીને યુદ્ધ (સ્વધર્મ કર્મ) માટે જોડાઈ જા, તેથી તને પાપ લાગશે નહિ. અહીંઆ શુદ્ધ કર્તવ્ય અથવા પુરૂષાર્થનો સંપૂર્ણ બોધ ટુંકામાં બહુજ ઉત્તમ રીતે કરેલો છે.

હવે ઉપર કહ્યું તે કર્તવ્ય શું છે? કયાં સાધનો દ્વારા તે સિદ્ધ કરી શકાય છે? સાધનો ક્યાંથી મળે છે? આ ત્રણ બાબતો આપણે પ્રથમ જાણવી જોઇએ. એ સિવાય પુરૂષાર્થ સિદ્ધિ મેળવવી મુશ્કેલ છે. (મેળવી શકાયજ નહિ.)

૧. કર્તવ્ય શું છે? ભૂત ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં જે વર્તન વડે પુરૂષોએ મહાન્ પણું મેળવ્યું છે, તે વર્તન રૂપ ગુણને નીતિ કહેવામાં આવે છે. આ નિતિ કેવી છે, એજે જાણવામાં આવે તો મહાન્ પણાનો કાંઇક ખ્યાલ આવી શકે. ખરીનીતિ કોઇ એક દેશ કે કાળને લઇને હોતી નથી. જો એમ હોયતો એક દેશ માટે કાંઇ સારૂં કરવામાં બીજા દેશોને નુકશાન થાય તેવું કાર્ય થઇ જાય; વળી જો કોઈ એક કાળને માટે અમુક નીતિ સ્થાપિત કરવામાં આવે તો-તે લાંબા કાળ સુધી નુકશાન કર્તા નીવડે. કેમકે તે બહોળા વિચાર પૂર્વક સ્થાપેલી હોતી નથી. એટલા માટે જે નીતિ છે તે એક દેશી નથી. નિત્ય ટકે તે નીતિ. દેશાભિમાનીઓ કે બીજા કશાના અભિમાનીઓ અમુક ભાગને નીતિ તરીકે સ્વીકારતા હશે, તો તેઓએ પોતાની ભુલ સુધારવી પડશે. ઘરના અભિમાની, ગામના અભિમાની જ્ઞાતિના અભિમાની અને દેશનાજ અભિમાનીઓ ગમે તે રીતે ઘરને, ગામને, જ્ઞાતિને અને દેશને ઠીક પડે તેજ નીતિ છે એમ માની અન્યના નુકશાન તરફ નજર કરતા નથી, તેથી તેવી એક

* વ્યવહારમાં પાંચ પંદરે થતી લાભ હાનિથી થોડું સુખ દુઃખ થાય છે; અને તેવો લાંબો વખત ખેડેલો વ્યાપાર (પરિણામે) વધારે સુખ દુઃખ આપે છે, પણ આ સ્વાભાવિક કર્મમાં-પુરૂષાર્થમાંતો પહેલેથીજ સુખદુઃખને સમાન ગણવાનો અભ્યાસ હોઈ પરિણામે કાંઈ પણ સુખ દુઃખ રહેતુંજ નથી; એટલે સ્વયં આનંદમયજ બની જવાય છે.

દેશી નીતિ સામાન્ય હિતવાળી ન હોઈ ખરી નીતિ કહેવાતી નથી. કેમકે તેમાં દેશની અને કાળની ઉપાધિને લઇને કાંઇને કાંઇ નિયમ બંધન કારી તો અવશ્ય હોયછેજ. ઇશ્વરી આજ્ઞા તજે આ સૃષ્ટી ચાલતી હોઇને અમુક ભાગને નુકશાન થવા દેવાથી તેના કાયદાના બંધનમાં આવવું પડે છે. બંધનમાં આવવું પડે તેવું કર્મ નીતિ કહી શકાયજ નહિ.

પોતાના ઘરનોજ અભિમાની પોતાનાં બૈરાં છોકરાં વાસ્તે જોઇતી વસ્તુઓ ગમે તે રીતે ( દગા ફટકા કરીને ) મેળવી લાવે અથવા અનીતિથી નાણાં મેળવી ઘરમાં ઘાલે, તેથી તેનું તેવું ઘરનું અભિમાન દેશને તો શું? પણ આખી દુનિયાને કેટલું બધું નુકસાન કરે છે? ગામને અભિમાની પોતાના ગામના ભલા માટે બીજા ગામોને નુકસાન થાય તેવા નિયમો બાંધી તેનેજ નીતિ સ્વીકારે તોપણ દેશને કેટલું બધું નુકસાન થાય! તેનું ફળ તેને પોતાને પણ ભોગવવું પડે છે. એજ પ્રમાણે દેશના અભિમાનીને પણ એકદેશી નિયમનેનીતિ માનવાથી બીજા દેશોના નુકશાની તરફ નજર રહી શકે નહિ. ઘર, ગામ અને દેશાભિમાનીના (એક પછી એકની ) દૃષ્ટિ વિશેષ હોવાથી તેઓ નુકસાન પણ ઓછા પ્રમાણમાં કરે છે. તેઓ ફાયદો પણ કરેજ છે: એનું પ્રમાણ એક એકથી વિશેષ પ્રમાણમાં હોવું જોઇએ. બંને બાજુઓ જોવા જેવી છે. ફાયદો શું કરે છે? સામાન્ય હિતને સમજનારો-ઘરના અભિમાનથી ચડતો ચડતો દેશના અભિમાનથી પણ આગળ વધી સામાન્ય હિતમાં પહોંચતાં સુધી અનુક્રમે ઘરને, ગામને, દેશને અને જગતને, નુકસાન કરતાં ફાયદો વધારે કરી શકે છે. અને છેવટ જતાં એને માલુમ પડે છે કે સામાન્ય હિત એજ ખરો ધર્મ છે, અને ઇશ્વરને પણ એજ પ્રિય છે. જેને દુરાગ્રહ વાળું અભિમાન હોયતો અનીતિમાં ચડી જઇને દુનિયાને નુકસાનજ કરે છે, પણ સત્યાગ્રથી પોતાના સરકલમાં વર્ત્તે તો પોતાને તો શું પણ અન્ય જગ્યાવાળાઓને ,પણ વિશેષ લાભ આપી શકે, અને દૃષ્ટાંત રૂપ થઇ પડે. એકના સારા વા માઠા કર્મની અસર આખા જગતને થાય છે. જેમ આપણે કોઇ તળાવમાં પત્થરા ફેંકીએ છીએ અને તેની આસપાસ કુંડાળાં કુંડાળાં થતાં થતાં તે ઠેક કાંઠે સુધી પહોંચી જાય છે. તેમ એકનાં કર્મની અસર આખા જગતને થાય છે. માટે બીજાનું સારૂં ન કરી શકો તો ચૂપ રહો. વગર સમજ્યે બબડાટ કરી બીજાને નુકસાનીમાં ન ઉતારો. આ જગતમાં ગામનું, દેશનું અને આખા જગતનું હિત કરેનારાઓને તારનાર ઇશ્વરકૃતજ છે તેથી તેમનાં ને અભિમાનમાં રહેલા સત્ય તરફ આ

પણે દષ્ટિ કરી જોઇએ. તેઓ ઇશ્વર તરફ દષ્ટિ રાખીને મિથ્યાભિમાનના ખાડામાં ઉતર્યા વિના પોતાની ખરી ફરજ બજાવે તોજ પોતાનું અને અન્યનું હિત સચવાય છે. પરંતુ મિથ્યાભિમાનથી સમજણ વગરનું વર્તન ચલાવવા જાય તો હિતને બદલે ઘણું અહિત કરી નાંખે. આ બધાની નજ મતલબ એવી છે કે શુદ્ધ નીતિવાળા તો × આત્માભિમાની-પુરૂષાર્થી ગણો તોજ થશો. અને કર્તવ્ય પરાયણતા તો નીતિમાંજ રહેલી છે એતો માં કોઇના સમજવામાંજ છે.

એ બાજુની આ ચટ્ટીમાં સર્વે દેશી ભાવ કોઈક વીરલા જનોજ જોઇ શકે છે, પરંતુ ખરી વસ્તુ-ખરી નીતિ તો ઉપર કહેવામાં આવી તેજ છે, એને અવલંબીને ચાલવું એજ ખરૂં કર્તવ્ય ગણાય છે, તે સિવાય બીજી નીતિ કહી શકાય નહિ.'

કોઇ એક મનુષ્ય સંસારમાં સારો નીતિવાળો કહેવાતો હોય-તેનામાં બધા ગુણો સારા હોય, પણ એકાદો છૂપો દુર્ગુણ હોય અને તે વડે એકાદું કર્મ તેનાથી ખરાબ થઇ જાય, તો તે કાંઇ નીતિ કહેવાય નહિ. આવા માણસો પણ દુનિયામાંથી પણ નીકળી આવે છે. તેઓને માયાએ ભવ ભમરાવી હશે! અથવા તેઓના એવા કર્મનો જથ્થો તેઓને ભોગ આપવા માટે નીકળ્યો હશે! અને તેની સામે થવાને સત્ય સાધનો ક્યાંઇ નાશ ગયાં હશે! મતલબ કે તેઓ તે વખતે સત્ય સાધનો વાપરી નહિ શક્યા હોય, એ ગમે તેમ હો પણ તેઓનાં તેવાં કર્મને નીતિ-અથવા સામાન્ય હિતના કાર્ય તરીકે તો કદી પણ ગણાશેજ નહિ. તેઓનું એ કર્મ દાખલો લેવા જેવું તો નથીજ. તેઓનાં સારાં કર્મનો દાખલો ભલે લ્યો. તેને માટે કોઇ જાતનો વાંધો નથી. પણ જો એ વખતે તેનાં બુરાં કર્મ માટે પણ તમારા મગજમાં ખ્યાલ હશે તો તેનું જોઇએ તેવું સારૂં ફળ આવી શકશે નહિ. માટે નીતિને પકડો અને અનીતિને દૂર કરો-જ્યારે અનીતિનો સ્વપ્ને સંકલ્પમાં પણ નહિ રાખો ત્યારે શુદ્ધ નીતિમાં પ્રકાશી રહેલા આનંદ સ્વરૂપ આત્માને વગર વિલંબે તમે જોઈ શકશો. આ પ્રમાણે મહાત્માઓ કહી ગયા છે. (જે સત્શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે.)

એક ઘર, ગામ, દેશ કે જગતના ભલા માટે કોઇએ કમ્મર કસી તે કાર્ય સિદ્ધ કરવાનું માથે લીધું તો તે ભલે તેને માટે આપણે કોઇ

× આત્મા શુદ્ધ, બુદ્ધ, સર્વમાં સમભાવે રહેલો છે. વાસ્તે કોઇને પણ દુઃખ ન થાય તેવું વર્તન પુરૂષાર્થ તરફ દષ્ટિ રાખીને ચલાવવું એજ ખરી નીતિ છે, અને એજ દષ્ટિથી કાયીક, વાચિક અને માનસિક હિંસા પણ ન થવા દેવી.

પણ જાતનો વાંધો નથી પણ જો સામાન્ય હિત તરફ ( ×બીજાને નુકસાન ન કરવા તરફ ) નજર રાખીને ચાલશે તો તેને તે તે કાર્યમાં સહાયકો ગંમ્યાબંધ મળશે. જેની જેવી શક્તિ તે પ્રમાણે તેને કામ તો કરવાનું હોય છે, અને તે અભિમાન વિના થતું પણ નથી માટે તેમાં અભિમાન હોય તે તો ઠીકજ છે, પરંતુ એ સામાન્ય હિતની બહારની વસ્તુ નથી એ ખાસ ખ્યાલમાં રાખીને અભિમાન રખાય તોજ શ્રેયસ્કર છે.

અપૂર્ણ.

# વિવિધ વિષય.



સંવત ૧૯૭૨ નાં ( પાંચ વર્ષિયાં ) લગ્ન આ સાલમાં થવાની દરેક હીલચાલ થઇ રહી છે. તેને તોડી પાડવાને કેટલાક સ્વાર્થ સાધુઓ જેનો સ્વાર્થ બગડે છે તેઓ-મથન કરી રહ્યા છે. ખરી રીતે કોઇનો સ્વાર્થ બગડતો નથી. પણ મિથ્યા માન્યતા છે કે તેમનો સ્વાર્થ બગડશે. બીજા પરગજુ એટલા છે કે પોતાના સ્વાર્થને આગળ ધરતા નથી. પણ નાતનું બગડે છે એમ કહી "દુખે છે પેટ અને કુટે છે માથું" એ ન્યાયે ભખાળા કરી રહ્યા છે. થોડા વખતપર વાડીમાં ( રણછોડજીની વાડી નામે ઓળખાતી જગ્યાએ ) નાતને એકઠી કરવાને નોતરીયાને ફેરવ્યો હતો, ન્યાતનો તરવાડી-નોતરીયો પોતે પોતે જઇને બુમો પાડી આવ્યો હતો એમ કહેવાય છે પણ કેઇ પોતે અગર કોના ઘેર નાત એકઠી મળવાનાં નોતરાં દઇ આવ્યો તેની કાંઇ નોંધ રખાઇ નહોતી. ન્યાત એકઠી થઇ ત્યારે આખા ૨૫-૩૦ ની મોટી સંખ્યા જણાઇ હતી. તેને મુલતવી રાખી બીજે વખતે મળ્યા, કલાક બે કલાક ગપાગપ કરીને વેરાઇ ગયા. તેનું નોંધવા યોગ્ય પરિણામ કાંઇ આવ્યું જણાતું નથી.

વિરૂધ પક્ષવાળાની વિરૂદ્ધતા નિરર્થક છે. ઇર્ષામાંથી તે વિરૂદ્ધતા ઉત્પન્ન થયેલી જણાય છે. આભ ફાટે તેને ઠીંગડુ દેવાતું નથી, એ તેઓ

× કોઇને નુકસાન કર્યા વિના પોતાનું કામ કરવું એ ઠીક છે પણ સામાન્ય-હિત એતો સર્વોત્તમ વસ્તુ છે, કેમકે એમાં સર્વસ્વનો ભોગ આપવો પડે છે. અને પેલામાં તો થોડોજ ભોગ આપવાનો છે. જેમ નાનાં બાળકને એકડો ઘુંટાવતાં "તને ચોપડી વાંચતાં આવડશે" એ પ્રમાણે કહીએ છીએ. તેના જેવું તે છે. જેમ બાળક આગળ જતાં વાંચવા શીખી જાય છે તેમ-બીજાને નુકસાન ન કરવાના અભ્યાસથી સામાન્ય હિત ઉપરજ આવી જવાય છે, તેથી અહિં એક અર્થમાં વાપર્યા છે.

સમજે છે પણ વિરૂદ્ધતા ના કરે તો પોતાનો ટેક જતો રહે છે. એજ ફક્ત ખમી શકાતું નથી. સન ૧૯૧૨ માં પાટડી મુકામે મોટો મેળાવડો દરબાર સાહેબે કરી લગ્નની મુદત ટુંકાવવાને યત્ન કર્યો ત્યારે પણ થોડાક માણસોએ વિરૂદ્ધતા બતાવી દરબાર સાહેબને નિરાશ કર્યા હતા. ત્યાર પછી જ્યારે છુટાં લગ્ન થતાંજ રહ્યાં છે ત્યારે હવે પોતે આવતા વર્ષમાં લગ્ન કહાડવાનું કહે છે. તેમનો વાંધો ફક્ત એટલોજ છે કે ૧૯૭૧ નાં લગ્ન થવાં ના જોઇયે. તેથી પોતાની વગસગ જ્યાં ત્યાં ચાલે છે તેમને તેવાં લગ્ન કરવાથી વારે છે. તેમની પાસે કાંઇ સત્તા નથી માટે ખોટી ધમકીઓ આપે છે. જેમ કહેવત છે કે નબળો ધણી રાંડપર સુરો તે પ્રમાણે પુત્રપુત્રીઓનાં પીયરીયાંને ધમકાવે છે. એ ધમકી પણ એવી નિર્બળતા અને નિર્લજ્જતાની હોય છે કે તેને અત્રે લખવી અમે ઉચીત ધારતા નથી.

૭૧ નાં લગ્ન કરવાની ઇચ્છા ધરાવતા સખસો તેમને કહે છે કે માતાના લગ્ન શિવાય કેટલાંક લગ્ન છુટી તિથીએ થયાં છે એમને કાંઇ સજા થઇ શકતી નથી તો અમને શા માટે અને શી સજા થવાની છે? તેનો ફાર્કોજ જવાબ તેમની પાસે નથી, તેમ છુટાં લગ્ન કરનારાઓને સજા કરવાની કાંઈ સત્તા કે શક્તિ તેમનામાં નથી ત્યારે રાંક અન્યવ્યાં કરે છે. જેમ શિયાળવાં ગામના પાદરે આવી કળકળાટ કરી સીમમાં-રાનમાં જતાં રહે છે તે માફક આ વિરૂદ્ધ પક્ષવાળાની પ્રકૃતિ છે. તેમનાથી સીહોએ ડરવાની જરૂર નથી. જે ડાહ્યા પુરૂષોએ નિશ્ચય કર્યો છે તે ડગવાના નથી એવી અમને ખાતરી છે. તેમને સિયાળોથી ડરવાની કાંઈ જરૂર નથી. તેઓ કાંઇજ કરી શકવાના નથી. તેમ માતાજીનો ડર પણ રાખવાની જરૂર નથી. માતાજી દસ વર્ષે લગ્ન કરી ઢીંગલા ઢીંગલી પરણાવવાને કહેતાં નથી. માતાજીનો હુકમ તો યોગ્ય વયે યોગ્ય જોડાંના લગ્ન કરવાનોજ છે. માટે જેઓ ૭૧ માં લગ્ન કરવાના વિચાર પર આવી ગયા છે તેમણે સીયાળીના હુકાહુકથી ડગવાનું કાંઈ કારણ નથી, અને ધારેલા કામમાંથી ડગવાનું પ્રયોજન નથી.

**સાભાર સ્વિકાર**—સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી બે મોટાં પુસ્તક "શ્રી યોગવાસિષ્ઠ"–મહારામાયણ ભાગ ૧ લો મુલ્ય રૂ. ૩ અને "શ્રી મહાભારત–શાન્તિપર્વ" મુલ્ય રૂ. ૨॥ અમને ભેટ મળ્યાં છે જે માટે એ સંસ્થાના કાર્યવાહકોનો અમે ઉપકાર માનીયે છીયે. બન્ને પુસ્તકમાં સુપર રૈયલ જેવાં આઠ પત્રી લગભગ એકેક હજાર પૃષ્ઠસંખ્યા છે. છાપ

મુંબાઇ સરકારે ખેતીવાડીના સુધારા માટે ખેતીવાડી ખાતાની મારફતે આઠ લાખ ઉપરાંતની રકમ ખરચી હતી. ઘણી ખરી પડતર જમીન અને જે જમીનમાં ડાભડો ધરો વીગેરે ઘાસ ઉગે છે તે જમીન બરાબર ખેડી શકાતી નથી. ડાભ ધરોનાં મુળીયાં જમીનમાં ઉંડાં ગયેલાં હોવાથી જ્યાં સુધી ઉંડું ખેડાણ ના થાય ત્યાં સુધી જમીનમાં પાક પણ સારો થતો નથી. બળદના હળોથી ખેડુતો ડાભ અને ધરોનું જડમુળ કહાડી શકતા નથી. તેથી દક્ષિણમાં અને ખેડા જીલ્લામાં વરાળથી ચાલતાં હળ મંગાવી અખતરા કરવામાં આવે છે. ડાકોરની પાસે ઘણી જમીન કુંવારી છે. એ જમીન ખેડવાને હાલમાં યંત્રથી હળ ચલાવવામાં આવે છે એ અમે નજરે જોયુ. એક જગાએથી બીજી જગાએ લેઇ જઇ શકાય એવાં બે ઇનજીનો હળને ચલાવે છે. તે હળથી એક હાથ ઉંડી ખેડ થાય છે. તે સરકાર તરફથી ચલાવવામાં આવે છે. એક એકર જમીન ખેડવા સારૂ ખેડુત પાસેથી ફક્ત રૂ. ૧૦ થી ૧૨ લેવાય છે. તેના ઉપર એક દક્ષિણી ગૃહસ્થની દેખરેખ છે. તે ઘણા માયાળુ છે અને તે સંબંધી દરેક સમજણ દરેક જોનારને આપે છે. દરરોજ તે હળથી લગભગ ૮ થી દસ એકર સુધી જમીન ખેડી શકાય છે. ૪૦૦ થી ૪૫૦ વારને છેટે બે ઇનજીનો રાખવામાં આવ્યાં છે. ઇનજીનના બળથી તારનાં દોરડાથી હળ ખેંચાય છે. દરેક ઇન્જીન વારાફરતી ચાલે છે. એક ઇન્જીન હળ ખેંચે છે ત્યારે બીજુ ઇન્જીન ઉભુંજ રહે છે. હળ ખેંચતા ઇન્જીન પાસે આવી જાય એટલે હળ ફેરવી નંખાય છે તેને સામેનું ઇન્જીન ખેંચે છે. એ પ્રમાણે ફર વખતે કરતા જાય છે. ફર વખતે હળ નવ ફુટ જમીન પહોળી ખેડે છે. જેમ જમીન ખેડાતી જાય છે તેમ ઇન્જીન આગળ વધતાં જાય છે. એ ઇન્જીનની કીમત ૫૦ હજાર ઉપરાંત છે તેથી સાધારણ ખેડુત લાવી શકે નહીં. તેથી સરકારેજ તે ખરીદ કરીને ખેડુતોને જમીન ખેડી આપે છે. હાલતો અમે ઇચ્છીશું કે અમારા ખેડુતો ફક્ત નાના યંત્રો જેવાં કે લણવાનું, ઉપણવાનું, ઝાડકવાનું, ચાસવાનું, સમારવાનું, ઓરવાનું વિગેરે વાંપરવાની શરૂઆત કરે તો ઘણું સારૂં છે.

ઇનામ—આ માસિકમાં પુછાયેલા પ્રશ્નોના જવાબ જેઓએ એક કરતાં વધારે વખત આપ્યા છે તેમાંના જેઓને " સુબોધ રત્ન માળા છત્રીશી " નામનું પુસ્તક નથી મળ્યુ તેઓ જો તેના ટપાલ માટે ત્રણ આનાની ટીકીટ મોકલી દીયા પ્રશ્નોના જવાબ તેઓએ આપ્યા છે તે લખી મોકલશે તેમને દરેકને ઉક્ત પુસ્તકની એકેક નકલ અમે ઇનામ તરીકે આપીશું.

Registered No. B. 894

# કડવા હિતેચ્છુ.

પુસ્તક ૬ ઠું. | જુલાઇ સને ૧૯૧૫. | અંક ૭ મો.

## અનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ટ. |
|---|---|
| મહારાણા હમીરસિંહ (ચાલુ) ... ... | ૧૯૩ |
| ખેતીવાડીની કંપની. ... ... ... | ૨૧૩ |
| અંગ્રેજોની શોધ-ખોળ નં. ૩ જો. ... ... | ૨૧૫ |
| કચ્છમાં છુટાછેડા. ... ... ... | ૨૧૯ |
| અભિપ્રાય. ... ... ... ... | ૨૨૦ |
| હિંદુસ્થાનના તથા ઇગ્લાંડના ખેડુતો વચ્ચે ફરક. | ૨૨૧ |
| હમીરસિંહ નાટક (તૈયાર છે) ... ... | ૨૨૪ |
| કડવાપાટીદાર બોરડીંગ (ત્રીમાસીક મીટીંગ) ... | ૨૨૪ |


વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ પોસ્ટ ખર્ચ સાથે.

વ્યવસ્થાપક, હીરાલાલ વસંતદાસ.

આ પત્ર અમદાવાદ. રીચીરોડ. નં. ૪૨૩. ધર્મ વિજય

# કડવા પાટીદાર બોરડીંગ.



ઉક્ત બોરડીંગની ત્રીમાસીક સભા તા. ૧૧ મી જુલાઇ ૧૯૧૫ રવીવારે મળી હતી. કાયમના સભાપતિ હાજર નહીં થઇ શકવાથી દા. પીતાંબરદાસને પ્રમુખની ખુરસી આપવામાં આવી હતી.

૬ વર્ગમાંથી એક વિદ્યાર્થી ગણેશ સ્કુલ ફાઇનલની પરિક્ષા પાસ કરીને નોકરી લીધી તે જગા બબાભાઈ રામદાસને આપી. તથા નવા નવ છોકરાઓને ૪ વર્ગમાં દાખલ કર્યા છે તેમને મંજુરી આપી હતી.

બોરડીંગના કાયદા પ્રમાણે જે છોકરાઓ પરિક્ષામાં નાપાસ થાય તેમને બોરડીંગમાં રાખી શકાય નહીં, પણ ખાસ બનાવ તરીકે મી. લલુભાઈ સોમનાથ ઈંટરની પરિક્ષામાં થોડા દોકડા માટે નીકળી ગયા હતા તેમને તથા બીજા ચાર છોકરા વીરચંદ, નરસીભાઇ, જગજીવન અને મણીલાલ કેવળદાસ ગઇ વાર્ષિકમાં તથા માર્થમાં મીડલ્ટરમીનલ પરિક્ષામાં નાપાસ થયા હતા તેમને સખત તાકીદ આપી બોરડીંગમાં ચાલુ રાખ્યા અને બીજા છોકરાઓ જે કાચા માલમ પડયા છે તેમને અભ્યાસમાં વિશેષ ધ્યાન આપવા સુચવવામાં આવ્યું છે.

કુલ ૧૩ છોકરા સારી રીતે પાસ થયા છે તેમાં એક મી. કાનજી શ્રેષ્ટ અને સ્વભાવમાં શાંત છે. ટેકનીકલમાં બે છોકરા છે તેપણ પાસ થયા છે.

ગત ત્રણ મહીનાનો હીસાબ તપાસ્યો હતો જે બીલકુલ સંતોષકારક માલમ પડયો હતો. મહામંડળ જે ગ્રાંટ આપે છે તે તથા છોકરાઓની ફી દ્વારા આવે તેનો હીસાબ ગણતાં સભ્યોને ખાતરી થઇ હતી કે (બોર્ડીંગ સેલ્ફ સપોર્ટીંગ થઇ છે) બોર્ડીંગમાં ૫૦. ઉપરાંત છોકરાઓનો નિભાવ થઇ શકે, હાલ બોરડીંગમાં ૩૬ છોકરા છે. બીજા ૧૪ છોકરા આવે તો પણ હરકત આવશે નહીં.

બોરડીંગવાલા મકાનના શેઠનું નવું મકાન બોરડીંગ માટે લેવા વિચાર હતો તે કેટલાક કારણસર મુલતવી રાખી ધીકાંટાવાળા મકાનમાં બોરડીંગ ચાલુ રાખવાનું ઠરાવ્યું હતું.

तत् सत् परमात्मने नमः ॥

# કડવા હિતેચ્છુ.

પુસ્તક ૬ ઠું. | જુલાઇ સન ૧૯૧૫ | અંક ૭ મો.

## મહારાણા હમ્મીરસિંહ.

### ( ત્રિઅંકી નાટક. )

લેખકઃ—પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ. એ.

( પુ. ૬ અંક ૬ ઠાના પૃષ્ટ ૧૭૯ થી અનુસંધાન. )

### અંક ત્રીજો.

#### પ્રવેશ ૧ લો.

સ્થળ—જંગલ

( માલદેવની રાણી રોહિણી અને વનવીર પ્રવેશ કરે છે. )

ગાયન ૨૬ મું.

રોહિણી અને વનવીર—

મૂરખ નર મમતામાં તું મરે,
મારૂં તારૂં નિત્ય કરે—મૂરખ૦
મિથ્યા માયિક પદાર્થ માટે, બાથડિયાં તું ભરે;
સાચું ખોટું હરદમ કરીને, પાપ પુંજ સંઘરે—મૂરખ૦
દંભ કપટ કુડ કુટિલ નૌકા, ભવ દરિયું ના તરે,
આણી ખાતરી કથમ્ ના જુએ, કાળ શીર પર ફરે—મૂરખ૦

નીચ ધરી મનસુબા મનમાં, કૃત્ય અધમ આચરે;
દિન ચારની ઉજ્વલ જ્યોત્સ્ના, અધાન્ધકારે ભરે—મૂરખ૦
યૌવન ધન છે માદક મદિરા, પીધી પુરી જે નરે;
ભાન ભુલીને યમનગરીની, ઉમેદવારી કરે—મૂરખ૦
અવશ્ય બનશે તેજ પ્રસંગો, જે ધાર્યા વિશ્વેશ્વરે;
થશે સુખી તે સત્પુરૂષો જે, શાન્તિ દિલમાં ધરે—મૂરખ૦
ત્યાગી તાપકર તૃષ્ણા જોડો, શુભનિષ્ઠા શંકરે;
શુદ્ધ ચિત્તથી ઉમેશ ભક્તિ, તાપ ત્રિવિધિ હરે—મૂરખ૦

**વનવીર**—માજી, આટલું સાહસ કરી ચિતોડમાંથી છટકી જવા જરૂર ન હતી. ઉદારચિત્ત નરપતિ હમીરસિંહ આપને પોતાની મા સમાન ગણી યોગ્ય સન્માન આપત એમાં જરાકે ગંશયની બીક ન હતી

**રોહિણી**—બેટા, તારા પિતાએ હમીરસિંહનો અતિશય દ્રોહ કર્યો છે યવનોના હથિયાર બની મેવાડ ધરણી ઉપર અસહ્ય અત્યાચાર કર્યો છે તેથી આપણાં અન્તઃકરણ ગમે તેવાં શુદ્ધ અને સાફ હોય તો પણ આપણે કેવી રીતે મહારાણા હમીરસિંહના વિશ્વાસ પાત્ર બની શકીએ!

**વનવીર**—માજી, મહારાણા હમીરસિંહના દક્ષિણ ભુજ જાલની સાથે મારે મિત્રતાનો સંબંધ છે. થોડાક દિવસ ઉપર મારે જાલ સાથે મેળાપ થયો હતો. તે વખતે જાલે સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું હતું કે મેવાડને યવનોના પંજામાંથી મુક્ત કરવું એટલોજ હમીરસિંહનો ઉદ્દેશ છે. રાજપુતો પ્રત્યે તેમને જરાકે દ્વેષ નથી. મુસલમાનોનો પગ મેવાડમાંથી દૂર થાય એટલે દરેક રાજપુત સાથે હળી મળીને વર્તવા તેમની મરજી છે. ક્ષત્રિયોમાં પરસ્પર પ્રીતિ અને સંપ સુધાનો સંચાર થાઓ અને દરેક પ્રસંગે ભેગા થઇ દુસ્મનને દાબી દેવાની તાકાદ વિકાસ પામો, એ આશયના ઉદ્ગારો હમીરસિંહ મુક્ત કણ્ઠે ઉચ્ચારે છે, રાજપુત મિત્ર હોકે પ્રતિસ્પર્ધી હો પણ તેના તરફ ઉચ્ચ પ્રકારે વર્તવા ઇચ્છા ધારે છે.

**રોહિણી**—ધન્ય છે હમીરસિંહના ઉમદા આશયોને, મને તે ઉદારતા ક્ષાત્ર સન્તાન પ્રત્યે સંપૂર્ણ માન છે, ધર્મ નીતિ શૌર્ય ટેક વિગેરે સદ્ગુણોનું હમીરસિંહમાં અધિષ્ઠાન છે, વિખરાયેલા ક્ષત્રિયોને એક છત્ર નીચે લાવનારે સાર્વભૌમ સત્તા આવા વિદ્વાન્ વીરને મળે તો સમજી લેવું કે આ રાજપુતસ્થાન પુરે પુરૂં ભાગ્યવાન્ છે.

**વનવીર**—માજી, મહારાણા હમીરસિંહનો ઉદય તેજ રાજપુત આલમના ઉદયનું નિશાન છે.

**રોહિણી**—વ્હાલા પુત્ર, મારા મનમાં જે ઉમેદો હતી તે ધુળ ધાણી થઇ છે. મેં તારા પિતાને હમીરસિંહ સાથે સ્નેહથી વર્તવા વારંવાર વિનતિ કીધી, પણ તે તરફ તેમણે લગારે દષ્ટિ ના દીધી, હાથે કરીને પોતાની અધોગતિની દિવાલ ચણી લીધી.

**વનવીર**—જો પિતાજીએ મિથ્યાભિમાન છોડી હમીરસિંહને યોગ્ય સ્થાન આનાકાની વિના આપી દીધું હોત તો આટલું ક્ષાત્ર લોહી રેડાયા વિના આ ભૂમિમાં મ્લેચ્છોનું નામ નિશાન ના રહ્યું હોત.

**રોહિણી**—વ્હાલા પુત્ર, મારા મનમાં ફક્ત એટલીજ ઇચ્છા છે કે મારા પતિને વધુ અસદુદ્યોગ કરતા અટકાવું, હમીરસિંહે શોભાવેલી ગગનમણિની ગાદીના યોગ્ય સ્તંભ બનાવું, બાપા રાવળના યશસ્વી છત્રમાં આપણા માટે ઉચિત સ્થાન નિયત કરાવું.

**વનવીર**—માતાજી, આ વિષયમાં જરીકે શ્રમ પડે તેમ નથી. પ્રાચીન વેર ઝેરને મહત્ત્વ આપી વિરોધ ચાલુ રાખવો એ મહારાણા હમીરસિંહનો અભિલાષ નથી. ફક્ત પિતાજી પોતાની દુર્બુદ્ધિ છોડી મહારાણાના મુકુટમાં કૌસ્તુભ-મણિનું પદ પામવા વિચાર કરે તેટલીજ વાર છે.

**રોહિણી**—મલિન વાસનાનો ક્ષય કરી શુભ પંથે પ્રેરણા કરનાર હજાર હાથવાળો જગદાધાર છે, તેના ઉપરજ આ પ્રસંગે આપણો પુરો આધાર છે.

**વનવીર**—ખરેખર સજ્જનોની શુભેચ્છાઓને પરમ પ્રભુ અવશ્ય પાર પારનાર છે.

( મૃણાલિની અને જાલ પ્રવેશ કરે છે. )

**જાલ**—વ્હાલી મૃણાલિની, ચિતોડદુર્ગમાં પ્રવેશ કર્યા બાદ અંતઃપુરમાં પોતાની પૂજ્ય માતા રોહિણીદેવી અને પ્રિયભાઇ વનવીરનો મેળાપ ન થવાથી દિલગીર થયેલાં મહારાણી વીરમતી તરફથી આપણને આજ્ઞા થઇ છે કે રોહિણીદેવી અને વનવીરને ગમેતે સ્થળેથી શોધી કાઢવાં અને અભય પ્રદાનની ચોક્કસ ખાત્રી આપી સન્માન પુરઃસર ચિતોડમાં લઇ જવાં. પણ મૃણાલિની, આટલું બધું ફરી કરીને થાકી ગયાં, તોપણ ઇષ્ટ મનોરથ સિદ્ધ કરી કૃતાર્થ ન થયાં.

**મૃણાલિની**—વ્હાલા જાલ, નિરાશ થાઓ નહીં. જુઓ, દૂર કોઇ અપરિચિત સ્ત્રી અને બાળક ઉભાં છે.

**જાલ**—વ્હાલી, તે બાળક બીજો કોઇ નહીં પણ જેને આપણે શોધવા નીકળ્યા છીએ તેજ વનવીર છે. તે બાળકની સાથે જે તેજસ્વી લલના દ્રષ્ટિગોચર થાય છે તેજ રોહિણી દેવી હોવાં જોઇએ એવું અનુમાન થાય છે.

**મૃણાલિની**—ચાલો ત્યારે આપણે તેમની સમીપ જઇએ, અને પહેલી અણધારી આફતથી ગભરાએલાંઓને આશ્વાસન દઇએ.

**જાલ** (વનવીર પાસે જઇ) ભાઇ વનવીર, કેમ મારી ઓળખાણ પડે છે કે?

**વનવીર** હા, ભાઇ જાલ, દરેક સમયે સમીપ રહેનાર તમારા જેવા નિષ્કામ સ્નેહી કેમ વિસરાય?

માતાજી, બ્હેન વીરમતીની સતત સેવા કરવા જે મહાશય તેમની સાથે કેલવાડા ગયા હતા તેજ આ સ્વામિનિષ્ટ પરાક્રમી પુરૂષરત્ન જાલ.

**જાલ**—રોહિણી દેવી, તેજ જાલ તમારી સેવામાં ઉપસ્થિત છે. મહારાણા હમીરસિંહ અને મહારાણી વીરમતીની ઇચ્છાનુસાર તમે ચિતોડમાં લાયક સ્થાન દીપાવો તે ઉચિત છે, પોતાના વડીલોની માન મર્યાદા પૂરે પૂરી જાળવવી એજ રાણાવંશની રીત છે.

**રોહિણી** મારા પૂજ્ય જમાઇની મરજી મુજબ વર્તવું એમાંજ મારી શોભા સમાઇ છે, પણ જ્યાં સુધી મારા પતિ અભિમાન છોડી મહારાણાના હિતૈષી થાય નહીં ત્યાં સુધી મારાથી હમીરના આશ્રયે રહી શકાય નહિ. તેથી મદોન્મત્ત સ્વામીને ઉપદેશના અંકુશે સત્ય પંથે વાળવા મારા મનમાં ઉમેદ છે.

**વનવીર**—હું પણ મારા પિતાને સમજાવી તેમની સાથેજ મહારાણાની સેવામાં હાજર થવાની અભિલાષા ધરાવું છું.

**જાલ**—તમે નિશ્ચિત રહો કે મહારાણા હમીરસિંહ તરફથી તમને કશી હરકત નહીં પડે. સારી રીતે કે બળ વાપરી માલદેવને વશ કરવાની હમીરસિંહને હામ છે. માલદેવ પોતે ગમે તેટલાં તરફડીયાં મારશે પણ તે છેવટે મહારાણાને શરણ થશે અને તે વખતે પણ સઘળા

અપરાધોની ક્ષમા ઉદારચરિત હમીરસિંહ આપશે, તેથી તમે વધુ વિચાર કર્યો વિના અમારી સાથે ચિતોડમાં પધારો, તમારા પવિત્ર ચરણ કમળથી તે પ્રાચીન દુર્ગને શણગારો.

**મૃણાલિની**—અમારી માગણી કબુલ રાખો, ઉદાસ થએલાં મહારાણી વીરમતીના હૃદયમાં હર્ષ વધારો, પોતાનાંજ બાળકોની ઉન્નતિ શાન્તિ પૂર્વક નિહાળો, આશિષ પરંપગથી તમારાં બાળકોના ચિત્તમાં પ્રમોદ પ્રવાહ પ્રસારો.

**રોહિણી**—સાઈ જાલ, તમારો વિચાર સર્વોત્તમ છે પણ ભ્રાન્તિના ભયાનક કૂપમાં ઝોલા ખાનાર પતિને પાપાચરણમાં પ્રવૃત્ત થવા દેવો એ સાધ્વી સ્ત્રી માટે કેટલું અધમ છે ? તેથી સમગ્ર મહીતળમાં મને જંગલે જંગલ અને શહેરે શહેર મારા પતિની પાછળ ભટકવા દો, અનીતિ અને અધર્મના પાશમાં વધુને વધુ ફસાતા તેમના આત્માને બચાવા દો.

**જાલ**—સતી શિરોમણિ રોહિણી દેવી, અત્યાર સુધી અધર્માચરણમાંથી માલવદેવને નિવૃત્ત કરતાં તમારી જીભના ચુરા થયા છે તો પણ હરેક સમયે તમારાં અમૃતમય વિનીત વચનો માલવદેવના એક કર્ણમાં પ્રવેશ કરી બીજા કર્ણદ્વારા તત્કાળ નીકળી ગયાં છે. દર્પદેવનાના ધૂમે ધુંધવાતા દશકંદ રાવણને સમજાવવા મન્દોદરીએ શી કચાશ રાખી હતી ? દુષ્ટ દુર્યોધનને સુધારવા શું ભાનુમતીએ થોડી મહેનત કરી હતી ? પણ કુદરતનો નિયમ એવો છે કે જ્યારે માણસનું નસીબ નબળું હોય છે ત્યારે સાકર જેવો મીઠો ઉપદેશ પણ કરિયાતા જેવો કડવો લાગે છે. **ખરેખર,**

જેના શિરે ભાવિ વિપદ્ ફરે છે,
નિર્ભાગિ તે ભ્રષ્ટ મતિ બને છે;
ઉન્મત્ત થાયે ભુલી સાન શુદ્ધિ,
વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.

**મૃણાલિની**—માજી, અમારી આજીજી ઉપર લક્ષ્ય આપો અને અમારી માગણી કબુલ કરી મહારાણી વીરમતીના હૃદયમાં શાન્તિ સ્થાપો. હમીરસિંહની શક્તિ દિન પ્રતિ દિન એટલી વધતી જાય છે કે અલ્પસમયમાં માલવદેવ માન મુકી મહારાણાને શરણુ થશે અને તે વખતે તમારો બધાનો મેવાડના રાજ્યમાં યથા યોગ્ય સત્કાર થશે. માટે વૃથા વનવાસનું

કષ્ટ ઉભું કરવાની અગત્ય નથી. તમારી વ્હાલી કુંવરીના મીરમતીને તમારા મંકટથી ઓછું આવશે, તેમના મનમાં નકામી ચિન્તા ઉદ્ભવશે.

**રોહિણી**—પ્રેમી જાલ, તમારાં સઘળાં વચનોને હું શિરે માન્ય ગણું છું તો પણ છેવટ સુધી ધર્મપત્ની તરીકેની મારી ફરજ બજાવીશ, પતિના કલુષિત મનને સ્વચ્છ બનાવવા અસાધારણ કોશીશ કરીશ.

**વનવીર**—હું પણ મારા પિતાને સમજાવવા મારાથી બનતું કરીશ, ઇશ્વર કૃપાએ ફત્તેહ મળશે તો તેમની સાથેજ મહારાણા હમીરસિંહના સમીપ રજુ થશું.

( નેપથ્યમાંથી જેનસ બંધ ચાલતા મનુષ્યોના પગલાંનો અવાજ સંભળાય છે. )

**જાલ**—( નેપથ્ય તરફ નજર કરી ) આના, કોઇ ક્રોધાવિષ્ટ પુરૂષો આ તરફ જેસબંધ આવતા જણાય છે તેથી આપણે બાજુએ સંતાઇ તેમની ચેષ્ટા સાંભળીએ.

( માલવદેવ, કુમાર હરિસિંહ અને કારભારી કપૂરચંદ પ્રવેશ કરે છે. )

**માલવદેવ**—કારભારી કપૂરચંદ, હવે આપણે માટે શો છે ઇલાજ ? તમારી કુશળતા ઉપરજ ટકી રહી છે આજ દિન સુધી અમારી લાજ.

**કપૂરચંદ**—મહારાજ, આમાં નાસીપાસ થવાનું કાંઇ કારણ નથી. આપણે જાતે જઇ દિલ્હીના બાદશાહને સમાચાર કહીએ, શહેનશાહતના કબજામાંથી મુકત થએલા મેવાડને પાછું સર કરવા બાદશાહી ફોજની માગણી કરીએ.

**હરિસિંહ**—પિતાજી, કારભારીનું કહેવું યથાર્થ છે. બાદશાહ કનેથી સૈન્યની માગણી કરી હમીરને પરાસ્ત કરીએ, કપટજાળથી પડાવી લીધેલા ચિતોડ દુર્ગને પાછો હસ્તગત કરીએ. જ્યાં સુધી હમીર પર વેર ન લઇ શકાય, ત્યાં સુધી બ્હીલે મ્હેરે આંખ્યાથી કેટલો કાળ જીવી શકાય ? ગએલું પાછું મેળવવા અસાધારણ પુરૂષાર્થની જરૂર છે. આપણા ભયાનક બાહુ બળમાં બાદશાહી મદદનો ઉમેરો થાય તો પછી ઇષ્ટ સિદ્ધિ શું દૂર છે ?

**માલવદેવ**—બહાદુર હરિસિંહ, તમારા ઉત્સાહથી નરમ પડેલા મારા શરીરમાં વીર્યનો સંચાર થાય છે. બસ, આપણા પોતીકા કે પારકા બળથી હમીરનો વિધ્વંસ કરવો એજ આપણું લક્ષ્ય બિન્દુ છે. આપણી રાજ્ય લક્ષ્મીને છીનવી લેનારનો ગમે તે રસ્તે જડ મૂળથી ઉચ્છેદ કરવો એજ

આપણું નિશાન છે, તે તરફ ગમે તે ઉપાયે પ્રયાણ કરવું એમાંજ આપણું યશોગાન છે

રોહિણી—(એકદમ માલવદેવની સમીપ જઇ) પ્રાણ પતિ, જે બાયલી વિદ્યાનો પ્રયોગ કરવા માગો છો તેમાં શું તમારૂં યશોગાન છે? ના, ના, તેમાં તમારી અને તમારા કુલની શ્યામ અપકીર્તિનું આબાદ સ્થાન છે.

માલવદેવ—મૂર્ખનારી, બેવકુફ લલનાને રાજનીતિનું શું ભાન છે! દુશ્મનને મહાત કરવામાં મિત્રની મદદ લેવી પડે તેમાં શી હરકત છે?

રોહિણી—પ્રાણનાથ, તમારી મતિ એટલી ભ્રષ્ટ થઇ છે કે તમે મિત્રને દુશ્મન ગણો છો અને દુશ્મનને મિત્ર ગણો છો. આપણો પૂજ્ય જમાઇ હમીરસિંહ આપણો સાચો સ્નેહી છે, અને જેની મદદ માગવા તમે જાઓ છો તે આપણો, આપણી સમગ્ર કોમનો અને આપણા ધર્મનો પાકો વૈરી છે.

માલવદેવ—જે હમીરસિંહે મેવાડ પર જામેલી મારી સત્તાને નિર્મૂળ કરી દીધી, તેને મિત્ર ગણવાની સલાહ ફક્ત બુદ્ધિહીન બૈરીઓજ આપી શકે.

રોહિણી—મેવાડપર તમારી સત્તા હતીજ ક્યાં? જેઓ આપણી ભૂમિના, આપણા ધર્મના અને આપણા ગૌરવના કટ્ટા દુશ્મન છે, તેઓના ક્ષુદ્ર ચાકર તરીકે જાતિ બંધુઓ ઉપર જુલમ ગુજારવાની તમારામાં સત્તા હતી. પ્રતિષ્ઠાની હાનિ કરનાર આવી નીચ સત્તાનું મિથ્યાભિમાન ધરાવી તમે તમારી પોતાની અને પોતાના ભાઇઓની અધોગતિ કરી છે. પરમાત્માના પ્રસાદથી પરાક્રમી હમીરસિંહે તે અધોગતિમાંથી આપણને, આપણી ધરણીને, આપણા ધર્મને અને આપણા મહત્ત્વને બચાવ્યું છે. તેથી ડાહ્યા થઇ અસત્પ્રયાસ છોડી દો અને મેવાડપર મહારાણા હમીરસિંહનું આધિપત્ય કબુલ રાખી તેના હાથ નીચે ગૌરવશાળી સ્થાન સ્વીકારો.

માલવદેવ—હરામી હમીરનો સમૂલવિધ્વંસ કરવા મારામાં શક્તિ છે.

હરિસિંહ—હમીર પતંગને બાળી દેવા ભડ ભડ બળતી આ મારા તેજસ્વી ખડ્ગની જ્યોતિ છે.

રોહિણી—પ્રાણનાથ, જો તમારામાં અને આ તમારા બટક બોલા કુંવરમાં શક્તિ હોય તો તમારા ભુજ બળથી હમીર સાથે લડો પણ

ધરાકોળી ડાકુ શેર અને સાધન પ્રધાન પેઠે પોતાના અંગત વૈરાગ્નિને તૃપ્ત કરવા આપણી પવિત્ર વસુધાના રિપુઓનું આવાહન ના કરો.

**માલવદેવ**—કમઅક્કલ કામિની કેમ્ તુંભને બીલકુલ છુટી મુકી? જ્યારે જ્યારે અમે આગળ પગલું ભરતા હોઇએ છીએ, ત્યારે ત્યારે તારાં કર્કશ વચનોથી અપશુકન કરવા વંતરીની માફક સામેજ ઉભી રહે છે. દિલગીર છું કે સ્ત્રી હત્યાનું પાતક થાય છે, નહીંતો આ સમશેરના એકજ ઘાએ તારા કલેવરના ક્ષણમાં ટુકડા કરૂં.

**રોહિણી**—ત્યો અજમાવી જુઓ તમારૂં બળ. તમારા હિતનું ચિન્તવન કરતી એક અબળા ઉપર તમારૂં જોર વાપરી લ્યો. હું તમારા હાથે મરવા તૈયાર છું, પણ તમારા હાથે થતી જન્મભૂમિની દુર્દશા જોવા અસમર્થ છું.

**માલવદેવ**—દુષ્ટ દારા, પોતાના પતિની અશુભ વાંછના કરનાર અને તેના કટ્ટા દુશ્મનોના ગુણ ગાનાર પાતકી પ્રમદા, તારી વ્યર્થ વાણી મારા રોમે રોમમાં રોષનો ધગ ધગતો અનલ સળગાવે છે, આનાકાની કરતા અંતઃકરણને વધારે મજબુત બનાવે છે, કાંટા સમી નિમકહરામ નારીને માર્ગમાંથી સદંતર દૂર કરવા પ્રચણ્ડ હસ્તની પ્રગતિ મ્યાન તરફ કરાવે છે.

**રોહિણી** "નબળો ધણી બૈરી પર શૂરો". એ નિયમ મુજબ તમારી ચેષ્ટા તમારૂં બાયલાપણું, હીચકારાપણું સ્પષ્ટ દર્શાવે છે.

**હરિસિંહ**—મત માતા, પિતા પ્રત્યે અસભ્ય શબ્દોચ્ચાર ન કરો, નર શિરોમણિ હરિસિંહને વધુ ના ઉશ્કેરો.

**રોહિણી**—નાદાન કુમાર, તું અને તારો મદાંધ પિતા સ્વહસ્તે આપણો વિનાશ કરવા ઉદ્યોગ આદરો છો એ નિઃસંશય છે, તેમાંથી તમને બચાવી લેવા મારો દૃઢ નિશ્ચય છે તેથી ફરી ફરી પોકારી પોકારીને કહું છું કે મુક્ત થએલા મેવાડને પુનઃ હેરાન કરવા દુશ્મનની સહાય લેવા જાઓ નહિ, દીર્ઘસમયની વિષમ વેદના પછી નિરાંતે શ્વાસ લેતી ધરા જનનીને પીડા કરનારાં પિશાચ કૃત્યો તમારા હાથે થાઓ નહીં.

**હરિસિંહ**—પિતાજી, આપ જેમ જેમ બોલતા નથી તેમ તેમ આપનુંજ અહિત ચ્હેનાર મારી માતા મદાન્ધ બની વિચાર શૂન્ય બકવાદ કરે છે, મારા હૃદયને અસાધારણ કોપથી ભરે છે. તેથી પૂજ્ય પિતાજી,

આના કરે તો જેવી રીતે પરશુરામે પોતાની માતા રેણુકાનો પળમાં પ્રલય કર્યો હતો, તેવી રીતે એક ક્ષણમાં મારી દુષ્ટ જનનીને શાશ્વત શાંતિ આપી દઉં.

રોહિણી—હરિસિંહ, તારી હલકી વાણીથી તારૂં ભાવિ ભયંકર દેખાય છે, તારૂં અનિષ્ટ અલ્પ સમયમાં થનાર છે.

માલવદેવ—પુત્ર હરિસિંહ, શું જોઈ રહ્યા છો? આ ઉન્મત્ત લલનાને સખ્ત શિક્ષા નહીં થાય, ત્યાં સુધી અમંગલ લવરી કરતી તેની કડવી રસના બંધ નહીં થાય.

હરિસિંહ—અધર્મી અબલા, જોઇ લે હું તને મારી તીક્ષ્ણ તલવારનો તીખો અનુભવ કરાવું છું, તારી સાન શુદ્ધિ ઠેકાણે લાવું છુ.

( હરિસિંહ તલવાર ખેંચી રોહિણી ઉપર પ્રહાર કરવા જાય છે. વનવીર એકદમ આગળ જઇ પોતાની તલવાર ઉપર હરિસિંહનો ઘા ઝીલી લે છે. )

વનવીર—ધીક્કારો હરિસિંહ, પોતાનીજ માતા પ્રત્યે, અબલા પ્રત્યે, તારૂં પરાક્રમ અજમાવવા પ્રેરાય છે, તારી કાયરતા ભીરૂતાની હવે પુરી પ્રતીતિ થાય છે. આ સામર્થ્યથી તું મહાબાહુ હમીરસિંહ સાથે લડી શકશ? ના,ના, મૂર્ખભાઈ, તું એક પામર પતંગ માફક હમીરના દેદીપ્યમાન ઓજસમાં બળી જઇશ.

હરિસિંહ—વનવીર, તું પણ પિતૃદ્રોહી ભ્રાતૃદ્રોહી બની દુશ્મનની ભાટાઇ કરે છે, તું પણ સમજી લે કે તારે માથે કૃતાન્ત ભમણુ કરે છે.

વનવીર—હરિસિંહ, હું બાની દેશી જણાવું છું કે મેવાડ મુક્ત કરનાર વીરના શૃંગાર મહારાણા હમીર તરફ મારો સાચો પ્રેમ છે.

હરિસિંહ—ત્યારે શું તું સમજે છે કે તારા ઉપર મારે એક રતિભર પણ રહેમ છે?

વનવીર—ત્યારે તું પણ મનમાં નિશ્ચય કરી લે કે વનવીર તારા હાથે માતૃ વધ નહીં થવા દે.

હરિસિંહ—તું પણ માની લે કે હરિસિંહ તને જીવતો નહીં રહેવા દે.

( હરિસિંહ અને વનવીર વચ્ચે યુદ્ધ થાય છે. હરિસિંહને હરાવી તેની છાતી ઉપર વનવીર ચઢી બેસે છે. )

**વનવીર**—મિથ્યાભિમાની હરિસિંહ, જોઇ લીધી તેં તારી શક્તિની અજમાયશ. આજ પ્રસંગે તારો નાશ કરી : મેવાડ પર વધુ આફત આવતી અટકાવી શકું પણ તારા જેવા નિર્માલ્ય કાપુરૂષોની ઉશ્કેરણીથી આવાહન કરેલા દુશ્મનના દળ ઉપર મહારાણા હમીરસિંહ અસાધારણ વિજય મેળવે એ મારા મનની આશ છે, અને તારા જેવા મદ્દીદ્રોહીના વધનું માન મહારાણાને મલે એ મારો અભિલાષ છે. ( હરિસિંહને છુટો કરી ) જા, હરિસિંહ, જા દિલ્હીમાં સત્વર જા. બને તેટલી મોટી ફોજ વર્ષ આવ પણ યાદ રાખજે કે સત્યાગ્રહી સૂર્યવંશી મહારાણા હમીરસિંહનો વિજય થશે, તેમને હાથેજ તારા પાતકી જીવનની દોરી તુટશે.

**માલવદેવ**—હરિસિંહ, નિજકુલદ્રોહી આ નારી અને કુંવરનું જો કાળું કરો. બે જણના છુટી જવાથી કાંઈ આપણા સામર્થ્યમાં ઘટાડો નહીં થાય.

**કપૂરચંદ**—કુંવર, શાન્ત થાઓ, આ હરામી રોગીની શી દરકાર છે ? દીલ્હીની મદદ મળી પછી આવાં તરફદારોનો શો ભાર છે ?

( માલવદેવ, કપૂરચંદ અને હરિસિંહ જાય છે. )

**રોહિણી**—ભાઇ જાલ, મારાથી બનતું મેં કરી લીધું. હવે હું સુખેથી મહારાણા હમીરસિંહના આશ્રયે રહીશ.

**વનવીર**—હું પણ મહારાણાના ચરણ કમળમાં મસ્તક નમાવી તેમનો સાચો મદદગાર થઇશ.

**જાલ**—બહુ સારૂં થયું કે તમારો આવો નિશ્ચય થયો, અમારો પ્રયાસ સફલ થયો.

**મૃણાલિની**—ચાલો, ત્યારે, આપણે સાચાની ઉમેદો સિદ્ધ કરનાર વિશ્વાધાર પરમાત્માની પ્રાર્થના કરીએ, મહારાણા હમીરસિંહના સંપૂર્ણ વિજયની માગણી કરીએ.

**સઘળા**—

ગાયન ૨૭ મું.

હરિયે.ફિરનાર તારી અભ્યર્થના;
ગુણ ગાતી વિભુના રસિક રસના—હરિયે૦

મોહ વમળમાં માનવી ડુબતા,
પાપનું ભાથું તે નર ભરતા,
ભોગવતા લખચોરાશી યાતના—કરિયે૦
જે પરમેશે ધ્યાન ન જોડયું,
તો નિષ્ફલ જીવન સઘ ખોયું,
વ્યર્થ જવાની સકલ સાધના—કરિયે૦
નિર્મલ ચિત્તે ધરણી સેવા
પ્રીતે કરશું ત્રિભુવન દેવા,
સિદ્ધ કરજો વિજય એ યાચના—કરિયે૦

(જાય છે).

## પ્રવેશ ૨ જો.

સ્થળ—વીરમતીનું નિવાસસ્થાન.

ગાયન ૨૮ મું.

**વીરમતી—** ક્યાં હશે તું આ સમે, પ્રિય માતુ મારી,
કરતી પોકાર, માત દયાળ, તનયા તમારી-ક્યાં૦

(**સાખી**) શા સારૂ નિર્દય બની, થઇ તું અન્તર્ધાન;
ઝટપટ આવો સ્નેહથી, તલસે છે મુજ પ્રાણ.
જનની જગસાર, દોષ વિસાર, વિનવે ભિખારી-ક્યાં૦

વ્હાલી માતા, મને નિરાશ કરી તમે ક્યાં ગયાં? તમારા અભાવે મને ચેન પડતું નથી. તમારો અપરાધ મારા હાથે થયો નથી. તેથી કૃપા કરો, દર્શનાભિલાષી દુહિતાના નયનોને તૃપ્ત કરો.

(હમીરસિંહ પ્રવેશ કરે છે.)

**હમીરસિંહ**—વ્હાલી વીરમતી, હજુ પણ તમારા મનનું શા સારૂ સમાધાન થતું નથી? તમારી માતા રોહિણી દેવીની શોધ માટે માણસ ગયો છે, મને ખાત્રી છે કે તે વીરપુરૂષ પોતાના કાર્યમાં વિજયવંત ગયો છે.

**વીરમતી**—પ્રાણનાથ, ચિતોડ દુર્ગ પાસે થયેલી લડાઈમાં મુખ્ય શત્રુઓને તમે નાસી જવા દીધા તે ઠીક ના કર્યું, કારણ કે કપટી કપૂરચંદની ઉશ્કેરણીથી ગમે તે પ્રકારે માલવદેવ આપણી વિરૂદ્ધ પગલાં ભરશે,

તમને સોંપાય છે, વિશ્વાસપાત્ર બની દિવાકરાન્વયની પ્રભાને વધારનારા તેજસ્વી મણિ થશે એવી આશા રખાય છે.

**વનવીર**— મહારાણા હમીરસિંહ, જે વિશ્વાસ મારા ઉપર મુકો છો તેને હું શોભાવીશ.

**રોહિણી**—હમીરસિંહ, તમારી ઉદારતા ખરેખર આશ્ચર્યકારી છે, ઉચ્ચ મનોવૃત્તિઓને લીધે તમે તમારી પ્રતિષ્ઠા સમગ્ર મહીમંડળમાં વધારી છે.

**વીરમતી**—માતાજી, આમાં કાંઇ અમે વધુ કર્યું નથી. તમારા માટે જે કાંઇ બની શકે તે સઘળું ઓછું છે. શાન્તચિત્તે અમારી સમીપ તમે રહો એજ અમારા મનની ઉમેદ છે, તમે શોકવશ થાઓ એમાં અમને પુરો ખેદ છે.

**રોહિણી**—બેટા વીરમતી, અમારી આશા ઉપરાંત તમે અમારો સત્કાર કર્યો, પણ હજુ જ્યાં સુધી મારા પતિ અશાન્તિને ઉભી કરવા મથે છે, ત્યાં સુધી મને શાન્તિ કેવી રીતે મળે ? ક્રૂર કપૂરચંદની પ્રેરણાથી અને ટુંકી બુદ્ધિવાળા હરિસિંહના અત્યાગ્રહથી મારા પતિએ મારા ઉપદેશનો અનાદર કર્યો છે, અને દિલ્હી જઇ બાદશાહની મદદ મેળવવા નિશ્ચય કર્યો છે. તેથી મને લાગે છે કે થોડા સમયમાં યવન સૈન્ય ચિતોડ ઉપર આક્રમણ કરશે.

**હમીરસિંહ**—તે વિષે લગારે ફીકર નથી. સ્વયં બાદશાહ ચઢીને આવશે તો પણ તેની સામે લડવા હમીરને હામ છે, ત્યારે વૃથા ખેદને આધીન થવું નકામ છે.

**જાલ**—મહારાજ, રાજપુત સુભટો એટલા જોસમાં આવી ગયા છે કે દિલ્હીની ફોજને વધારે મુસાફરી કરવાની જરૂર નહીં પડે. ક્ષાત્રસૈનિકો તેમની સામા જશે, ચિતોડ સુધી આવવાની તેમને તસ્દી નહીં આપશે.

**મૃણાલિની**—દુશ્મનને મેવાડની ધરણી ઉપર પગ મુકવા ન દેવા એવો ચિતોડની અધિષ્ઠાત્રી દુર્ગાદેવીનો આદેશ છે, મેવાડની બહાર જઇ રિપુનું અસત્ કારવું એજ અમારો ચોક્કસ ઉદ્દેશ છે.

**વીરમતી**—અમે તેવા બલિષ્ઠ અરિને દરવીજ વિદારે એવા શૌર્યશાળી મેવાડ નરેશ છે.

**હમીરસિંહ**—દુશ્મનને જડમૂળથી છેદી નાંખે એવો આ સમય

તમારો જાજવલ્યમાન રોષાવેશ છે, વીર સુભટોના પરાક્રમે સારી રીતે સચવાયેલો સ્વતંત્ર મેવાડ દેશ છે. તેથી આપણા સૈન્યને એકદમ કરો તૈયાર, પરદ્રોહી રિપુઓ તરફ વાપરો પાણિદાર તલવાર, ભૂમાતાના દ્વેષીઓનો કરો સમુળ સંહાર.

( વસુમતી પ્રવેશ કરે છે. )

**વસુમતી**--વત્સે વીરમતી, વત્સ હમીર, રોહિણી દેવી, વનવીર, જાલ અને મૃણાલિની, મેવાડપતીના દુશ્મનોની સાથે જઇ મેવાડની હદ બહાર તેમની સાથે લડવાનો તમારો નિશ્ચય છે, તેમાં મારી શુભાશિષે તમારો સંપૂર્ણ વિજય છે. ( સઘળાને આશીર્વાદ આપતી. )

### ગાયન ૨૯ મું.

તમે જાઓ, પ્રિયબાળ, તમે સહુ જાઓ;
રવિ સ્વયં સહાયક થાઓ--પ્રિય૦
સજી શસ્ત્ર બનો રણ યજ્ઞ શૂરા,
અરિ નષ્ટ કરો, ભુજ શૌર્ય પુરા;
યશ વિબુધરમણી ગાઓ--પ્રિય૦
નથી ક્ષાત્ર વીરો બળમાં અધુરા,
કરશે રિપુના પળમાંહી ચુરા;
સમરાંગણમાં જય થાઓ--પ્રિય૦

( રૂખસે. )

## પ્રવેશ ત્રીજો.

સ્થળ--ચિતોડમાં સ્વરૂપચંદનું મકાન.

**સ્વરૂપચંદ**--હાય ! હાય ! મારા પોળામાં ધુળ પડી અને હાથમાં આવેલી મૃણાલિની કોણ જાણે ક્યાં ઉડી ગઈ, મને બેહાલ હાલતમાં રવડતો છોડી અંતર્ધ્યાન થઇ ગઇ, સોદાગર કનેથી જે દાગીના ખરીદ્યા તેનાં નાણાં લેવા દુકાને ગયો ઘેર પાછા આવી સોદાગરને પૈસા આપી નિશ્ચિત થયો. પણ થોડા સમય પછી ઘરમાં તપાસ કરતાં મૃણાલિનીનો પત્તો મળે નહીં. હાય ! હાય ! રૂપિયા ચાર હજારનું પાણી થયું એટલું તો ઠીક પણ તેની સાથે દાગીના અને મૃણાલિની બન્નેનું હરણ થયું. પીડાનું વાદળ આટલેથી અટકી ન રહ્યું, સાસુ કુંદિલાની ઝીપરાણીનું સાલ

ઊભું થયું. વ્હાલું વ્હાલું કે મયાશંકર અને કુટિલાની કચકચ ચાલુને ચાલુ. અધુરામાં પૂરૂં વળી રોજ રોજ કોર્ટમાં ઘસડવાની ધમકી. અત્યાર સુધી તો શેઠ કપૂરચંદના હાથમાં કારભાર હતો, એટલે કુટિલા કે મયાશંકર કોઇનું કાંઇ વળે તેમ ન હતું. કપૂરચંદને પાન સોપારી આપી દાબ્યા એટલે આપણો વાળ વાંકો થાય નહીં. પણ હવે તો ગિરનેટમાં કપૂરચંદનું નામ કે નિશાન રહ્યું નથી. મહારાણા હમિરસિંહનો નેક ન્યાયી અમલ ચાલુ થયો છે, મારી આશાનો છેલ્લો તન્તુ તુટી ગયો છે. મહારાણાના આબરૂદાર અને ન્યાયી અમલદારો પાસે આપણો દાંભિક વ્યવહાર નહીં નભે. હવે કરવું શું ?

( નેપથ્યમાં "બારણા ખોલો" એવી બુમ સંભળાય છે. )

**સ્વરૂપચંદ**—એ તો એના એજ. સાસુ અને ગોર, ડગલે ડગલે ચલાવી રહ્યા છે જુલમનું જોર. હવે ઊઘાડીએ છીએ. થોડી બુમો પાડો.

( સ્વરૂપચંદ બારણું ઊઘાડે છે અને કુટિલા તથા મયાશંકર ગોર પ્રવેશ કરે છે. )

**કુટિલા**—શેઠ, મારી દીકરીને જ્યાં ગુમ કરી હોય ત્યાંથી આણી આપો, પુત્રીવિરહની અસહ્ય પીડા કાપો.

**સ્વરૂપચંદ**—સાસુજી, હું સોગંદ ખાઇને કહું છું કે મૃણાલિની વિષે મને બીલકુલ ખબર નથી. કોઈ દગાખોરનું કામ જણાય છે, તેનો પત્તો મેળવવો અશક્ય દેખાય છે.

**કુટિલા**—શેઠજી, હવે નકામા સોગંદની સફાઇ નહીં નભે. મૃણાલિનીને રજુ કરો, નહીંતો જેલ જાત્રાની ઉમેદવારી કરો.

**મયાશંકર**—સ્વરૂપચંદ શેઠ, પોતાની પ્રિય પુત્રી પર ગાઢો પ્રેમ રાખતા તમારાં સાસુજીએ અત્યારસુધી બહુ ધીરજ રાખી છે. તેથી હવે વધુ વખત તેમને ટીંગળાવો નહિ, આત્મજાના અભાવે ઉત્પન્ન થતા દુઃખને વધારો નહિ.

**સ્વરૂપચંદ**—ગોર આ બાબતમાં હું નિર્દોષ છું. દુકાને ગયો અને ઘેર આવ્યો, એટલામાં મૃણાલિની ગેપ થઇ, તેમાં મારી શી ચૂક થઇ?

**કુટિલા**—શેઠ, ખરશાંતવાની વાત બાજુએ મૂકી ચોખ્ખો જવાબ દો, નહિતો છેવટનાં પગલાં લાચારી સાથે ભરવાં પડશે.

**મયાશંકર**—સ્વરૂપચંદ શેઠ, ડાહ્યા થઈ મૃણાલિની જ્યાં હોય ત્યાંથી લાવી આપો, નહિતો તમારી પાઘડી ફજેતી થશે. આટલું આટલું કહેવા છતાં નહીં માનો તો તમારાં સાસુજી ન્યાય મંદિરનો આશ્રય લેશે, એમાં તેમનો જરાકે દોષ નહિ નીકળશે.

**સ્વરૂપચંદ**—(સ્વગત) મામલો બારીક દીસે છે. દબાઈ જવામાં સાર નથી. દમીયાં ને દમમાંજ તેમને ઠેકાણે લાવી દઉં. (પ્રત્યક્ષ) ગોર, એટલા બધા શા સારૂ ધમકાવો છો ? જેવી રીતે પૈસા ખર્ચી ગાય બળદ કે ઘોડો ખરીદીએ છીએ અને તેના સંપૂર્ણ માલીક થઈએ છીએ, તેવીજ રીતે મેં પચીસ હજાર રૂપીઆ રોકડા રાણા છાપના ગણી આપી મૃણાલિનીને વેચાતી લીધી છે. તેથી મૃણાલિની ઉપર મારો પુરેપુરો સોએસો ટકાનો અખત્યાર છે. મૃણાલિનીને ગુપ્ત રાખું કે જાહેર કરૂં એ બાબતનો મારા મનની મરજી ઉપર આધાર છે.

**કુટિલા**—પીટયા સ્વરૂપીઆ, મારી સોના જેવી લાડકી નાજુક સુતાને તું ઢોર સાથે સરખાવે છે ?

**સ્વરૂપચંદ**—હા, હા, તારી દીકરી ને ઢોર બરાબર, એકવાર નહિ પણ હજારવાર બરાબર. જેવી રીતે ઢોરને વેચી પૈસા ઘડે તેમ તમે તમારી દીકરીના *વજનથી પાંચ ગણું રૂપું લઈ વેચાણ કર્યું છે.

**મયાશંકર**—શેઠજી, આવા હલકા શબ્દો તમારા જેવા ગૃહસ્થના મુખમાં ન શોભે; તમારી ગરજે તમે રૂપીઆ આપી પરણ્યાં, તેમાં તમારો વાંક, બીજાને શી લેવા દેવા ?

**કુટિલા**—મયાશંકર ગોર, શેઠનું ભેજું દિન પ્રતિદિન ખસતું જાય છે અને તેમના મગજનું ચક્કર ઢીલું થતું જાય છે. તેમના બોલવામાં તળ દેખાતું નથી, આપણે વધુ વખત વાટ જોવાનું એકે કારણ જણાતું નથી. શેઠ, કેમ્ હજુ સુધી ઉડાવવાનીજ વાત કર્યા કરશો ? તમારો મનસુબો મલિન સિદ્ધ થાય છે, તેથી જાહેરયો, હવે તમારી ફેર્યી વલે થાય છે. મયાશંકર, બોલાવો કાળી ડગલીને. પોલીસના પંજામાં પકડાવ્યા વિના શેઠની સાન ઠેકાણે નહીં આવે.

*મૃણાલિની ઉમર લાયક હોવાથી તેનું વજન ૩ મણ ૫ શેર =૧૨૫ શેર×૪૦=૫૦૦૦ તોલા. (રૂપીયાભાર)- પાંચ હજાર રૂ. નું વજન પણ ૩ મણ પરો ૨. તેથી ૨૫૦૦૦ રૂ. નું તોલ મૃણાલિનીના વજનથી પાંચ ગણું થયું

(મયાશંકર સીટી બજાવે છે કે તુરત બે સિપાઇ રજુ થાય છે.)

૧ લો સિપાઈ—શી તકરાર છે?

**કુટિલા**—જમાદાર સાહેબ, મારી દીકરીને આ સ્વરૂપચંદ શેઠ સાથે પરણાવી ને દીવસથીજ તેમણે તેને ગુમ કરી છે. કેટલાએ ફ્હાડા વેથા પણ મને મારી વ્હાલી પુત્રીનુ મુખ સરખું પણ બતાવતા નથી. કેવી તેમની ક્રુરતા અને નિર્દયતા?

**સ્વરૂપચંદ**—જમાદાર સાહેબ, તેમની વાત સાંભળી પણ મારી જરા સાંભળશો. તમે ઘોડો વેચાતો લ્યો, પછી જેની પાસેથી તમે ખરીદ્યો હોય તેને બતાવવા શું તમે બંધાયેલા છો? તેવીજ રીતે, મેં પણ તેમની દીકરીને નાણાં સાટે ખરીદી છે તેથી મારો તેના ઉપર સ્વતંત્ર અધિકાર છે. મારી મોજ હોય તેવી રીતે તેમની દીકરીને રાખું તેમાં વચ્ચે પડવાનો તેમને શો હક છે?

**૧ લો સિપાઇ**—શેઠ, મનુષ્યનઃ મનુષ્ય સાથેના વ્યવહારમાં ઘોડાનું ઉદાહરણ આપી શકાય નહિ.

**૨ જો સિપાઇ**—શેઠ, પોતાના સગાઓ પ્રત્યે આવી અધમ વર્તણુંક ચલાવી શકાય નહિ.

**કુટિલા**—જમાદાર સાહેબ, તમારી વાત સાચી છે. ઘણા દિવસસુધી જ્યારે માર પાણી ઉતરાવ્યુ, ત્યારે તમારી શરણે આવવાનું દુરસ્ત ધાર્યું. તેથી અમારી ફર્યાદ ઉપર લક્ષ્ય આપો, દયા રાખવી યોગ્ય દાદ આપો.

૧ લો સિપાઈ—કુટિલાબાઇ, તમે ગભરાઓ નહિ. શેઠ, હજુ તમને એવી તક આપીએ છીએ. તેથી તમારી સાસુના મનનું સમાધાન કરો. નહીં તો આ લોઢાની બેડીઓ તમારે માટે તૈયાર છે.

**સ્વરૂપચંદ**—(સિપાઇઓને બાજુપર ખસેડીને) જમાદાર સાહેબ, મહેરબાની કરી આ બાબત પડતી મૂકો, અને ગમે તે રીતે મને બચાવી લ્યો. તમારી મહેનત બદલ લ્યો આ પાન સોપારીની પાંચ પાંચ સોના મ્હોરો.

૧ લો સિપાઈ—નાદાન શેઠ, મહારાણા હમીરસિંહના સેવક સદા સત્ય નિષ્ઠાવાન્ છે, તેમના મનમાં લાલચ તૃણ સમાન છે, પ્રામાણિક રાજપુરૂષોને દ્રવ્ય લાલચથી લલચાવનાર તું હરામી દીવાન છે.

૨ જો સિપાઇ—અત્યારસુધી માલવદેવના અંધેર શાસનમાં લાંચ

આપવાની તને દેર પડી હોય તેમ જણાય છે. પણ હવે મહારાણાના નેક ન્યાયી અમલમાં તમારા જેવા અનીતિવાન્ પુરૂષોની પ્રપંચલીલાનું પોકળ વેરાઇ જશે, સત્યપુર્ણનો સદા વિજય થશે.

કુટિલા—પકડો શેઠને અને લઇ ચાલો તેમને ન્યાય મંદિરમાં.

**મયાશંકર**—મહારાણાની સમક્ષજ શેઠની શઠતાનો નિર્ણય થશે.

**બન્ને સિપાઇઓ**—કુટિલાબાઇ અને મયાશંકર ગોર, ચાલો તમે આગળ, અને શેઠને પકડીને અમે ચાલીએ છીએ તમારી પાછળ.

( કુટિલા અને મયાશંકર જાય છે. તેમની પાછળ સ્વરૂપચંદને પકડી બન્ને સિપાઇ જાય છે. )

## પ્રવેશ ૪ થો.

સ્થળ—સીગોલીનું મેદાન.

( બાદશાહ મહમદ, માલવદેવ, હરિસિંહ, કપુરચંદ, અને મુસલમાન સૈનિકો પ્રવેશ કરે છે. )

**મહમદ**—માલવદેવ, ચિતોડ દુશ્મન કે હાથમેં જાનેકી ખબર જબસે હમકો તુમસે મીલીહય, હમારે તનબદનમેં આગ બળક ઉઠી હય. શાહી-ફોજ ચિતોડ દુબારા સર કરનેકે લીયે તૂયકર રહી હય. ઇત્નીના ન રખો. ચંદરોજમેં શાહી અમલ મેવાડપર ફેલ જાયગા, ઔર મેવાડકી સલતનત હમારે કબ્જેમેં આ જાયગી, ઔર તુમારી નમકહલાલી ઔર સરબાઝીકી કદરકી જાયગી.

**માલવદેવ**—બહાદુર બાદશાહ, ઘણા આનન્દની વાત છે કે તમે દૂર અંદેશી વાપરી બલવાન્ ફોજ ચિતોડ જીતવા સારૂ સાથે લીધી છે. તમારા પૂર્વાધિકારી અલ્લાઉદીનશાહને ચિતોડ જીતતાં કેટલી મહેનત પડી હતી તે તમને યાદ છે, તેથી ખુબ હિમતથી કામ લેવાની જરૂર જણાય છે.

**હરિસિંહ**—બાદશાહ, બેફીકર રહો. મારા ભુજબલ આગળ ચિતોડ દૂર્ગના શાભાર છે ? મેવાડમાંથી હમીરનું નામનિશાન ઉડાવી દેવામાં શી વાર છે ? સમજી લ્યો કે અલ્પ સમયમાં બાદશાહી અધિકાર મેવાડની કલદુપ જમીન ઉપર જામનાર છે.

**મહમદ**—માલવદેવ, તુમારા સાહેબઝાદા બહોત ઝીંદારા હય. અયસે જવાં મર્દોકે લીયે દરબારે શાહીમેં કદરો મનઝલત પાનેકે બહોત વસાયલ હય.

**માલવદેવ**—બાદશાહ, અમારી શુદ્ધ વફાદારીથી શાહી સંતતનતને શોભાવીએ છીએ, તાપનું તેજ વધારવા અમે સદા હજારગણા શૌર્યવડે લડીએ છીએ.

**હરિસિંહ**—બાદશાહ, સાચા સોનાની ધગધગતા અગ્નિમાંજ પરીક્ષા થાય છે, તેવીજ રીતે વીરપુરૂષોની સમરાંગણમાંજ કસોટી થાય છે. જુઓ, સામે દૂરથી, રાજપુત સૈન્ય આ તરફ આવતું જણાય છે. બહાદુરી બતાવવાનો પ્રસંગ જલદી ઉપસ્થિત થાય છે.

**માલવદેવ**—શૂર સિપાઇઓ, બનો હુશીઆર, ઓંહો હસ્તે હથિયાર, કરો અલાહી અકબરનો પોકાર, ઝનુની જંગમાં દુશ્મનને પહોંચાડો પાતાલ મોઝાર.

( હમીરસિંહ ક્ષાત્રસૈન્ય સાથે પ્રવેશ કરે છે. )

**હમીરસિંહ**—ક્યાં સંતાઇ ગયો છે હરિસિંહ ? ફક્ત હરિસિંહજ સઘળા કલહનું મૂલને શાંતિનું શૂલ છે, તેની પ્રથમ ખબર લેવા હમીરસિંહ આતુર છે.

**હરિસિંહ**—હીચકારા હમીર, તારી કપટજાળને કાપવા હરિસિંહ તૈયાર છે, તારા પાપનું પુરૂં પ્રાયશ્ચિત આપનાર છે, તારા સ્વાગત માટે સજ્જ આ હથિયાર છે.

**હમીરસિંહ**—તો બકવાદ છોડી હમીર સામો આવીજા, હમીરની ચમકતી રણચપડી રૂધિર પિપાસુ સમશેરનો ભોગ બની જા.

( હમીરસિંહ જોસભેર હરિસિંહ ઉપર તુટી પડે છે. બન્નેનું દ્વંદ્વ યુદ્ધ થાય છે. તેમાં હમીરસિંહ સ્વહસ્તે હરિસિંહનું મસ્તક ધડથી જુદું કરે છે.

**માલવદેવ**—શૂરવીરો, શું જોઇ રહ્યા છો ? મારા વ્હાલા પુત્ર હરિસિંહનું લોહી પીનાર આતતાયી ઉપર ચલાવો તલવાર, બહાદુરીથી દુષ્ટ દુશ્મનને કરો પ્રહાર.

**હમીરસિંહ**—તમારામાંથી એકએકને હરિસિંહની ગતિએ પહોંચાડવા પાણિદાર છું, સમર ભૂમિમાં દુર્જનનો કાળ છું, સજ્જનનો પ્રતિપાળ છુ.

( બન્ને પક્ષનો તુમુલ સંગ્રામ થાય છે. હમીર બાદશાહી ફોજને સખ્ત હાર આપે છે અને બાદશાહ મહમદ, માલવદેવ અને કપૂરચંદને કેદ પકડે છે.)

ટેબ્લો.

# ખેતીવાડીની કંપની.

અમદાવાદ એગ્રીકલચર કંપની લીમીટેડને સ્થપાયે બે વર્ષ થઈ ગયાં. પહેલા વર્ષમાં કાંઈ કામકાજ થયું નહોતું. બીજા વર્ષમાં થોડીક ખેતી કરી હતી. તે કંપનીના રીપોર્ટપરથી જણાય છે કે તેણે ગત વર્ષમાં કુલ ૧૯૫૫ રૂ. નો નફો કીધો છે. તેમાંથી એજન્ટસના કમીશનના રૂ. ૬૪૯ બાદ જતાં રૂ. ૧૨૦૬ નો ચોખ્ખો નફો થયો છે. એ નફામાંથી ૫૧૯ રૂ. વ્યાજના વહેંચવા કહાડ્યા છે તથા રૂ. ૫૩૫ પ્રાથમિક ખર્ચના માંડી વાળ્યા છે. બાકી રૂ ૧૫૨ આવતા વર્ષમાં નફા ખાતે જમે રાખ્યા છે.

દરેક શેર રૂ. ૧૫૦ નો છે પણ ફક્ત રૂ. ૪૦ જ ઉઘરાવેલા છે. તે ઉપર રૂ. ૩ ત્રણ વ્યાજ આપ્યું છે એટલે દર સેંકડે સાડાસાત ટકા વ્યાજ પરવડ્યું છે.

કંપની પાસે ગયુકની જમીન થોડીક છે. તેમાં વાવેતર હજુ કાંઇ થઇ શક્યું નથી. તે જમીન અને તેના અંગે મકાન તથા ઇનજીન પંપ વીગેરેમાં સાડાચાર હજાર રૂ. રોકયા છે. તેમાંથી કાંઇ ઉપજ ગત વર્ષમાં થઇ નથી તે સ્વાભિક છે. ગયે વર્ષ જમીન સંપાદાન કર્યા પછી તેમાં શેલડી વાવવાને લાયક જમીન કરવા સારૂ તેજ વર્ષમાં તેમાંજ બીજી કાંઇ પણ ખેતી કરવી અશક્ય હતું. વળી શેલડીની ખેતી કરવાને જમીનને ખેડી સુધારી એક ચોમાસુ પડતર રાખવાની જરૂર હતી તથા તેને પાણી પુરૂ પાડવા સારૂ ઇનજીન પંપ ગોઠવવાની અને તેને માટે તથા જનાવર અને માણસના વસવાટ માટે ઇમારત બાંધવામાં વખત વ્યતીત થવાથી પહેલા વર્ષમાં ઉપજ લેઇ શકાય નહી. વળી સાડાચાર હજાર તેમાં રોકયા છે તે ઉપરાંત જમીનને ખેડવા વિગેરેમાં રૂ. ૬૯૮ ખર્ચ થયો છે તે પણ આ વર્ષમાં લેહેણા ખેંચ્યા છે. આવતે વર્ષે ઉપજ આવશે ત્યારે તે વસુલ થઇ શકશે.

ને વર્ષમાં જે ખેતી કરી તે નદીના પટમાં બટાકા વીગેરેની ખેતી હતી. તેમાં રૂ. ૪૬૦૦ ખરચીને ૬૪૮૪ ઉપજાવ્યા હતા. આશરે આઠ એકર જમીનમાં ઉક્ત ખેતી હતી. તેમાં દર એકરે રૂ. ૮૧૬ ની પેદાશ થઇ એ નિર્વિવાદ છે. તે કંપનીના બાહોશ એજન્ટને આભારી છે. અમારા ખેડુ ભાઇઓ દર એકરે વધારેમાં વધારે ૧૦૦—૧૫૦ ની પેદાશ કરે છે

ત્યારે ઉપર બતાવેલી પેદાશ પ્રશંસનીય છે એમ કહેવું જોઇએ. જાહેર પ્રજાની એને સહાય મળશે તો વિશેષ પેદાશ કરી શકશે એમાં શક નથી.

આ કંપની એક કરતાં વધારે રીતે આવકાર દાયક છે. તેને પ્રજાનો આશરો મળવો જોઇયે છે. તે મેળવવાને તેના એજન્ટસ ભગીરથ પ્રયત્ન કરશે તો અમારી ખાત્રી છે કે તે મળી શકશે. ઉક્ત કંપની ઉઘડતી એ વખતે કેટલીક બેંકો ભાંગી ત્યારે લોકોનો અવિશ્વાસ કંપનીઓ પ્રત્યે થયો. ત્યાર પછી થોડા વખતે યુરોપમાં લડાઇ જાગી જેથી જન સમાજના વહેપાર રોજગાર ઉપર અસર થઇ. તેવા વખતે આ કંપની પર કોઇનું લક્ષ દોરાય નહી એ સ્વભાવીકજ હતું. લડાઇનો અંત સત્વર આવે એવું અમે ઇચ્છીયે છીયે કે જેથી આ કંપનીને સરળતા થઈ શકે.

જ્યારે શરૂઆતમાં આ કંપની દર એકરે આટલોની ઉપજ કરી શકી છે તો અમારા ખેડૂતો એવી અને એટલી ઉપજ કેમ કરી શકતા નથી એ એક સવાલ છે. કેટલાક કહે છે કે જેને હાથેજ ખેતી કરી છે તેજ ખેતીમાં ફતેહ પામી શકે છે તેમની દલીલ નકલેદી છે તે આ કંપનીના રીપોર્ટ પરથી સાબીત થાય છે.

અમદાવાદમાં નિકળતું એક માન્ય ગુજરાતી પત્ર પોતાના તા. ૨૩ મી મે ૧૯૧૫ ના અંકમાં કહે છે કે "ખાંડના ઉપયોગી અને ફળપ્રદ હુન્નર પ્રતિ લક્ષ દોરવું અત્યંત આવશ્યક થઇ પડશે. એ ઉદ્યોગ એવો છે કે હિંદુસ્થાનમાં નફા ભરેલી રીતે સાધ્ય કરી શકાય. × × × આવે સમયે હિંદુસ્થાનમાં મશુક્ત મંસ્થાઓ સ્થાપી નાણાંની સબળ રકમો એકત્રિત કરી એ ઉદ્યોગ પાછળ હિન્દીઓ ધ્યાન આપે તો હિંદુસ્થાનને આગળ વધવો નફો થવા સંભવ છે. આપણે માત્ર એકજ દિશા તરફ દ્રષ્ટિ સ્થાપી રાખીયે છીયે, એજ આપણી પ્રગતિને બાધક છે. દેશમાં અને ખુદ અમદાવાદમાં જુઓ તો મીલો પાછળ જેટલાં નાણા રોકવામાં આવ્યા છે, તેટલાં નાણા ખેતીવાડીની સબળ સંસ્થાઓ પાછળ રોકવામાં આવ્યાં હોયતો દેશમાં અનેરો લાભ પ્રકટાવી શકાય. આપણે આપણા કૃષિકાર્ય પાછળ જોઇતું ધ્યાન આપતા નથી. તેથી પ્રાચીન યંત્રો વડે જમીન સારી રીતે ખેડી શકાતી નથી, તેથી તથા આપણા કાર્યમાં સંપૂર્ણ કાળજી ન આપવાથી ઘણો ભાગ વ્યર્થ જતો હોવાથી આપણે એ ધંધામાં ફતેહમંદ થઇ શકતા નથી. પરંતુ જો યાંત્રીક ઓજારોનો ઉપયોગ કરવામાં આવે, જમીનને સંપૂર્ણ કાળજીથી સુધારવામાં આવે અને ઉત્તમ

બીથી ઉત્તમ શેલડી વીગેરે ઉત્તમ પાક પકવવામાં આવે તો આપણને અવશ્ય લાભ થાય. x x x હિંદુસ્થાનમાં ખાંડના ઉદ્યોગ માટે વિશાળ ક્ષેત્ર છે. જેમ સુધરેલા દેશોમાં આવે છે તેવી રીતે ધનિકો, ઉદ્યોગના અનુભવીઓ અને કૃષિકારોના સંયુક્ત જોડાણથી અત્ર મોટી મોટી કંપનીઓ સ્થાપવામાં આવે, અને આ ઉદ્યોગની સ્થળે સ્થળે સંસ્થાઓ બનાવવામાં આવે તો કાપડની મીલો અને અન્ય ઉદ્યોગો કરતાં હિંદ પોતાને ઘણોજ ફાયદો કરી શકે. તથા પોતાની નિત્યની જરૂરીયાત ચીજો માટે તેને અન્ય પ્રજાની દયા ઉપર રહેવાની જરૂર પડે નહીં. ગુર્જર પ્રાંતના ધનાઢ્યોને અમે આવા ઉદ્યોગો પ્રતિ પોતાનું લક્ષ વાળવા વિનતી કરીયે છીયે, એથી કરીને 'એક કામ ને દો કાજ' ની માફક હિંદના હુન્નર ઉદ્યોગને મદદ કરવા ઉપરાંત પોતે પણ સારો નફો અવશ્ય મેળવી શકશે."

મહાનુભાવ ગુજરાતી પંચે જે વિચારો દર્શાવ્યા છે તેજ લક્ષ્યબિંદુ રાખીને આ કંપનીને તેના ઉત્પાદકોએ ઉભી કરી છે એવું અમારા વાંચકો જોઈ શકશે એવી અમને ખાતરી છે.

ગુજરાતી પંચના તેજ અંક ઉપરથી જણાય છે કે હિંદુસ્થાનમાં ૩૮ કરોડ એકર જમીન ખેતીને લાયક છે. તેમાંની ૧૧ કરોડ એકર જમીન હજુ પડતર છે. મુબઈ ઈલાકામાં ૫૦ ટકા જમીન પડતર છે. યાને અડધી જમીન ઉપર ખેતી થવી બાકી છે તેથી જાણી શકાય છે કે ઉક્ત કંપની જેવી બીજી ઘણી કંપનીઓ કૃષિ કરવાને થવાની જરૂર છે.

---

## બજરંગની શોધ—ખોળ.

### નં. ૩ જો.

**( લગ્નની દલાલી અને બાળકોની દલાલી. )**

દીકરો મરી ગયોને વઉ રાંડી, પણ દશૈયાં ન દેવાય છાંડી,
પુરતતો પહેલી લીધી ગણી, બાકી રહી છે પેરામણી;
અમે નથી કાંઇ નીચા કુળના, દશૈયાં તજી રહીએ પેટ ઉગ્યા,
પેરામણી તો સાચું પરખી, અને પેરીશું દૈને દરખી.

દેવી બોલ્યાં અને પટેલો જાગ્યા. બૂઢેવોને બોલાવી લગ્ન કાઢ્યાં અને કફદારને વધાવવા માટે અમદાવાદ શેહેરમાં મોકલી આપ્યાં. કફદારે હર્ષ પૂર્વક વધાવી લઈ ગોળનું ગાડું લુંટાવી દીધું. આ આનંદદાયક સમાચાર ચો તરફ ફેલાઇ ગયા.

કુળવાન બંધુઓ રાહ જોવા લાગ્યા કે ખાનદાનો ક્યારે પુછવા આવશે! ખાનદાનો પણ ફઇઓ, બ્હેનો અને દીકરીઓને પુછાવવા લાગ્યા કે અમારી દીકરીઓ માટે કોઇ મુરતીઆ હોયતો તપાસ કરી જણાવશો.

"શીયાળ તાણે શીમ ભણી અને કુતરૂ તાણે ગામ ભણી" આ કહેવતને અનુસરી ફઇ, ભત્રીજાની દીકરીને પોતાના દીયર વેરે આપવા ભલામણ કરે છે; બેન, પોતાના ભાઇની દીકરીને પોતાના જેઠના દીકરા માટે ભલામણ કરે છે અને દીકરી, પોતાના દીયર માટે ભલામણ કરે છે.

ભોળા પટેલની એકની એકજ લાડકવાઇ દીકરીનુ વેવીશાળ કરાવવામાં બેન ફાવી ગઇ અને પોતાના જેઠના દીકરા સાથે નકી કર્યું. ભોળા પટેલતો ખુબ ફુલાયાને ચોરે બેસી કુટુંબીઓને અને જ્ઞાતિબંધુઓને કહેવા લાગ્યા કે મેં તો **"તમારા બધાંના કરતાં ઉંચામાં ઉંચાં કુળનો વર શોધી કાઢયો અને પુરતનાં આઠસો આપવા ઠરાવ્યા."** ગોતરાઇઓ જરા જંખવાણા પડ્યાને મનમાં બળવા લાગ્યા.

ભોળા પટેલની દીકરી કરતાં બે વર્ષે નહાના અને માત્ર છ માસની ઉમરના જમાઇ હતા. વરાધ થઇ આવી હતી પણ પરણવાનાં લગ્ન હોવાથી પરણવા માટે જવુંજ જોઇએ. વરાધનું દરદ પુનમ અને અમાસેજ થઈ આવે છે. ચૌદસને દીવસે શરૂઆત થઇ અને તેજ દીવસે જાન સાથે જમાઇરાજ ભોળા પટેલને ગામ પહોચી ગયા. અમાસને દીવસે તો વરાધનુ જોર વધી ગયું અને રાત્રે બાર વાગે વરરાજા સ્વર્ગે સીધાવી ગયા. પણ વરરાજા નહી પણ વરરાજાનો જીવાત્મા—ખોળીયું તો સાંજ પડયું હતું!

આ માઠા સમાચાર ભોળા પટેલને આપવાની જમાઇરાજના પીતાને જરૂર જણાઇ નહીં. કારણ કે જો ભોળા પટેલ જાણે તો નાસીપાસ થાય અને તેમની ખાનદાની જલવાય નહીં! કન્યા કુંવારી રહી જાય અને એકની એક દીકરીનાં લગ્નનો લહાવો લેવાય નહીં!! જેથી મુંડદા ઉપર રૂમાલ ઢાંકી રાખી કોઇને જાણ કરી નહીં. સવાર ક્યારે પડે અને સાંજ ક્યારે આવે તેનીજ રાહ જોઈ રહ્યા હતા. સવારતો પડી, દાંતણ

પાણી કાધાં અને હમેશાં સવારે નહાવાનું તો હોયજ જેથી પ્રાતઃસ્નાનની સાથે મુંગે મોઢે દીકરાનું પણ સ્નાન કરી લીધું. અને હરતે મ્હોંઢે બપોરનું જમણ પણ જમી લીધું. સ્નાન કરવાની અને જમવાની આ બે ચીંતાતો દુર થઇ. હવે તો માત્ર સાંજ પડે અને મંગળ ફેરા ફરી મંગળ ગીત ગવાય તો ગંગા નહાયા. ચાંડલાના રૂપૈયા ગણી લેવાય તોજ કુળવાનની કુલીનતા જળવાય અને ખાનદાનની ખાનદાની ગવાય!

મહાદેવી ઉમીયાજીની કૃપાથી સાંજ પડી ગઇ, દીવા બતી થયા અને તુર્તજ ભોળા પટેલના પટલાણી અણવો કણવો લઇ જાનીવાસે આવ્યાં. વરરાજાની માતા પોતાના મુવેલા બાળકને ખોળામાં લઈ ધવરાવવાનો ઢોંગ બતાવી રહ્યાં હતાં. બાળકને મરતી વખતે ગંગાજળ અને તુલશીનું પાન મોઢામાં મુકવાનું ભુલી ગયાં હતાં તેના બદલે અણવા કણવાની થાળીમાંથી એક આંગળી બોળી બાળકના મોંઢામાં ઘાલી મોંઢાને પવિત્ર કર્યું!

માયરામાં બંને વેવાણોએ પોતાના બાળકો ખોળામાં લઇ પ્રવેશ કર્યો. ગોર મહારાજ પણ ઉંડા સુધી ભણેલા હતા જેથી શ્લોક બોલી જાણતા નહોતા પણ એકાદ કબીરનું ભજન અને ઉકાંનો આંક બોલી ગયા. મૃતક વરરાજાનાં કાનમાં પ્રાણપોક મુકી પરમેશ્વરનું સ્મરણ કરાવવાનું રહી ગયું હતું તે બદલ ગોર મહારાજના ભજન અને ઉકાંના પાડાથી વરરાજાની મુકતી થઇ ગઇ! બંને વેવાણો પોતાના બાળકને ખોળામાં લઇ ફેરા ફરવા લાગી તે વખતે ગોર મહારાજાએ " સમય વર્તે સાવધાન " નો પોકાર કરી લગ્નની સમાપ્તી કરી દીધી.

કુળવાન વરરાજાના માતા પીતા પોતાના બાળકને-મૃતક બાળકને પરણાવી આડસો રૂપૈયા રોકડા પુરત લઇ, જાનીવાસે જઈ સુઇ ગયા. પ્રાતઃકાળે ચાર વાગે ઉઠી પ્રાણપોક મુકી રડવા લાગ્યા. ભોળા પટેલ ગભરાતા ગભરાતા જાની વાસે જઇ રૂદન કરવાનું કારણ જાણી માથે પછેડી ઓઢી રોવા લાગ્યા અને પટલાણી પણ કુટવા લાગ્યાં.

પાંચ પચીસ કુટુંબીઓ ભેગા થઇ જમાઇ રાજને સ્મશાનમાં જઇ બાળી આવ્યા. ભોળા પટેલ અને પટલાણીને તો આથી ઘણું જ દુઃખ થઇ આવ્યું. બાળ વિધવા દીકરીનું દુઃખ કોને ન લાગે! પણ જમાઈ રાજના પીતા અસલ કુળવાન હતા જેથી તેમણે સર્વ ને સમજાવી શાંત પાડ્યાં. અને જ્ઞાનનો ઉપદેશ કરી વેવાઇના કુટુંબીજનોને સંતોષ્યા.

દરીયાં પુરાં થતાં સુધી શોક પાળવો નહીં અને શોકના કપડાં પહેરવાં નહી, આનંદમાં રહેવું, અમારી જાનમાં આવેલાં જાનૈયાઓને આનંદ પૂર્વક મીષ્ટાન જમાડી દસમે દીવસે પહેરામણી આપી સર્વે જાનૈયાઓને રીઝવી જાનને વિદાયગીરી આપવી અને તે પછીજ તમારે તમારી દીકરીનો ચુડલો કોડવો અને શોક પાળવો ! !

આ મહાન્ ઉપદેશથી ભોળા પટેલ ખીજવાઈ ગયા અને બોલ્યા, મારી દીકરી રાંડીને હું મારે ઘેર જાન જમાડું ? મારે મારા જમાઇનો શોક પાળવો નહીં ?

વેવાઇ અસલ કુળવાન અને તે સાથે વિદ્વાન હતા. શીઘ્ર કવી હતા. જેથી મથાળે ટાંકેલી કવીતા-ભજન ગાઇ બતાવ્યું. ભોળા પટેલ ગભરાયા અને પીત્રાઇઓની સલાહ લેવા ગયા. પિત્રાઇઓ પણ પુરા હિતેચ્છુ હતા !-હોયજ !! જેથી ભોળા પટેલના અભિમાનને ઉતારવા અને કરજમાં ડુબાડવા તૈયાર થયા. ભોળાને ભરમાવી દરીયાં જમાડવા અને સારી પેરામણી આપવા સલાહ આપી.

ભોળા પટેલે પુરતમાં આપવા જમીન ગીરો મુકી ૮૦૦ મેળવ્યા હતા. અને પેરામણી તો પેહેલેથીજ ઉધાર લઇ આવ્યા હતા. દરીયામાં પોતાના કુળવાન વેવાઇની જાન સાથે બીજી બે ત્રણ પીત્રાઇની જાનોને જમાડી વાહ ! વાહ ! કેવરાવી શાબાશી મેળવી !! ખાનદાની જાળવી અને કુળવાન વેવાઈની કુલીનતા વધારી દીધી !!! વાણીયાનો હીસાબ નથી કરી ઘર ગીરો મુકી, પટલાણીને એક ડોબું આપી દુધ વેચતી-ભર વાડી બનાવી દીધી. ભોળા પટેલ રળવા માટે મુંબઇ પધાર્યા. દોઢ આનાનો એક ટોપલો લઇ હેલપારી કરી વાણીયાનું વ્યાજ અને પેટનો રોટલો કમાવા લાગ્યા. મુંબઇની ભોંયતળીયાની ગટર અને જાજરૂની બાજુની કોટડીમાં પોતાનાજ જેવા ભોળા બંધુઓની સાથે ભાગમાં ભાગ આપી વસ્યા અને મુંબઇ નિવાસી બન્યા.

ધન્યવાદ છે ભોળા પટેલની ખાનદાનીને અને હજારવાર ધન્યવાદ છે કુળવાનની કુલીનતાને !! મુંવેલા દીકરાનું દરામું ખાવાનું આદરી મરણ પથારીને દીવસેથીજ દસ દીવસ મીષ્ટાન ઉડાવ્યાં અને પહેરામણીના શાલ પાઘડી પેહેરી આનંદ ભોગવી દીકરાના મરણનો શોક પુરો કર્યો !!!

લી० બજરંગ.

# કડવામાં છુટાં લગ્ન.

સંવત ૧૯૭૧ ના વૈશાક શુદ ૯ ને દીને સુરત જીલ્લામાં પણ કડવા પાટીદાર (કણબી) માં લગ્ન થયાં છે.

પા. મંછારામ ભગવાનના ભાઈ પા. ઘેલાભાઇ ગામ કોસાદ ઉમર વર્ષ ૨૯, પા. દુલભજી હીરાભાઈ ગામ કોસાદનાનો દીકરો ઉમર વર્ષ ૨૧, અને પા. કાળીદાસ માવજી ગામ સેગવાનાનો દીકરો ઉમર વર્ષ ૧૧ એ ત્રણે વર ગામ ભરથાણાના પા. વલભજી વનમાળીદાસની દીકરીઓ ઉમર વર્ષ ૧૫, ૧૩ અને ૧૦ સાથે,

પા. અમાઇદાસ મકનદાસ પીંછાપોરનાનો દોહીત્ર ઉમર વર્ષ ૧૯, ભરથાણાના પા. લાલભાઇ દેસુરભાઇની દીકરી ઉમર વર્ષ ૧૪ ની સાથે,

અમરોલીના પા. દેવજી બબાભાઇનો દીકરો ઉમર વર્ષ ૧૮, સુરતના પા. ચુનીલાલ રણછોડદાસની દીકરી ઉમર વર્ષ ૧૩ સાથે,

સુરતના પા. કાલીદાસ મંછારામનો દીકરો ઉમર વર્ષ ૧૬, અમરોલીના પા. દેવજીભાઇની દીકરી વર્ષ ૧૧ ની સાથે,

ભરથાણાના પા. નાથાભાઈ ફકીરભાઇની બે દીકરી ઉમર વર્ષ ૧૪ અને ૧૨, સુરતના. પા. ચુનીલાલ રણછોડદાસના દીકરા ઉમર વર્ષ ૧૬ તથા રાંદેરના પા. પરસોતમ ગણેશના દીકરા ઉમર વર્ષ ૧૫ સાથે,

રાંદેરના પા. ડાલાભાઇ રામભાઈના દીકરા વર્ષ ૧૪, સેંસેકનાં પા. લલુભાઇ લાલભાઇની દીકરી ઉમર વર્ષ ૧૧ સાથે,

રાંદેરના પા. કાળીદાસ મંછારામનો દીકરો ઉમર વર્ષ ૧૮ સાસેકના પા. મંછારામ લાલભાઇની દીકરી વર્ષ ૧૩ સાથે લગ્ન થયાં છે. આ સિવાય બીજા પણ કેટલાક લગ્ન થયાં છે.

ઉપરનાં સઘળાં લગ્ન લગભગ ઉમર લાયક વરપોરીયાંનાંજ થયાં છે તે આનંદદાયક છે.

## અભિપ્રાય



"શ્રી બાજ ખેડાવાળ" માસીકના પુસ્તક ૬ ઠાના અંક ૪ માં પાને ૮૬ મે "સન્મિત્ર પરિચય" એ શિર્ષકના લેખમાં લખ્યું છે કેઃ—

કડવા હિતેચ્છુ પુ. ૬ અં. ૪ માં પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાણુ એમ. એ. નો લખેલો "મહારાણા હમ્મીરસિંહ" નામક લેખ એક અત્યુતમ નાટકનો ભાગ છે. ઉચ્ચ હૃદયોની વિશાળતા તેમજ નિચ હૃદયોની અધમતા જણાવવામાં તે નિર્દોષ છતાં સચોટ દ્રશ્ય નાટક છે.

વળી ભજનની શોધ-ખોળ નં. ૨ નો લેખ સચોટ રીતે આલેખાયલો છે. તેમાંથી થોડુ આપણે વાંચીશું. (નીચે એનો મુખ્ય મુખ્ય ભાગ લઇને ઉક્ત માસીકનું લગભગ સવા પાનું રોકયું છે.)

અન્ય જ્ઞાતિના સજ્જનોને કડવા હિતેચ્છુમાં કાંઇક ઠીક લાગ્યું છે ત્યારેજ છ સન્મિત્રોનો પરિચય કરતાં કડવા હિતેચ્છુમાંના લેખોના ઉતારામાં સૌથી વિશેષ જગા રોકી છે એજ આનંદ છે. અમારા અભણ અને અલ્પ ભણતરવાળા ભાઇઓ માસીકની અવગણના કરે તેનું કાંઇ દુઃખ હોવું જોઇયે નહીં. પણ ભણ્યો ગણ્યો કુટુંબ ભેજે તેવા એકાદ પુરૂષ વળગાડ્યા પછી પણ કુળાભિમાનમાં ડુબી ગયેલા તેમ કરે ત્યારે માનવાનું કારણ મળે છે કે જ્ઞાતિ બંધુઓને અજ્ઞાનાંધકારમાં રાખવાનું તેઓ ઇષ્ટ માને છે. એમની એવી બુદ્ધિ ઇશ્વર સત્વર સુધારી પોતાના જાત ભાઇઓને તેઓ કાંઇક ઉપયોગી થાય એવું અમે ઇચ્છીયે છીયે.

વ્યવસ્થાપક.

---

રા. રા. કડવા હિતેચ્છુના તંત્રી સાહેબ,
અમદાવાદ.

આપના માસિકમાં ખેતી અને ખેડુતાના હિતના લેખો પ્રસિદ્ધ કરી ખરી દેશ સેવા બજાવો છો તે ખાતે આ સમાજ આપનો ખરા જીગરથી આભાર માને છે, અને દીર્ઘાયુષ્ય ઇચ્છે છે.

ગોકળ કાનજી કાળાવડીયા. — મંત્રી
વીરજી શીવદાસ. — પ્રમુખ.
કાઠીયાવાડ પાટીદાર સમાજ.

## હીંદુસ્થાનના તથા ઇંગ્લાંડના ખેડુતો વચ્ચે ફરક.

હીંદુસ્થાનમાં લગભગ ૯૦ ટકા જેટલા લોકો ખેતી ઉપર નિર્વાહ કરે છે

હિંદુસ્થાનના ખેડુતોની સ્થીતિ સુધારવા સારૂ
ખેડુત સભાઓની સ્થાપના થવાની જરૂર.

મેસાણાના બાહોશ સુબા સાહેબ રા. બા. ગોવીંદભાઇના પ્રયાસથી કડી પ્રાંત ખેડુત સભા સ્થાપન થયે કેટલોક વખત થયો છે. તે સભાએ ખેડુતોને ઉપયોગી કેટલાંક કામ કર્યા છે, તેવીજ સભા નવસારી પ્રાંતમા સ્થાપવા સારૂ કઠોર મુકામે એક મેળાવડો કરવામાં આવ્યો હતો, તેનુ પ્રમુખસ્થાન નવસારીના ના. સુબા સાહેબને આપવામાં આવ્યું હતું. સુબા સાહેબે પોતાના ભાષણમાં કહ્યું કે–આપણા દેશમાં લગભગ નેવુ ટકા જેટલા લોકો ખેતી ઉપર નિર્વાહ કરે છે. જે લોકો ખેતી શીવાય બીજા ધંધો કરે છે તેમની ઘણી હાજતો આપણા ગરીબ ખેડુતો રાત દીવસ મહેનત કરી પુરી પાડે છે એમ કહેવામાં વાંધો નથી. મનુષ્યના જીવન માટે અનાજ અને પાણી એ બે મુખ્ય જરૂરી ચીજો છે. એ બે પૈકી પાણીને માટે વિશેષ મહેનત કરવાની જરૂર પડતી નથી નદીમાંથી અને થોડા ખરચે કુવા વીગેરે બનાવી તેમાંથી પાણી મેળવી શકાય છે, પરંતુ અનાજ તથા બીજી ખાદ્ય વસ્તુઓ શાકભાજી, ફળ ફુલાદી ઉત્પન્ન કરવા મનુષ્યોને મહેનત કરવી પડે છે, જે મહેનત આપણા ખેડુતો કરી આપણને પોષે છે. ખેડુતોને ચોમાસાના વરસાદમાં, શીયાળાની કકડતી ટાઢમાં, અને ઉનાળાની સખત ગરમીમાં, તેમજ રાતના અંધારામાં અને પડતા ઝાકળમાં કામ કરવું પડે છે. છતાં બદક્ષામાં સારી સંપત્તિવાન થઇ શકતા નથી કે સુખ શાંતિમાં જીંદગીની મોજ ભોગવી શકતા નથી. નાના નાનાં ઘરોમાં છાપરામાં સંકડાશથી પોતાને અને પોતાના ઢોરોને રહેવાનુ હોય છે. ભડકુ અને જાર બાજરીના રોટલા તેમને ખાવાને મળે છે અને તેમના ઢોરોને બાજરી જારના જાડા સાંઠા મળે છે, કારણકે શાહુકારો વીગેરે તેમની કમાઇના પૈસા તથા સારૂ અનાજ ઘી દુધ અને સારી કડબ વીગેરે ખેંચી લેઇ તેમને ઉપર કહ્યું તેમ હમેશ નિર્ધનાવસ્થામાં રાખે છે. * * * *

હું પણ ખેડુત છે. ખેતી કરાવું છુ. તેમ ખેડુતોની સ્થીતિ સુધરેલી

જોવાને ઘણો ઉત્સુક છું, વગેરે આ બાબતમાં બનતો પ્રયત્ન કરી કાંઈ પણ કરવું એવો મેં નિશ્ચય કર્યો છે. એ નિશ્ચય પાર પાડવાનું મારા એકલાના હાથમાં નથી. તેમાં લોકોની પૂર્ણ મદદ જોઈએ છે. તેમજ સરકારની સહાયતા પણ જોઈએ. તે મળશે તો ફતેહમંદ થવાય, તોપણ મારાથી બનતો પ્રયત્ન કરવા મારો ઇરાદો છે.

આગ નમીએ ઇંગ્લાંડ અને યુરોપના કેટલાક દેશોમાં જવાનો-રહેવાનો-ફરવાનો મને પ્રસંગ મળ્યો હતો, ત્યારે મને તે દેશના ખેડુતોની તથા તેમની ખેતીની સ્થિતિ જોવાની તક મળી હતી અને તેથીજ ત્યાંની સ્થિતિ સાથે આપણી સ્થિતિની તુલના કરતાં મને બંને વચ્ચે જમીન આસમાનનો તફાવત માલમ પડે છે. આપણા ખેડુતો તથા આપણી ખેતીની સ્થિતિ તેમના જેવી શી રીતે થશે એજ વિચાર મારા મગજમાં હમેશાં આવ્યા કરે છે. ત્યાંના ખેડુતો આપણા જેવાં છાપરામાં રહેતા નથી. પરંતુ આપણે ત્યાંના ધનાઢ્યો રહે છે તેનાથી સરસ મકાનોમાં ત્યાંના ખેડુતો રહે છે. ત્યાંના ખેડુતો આપણા ખેડુતોની માફક બંટી અને જવાર બાજરીના રોટલા ખાતા નથી પણ પૌષ્ટિક અને સ્વાદિષ્ટ ભોજન જમે છે. આપણા ખેડુતો ખાદીના જાડાં લુગડાં વાપરે છે અને તે મેલાં પણ ઘણાં હોય છે ત્યારે ત્યાંના ખેડુતોનો પોષાક સ્વચ્છ અને કિમતી હોય છે. આપણા ખેડુતો ખરે બાર કામમાંથી ઉંચા આવતા નથી ત્યારે ત્યાંના ખેડુતો થોડોક વખત સમુદ્ર કિનારે તથા બીજા સ્થળે જઈ મોજ શોખ કરી વિશ્રાંતિ લે છે. ખેતીની સ્થિતિ જોતાં તેમના ખેતરોમાં કચરો, પાંદડા, કાંકરા, કાંટા, નિંદામણ વગેરે કાંઈ જોવામાં આવતું નથી. તેમનાં ખેતર સ્વચ્છ અને ઝાડ પાંદડા વગરનાં હોઈ માખણ જેવા નરમ અને સત્વવાળી માટીથી તે પાથરેલાં હોય એમ લાગે છે. બીન ઉપયોગી નીંદામણ તો તેઓ થવા દેતાજ નથી. જે પાક વાવ્યો હોય તે શીવાયનો કોઈ રોપો કે પાલો ખેતરમાં નજરે પડતોજ નથી. જમીનનો કસ એવા નકામા પાલાને પીવા દઈ વાવેલા પાકને નુકસાન થવા દેવા સામે તે ખેડુતોને બહુ વિરોધ હોય છે. ત્યારે અમારા ખેડુતો ફક્ત બુમો પાડીને બેશી રહે છે. નિંદામણ કાઢવામાં મજુરો મળતા નથી એવી-એટલી ફરીયાદ કરી બીજો કોઈ ઉપાય તેમને સુજતો નથી. ત્યાંના ખેડુતો અમારા ખેડુતો કરતાં વીસ ઘણો વધારે પાક લે છે. ખેડવાનું, ઓરવાનું,

નિંદવાનું કાપવાનું વીગેરે કામ તેઓ યાંત્રિક બળથી ઘણુંજ ઝડપથી અને સારી રીતે કરી શકે છે. અમારા ખેડુતો બાજરી, જુવાર, ડાંગર, કપાસ વીગેરે જે પાકો ફક્ત બી વાવવાથીજ સહેલાઈથી થાય છે તે પરાપૂર્વથી ચાલતા રિવાજ મુજબ કરે જાય છે. ત્યાંના ખેડુતો અનાજ ઉપરાંત જુદી જુદી જાતની શાક ભાજી સ્વાદીષ્ટ ફલ અને ફુલ વીગેરે નવું નવું પકવે છે. આપણા ઢોર આખો દીવસ જંગલમાં રખડતાં ફરી સાંજે ઘેર આવે છે ત્યારે ત્યાંના ઢોરોને રહેવાને સ્વચ્છ મકાનો તથા ખાવાને પુષ્ટીકારક દાણો તથા ઝીણું કાપેલું ઘાસ મળે છે જેથી તેઓ ઘણાંજ તાજાં અને મજબુત રહે છે, અને પ્રમાણમાં કામપણ ઘણું આપે છે આવા ફરકનું કારણ શું હોવું જોઇયે તે વિચારવા જેવી વાત છે. આપણા દેશમાં જમીન પુષ્કળ છે, સારી છે; પાણીનાં સાધન મયસ્સર છે, લોકો મહેનતુ અને મીતવ્યયી તથા નિર્વ્યસની છે છતાં તેમની સ્થીતિ આવી દયાજનક છે તેનાં કારણો શોધી કહાડવાં જોઇયે. પ્રથમ દરોનીય કારણ એ હોવું જોઇયે કે જે રીતે તેઓ ખેતી કરે છે તેવી રીતે આપણે કરતા નથી. આપણા બાપદાદા કરતા હતા તેમજ આપણે કરીયે છીયે એમ માની આપણી અક્કલનો ઉપયોગ કરતા નથી. પરંતુ બીજા સુધરેલા દેશોનાં સુધરેલાં ઓજારોથી વધારે અને સારૂં કામ થાય, સારા ખાતરો નાંખી વધારે પાક થાય, કીમતી અને સારા મોંઘા પાક કરી વધારે પૈસા મેળવાય એ બાબત કોઈ વિચાર કરતા નથી. આપણા ખેડુત અભણ હોઈ બીજા દેશમાં ખેતી કેમ અને કેવી રીતે થાય છે તે જાણવા અસમર્થ હોય છે. માટે ખેડુ ભાઇઓએ વિદ્યાભ્યાસ તરફ લક્ષ આપી ખેતી સુધારવાનો પ્રયત્ન કરવો જોઇયે છે.

વિદ્યા ભણીને નોકરી કરવા તરફ લક્ષ દોરવું એથી ખેતીમાં સુધારો થઇ શકશે નહીં. ભણીને પોતાની ખેતી કેવી રીતે સુધારી શકાય, વિશેષ પાક કેવી રીતે લેઇ શકાય, મોંઘા પાક કયા છે, કયા દેશમાં આપણો પાક મોકલી શકાય એ વીગેરે વિચારો ભણતરના જોરે કેળવાયેલી બુદ્ધિએ તથા ખીલેલી વિચાર શક્તિએ કરી ફાયદો મેળવવા તરફજ ખેડુ ભાઇઓએ લક્ષ્ય આપવું જોઇયે. ભણીને ખેતી કરવામાં કેટલાક હલકું માને છે તે તેમની ભૂલ છે. વીગેરે વીગેરે.

ગાયકવાડી રાજ્યમાં કડી અને નવસારી પ્રાંતમાં ખેડુત સભાઓ થઇ છે તેજ પ્રમાણે બ્રીટીશ રાજ્યમાં ભરૂચ જીલ્લામાં એમ એક સભા છે તે પ્રમાણે અમદાવાદ જીલ્લામાં થવાની જરૂર છે. કોઇ સદ્ગૃહસ્થો એ કામ ઉપાડી લેશે તો ખેડુ પ્રજાપર મહાન ઉપકાર થશે.

તૈયાર છે.

# મહારાણા હમીરસિંહ-ચિત્તોડનો પુનરૂદ્ધાર-

# ત્રીઅંકી નાટક.

કર્તા—પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ, એમ. એ, ગુજરાત કોલેજ અમદાવાદ, પ્રોફેસર.

આ ઐતિહાસીક નાટકની પ્રસ્તાવના ધી ઓનરેબલ રાવબહાદુર રમણભાઇ મહીપતરામ નીલકંઠ બી. એ. એલ એલ. બી. એ લખી છે. તેમાં લખે છે કેઃ—

હમીરસિંહના જીવન ચરિત્રમાં સમાયેલી વીરતા અને ઉદાત્તતાનો પ્રભાવ પ્રોફેસર સ્વામીનારાયણે આ નાટકમાં યથાર્થ રીતે પ્રકટ કર્યો છે. નાટકનું વસ્તુ તેમણે એ પ્રમાણે રચ્યું છે કે ઐતિહાસીક વૃતાન્તની બધી રેખાઓ કાયમ રહે, અને કલ્પિત પ્રસંગોના વિસ્તારથી ઇતિહાસની કથાઓ સાક્ષાત્કાર થાય. × × × એ ઐતિહાસીક વૃતાન્તને પ્રો. સ્વામીનારાયણે અદ્ભુત પ્રકારે ખીલવ્યો છે. × ×

આ રીતે, મેવાડની સ્વતંત્રતાની પુનઃ સ્થાપનાનો ઇતિહાસ નાટકના આકારમાં મુકતાં પ્રો સ્વામીનારાયણે પ્રોત્સાહક અને રૂચીકર પ્રસંગો ઉદ્ભૂત કર્યા છે, અને ગુણવાળો ગ્રંથ રચ્યો છે × × × × પ્રવર્તમાન નાટકોમાં જે હલકી કલાબાજી અને અયોગ્ય કામદર્શનના પ્રસંગો લાવવામાં આવે છે તે તેમણે દૂર કર્યા છે. આ રીતે, રંગભૂમિની હાલની પદ્ધતિને ઉચ્ચ પગથીએ ચઢાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે તે સફલતા પામે એવી આશા ગુજરાતી સાહિત્યના સર્વે શુભેચ્છકોને થશે. હાલની પદ્ધતિ સર્વથા બદલાવાને કાંઇ લાંબા કાળની જરૂર છે, તોપણ, એ પદ્ધતિ છે તેવી રહે ત્યાં સુધીમાં તેમાં કાંઇક શિષ્ટતાનો સંચાર થાય એ બેશક લાભકારક છે. × × ×

પ્રો. સ્વામીનારાયણની આ કૃતિ ગુજરાતી ભાષાના વાચકવર્ગ તરફથી યોગ્ય આદર પામશે એમાં શક નથી.

મુલ્ય ૧૨ આના. મળવાનું ઠેકાણું. ધર્મ વિજય પ્રીન્ટીંગ પ્રેસ, નં. ૪૬૩ રીચીરોડ—અમદાવાદ.

(આ પુસ્તકના વેચાણમાંથી ખરચ કાઢતાં જે બચત રહેશે તે કડવા હિતેચ્છુ ફંડમાં જવાનું છે.)

## ખેતીને ઉપયોગી પુસ્તકો.

---

મદ્રાસની ખેતીવાડી કોલેજના ગ્રેજ્યુએટ-ત્રીસ વર્ષના ખેતીના
અનુભવી મી. દુર્લભરામ છોટાલાલ અંજારીયા કૃત.

ઠે. લીમડી કાઠીયાવાડ.

| | |
|---|---|
| ખેતીવાડી અને બગીચાની ઉપજ વધારનારાં ખાતર. | રૂ. ૦—૪—૦ |
| રૂ અને તેની ઉપજ વધારવાનો ઉપાય. | ૦—૮—૦ |
| ગાય, ભેંસ, વગેરે ઉછેરવા ને દુધ વધારવા વિષે. | ૧—૦—૦ |
| આંબા, ચીકુ, નારંગી, દાડમ, વગેરે ઉછેરવાની રીતો. | ૧—૧૨—૦ |
| આદુ, હળદર, શેરડી, સુરણ વગેરેની વાવેતરની રીતો. | ૧—૪—૦ |
| ખેતર, ખેડ, કણીવાર ને બારીક બીજ સુધારવાની રીત. | ૧—૪—૦ |
| ખેતીવાડી વિજ્ઞાન માસીક, વર્ષના. | ૨—૮—૦ |

સ્વજ્ઞાતિ યુવક મી. અમરતલાલ હરગોવનદાસે મુંબાઇમાં ગ્રાંટ મેડીકલ કોલેજમાંથી છેલ્લી અને ઉંચી M. B./B. S. પરિક્ષા પાસ કર્યાના સમાચાર જાણી આનંદ થાય છે. મી. અમરતલાલને અંતઃકરણથી ધન્યવાદ આપીયે છીયે.

---

આપણી બાળાઓને અનુકૂલ કેળવણી નામનું પુસ્તક આ અંક સાથે ભેટ કરવા હિતેચ્છુના ઘરાકોને વહેંચવામાં આવ્યું છે.

---

## મેલેરીયા તાવ તથા નરમ પ્રકારના પ્લેગ.

માટે બાટલીવાળા એગ્યુ મીક્ષ્ચર જાદુ જેવો ઇલાજ છે. કડવું પીતાં ના ગમે તો તેજ સાર વાપરો બાટલીવાળા એગ્યુ પીલ્સ રૂ. ૧) **બાટલીવાળાની અ બીરીયલ શક્તીની** ગોળીઓ ખાનારને જુવાન બનાવે છે. રૂ ૧।। - **બાટલીવાળા ટુથ પાઉડર** દાંતનો દુખાવો મટાડી દાંત મોતી જેવા સાફ રાખે છે. આના ૪ -**બાટલીવાળાનો દરાજનો મલમ** એકજ દિવસમા દરાજ ખુજલીમાં તફાવત કરે છે. આના ૪-સને રેઢાળો મળશે.

**ડા. હે. લી. બાટલીવાળા જે. પી. વરલી લેબોરેટરી. મુંબાઇ.**

Registered No. B. 894.

# કડવા હિતેચ્છુ.

પુસ્તક ૬ ઠું. { અગષ્ટ સને ૧૯૧૫. } અંક ૮ મો.

## અનુક્રમણિકા.


| | |
|---|---|
| મહારાણા હમિરસિંહ (સમાપ્ત) ... ... | ૨૨૫ |
| ઉદ્યોગ અને પુરૂષાર્થ. ... ... ... | ૨૩૯ |
| શ્રી વડનગરા કણબી હિતવર્ધક સભા અને તેની ઓ. | ૨૪૩ |
| ક. પા. બોરડીંગના છોકરાઓને અપાયેલો ઉપદેશ. | ૨૪૪ |
| કન્યાની અછત શાથી થઇ છે? ... .. | ૨૪૬ |
| ક. પાટીદાર પહેલા એમ. બી. બી. એસ. ... | ૨૫૭ |
| ખેડૂતની વધતી કે ઘટતી.... ... ... | ૨૬૦ |
| મી. કુબેરદાસ હરિચંદનો સ્વર્ગવાસ. ... .. | ૨૬૨ |
| સ્વ. કુબેરદાસ પાછળ પુન્ય દાન. ... ... | ૨૬૩ |
| ક. પા. બોરડીંગને મળેલું દાન. ... ... | ,, |
| ક. પા. બોરડીંગને ઉઘરાણી. ... ... | ૨૬૪ |
| હિંદુસ્થાનમાં કેળવણીની સ્થીતિ. ... ... | ,, |
| સ્વાર્થિ સૃષ્ટિ. ... ... ... ... | — |
| કલેશ ત્યાં ઉન્નતી કેવી. ... ... ... | — |


વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ ટપાલ ખર્ચ સાથે.
વ્યવસ્થાપક, હીરાલાલ વસંતદાસ.

આ પત્ર અમદાવાદ, રીચીરોડ, નં. ૪૬૩. ધર્મ વિજય છાપખાનામાં ચીમનલાલ હીરાલાલે છાપી તેજ ઠેકાણેથી

ચીમનલાલ હીરાલાલે પ્રકટ કર્યું.

तत् सत् परमात्मने नमः ।।

# કડવા હિતેચ્છુ.

પુસ્તક ૬ ઠું. } અગષ્ટ સન ૧૯૧૫ { અંક ૮ મો

## મહારાણા હમ્મીરસિંહ.

### ( ત્રિઅંકી નાટક. )

લેખક—પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ. એ.

( પુ. ૬ અંક ૬ ઠાના પૃષ્ટ ૨૯૨ થી અનુસંધાન. )

### પ્રવેશ ૫ મો.

સ્થળ—ચિતોડમાં મૃણાલિનીનું નિવાસ સ્થાન.

( મૃણાલિની બાલના હાથ પકડી તેને વિનવતી પ્રવેશ કરે છે. )

### ગાયન ૩૦ મું.

**મૃણાલિની—**

રંગીલા રંગભીના, છો નાજુક નગીના,
તલસાવો શા સારૂ છબીલા—રંગીલા૦
યાવનદલ ચૂર્ણ થયું છે,
ભીપણ પણ પૂર્ણ થયું છે,
રાણાકુલ સ્થિર બન્યું છે,
અવશિષ્ટ હવે શું રહ્યું છે,
પ્રીતમ રમણીના, શીરતાજ સુંદરીના,
રસ પાઓ પ્રીતિનો રસીલા—રંગીલા૦

કોમલ ભુજ બન્ધન દઇ ફાંસી,
નાંખુ નાથ જશો ક્યાં નાસી,
હરિણાક્ષી પ્રિય ચિત્ત મગ્ન કરે—લીન૦

જાલ—

ધન્ય ધન્ય જીવન મુજ માનું,
પ્રેમપાત્ર સુન્દર લલનાનું,
મિષ્ટ અમૃત મધુરું મધનું,
પાન કર્યે મૃત્યુભય શાનું,
ચંદ્રમુખી તાપ ચાર ચપલા હરે—લીન૦

( જાય છે. )

---

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—ચિતોડમાં મહારાણા હમીરસિંહનો વિજયોત્સવ નિમિત્તે ભરાયેલો દરબાર.

( દરબારીઓ અને પ્રજાજનો એક પછી એક આવે છે અને પોતાની સ્થિતિ અનુસાર આસન ઉપર બેસે છે. )

**પ્રતીહાર**—નેકનામદાર, દિવાકર કુલ શૃંગાર, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, મેવાડ નપાળ, મહારાણા હમીરસિંહ અને મહારાણી વીરમતીનો જયજયકાર હો.

( મહારાણા હમીરસિંહ, મહારાણી વીરમતી, કુમાર ક્ષેત્રસિંહ, રોહિણી દેવી, નવીર, જલ મૃણાલિની પ્રવેશ કરે છે, અને સભાજનો ઉભા થઇ તેમનું સ્વાગત કરે છે. મહારાણા હમીરસિંહ અને મહારાણી વીરમતી સિંહાસન ઉપર વિરાજમાન થાય છે અને સઘળા સભ્યો તેમની સ્તુતિ કરે છે.)

ગાયન ૩૨ મુ.

દરબારીઓ અને પ્રજાજનો—

જય જય રાઘવ વંશ વિભૂષણ, સૂર્યદેવના છો સન્તાન,
સ્વતંત્ર આ ધરણી મેવાડી, ગાએ જેનાં વિક્રમ ગાન.
જશ જ્યોતિ પ્રસરી છે વિશ્વે, ઉડ્યો જાણે ગગને બાણ,
ધુવડ શ્યામ સંતાઇ ગયાં છે, નથી દુષ્ટનું નામ નિશાન.

ભસ્મ થયાં સાધુનાં સંકટ ને પિશાચોનાં તોફાન,
સુખ સંપત સમૃદ્ધિ મહીમાં, પામે સત્પુરૂષો ગુણવાન.
નેક અમલ રાણાનો ન્યાયી, એક વચનને એકજ બાણ,
અવતરિયા અવની તલમાં શું, રામચંદ્ર શ્રી સીતા પ્રાણ.
ઇન્દ્ર સમા શોભે છે રાણા, અતિ તેજસ્વી દાક્ષિમાન,
રાણી ઇન્દ્રાણીસમકાન્તિ, જયન્ત જેવો છે સન્તાન.
વિમલ ચિત્તથી સ્તવીએ દેવા, જગન્નિયન્તા કૃપાનિધાન,
કરો ચિરંજીવ રાણાકુલને, જે છે ક્ષિતિનું કલ્યાણ.

**હમીરસિંહ**—માનનીય રાજપુરૂષો અને પ્રજાજનો, આજે આપણી પવિત્રજનની મેવાડ ધરણી સ્વતંત્ર થઇ છે અને આપણા દુસ્મનોની સંપૂર્ણ હાર થઇ છે, તેટલા માટે આપણો આનન્દ પ્રદર્શિત કરવા આ દરબાર ભરવામાં આવ્યો છે. તે પ્રસંગે તમે સઘળાએ હાજરી આપી શોભામાં અભિવૃદ્ધિ કરી છે, તેને માટે મહારાણી વીરમતી અને હું તમારો આભાર માનીએ છીએ. આ સમયે હું જાહેર કરવાની રજા લઉંછું કે શ્રી રામચંદ્ર જેવા સૂર્યવંશના આદર્શ નરપતિઓ માફક હું પ્રજાના એક પ્રતિનિધિ તરીકે પ્રજાના સુખ, લાભ અને સંતોષ માટેજ શાસન કરીશ અને દરેકે દરેક વિષયમાં પ્રજામતને માન આપીશ. સમસ્ત પ્રજાજનોની મરજી મુજબ રાજ્યતંત્ર ચાલશે અને પ્રજા સમુદાયની અપૂર્વ શક્તિ ઉપર બંધાયેલું મેવાડનું રાજ્ય સુદૃઢ અને બલવત્તર થશે. મેવાડ ભૂમિને સુખી કરવા માટે જગદીશ્વર વિભુ પરમાત્મા અમને હરેક ક્ષણે પ્રેરણા કરો, એજ અમારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

**પ્રજાજનો અને દરબારીઓ**—વિજય થાઓ મહારાણા હમીરસિંહનો અને વિજય થાઓ બાપારાવલના નિષ્કલંક સિંહાસનનો.

(બે સિપાઇઓ સ્વરૂપચંદને પકડી મમાશંકર અને કુટિલા સાથે પ્રવેશ કરે છે.)

**૧ લો સિપાઇ**—મહારાજ, આ ત્રણ જણને પરસ્પર તકરાર છે. તેમનો નિકાલ કરવા ધર્માવતાર ભૂપાળની સમક્ષ રજુ કરવા વિજ્ઞપ્તિ કરીએ છીએ.

**હમીરસિંહ**—કોની ફર્યાદ છે?

**૨ જો સિપાઇ**—આ બાઇની.

બાળા વિરુદ્ધ જુલ્મી ઠરાવ કર્યો હતો અને તે બિચારી કન્યાને તેની મરજી વિરુદ્ધ પરણાવી દેવા હુકમ કર્યો હતો તે વાત ખરીને?

કપૂરચંદ—મહારાજ, એમાં મારો કે મહાજનનો કસુર ન હતો. બાપે કરી મુકેલા સગપણ પ્રમાણે પરણવાની કન્યા ના પાડે એ કન્યાનો કેવડો મોટો દોષ તેથી કન્યાઓ સ્વચ્છન્દી ન બને એવો દાખલો બેસાડવા માટે કડક નિર્ણય આપવો પડ્યો હતો.

હમીરસિંહ—આવો એક તરફી ન્યાય આપવામાં તમારૂં ખીસ્સું ભરાયું હતું કે નહીં?

કપૂરચંદ—મહારાજ, સાંચનો પૈસો અને ગાયની માટી બરાબર ગણું છું.

૧ લો સપાઈ—મહારાજ, આ સ્વરૂપચંદ શેઠને લાંચ આપવાની પાકી આદત છે.

૨ જો સપાઈ—મહારાજ, અમને પણ પાંચ પાંચ સોનામહોરોની લાલચ બતાવી હતી, એટલે પહેલાંના અંધેર રાજ્ય શાસનમાં સ્વરૂપચંદ શેઠ પાનસોપારીનો પ્રયોગ કરતા હશે એવું માનવા માટે સબળ કારણ છે.

હમીરસિંહ—શેઠ સ્વરૂપચંદ, હવે યાદ રાખો કે મહારાણા હમીરસિંહનું શાસન છે, તેથી ખરેખરૂં કહીદ્યો કે તમારી તરફેણમાં જ્ઞાતિમાં ચુકાદો કરાવવા તમે કપૂરચંદને શું આપ્યું હતું? જો જુઠું બોલ્યા તો ભયંકર શિક્ષાને પાત્ર થશો.

સ્વરૂપચંદ—મહારાજ, સાચે સાચું કહી દઉં છું કે મેં કપૂરચંદને પાંચસે સોનામહોરો આપી હતી, એટલે જ્ઞાતિનું સઘળું કામ મારી તરફેણમાંજ ચાલ્યું હતું.

હમીરસિંહ—કેમ કપૂરચંદ, હવે કબુલ કરો છો કે નથી કરતા?

કપૂરચંદ—હા, મહારાજ, સ્વરૂપચંદ કનેથી મેં મ્હોરો લીધી હતી.

હમીરસિંહ—આ ઉપરાંત તમારે હાથે વધારે ગંભીર અન્યાચાર થયો છે, તમારા અન્યાયી હુકમથી કન્યાનો નિર્દોષ પિતા કારાગૃહવાસી બન્યો છે.

કપૂરચંદ—કન્યાના બાપે સ્વરૂપચંદ કનેથી રૂપીઆ પચીસ હજાર

લીધેલા, તોપણ કન્યા પરણાવવા ના પાડી એટલે મ્હારે રાજ્ય સત્તાનો ઉપયોગ કરવો પડ્યો.

**હુમીરસંહ**—જ્ઞાતિના વહીવટમાં રાજ્ય સત્તાનો ઉપયોગ થઈ શકતો હશે?

**કપૂરચંદ**—જેવો સમય તેવો રોફ બતાવવો પડે.

**હુમીરસિંહ**—હવે તેજ રોફનું ફલ મલતાં વાર નહીં લાગે. સિપાઇ, શેઠ સૌભાગ્યચંદને કારાગૃહમાંથી મુક્ત કરી માનપુરઃસર સભામાં લાવો.

**સીપાઇ**—જેવો મ્હારાજનો હુકમ. ( જાય છે. )

**હુમીરસંહ**—વારૂ, કપૂરચંદ, તમે કન્યાને ગોરના ઘરમાં પુરી રાખવા હુકમ કર્યો. તે મુજબ કેટલા દિવસ ગોરે કન્યાને પોતાના કબજામાં રાખી

**કપૂરચંદ**—આશરે ચારેક દિવસ.

**હુમીરસંહ**—ત્યારબાદ કન્યાનું લગ્ન તમારી રૂબરૂ કરવામાં આવ્યું હતું?

**કપૂરચંદ**—મારી તેમજ સમસ્ત જ્ઞાતિજનોની સમક્ષ સ્વરૂપચંદ શેઠ સાથે મૃણાલિનીનેપરણાવવામાં આવી હતી.

**હુમીરસંહ**—તેમાં કાંઇ ગફલત તો નહતી થઇને?

**કપૂરચંદ**—ના, મહારાજ.

**હુમીરસંહ**—મયાશંકર ગોર, તમારે ત્યાં જેનું લગ્ન થયું તે મૃણાલિની હતી કે બીજી કોઇ? સાચે સાચું કહીદેજો, નહીતો, જુઠું બોલવા માટે ઘણી ભારે સખ્ત ખમવી પડશે.

**મયાશંકર**—મહારાજ, મેં મારા હાથેજ મૃણાલિનીને સ્વરૂપચંદ શેઠ સાથે પરણાવી છે.

**હુમીરસંહ**—સિપાઇ, ગેરબંધ લ્યો અને ગોર મહારાજને થોડો પ્રસાદ આપો.

( સિપાઇ એક બે ગેરબંધ મયાશંકરને લગાવે છે, એટલે મયાશંકર સાચું બોલે છે. )

**મયાશંકર**—મહારાજ, અમે મૃણાલિનીને બદલે બીજી છોકરી દીધી હતી.

**હુમીરસંહ**—બીજી કોણ હતી તે કહી દ્યો.

મયાશંકર—મહારાજ, ઘરમાં પુરી રાખેલી મૃણાલિની અચાનક ગુમ થઇ, એટલે, મહારાજ, કહેતાં છાતી ઉપડતી નથી. મહારાજ, કપૂરચંદ કારભારીની બીકે મૃણાલિનીને બદલે મૃણાલિનીની મા કુટિલાને બેસાડી દીધી, અને સમે વર્તે સાવધાનનાં વાજાં વગડાવી દીધાં

હમીરસિંહ—અને પછી સ્વરૂપચંદને ગમે પણ કે મૃણાલિની રજુ કરો. સ્વરૂપચંદ વેરે પરણાવી કુટિલા અને પછી સ્વરૂપચંદની સાથે શરૂ કરી તકરાર. સઘળાનું પોગળ જણાઇ ગયું છે. કુટિલા, તારી નીચતા માટે માટે તારે શરમાવું ઘટે છે.

( સિપાઈ સૌભાગ્યચંદને લઇ પ્રવેશ કરે છે. )

હમીરસિંહ—શેઠ સૌભાગ્યચંદ, જે પ્રપંચીઓના તમે ભોગ થયા છો, તેઓનો પાપી ઘડો પુરો ભરાઇ આજે ફુટી ગયો છે, અને તેમના ગુન્હાનો એકરાર થઇ ગયો છે. જુઓ, આ તમારી પત્નીજ બધા કારસ્થાનનું મૂળ છે.

સૌભાગ્યચંદ—જ્યારથી તે નાદાન નારીની નીચ સલાહને આધીન થઈ કન્યાનો પૈસો લઇ મારા હાથ કાળા કર્યા, ત્યારથી સુખે કામ કરી બેસવાનો સમય આવ્યો નથી.

હમીરસિંહ—સૌભાગ્યચંદ, તમે તમારી જાત માટે જરી કે ફીકર કરો નહીં. ઇશ્વર કૃપાએ તમારી પવિત્ર નિરપરાધી પુત્રી એક પરમાર્થી પુરૂષના પ્રયાસે જ્ઞાતિના જુલમમાંથી બચી મુક્ત થઇ, તો પણ તમારી દુષ્ટ સ્ત્રી પોતાની દીકરી બદલે પોતેજ પરણી લેવા તૈયાર થઇ. ધિક્કાર છે એવી નીચ નારીને !

સૌભાગ્યચંદ—તે કરતાં વધુ ધિક્કાર છે તે નારીના નૂરે નાચી અઘટિત કાર્યમાં પ્રવૃત્ત થયેલા નરને. ખરેખર મેં મારી પ્રિય પુત્રી પ્રત્યે જે અધમ વર્તણુક ચલાવી હતી, તેનું પુરૂં પ્રાયશ્ચિત મેં ભોગવ્યું છે. દુષ્ટ રમણી, તારા પાતકી પ્રપંચોનું પોગળ હવે વેરાઈ ગયું છે, ખાત્રી પૂર્વક સમજી લે કે આ લોકમાં તેમજ પરલોકમાં તારે માટે ભયંકર ભાવિ નિર્માણ થયું છે.

હમીરસિંહ—આ અધમ અબળાને હું મરણ પર્યંત સખ્ત મજુરી સાથે કેદની સજા કરૂં છું.

કુટિલા—જેઓ અધર્મને રસ્તે ચડે છે, તેઓ મારી માફક દુઃખો-દધિમાં સદાને માટે સડે છે. પોતાનીજ દીકરીનું દ્રવ્ય લઇ દુનિયામાં મોજ માણવાની ઉમેદો કરી, તેને બદલે ન્યાયી પરમેશ્વરે પાપની પુરી સજા કરી. (કપાળ કુટે છે.)

( સિપાઇઓ કુટિલાને લઇ જાય છે. )

હમીરસિંહ—મયાશંકર ગોર, તમે નાતિના પુરોહિત હોવા છતાં તમારા સ્વાર્થની ખાતર નાતિમાં અંધાધુની ચલાવી છે, અને સ્વહસ્તે નિર્દોષ જનોની કતલ કરાવી છે. તેથી હું તમને પાંચ વર્ષ સુધી સખ્ત કેદની સજા કરૂં છું.

મયાશંકર—બ્રાહ્મણ થઇ ધર્મને કોરાણે મુકી, બાલાવૃદ્ધલગ્ન કન્યાવિક્રય બાળલગ્ન આદિ દુષ્ટ રીવાજોનો પ્રચાર કર્યો, અને યજમાનોની અધર્માચરણમાં પ્રવૃત્તિ કરાવી તેમના સાંસારિક સુખમાં સડો દાખલ કર્યો, તેના પ્રાયશ્ચિત્ત તરીકે પરમાત્માએ મારા માટે જેલનો દરવાજો ખુલ્લો કર્યો. ( કપાળ કુટે છે. )

( સિપાઇ મયાશંકરને લઇ જાય છે. )

હમીરસિંહ—કારભારી કપૂરચંદ, તમે તમારી સત્તાનો સર્વત્ર દુરુપયોગ કર્યો છે, તમારી નાતિમાં પણ જુલમનો અવધિ કર્યો છે. એટલુંજ નહીં પણ ચારે ઘડીએ માલવદેવને વધુને વધુ તરકડીઓ મારવાની સલાહ આપી હજારો વીરપુરુષોનો નાહક ભોગ અપાવ્યો છે. ખરેખર, તમારા જેવા કુટિલ નરને છુટો રાખવો એ રાજનીતિથી વિરૂદ્ધ છે. તેથી તમને મરણ પર્યંત અંધારી કોટડીમાં પુરી રાખવાનો હુકમ કરૂં છું.

કપૂરચંદ—હાય ! હાય ! કુળતાને તરાવી કારભારૂં કાયમ રાખવા જે કુટિલતા અને ક્રુરતાનો આશ્રય લીધો તેનો ભયંકર બદલો જગદીશ્વરે દીધો. ( કપાળ કુટે છે. )

( સિપાઈ કપૂરચંદને લઈ જાય છે. )

હમીરસિંહ—સ્વરૂપચંદ, તમે ધનાઢય હોવા છતાં વૃદ્ધ વયમાં ઇન્દ્રિય સંયમ રાખવાને બદલે વિષય વાસનાના પુજારી થયા, તેને લીધે તમે પોતેજ તમારી લક્ષ્મીની બરબાદી કરી બેહાલ થયા, તેજ તમારા માટે પુરતી સજા છે. હવે પછી દ્રવ્યનો દુરૂપયોગ કરશો નહીં અને

ફરીથી જૈમા ગુમાવી ગુરદાસ બનશો નહીં.

**સ્વરૂપચંદ**—મહારાજ, કૃપાઇ પશ્ચાત્તાપુરો ઠેકાણે આવ્યો છું. હવે હું મારાં નાણાંનો પરમાર્થમાં ઉપયોગ કરીશ અને વિષય વાસનાને મારા અન્તઃકરણમાંથી દેશવટો દઈશ.

**હમીરસિંહ**—શેઠ સૌભાગ્યચંદ, જ્ઞાતિ રાક્ષસોના મહાજનમાં પુત્રીની ખાતર તમે દઢતા બતાવી અસાધારણ સંકટ સહન કર્યું છે, તે તમારી પુત્રી આ સ્થળે અને આ સમયે હાજર છે, તમારા હૃદયનો હર્ષ વધારવા તત્પર છે.

**મૃણાલિની**—(સૌભાગ્યચંદ કને જઈ આલિંગન કરી) મારા પૂજ્ય પિતાજી, તમે મારા માટે જે કષ્ટ વેઠયું છે, તેનો બદલો હું કેવી રીતે વાળી શકીશ ?

**સૌભાગ્યચંદ**—વ્હાલી દીકરી, મેં તારા પ્રત્યે મારી ફરજ બજાવી છે, તારી ખાતર પડેલી કષ્ટ પરંપરાને મેં આનન્દ સાથે ભોગવી છે.

**હમીરસિંહ**—શેઠ સૌભાગ્યચંદ, જે પુરૂષરત્ને આપની કન્યાનું ગોરના ઘરમાંથી રક્ષણ કર્યું છે, તે વીરનર જાલ તમારી સન્મુખ રજુ થાય છે.

**જાલ**—શેઠ સૌભાગ્યચંદ, તમારા ધર્મ પ્રત્યેના સદાચરણથી પ્રેરાઇ આપની પુત્રીના પરિરક્ષણ માટે મેં જે કાંઇ કર્યું છે, તેને માટે હું તમારી ક્ષમા માગું છું.

**સૌભાગ્યચંદ**—મહાશય જાલ, ખરેખર તમે મારા ઉપર અણહદ કર્યો છે ઉપકાર, તેનો બદલો હું કેવી રીતે વાળી શકનાર ?

**હમીરસિંહ**—શેઠ સૌભાગ્યચંદ, થોડા સમય પછી તે બાબત તમને સૂચના કરવામાં આવશે. હમણાં દરબારનું થોડું કામ બાકી છે, તે પહેલાં પુરૂં કરવું જોઈએ.

**જાલ**—પૂજ્ય મહારાણા, બાદશાહ મહમદ છેલ્લા ત્રણ માસથી ચિતોડમાં કેદ છે. તેમનો ગર્વ ઘટી ગયો છે. પોતાના છુટકારા માટે જમીન દ્રવ્ય આદિનો મોટો નજરાણો આપવા બાદશાહની મરજી છે, તેથી જો આજ્ઞા થાય તો તેમને દરબારમાં રજુ કરીએ.

**હમીરસિંહ**—સિપાઇ, બાદશાહને દરબારમાં રજુ કરો.

( સિપાઇ બાદશાહ મહમદને પકડી લાવે છે. )

**જાલ**—મહારાણા હમીરસિંહ, બાદશાહ મહમદ પોતાની મુક્તિ માટે અજમેર, રણથંભોર, સુઆ અને શિવપુરના કિલ્લા આપને આપી દેવા ખુશી છે તે ઉપરાંત પચાસ લાખ રૂપીઆ રોકડા અને એક સો હાથી મહારાણાના ચરણકમલમાં અર્પણ કરવા રાજી છે.

**હમીરસિંહ**—બાદશાહ મહમદ, ઉપર પ્રમાણે કિલ્લા અને નાણું આપવા કબુલ હો તો તમને છુટા કરવામાં આવશે.

**મહમદ**—ગરીબ પરવર, ઇસ ખુનબહાકે દેને મે મય હમાતન તૈયાર હું. બશરતીકે ઇસકે ઇવઝ મય મુઝે આઝાદ કિયા જાવે. કમબખ્ત માલવદેવકી શરારતમેં મય ઇસ ખુનરેઝીપર આમાદા હુવાથા, વરના મુઝે આપસે કોઇ ખાસ મુખાસમત ન થી. ઔર મંય આપકો યકીન દિલાતા હું કે આ યંદેસે કભી મંય આપકે મુલકમેં હમલા આરતકે ઇરાદેસે ન આઉંગા. મુઝકો મેરે કિયેકા સઝા મીલ ચુકી હૈ.

**હમીરસિંહ**—બાદશાહ, અજમેર, રણથંભોર, સુઆ અને શીવપુરના કિલ્લા લઇ તમને છુટા કરવામાં આવે છે. ફરીથી હુમલો નહીં કરૂં એવું વચન આપવાની કશી જરૂર નથી. મરજીમાં આવે ત્યારે લશ્કર લઇ પધારજો. તમારો ક્ષાત્રોચિત સત્કાર કરવા માટે મહારાણા હમીરસિંહ મેવાડના દ્વાર આગળ હમેશાં સશસ્ત્ર ઊભા રહેશે. સેનાપતિ, ઉપર બતાવેલા દુર્ગોનો કબજો લ્યો અને રોકડનાણું બાદશાહ પાસેથી ગણી લ્યો અને પછી તેમને માન પૂર્વક મેવાડની હદ બહાર મુકી આવો.

**સેનાપતિ**—જેવી મહારાણાની આજ્ઞા.

(સેનાપતિ બાદશાહને લેઇ જાય છે.)

**હમીરસિંહ**—હવે ફક્ત મારા પૂજ્ય શ્વશુર માલદેવ અવશિષ્ટ રહ્યા છે. સિપાઈ, માલવદેવને દરબારમાં રજુ કરો.

(સિપાઇ માલવદેવને પકડી લાવે છે.)

**હમીરસિંહ**—માલવદેવ, તમે મારા પૂજ્ય હોવા છતાં મારી વિરૂદ્ધ અત્યાર સુધી સખ્ત રીતે વર્ત્યા છો. તમે જાતે ખુન્હાર થયા છો, એટલુંજ નહીં પણ રાજપુત હોવા છતાં યવનોના હાથમાં હથિયાર રૂપ

થયા છે. તમારા આચરણથી આપણી મૂમાતાને અસાધારણ કષ્ટ સહન કરવું પડયું છે. તેથી તમે દેશદ્રોહના ગંભીર અપરાધ માટે ગુન્હેગાર સિદ્ધ થાઓ છો. મહારાણા હમીરસિંહ પોતાનાજ વડીલને કઠોર સજા કરવાની શોચનીય સ્થિતિમાં મુકાય છે, તેને માટે ઘણા લાચાર છે.

માલવદેવ—પૂજ્ય હમીરસિંહ, મારૂં અને તમારૂં હિત સાથે જોડાયેલું હોવા છતાં મેં અત્યાર સુધી જેટલી ખરાબી કરી છે, તેને માટે અન્તઃકરણ પૂર્વક પસ્તાઉં છું.

હમીરસિંહ—પૂજ્ય માલવદેવ, તમારે માટે પશ્ચાત્તાપ બસ છે. હવે પછી નકામા સ્વાર્થ વશ થશો નહીં, તમારા પોતાનાજ બન્ધુઓનું અહિત કરશો નહીં. પૂજ્ય રોહિણી દેવી, હું મારા પૂજ્ય શ્વશુર માલવદેવને તેમના અપરાધની ક્ષમા આપું છું.

રોહિણી—પૂજ્ય હમીરસિંહ, તમે બહુ ઉદાર દિલ દર્શાવી અમારા ઉપર ઉપકાર કર્યો છે. આશા છે કે મારા પતિ પોતાની વર્તણૂક સુધારશે.

હમીરસિંહ—પૂજ્ય રોહિણી દેવી, ગમે તેવા પ્રપંચીને પાયમાલ કરવા હમીરને કામ છે. તેથી માલવદેવની સારી યા નરસી વર્તણૂકની હમીરને દરકાર નથી.

માલવદેવ—પૂજ્ય હમીરસિંહ, મારા અસદ્વર્તનને લીધે અણવિશ્વાસુપણાને પોષણ મળ્યું છે. પણ હું હવે પુરો પસ્તાયો છું, રવિવંશની ભક્તિ કરવા જીગરથી પ્રેરાયો છું.

હમીરસિંહ—પૂજ્ય માલવદેવ, તમારા ઉમદા ઉદ્ગારોથી આનન્દ થાય છે, રાજપુતોના ઉદયનું ચિન્હ દ્દષ્ટિગોચર થાય છે.

સૌભાગ્યચંદ—પૂજ્ય મહારાણા, મારા મનમાં ઉદ્ભવ્યો છે ઉત્તમ વિચાર, મહાશય જાલના ઉપકારનો બદલો વાળવાનો સ્ફુર્યો છે એજ પ્રકાર, મારી પ્રિય પુત્રી મૃણાલિનીનો હસ્ત મહાશય જાલને આપી કૃત કૃત્ય થાઉં એજ છે મારો અંતિમ આધાર.

હમીરસિંહ—અમારા મનમાં પણ તેજ હતો વિચાર, તેને અનુસરીજ તમે દાખવ્યા છે ઉદ્ગાર. જેવો સરિતાનો સાગરમાં સંગમ થાય, તેવોજ મૃણાલિનીને જાલનો વિવાહ સંબંધ ગણી શકાય, વળી તે કાર્યમાં તમારી સમ્મતિ મળી એટલે તે અત્યુત્તમ લેખાય, મહાશય જાલ, આપના પરિશ્રમના પારિતોષિક તરીકે તમને મૃણાલિની મળે તેમાં તમે રાજીને.

**જાલ**—મહારાણાના હરેક હુકમમાં સદા રાજી છું.

**વીરમતી**—બેન મૃણાલિની, તારી અપૂર્વ રાજસેવાના ફલ તરીકે તને તારા પતિ જાલ મલે તેમાં તું રાજીને ?

**મૃણાલિની**—મહારાણીની આજ્ઞા શિરોમાન્ય છે.

**સૌભાગ્યચંદ**—મહારાણા હમીરસિંહ, મહારાણી વીરમતી અને સમસ્ત સભાજનો, હું આપ સઘળાની સમક્ષ સૂર્ય દેવના અંશ બાપો રાવલ કુલમણિ મહારાજની સાક્ષીએ મારી વ્હાલી દુહિતા મૃણાલિનીનો કોમલ હસ્ત વીર શ્રેષ્ઠ જાલને અર્પણ કરૂં છું, અને પરમ ઈશ્વરની આશિષ આપું છું કે ઉભય દમ્પતી સદા સુખી રહો.

**જાલ અને મૃણાલિની**—પિતાજીની આશિષ માથે ચઢાવીએ છીએ

**હમીરસિંહ**—હવે આપણા સર્વ મનોરથ સિદ્ધ થયા છે.

( દેવી વસુમતી પ્રવેશ કરે છે. )

**વસુમતી**—મહારાણા હમીરસિંહ, મહારાણી વીરમતી, શૂરશિરોમણિ જાલ, બહાદુર મૃણાલિની મેવાડ ભૂમિ આજરોજ સંપૂર્ણ રીતે સ્વતન્ત્ર થઇ છે, મારા મનની સઘળી ઉમેદો પૂર્ણ થઈ છે, સતી પદ્મિનીના શીલસંરક્ષણ માટે અપાયેલા ભોગની સ્વાદુ પરિણતિ થઇ છે, મારી શુદ્ધ ઈશ્વરભક્તિ ફલી ભૂત થઇ છે. મહારાણા હમીરસિંહ, હવે કાંઇ બીજું શ્રેય સાધવાનું અવશિષ્ટ રહે છે ?

**હમીરસિંહ**—ના, માતાજી, અમારૂં સર્વાશે શ્રેય સિદ્ધ થયું છે. તે છતાં માતાજીની મરજી હોયતો આટલું ભરત વાક્ય પણ સિદ્ધ થાઓ.

ગાયન ૩૩ મું.

શિખરિણી છંદ.

સ્વધર્માનુરાગી, નૃપતિ મહીનું પાલન કરો,<br>
કરી વૃષ્ટિ સિંચી, સુરપતિ ધરા ધાન્યથી ભરો;<br>
પ્રતાપી મેવાડી, રજપુત શૂરા વીર વિચરો,<br>
દમી કોટી દુખો, પુનિત ધરણી સંકટ હરો.

( ૫ડદો )

# ઉદ્યોગ અને પુરૂષાર્થ

પુ. ૬ અંક ૫ ના પૃષ્ટ ૧૫૫ થી અનુસંધાન.

ભર્તુહરીએ કહ્યું છે કેઃ—

निन्दन्तु निति निपूणा यदिवा स्तु वन्तु
लक्ष्मी समा विशतु गच्छतु वा यथेष्टम्
अद्यैव वा मरण मस्तु युगान्तरे वा
न्याया त्पथः मविचलन्ति पदं न धीराः

અર્થઃ—નીતિ નિપુણો નિંદા કરો વા સ્તુતિ કરો; લક્ષ્મી ઇચ્છા હોયતો આવો વા જાઓ; આજેજ મરણ થાઓ વા યુગાન્તરે થાઓ; પણ ન્યાયના રસ્તેથી ધીર પુરૂષો એક પગલું પણ ખસતા નથી. આમાં છેવટનો ન્યાય શબ્દ આજ ખરીનીતિ–સાર્વજનિક હિતવાળી નીતિ એવા અર્થમાં વાપર્યો હોય એમ જણાય છે. આમાં સ્વાર્થવાળા દુરાગ્રહનો કિંચિત્ પણ અંશ નથી. પોતાનું શરીર તથા ગુણો બીજાને મારેજ (સામાન્ય હિત મારેજ) અર્પણ કરી દીધા હોય તેવું આ શ્લોકમાંથી સ્પષ્ટ નીકળી આવે છે. આવા સત પુરૂષોના દૃષ્ટાંતો પરથી પોતાનું જીવન સુધારવું એજ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે.

ख ક્યાં સાધનો દ્વારા તે સિદ્ધ કરી શકાય છે!

આ જગત્ વ્યવહાર દૈવી અને આસુરી એવી બે સંપતિ વડે થતો હોય એમ આપણે જોઇએ છીએ. તેમા સત્ય, દયા, નમ્રતા આદિગુણો દૈવી સંપતિનું કાર્ય છે. અને અસત્ય, લોભ, દંભાદિ દુર્ગુણો એ આસુરી સંપતિનું કાર્ય છે. સદ્ગુરૂની કૃપા પ્રસાદીથી દૈવી સંપતિરૂપ સાધનો વડે આસુરી સંપતિને હણવાની છે. સત્સંગ કરવાનો મુખ્ય હેતુ આજ છે, કેમકે તેથી નવી નવી કૂચીઓ હાથ લાગે છે. આ બાબત જીજ્ઞાસુઓ પોતપોતાના સદ્ગુરૂ દ્વારા રસ્તો લઇ લે છે. સત્સંગથી અનુભવ મળતાં મળતાં આગળ વધી શકાય છે.

ग એ સાધનો ક્યાંથી મળે છે? પ્રાણી માત્રમાં મનુષ્ય એ ઇશ્વરની અદ્ભુત કારીગરીનો એક ઉત્તમ નમુનો છે. તેનામાં જે શક્તિઓ પરમ કૃપાળુએ મૂકેલી છે તે અલૌકિક જેવી છે. ન્હાનાં આકડામાં વાણીનો સદ્-

ભાવ ઈશ્વરે મૂકેલો છે; તોજ તેને બાળપણથી શરૂ કરીને લગભગ આખી ભાષા શીખતી દરએ છીએ. જન્મથીજ જંગલમાં મૂકાએલું મનુષ્ય પ્રાણી પોતામાં રહેલી દૈવી શક્તિનો ઉપયોગ કેવી રીતે કરી શકે? તે શક્તિઓને ખીલવવાનો રસ્તો મળ્યા સિવાય તે શા ખપની? જેમ ચકમક પત્થરમાં દેવતા છે. પણ તેને અફાળવાની ક્રિયા કર્યા વિના તે શી રીતે અનાજ પકવવાના ઉપયોગમાં લેવાય? તેમ મનુષ્યમાં રહેલી દૈવી શક્તિ પ્રગટ કર્યા સિવાય તે શી રીતે સુખ આપી શકે? આ બધા પરથી જણાયું હશે કે સાધનો પોતાની પાસે-પોતામાંજ છે. ક્યાંઇ લેવા જવું પડે તેમ નથી. માત્ર સત્સંગનીજ અપેક્ષા એ સાધનોને બહાર લાવવામાં રહે છે. પોતાની પાસે પારસમણી હોવા છતાં દરિદ્રી રહેવાનું કારણ તેને ન ઓળખવાનુંજ છે, તેને કોઇ સારો સંગી મળી જાય-લોહનું કાંચન કરી બતાવે; એટલે એને પ્રત્યક્ષ ખાત્રી થવાથી પોતાની દરિદ્રતાને તત્ક્ષણ તજ હણી નાંખે છે. સત્સંગની પરિપક્વતાએ એટલે જ્ઞાનકાળે × સત્સંગ છુટી જવા છતાં પણ સાધનો તેનો ત્યાગ કરતાં નથી અને જે જે સાધનની જરૂર પડે તેતે પ્રસંગે તે તે સાધનો તરતજ આવીને કામ કરે છે.

હવે એ કર્ત્તવ્યને ઉદ્યોગ અને પુરૂષાર્થમાં સામાન્ય ગણવાનું છે જેથી આ લેખમાં પ્રથમ એ બંનેનો ભેદ જણાવી આ કર્ત્તવ્ય વડે તે બેની એકતા જણાવી છે. ઉદ્યોગથી પુરૂષાર્થ જુદો નથી. પુરૂષાર્થથી ઉદ્યોગ જુદો નથી. માત્ર ઉદ્યોગની મુશ્કેલી પુરૂષાર્થમાં ઉડી જાય છે, વાસ્તે નામ માત્ર ફર્યું છે. રાજા હોવા છતાં ભૂલો પડી કોઇ સ્થળે સપડાઇ જવાથી પોતાનું નામ ફેરવી કોઇ હલકા નામથી રહે છે, પણ પછી તેની તે ઉપાધિનો ત્યાગ થતાં રાજા તે રાજાજ બની રહે છે. જેમ રાજા હલકું નામ ધારણ કરવા છતાં પણ પોતે સારી રીતે જાણે છે કે હું રાજા છું તેમ કોઇ મમત્વની ઉપાધિમાં સપડાઇ પુરૂષાર્થ કરવા છતાં હું ઉદ્યોગ કરૂં છું એમ કહેવું પડે છે. હું અથવા તમે ( અને સૌ ) જે કાંઇ કમાઇએ છીએ, તે મારૂં અથવા તમારૂં નથી છતાં તેમાં મમત્વાભિમાનથી ચોંટી જઇએ છીએ. તમારા એકજ રૂપિયાની ૧૯૨ પાઇ કરીને બારીકીથી તપાસ રાખજો કે તે ૧૯૨ ભાગે વહેંચાણી કે વધારે ભાગે વહેંચાણી? ખેડુતના ખળામાં રહેલું અનાજ કે જેનાં કણે કણની વહેંચણી થઇ જાય છે, છતાં

× જોઇએ તે મળી જવાથી સંગની ચાહના છુટી જાય છે સંતોના તરફની લાગણી ઓછી થતી નથી.

મમત્વાભિમાન મનુષ્યને ફસાવી મારે છે. કહેવાની મતલબ એ છે કે મમત્વ હોવા છતાં આપણી સાથેના સંબંધીઓ ખુશીથી કે ના ખુશીથી પણ આપણી પાસેનું આપણું કેટલુંક ઘસડી જાય છે. "એકનાં કર્મમાં અનેકનો ભાગ છે." એજ એમ બતાવે છે કે, સૌને માટે કરો. તમારા એકના માટે કરશો તોપણ બીજાઓ તો મારી ફોસીને તમારી પાસેથી લઇ જવાના. મમત્વાભિમાનનું દુઃખ થશે તેજ માત્ર વધાવ. માટે જે રસ્તો ઠીક લાગે તે ગ્રહણ કરો. આ ઉપરથી જોઇએ તો એમ લાગે છે કે સૌ પુરૂષાર્થ—પરમાર્થજ કરે છે. પરમાર્થજ કરે છે તેમ છતાં તેનો લાભ તો માત્ર સમજે છે તેઓનેજ મળે છે: સિવાયના બીજાઓ તો બિચારા માનસિક પીડા વ્હોરી લે છે, અને જવાનું જાય છે તે તો જૂદું. આથીજ ઉદ્યોગને પુરૂષાર્થથી જુદો ગણી શકાતો નથી. કોઈ લોભી માણસ ઉદ્યોગ કરતો હોય તો પણ તેતો પુરૂષાર્થજ છે કેમકે કોઇ ધર્માદાના ખરડામાં, સાર્વજનિક હિતના ખરડામાં, કે કેળવણી ફંડમાં તેને આબરૂથી તણાઇને કે અમલદારોથી દબાઇને પોતાનાં ધાર્યા કરતાં પણ લાણું વધારે આપવું પડે છે. તે લોભી માણસ તો સ્વાર્થીજ છે. હું અથવા તમે ઉપર પ્રમાણે અર્થ લઇ તેને પરમાર્થી ધારીએ તો તેનો લાભ મને અથવા તમનેજ છે, પણ પેલા લોભી માણસને તે માંહેનો લગારે લાભ નથી. સ્વાર્થીઓને તેની પીડા ટળે નહિ માટે ઉદ્યોગને પુરૂષાર્થથી જુદો ગણ્યો છે. સમજુ પુરૂષો આ પ્રમાણે પુરૂષાર્થ અને ઉદ્યોગની એકતા કરે છે.

પુરૂષાર્થમાં સ્વતંત્રતા છે અને ઉદ્યોગમાં પ્રારબ્ધની અડચણ હોઇને પરતંત્રતા છે પુરૂષાર્થમાંથી ખસી પડ્યાથી બાહ્યયોગમાં આવે છે, અને તે વખતે દ્વંદ્વ ભાવવાળા પ્રારબ્ધનું જોર ચાલે છે, એટલે કે પુરૂષાર્થમાં હોઇએ ત્યાં સુધી દ્વંદ્વભાવ વાળા પ્રારબ્ધનું જોર ચાલતું નથી: તેથી તેને સ્વતંત્ર ગણવામાં આવે છે અને ઉદ્યોગને પરતંત્ર ગણવામાં આવે છે. હું પુરૂષાર્થ કરૂં છું એમ કોઈ કહેતો હોય અને તેમાં જો પરિમીત હદવાળા સ્વાર્થનો છાંટો પણ હોય તો તે બાહ્યયોગમાં ખસી પડેલો હોવો જોઇએ. તેમાં તેનો પુરૂષાર્થ કહેવાય નહિ.

હવે આ ઉપરથી વ્યવહારમાં જો કોઇ ઉદ્યોગની નિંદા માનતું હોયતો તેનો જવાબ માત્ર એટલોજ કે "તમે પુરૂષાર્થને ઓળખો એટલે તમારો ઝગડો મટશે." મતલબ કે તમારા ઉદ્યોગમાંનું સંકામપણું—સ્વાર્થવાળી બાજુ નીકળી જશે એટલે તે પુરૂષાર્થમાંના નિષ્કામપણામાં—પરમાર્થમાં

ભળી જશે જો કે સકામીઓને શરૂઆતમાં મુશ્કેલી લાગશે તો પણ જેમ જેમ અભ્યાસ વધતો જશે તેમ તેમ તેઓ નિષ્કામમાં સ્થિરતા ધરી શકશે. જો કે આંતરિક યોગ દૃઢ થતાં સુધી ઉદ્યોગનું અભિમાન તો આવી જશે, પણ તેથી ગભરાવાનું નથી. ધીરજ ધરી આગળ વધવું. આ અભ્યાસની પરિપક્વ દશામાં માણસ વાસ્તવિક પુરૂષાર્થી—પરમાર્થીજ હોય છે, એમ સર્વ કોઇ વિચારે દ્વારા કબુલજ કરે છે. જ્ઞાનીઓને તો તે કબુલજ છે. આવા પુરૂષો જે કરે છે તે સાર્વજનિક હિતજ હોય છે. વળી તે એક દેશ કે એક કાળને નહિ પણ સર્વ દેશ અને સર્વ કાળને લાભ કર્તા હોય છે. તેથી તે સર્વદા આનંદમયજ રહી શકે છે.

પુરૂષાર્થમાં નિશાન રાખી કાર્ય કરવાનો ઉદ્દેશ બહુજ ઉંચો છે આ અભ્યાસથી જો કે શરૂઆતમાં પુરૂષાર્થમાંથી ઉદ્યોગમાં અને ઉદ્યોગમાંથી પુરૂષાર્થમાં એટલે કે બાહ્યયોગમાંથી આંતરયોગમાં અને આંતરયોગમાંથી બાહ્યયોગમાં જા આવ થશે પણ તેથી ડરવાનું નથી. નિશાન પુરૂષાર્થમાંજ છે આવો નિશ્ચય કરીનેજ ક્રિયાનું સાધન કરવું. અહંકાર અથવા જુસ્સાથી જે કાંઇ કરવામાં આવ્યુ તે બધુ અનેક કાટા કાટા વાળી હોઇ અનેક જન્મમાં નાંખે છે; તે પુરૂષાર્થ નથી; પણ તે તો ઉદ્યોગ છે. કાલે ઉપયોગી થશે અથવા પાંચે પંદરે કે કલ્પાંતે પણ ઉપયોગી થશે આવા હેતુથી ગમે તેવું સારૂં કામ કરવામાં આવે તો તે પણ અનેક જન્મનાજ હેતુ ભુત થઇ પડે છે તેથી તે ઉદ્યોગ કહેવાય છે. ન્યાય વડે દ્રવ્યનું ઉપાર્જન કરવામાં આવતુ હોય છતા જો તેમાં આસક્તિ હોય, સમષ્ટિના ઉપયોગમાં જતાં જરાપણ ખેંચાણ રહેતું હોય, તો તે દ્રવ્ય દુઃખનાજ (જન્મનાજ) હેતુ ભુત થઇ પડે છે; તેથી તે પણ ઉદ્યોગ છે. પુરૂષાર્થમાંતો દ્રવ્યનું ઉપાર્જન, વાણીનો સદ્‌બોધ કે બીજી કોઇ દૈવી ક્રિયા સમષ્ટિ માટેજ હોય છે; તેથી ક્ષણે ક્ષણે તો શું? પણ નિમિષે નિમિષે જે કાંઇ વિત્તોપાર્જન અથવા દૈવી ક્રિયા થાય છે તે બધું સમષ્ટિમાંજ હોમાય છે સમષ્ટિથી આપણે જરા પણ જુદા નથી કેમકે બધાતો ઉપયોગ સમષ્ટિમાંથીજ લેવાય છે, માટે શાહુકાર બનીને લેવું તેવું બહુજ નમ્રપણેથી દેવું જોઇએ. વળી તેમાંના કોઇ પણ મનુષ્યની ક્રિયા જો તમારા દુઃખનું કારણ થાય અથવા જુસ્સાનું કારણ થાય તો તે કારણ તે ક્રિયા નથી પણ તે ક્રિયાને ભેટળાએલો તમારી મનોવૃત્તિનો સંબંધજ તેમાં કારણ રૂપ છે; તો તે તાદાત્મ્યમાંથી સ્વસ્વરૂપને જુદું પાડી પુરૂષાર્થ સિદ્ધ કરવો જોઇએ.

લી. શ્રી હરિનો એક સેવક.

# શ્રી વડનગરા કણબી હિતવર્ધક સભા અને તેની બોરડીંગ.



આ સંસ્થાઓનો સંવત ૧૯૭૦ ની સાલનો વાર્ષિક વૃત્તાંત બહાર પડયો છે તે ઉપરથી જણાય છે કે તેની મીલકત સાત હજાર ઉપર રૂપીઆની છે. તે પોસ્ટ આફીસની સેવીંગ્સ બેંકમાં જમા મુકેલી છે. તે સભાને ગત વર્ષમાં ૪૭૧ રૂ. ની ઉપજ થઈ હતી તેમાંથી રૂ. ૨૬૮ ખરચ કરીને ૨૦૩ રૂ. અનામત ફંડ ખાતામાં લેઈ ગયા છે. ઉક્ત ખરચ વિદ્યાવૃદ્ધિ ખાતે થયુ છે.

આ સભાના અંગે વડનગરમાં એક બોરડીંગ હાઉસ સં. ૧૯૬૬ મા સ્થાપવામાં આવ્યું છે. તેમાં ૨૮ નિરાધાર છોકરાઓ હાલ છે તેમને ખવડાવવા, પીવડાવવા ઉપરાંત વિદ્યાભ્યાસ કરાવવામાં આવે છે. આ બોરડીંગમાં પૈસા આપનાર છોકરાઓને પણ દાખલ કરવામાં આવે છે. તેવા છોકરા પાસેથી મહીને રૂ. ૫) લેવામાં આવે છે.

આ સાલમાં બોરડીંગને રૂ. ૧૨૬૩ ઉપજ થઈ હતી અને ખરચ રૂ. ૯૯૬ થયા હતા. રૂ. ૧૨૫)નું અનાજ દાન મળ્યું હતું.

ઉક્ત સભામાં વડનગરના ૧૮, મુંબાઇના ૧૧, વડોદરાના ૫, વરણ ગામના ૩ અને અમદાવાદના ૨૦ લાઇફ મેમ્બરો હતા તથા અમદાવાદના ૩૫, વડનગરના ૨૫ અને મુંબાઇના ૫ વાર્ષિક મેમ્બર હતા.

લાઇફ મેમ્બર પાસેથી રૂ. ૩૧ લેવામાં આવે છે અને વાર્ષિક મેમ્બરની ફી રૂ. ૧) છે તેને દાખલ ફી રૂ. ૨) આપવી પડે છે.

આ સાલમાં પટેલ. કુબેરદાસ હરીચંદે રૂ. ૧૦૦૦)ની ભેટ આપી ટ્રસ્ટ ફંડ કીધું છે તેનું વ્યાજ બોરડીંગ હાઉસમાં વપરાશે.

આ સંસ્થાને મદદની બહુ જરૂર છે. અમને આશા છે કે સખી ગૃહસ્થો પોતાનો સખી હાથ લંબાવશે.

## કડવા પાટીદાર બોરડીંગના છોકરાઓને અપાયેલો ઉપદેશ

### ગાંઠ છોડવી પણ કાપવી નહીં.

દોરાની ગાંઠ, કોઈ પોટીટ બાંધેલું હોય તેની ગાંઠ, પતંગની દોરીની વીગેરે ગાંઠ ઉકલે નહીં, ઉકેલતાં વાર થાય, ઉકેલતાં મુશ્કેલ પડે તો તે તુરત કાપી નાંખવા ઇચ્છા થાય છે–કાપી નાંખવામાં આવે છે. આવી આદત બચપણમાં પડવા દેવી જોઇયે નહીં. બચપણમાં જે આદત પડે છે તે મોટી ઉમરે કાયમ રહે છે અને વૃદ્ધિ પામે છે. માટે બચપણમાં જે કાંઈ ટેવ–આદત–વળણ નુકશાનકારક હોય તે સામે અટકાવ થવાની ખાસ જરૂર છે.

ગાંઠ છોડવાની આદત સારી છે–ગાંઠ કાપવાની આદત નઠારી છે એમ શામાટે? એવો પ્રશ્ન કદાચ તમે યુવાનોના મનમાં ઉદ્ભવશે. નજીવા દોરાની ગાંઠ છોડવામાં વખત અને મહેનતનો વ્યય વ્યર્થ કરવો સાધારણ દ્રષ્ટિથી ઠીક લાગતું નથી, એ સત્ય છે પરંતુ, જેવી ગાંઠ દોરામાં બંધાય છે–પડે છે તેવી ગાંઠ આપણા વહેવારમા પણ પડે છે. એવી ગાંઠ જ્યારે આપણા વહેવારમા પડે છે ત્યારે ઉકેલવી મુશ્કેલ પડે છે, ઘણીવાર લાગે છે, ત્યારે અકળામણ થઇને તે ગાંઠને કાપી નાંખવાની પેરવી કરવા વલચાઇયે છીયે. જ્યારે તે ગાંઠ–વહેવારમાં પડેલી ગાંઠ–કાપી નાંખીયે છીયે ત્યારે પરિણામમાં કુસંપ, કલેશ, લડાઈ, દંટા, વૈર, અદેખાઇ, ઈર્ષા વીગેરે થાય છે. એ કોઈ રીતે આદરણીય નથી એ નક્કી સમજજો.

આપણા ઘરમાં ભાઈ ભાઈમાં, ધણી ધણીયાણીમાં, દેરાણી જેઠાણીમાં, નણંદ ભોજાઇમાં કોઈપણ વહેવારની બાબતમાં મતભેદ થાય છે, ગાંઠ પડે છે ત્યારે ધીમે રહીને–એક બીજાને સમજાવીને–ગાંઠને ઉકેલવાને બદલે કાપી નંખાય છે, દરેક જુદાં થઇ જાય છે, એ ઘણુંજ અનિષ્ટ છે. દોસ્તોમાં પણ જરા મતભેદ પડતાં દોસ્તી તોડી નાંખે છે–તુટી જાય છે, કોઇ કોઈ વખત તો એક બીજાને બોલ્યા વહેવાર પણ રહેતો નથી. માટે જ્યારે પણ કોઇ બાબતમાં મતભેદ પડે ત્યારે પોતાનો મત ખરો છે, બીજાનો–સામાવાળાનો ખોટો છે એવો આગ્રહ કરવો નહીં, એક બીજાના મતની દલીલ એક બીજાએ સાંભળવી, તે ઉપર વિચાર કરવો, અને જ્યાંપણ દલીલ નબળી

પડવું એ સર્વે નુકસાનકારક છે અને તેમ જુદા પડવાથી દુશ્મન ફાવે છે અને એક બીજામાં વધારે કુસંપ કરાવે છે. ભાઈ ભાઈમાં, દેરાણી જેઠાણીમાં, નણદ ભોજાઈમાં, અને દોસ્તોમાં એ પ્રમાણે ઐક્ય તુટીને જુદાં થવાના દાખલા તમે બધાએ જોયાજ હશે એમ હું માનુંછું. એવા દાખલા એટલા અગણીત છે—ઘેર ઘેર છે કે તે તમને ખાસ બતાવવાની જરૂર છે એમ હું ધારતો નથી. માટે ભાગાકાર કરવાનું—જુદા પડવાનું કદી કરશો નહીં. એ મારી સલાહ અને શિખામણ યાદ રાખશો.

આપણા હિંદુસ્થાનની અધોગતિ આપણા કુસંપનેજ આભારીજ છે. ઇતિહાસમાં આપણે વાંચીએ છીયે કે અમુક રાજ્યમાં ભાઇ ભાઇમાં વૈર ઉત્પન્ન થતાં બીજા વિશેષ બળવાન રાજાનું સૈન્ય લાવી ભાઇનું રાજ્ય પાયમાલ કરાવ્યું. તે રાજ્ય ભાઇના હાથમાંથી ગયું તેમ પોતાના હાથમાં પણ કાંઇ રહ્યું નહીં. પરદેશી રાજાઓ હિંદુસ્થાન ઉપર ચઢી આવી આપણને કેટલું નુકશાન કર્યું છે તે ઇતિહાસના વાચકોથી અજાણ્યું નથી. માટે કુસંપ કરવો નહીં, થાય તો વધવા દેવો નહીં. કુસંપ થતાંજ અટકાવવો. એક બીજાને ક્ષમા કરવું, ખમી ખાવું. એવી આદત પાડવા તરફ તમારૂં લક્ષ ખેંચવામાં આવે છે.

---

# કન્યાની અછત શાથી થઇ છે ?

કેટલાક ભોળા દિલના બંધુઓને છુટા લગ્નના વિરોધીઓ એમ સમજાવે છે કે છુટા લગ્ન થવા જવાથી કન્યાની અછત થઈ ગઈ છે. છુટા લગ્ન થવાથી હવે ગરીબના છોકરાં કુંવારા રહી જશે.

આ માન્યતા ઘણા ખરા ભોળા દીલના બંધુઓમાં પેસી ગઈ છે. તેથીજ આ લેખ લખવાની જરૂર પડી છે. છુટા લગ્નના વિરોધીઓ કેવળ સ્વાર્થીજ છે અને તેઓ પોતાના સ્વાર્થ માટેજ ભોળા લોકોને ભમાવે છે.

આપણે આ બાબતમાં જો વીચાર કરીએ તો જણાશે કે આપણી નાતિમાં છુટા લગ્ન તો માત્ર ગણ્યા ગાંઠયાં—આંગળીના વેઢા ઉપર ગણી શકાય તેટલાંજ થયાં છે,

લાવતી વખતે ચાંદલો અને છાંડતી વખતે બદલો લઇને તે વડેજ પોતાની મ્હોટાઈ અને કુલીનતા બતાવવા લાગ્યા. ગામડાના કેટલાક અભિમાનીઓ પોતાની દીકરીઓને અનેક શોક્યો ઉપર આપી પારકી દીકરીઓને દુઃખ દેવરાવવા અને પોતાની દીકરીને સુખ અપાવવા રૂપી અધમ કર્મ કરવા લાગ્યા તેના પરીણામે તેઓએજ કુળવાનોને હીણ કમાઉ બનાવ્યા, વંશાળા અને કુળ હીન બનાવ્યા. તેમજ પોતાની અને પારકી દીકરીઓને દુઃખી કરી અને કરાવી, પારકા ઘરનાં દળણા પાણી કરી અથવા તો રંડીયો કેરવવાનું બતાવી પેટ ભરવાનું પોતાની દીકરીઓનેજ શીખવ્યું. કેટલીક બાળાઓએ દુઃખના માર્યા આપઘાત કર્યા, કેટલીક ભાગીનાશી જઈ દૂર દેશમાં સ્વકોમના ગમે તેવા નીચા કુલમાં અથવા પરકોમના ઘરમાં ભરાઇ બેઠી. આ બધા પાપના બદલામાં કુળવાનો વગોવાયા અને તેમને દીકરી આપનારાઓએ પોતાના કપાળમાં કાજળ ચોપડયું. મિથ્યાકુલાભિમાન અને મિથ્યા મોટાઇમાં બંને પક્ષ દુખી થયા.

કેટલાક ગામડાવાળાઓ તો એટલે સુધી અભિમાન ધરાવતા હતા કે અમે તો અમારી દીકરીને માટે ખેતરનો ખુણો રાખી મુકીને પણ આડીયાઓનેજ આપવાના, એટલે જો અમારો જમાઇ દાણા ન ખવરાવે તો અમારા ખેતરના ખુણામાંથી દીકરી દાણા ખાય.

અભિમાન કોઈનું રહ્યું નથી. ખેતરના ખુણા દીકરીઓના શ્રાપથીજ સુકાઇ જવા લાગ્યા છે અને કામદેવને વશ થયેલી દીકરીઓએ ખેતરના ખુણામાંથી ક્ષુધાની ત્રપ્તી માટે અન્ન અને કામદેવની તૃપ્તી માટેનું સાધન મેળવી પોતાના કપાળમાં કાજળ ચોપડયાં છે. અને તેટલી સજા ઉપરાંત પોતાના દીકરાઓ કુંવારા રહી જતા હોવાથી ઘોળના બંધનમાં પડયા છે.

જો કદાચ કુળવાનનેજ દીકરી આપનારાઓએ પોતાના કુળવાન જમાઇનાં ગુણ કર્મ સ્વભાવનો વિચાર કર્યો હોત અને તે સાથે તેઓને ફરજ પાડી હોત કે તમારી આગળની સ્ત્રીઓને છુટા છેડા આપી પછી કન્યા લઈ જાવ, તો જરૂર તેમ થવાથી કન્યાની અછત થાત નહીં. કારણકે કુળવાનોએ અનેક સ્ત્રીઓ રોકી રાખવાનો ધંધો શરૂ કર્યો તેથીજ કન્યાઓનો તોટો પડયો અને તેટલા માટેજ ઘોળ બંધાવા લાગ્યા અને ઘોળ બંધાવાથીજ શેહેરવાળાઓને કન્યાની અછત જણાય છે. દુઃખે છે પેટમાં અને કુટે છે માથું. પોતાનાજ કર્મથી ઘોળ બંધાય છે અને કન્યાની અછત થઈ પડી છે, છતાં ભોળા લોકોને ભમાવવા કરે છે કે છુટા લગ્ન

વનું નથી. કારણકે ઉપરા ઉપર ચાંદલો આપી કન્યાઓ આપનારા છે અને બદલો આપી છોડાવનારા છે. જેથી કમાવાની ફીકર નથી અને કમાવાની ફીકર નથી તો ભણાવવાની જરૂરજ શું છે ?

જો અમારા કુળવાન બંધુઓ વિચારે તો છુટા લગ્ન થવાથી તેમને તો મ્હોટામાં મ્હોટો લાભ છે કારણકે કન્યાનો બાપ ભણેલો અને કમાઉ વર શોધે તેથીજ કુળવાનને પોતાના દીકરાને ભણાવવો પડશે અને કમાઉ બનાવવો પડશે. જ્યારે કુળવાનનો દીકરો ભણશે અને સારો કમાઉ થશે તો તે વખતે તેનામાં વિવેક, વિનય, સારાસારનો વિચાર અને સદ્‌ગુણો આવશે. કોઈ દુર્ગુણ તેનામાં આવશે નહીં જેથી પોતાના મુળ પુરૂષોના જેટલી ઇજ્જત આબરૂ વધારશે અને સારા કમાઉ થવાથી સ્ત્રી ધનવડે તાગડ ધીન્ના કરવા ઇચ્છશે નહીં. સાસરા પક્ષના દ્રવ્યને લેવા ઇચ્છા કરશે નહીં. છતાં સાસરા પક્ષ તરફથી જે દ્રવ્ય કન્યાદાનમાં ચાંદલા તરીકે અપાશે તેને સ્ત્રી ધન તરીકે સલાયદું રાખશે, જેથી ભવિષ્યમાં પોતાના બાળકો માટે મોટો વાસ્તો મુકી જશે. અને તેમ થવાથી ભવિષ્યમાં પોતાના વડીલોએ ગુમાવેલી ખાનદાની અને કુલીનતા પાછી મેળવશે. અને વિદ્વાન હોવાથી તેમજ કમાઉ હોવાથી અનેક સ્ત્રીઓ નહીં કરતાં એકજ સ્ત્રીથી રાજી થશે જેથી કન્યાની અછત થશે નહીં. અને કન્યાની છત રહેવાથી ગરીબનાં કુંવારા રહેશે નહીં. અને છુટા છેડારૂપી દુરાચારનો જે હાલ કુળવાનોએજ ફેલાવો કરેલો છે અને આપણી કોમની બાળકીઓ છવતે પતીએ અનેક પતીવાળી બની સ્ત્રી ધર્મ અને સતીત્વપણાથી નષ્ટ ભ્રષ્ટ થઈ છે તે દુરાચારનો પણ નાશ થશે.

છુટાં લગ્ન થવાથી જેમ કુળવાનો સુધરશે તેમ નીચા કુલના હશે તેપણ કુળવાન બનશે ખરી રીતે તો જેને આપણે નીચા કુળના કહીએ છીએ તેજ કુળવાન છે અને જેને આપણે કુળવાન માનેલા છે તેજ નીચા કુલના છે. કારણકે કુળવાનોએ તો અનેક સ્ત્રીઓને ભ્રષ્ટ કરી સતીત્વપણામાંથી નષ્ટ કીધી છે, અનેક ખાનદાન માબાપોની દીકરીઓને વંઠાડી મુકી છે. અને અનેક ખાનદાન માબાપોના કુટુંબમાં કલંક લગાડેલાં છે. જ્યારે નીચ કુળનાને તો કોઇ કન્યા આપનાર ન હોવાથી તે બીચારાઓ ગમે તેવા કદરૂપી, ગમે તેવા સ્વભાવવાળી પણ એકજ સ્ત્રીથી સંતુષ્ટ થઇ પોતાનો સંસાર નીભાવે ગયા છે. પણ જો છુટા લગ્ન થાય તો તેવા નીચા કુલના માબાપો પણ પોતાના દીકરાને સારા ઘરની કન્યા મેળવવાની

શાલયમાં ભણાવશે, કમાઉ બનાવશે, સદાચારી કરશે અને તેમ થશે તો તેને સમજુ માબાપો પોતાની કન્યા આપી કુળવાન તરીકે પુજશે.

આમ થવાથી હાલના અમારા કુળવાનોના મન દુઃખાય છે તેમ આગળ ઉપર જ્યારે હાલના વેશધારી–નામધારી કુળવાનોના ફરજંદો ખરા કુળવાન બનશે, ત્યારે મન દુઃખાવાનાં નથી. કારણકે કુળવાનનો ખરો ધર્મ તો એજ છે કે પોતાના જ્ઞાતિબંધુઓનું દરેક પ્રકારે ભલું કરવાને પોતાનુ તન, મન અને ધન અર્પણ કરવું જોઇએ. પોતાની જ્ઞાતીમાં સદાચારનો ફેલાવો અને વિદ્યાની વૃદ્ધી કરવામાંજ હમેશાં ચીંતવન કરનાર પુરૂષજ ખરો કુળવાન છે. પોતાના જેવાજ સઘળાને કુળવાન બનાવવામાંજ પોતાની કુલીનતા છે. હાલના કુળવાનોએ તો પોતાના દુરાચારનો ફેલાવો આખી ન્યાતમાં કરવામાંજ પોતાની કુલીનતા માની લીધી છે અને આખી જ્ઞાતિને અધોગતીએ પોચાડવા માટેજ એક તીથીનાં લગ્નને ઝાલી રાખ્યાં છે. જેમ કુળવાનોથી, કુળવાનનેજ દીકરી આપનારાઓથી અને ગોળ બંધાવાથી કન્યાની અછત જણાય છે તેમ દ્રવ્યવાનોથી પણ કન્યાની અછત થઇ છે અને તેપણ એમજ કહે છે કે છુટા લગ્ન થવાથી કન્યાની અછત થઇ છે.

કુળવાનો તો બીચારા કંઇક સારા છે કે તેઓ પૈસા લઇને છોડે છે જેથી તે છંડાયેલી કન્યાઓ બીજાનું ઘર માંડશે. પણ તે કન્યાઓ ગરીબ કે નીચાકુળનું ઘર માંડતી નથી કારણકે તે કન્યાનો બાપતો પહેલાંના કરતાં વધારે ઊંચા કુળનોજ વર શોધે છે. ભલે બીજી વખત વધારે છંડામણીના આપવા પડેતો તે આપવા રાજી છે પણ નીચાકુળમાં તો આપવાનો નથીજ અને જ્યારે નીચા કુળમાં આપશે ત્યારે તો છંડામણીના જેટલા પૈસા લીધા હશે તેટલા નીચા કુળના વર પાસેથી લઇનેજ આપશે. સારા-વિચારથી તો નહીંજ. કાયર થઇનેજ–દુઃખી થયા પછીજ આપશે. પણ એ બધા કરતાં દ્રવ્યવાનની અધમતાતો સર્વેથી વીશેષ છે કારણ કે તેતો દ્રવ્ય મદમાં આગળની સ્ત્રીને રખડતી મુકવા છતાં પોતાની આબરૂ આચરવા છોડતો નથી અને પ.રણી રૂપવંતીને છંડાવી–ગરીબનું ઘર ભંગાવી પોતાનું ઘર માંડે છે. એકતો જેની છંડાવીને લાવે છે તેને સ્ત્રી વગરનો કરે છે અને બીજી પોતાની જુની સ્ત્રીને જીવતે પતીએ રંડાપો ભોગવાવે છે તેથી પણ એક બીચારો ગરીબ વાંઢો રહે છે. જ્યાં સુધી ગોળના બંધન ચાલુ છે, ઉંચી નીચી કુળની માન્યતા

ગણાય છે અને એક ઉપર બીજી સ્ત્રી કરવાની પ્રથા તુટી નથી ત્યાંસુધી કન્યાની અછત અને વર અને કન્યાવિક્રય બંધ થવાનો નથી.

કેટલાક કહે છે કે નાતરાની કન્યાની અછત થઇ છે તે પણ છુટા લગ્નથીજ થઇ છે. પણ સંવત ૧૯૬૬ ના લગ્ન પછી અમદાવાદમાં ૨, સરદવમાં ૧ ધોળકામાં ૧ અને ચાલુ સાલમાં પાંચ વર્ષની મુદતમાં ૩ આ રીતે કુલ ૭ લગ્ન અમદાવાદ જીલ્લામાં થયાં અને ભાવનગરમાં ૧, તથા રાજકોટમાં ૧ એ રીતે બે લગ્ન કાઠીઆવાડમાં થયાં છે અને તે બધાઓએ એક એક સ્ત્રી સાથેજ લગ્ન કર્યા છે. તેઓએ કાંઇ એક સાથે સો કે બસો સ્ત્રીઓ સાથે લગ્ન કર્યા નથી, તેમ તેઓમાંના ૮ તો એકજ સ્ત્રી વાળા છે એટલે પુર્વની સ્ત્રીઓને રઝળતી મુકી બીજી કરી નથી. માત્ર એકજ ભાગ્યશાળી પુરૂષ છે કે જેણે આગલી સ્ત્રીને અને તેના એક બાળકને રઝળતી મુકી બીજી સ્ત્રી કરી છે અને તેમ કરવાનું કારણ પણ એજ છે કે તેનો બાપ કુળવાન છે અને તેના બાપે પાંચ સ્ત્રીઓ કરેલી હોવાથી તેના દીકરાને બે તો હોવીજ જોઇએ એમ વિચારીને કરેલું છે.

આ ઉપરથી પણ સાબીત થાય છે કે જે નવ છુટાં લગ્ન થયાં છે તે માત્ર કુવારી કન્યાઓનાંજ થયાં છે જેથી નાતરાની કન્યાની અછત છુટા લગ્ન થવાથી થઇ છે એમ કહેવું તદન જુઠુંજ છે.

જ્યારે આપણી ન્યાતમાં ૧૪ વર્ષની કન્યા અને ૨૦–૨૨ વર્ષનાં છોકરાનાં છુટા લગ્ન થશે ત્યારેજ છોકરાઓ સારી રીતે ભણશે–માબાપોને ભણાવવાની જરૂર પડશે, સારા કમાઉ થશે, સદાચારી થઇ એકજ સ્ત્રીથી સતુષ્ટ થશે; અનેક સ્ત્રીઓ કરવાનું ભુલી જશે, રૂપરંગ અને ગુણ, કર્મ, સ્વભાવનાં કજોડાં થાય છે તે બંધ પડશે, અને છુટા છેડા રૂપી પાપ કર્મ અટકી જશે; અને ત્યારેજ કન્યાઓની છત થશે અને તમામના બાળકો પરણશે–કુંવારા રહેશે નહીં. અને સંસાર સુખરૂપ ચાલશે.

# કડવા પાટીદારમાં પહેલા—
# —એમ. બી. બી. એસ. ડાક્ટર.

કડવા પાટીદાર જ્ઞાતિમાં ગ્રેજ્યુએટની સંખ્યા લેઉવા બંધુઓની સરખામણીમાં ઘણી ઓછી છે, તો પછી અન્ય જ્ઞાતિની સાથે સરખામણી થઇ શકે નહીંજ. આર્ટસ, એન્જીનીયરીંગ, મેડીકલ, એગ્રીકલચરલ વીગેરેના ગ્રેજ્યુએટ હોય છે. તેમાં મેડીકલ ખાતામાં મુંબાઇ ગ્રાંટ મેડીકલ કોલેજની એલ. એમ. એન્ડ એસ. ની પરિક્ષા ત્રીસ વર્ષ ઉપર પાસ કરનાર અત્રેના ડા. પીતાંબરદાસ કુબેરદાસ પહેલા હતા. ત્યાર પછી અમદાવાદના મી. મણીલાલ હીરાલાલ, રાંદેરના મી. કલ્યાણજી ભગવાનજી અને મી. પુરૂષોતમદાસ નરોતમદાસ તથા જુનાગઢના મી. ગોકળદાસ રણછોડદાસ એઓએ હોસ્પીતાલ આસીસ્ટન્ટની પરિક્ષા પાસ કીધી હતી. એ પરિક્ષા પાસ કરેલા ડાકટરોને હવે સબ આસીસ્ટન્ટ સરજ્યન કહેવામાં આવે છે.

મુંબાઇની ગ્રાંટ મેડીકલ કોલેજની એલ. એમ. એન્ડ એસ. ની પદીમાં ફેરફાર કરીને–અભ્યાસ ક્રમમાં સમય અને શિક્ષણમાં વધારો કરીને–એમ. બી. બી. એસ–બેચલર ઓફ મેડીસીન અને બેચલર ઓફ સરજરીની ડીગ્રીની એક પરિક્ષા આ વર્ષે પહેલીજ લેવાઇ છે. તે પરિક્ષા પાસ કરનાર મી. અમરતલાલ હરજીવનદાસ પટેલ પહેલા છે એ ખબર જુલાઇનો અંક છપાઇ ગયા પછી મળ્યા હોવાથી તે અંકના ટાઇટલ પેજ ઉપર ટુંકાણમાં આપવાની જરૂર પડી હતી. મી. અમરતલાલની આહોશી માટે તેમને જે કાંઇ ધન્યવાદ આપીયે તે ઓછો છે.

ડાકટર અમરતલાલના પીતા મી. હરજીવનદાસ લેવાવાનદાસ ભાવનગરના રહીશ છે, હાલ મુંબાઇમાં પાયધોનીપર ધર્મ વિજય છાપખાનું ચલાવે છે. ડાકટરના મોટા ભાઇ પણ મુંબાઇમાં અનંતવાડીમાં શ્રીકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસ છાપખાનું ચલાવે છે. એ કુટમ્બનો ઇતિહાસ અમારા જ્ઞાતિબંધુઓને ઉપયોગી ધારી ટુંકામાં આપીયે છીયે. અમારા બંધુઓને–કેટલાકને–ઘણાને–પોતાનાં છોકરાંને કેળવણી આપવાને પૈસા મળતા નથી. છોકરાને ભણાવવાનો સવાલ આવતાં પૈસાની તાણ પડે છે, કેમકે તે સજ્જનોને તેજ છોકરાં પરણાવવાને અને માબાપનું કારજ કરવાને

પૈસા મળી શકે છે, પૈસા નથી હોતા તો કરજે પૈસા મેળવીને પણ બીન જરૂરી કારજ અને બાળલગ્નોમાં ઉડાવે છે. અને દેવાદાર થઈ ગામ છોડી મોસાળમાં જઈ અગર કોઈ મોટા શહેરમાં મહેનત મજુરી કરી આવરદા પુરી કરે છે, છોકરાંને કેળવણી આપવાથી ઉન્નતી થાય છે તે માટે પૈસ ખરચવાને પાછા પડે છે, એવા બંધુઓને મી. હરજીવનદાસનો દાખલો અનુકરણ કરવા યોગ્ય છે.

મી. હરજીવનદાસના પિતાએ પોતાના ફરજંદોમાં પોતાની મીલકત વહેંચી આપી ત્યારે પોતાના કારજ માટે રૂ. ૧૦૦૦ જુદા રાખ્યા હતા સ્વર્ગસ્થ ભગવાનદાસને ભાવનગરમાં નાગરોનો સહવાસ હોવાથી તેમને અભિરૂચી કેળવણી ઉપર ઠીક થઈ ગઈ હતી. મી. હરજીવનદાસે પોતાના ભાઈઓથી છુટા થઈ વિરમગામમાં દુકાન કરી હતી તેમાં દૈવકોપથી આગ થઈ ત્યારે તેમના પિતાએ પોતાના કારજ માટે જુદી કહાડેલી રકમ મી. હરજીવનદાસને આપી ઈચ્છા દરશાવી કે એ રકમ એક દીવસના વાજુમાં વાપરવાના કરતાં વિદ્યા દાનમાં આપવી ઉત્તમ જણાય છે માટે મારી એ રકમ મારા બે પૌત્રોને કેળવણી આપવામાં વાપરવી. તેમના મૃત્યુ પહેલાં થોડા દીન અગાઉ આ પ્રમાણે એમનો સંકલ્પ થયા પછી સંવત ૧૯૫૯ ના કારતક સુદ ૧૫ ને દીને તાવ આવ્યો ત્યારે તેમણે પોતાનું મૃત્યુ નજદીક જોયુ. બીજે દીને મી. હરજીવનદાસ તથા તેમની ધર્મ પત્નિને પાસે બોલાવી કેટલીક વ્યવહારીક શિખામણો આપ્યા પછી અંતીમ ઈચ્છા જણાવી કે એક હજાર રૂ. માં બે છોકરાનું ભણતર પુરૂં ના થાય તો વારસામાં આપેલાં ઘર, ઘરેણાં વીગેરે ગીરો મુકીને અગર વેચીને પણ મોટાને વકીલ અને નાનાને ડાક્ટર બનાવજો. દીકરાઓને વારસામાં દ્રવ્ય આપવા કરતાં વિદ્યા આપવી એ વિશેષ ઉત્તમ છે એ એમના છેલ્લા શબ્દો યાદ રાખવા આગ્રહ કર્યો. તથા મૃત્યુ પહેલાં એકાદ દીવસ અગાઉ તે વાતનું ફરી સ્મરણ કરાવ્યું હતું.

સ્વર્ગસ્થના આવા સારા વિચારો ઉત્તરાવસ્થામાં થયા હતા. તેઓ પણ રૂઢી દેવીના પંજામાં સપડાયેલા તો [illegible] નાજ. તેમણે મી. હરજીવનદાસના એક દીકરા અને એક દીકરી સિવાય બીજાં છોકરાંને તો પરણાવી દીધાં હતાં. મી. હરજીવનદાસને [illegible] સંસ્કાર થયેલા હોવાથી પોતાના નાના દીકરા ને દીકરીને સંવત [illegible] પણ ના વિવાહમાં નહીં પરણાવવાના સંકલ્પમાં સ્વર્ગસ્થની સંમતી [illegible] હતી. મોટા દીકરા

રતીલાલે ઈંગ્રેજી પાંચમું ધોરણ પાસ કર્યા પહેલાં રૂઢી દેવીના આગ્રહથી તેને સંસારી બનાવવાની ફરજ પડી અને તે રૂઢીને છોકરાનો અભ્યાસ છોડાવવાની જરૂર પડી.

આપણા જનસમાજમાં કોઈ મનુષ્ય રાજ્યનો કાયદો ઉત્થે અથવા ઇશ્વરી ફરમાનની અવગણના કરે તો ભાગ્યેજ કોઇ શિખામણ આપવા આવે છે. ઊલ્ટુ ઉક્ત મનુષ્યને એવા ઉલંઘન માટે થયેલી સજા માટે લોકો દયા ખાય છે અને તે સજા કરનારને એટલે રાજ્યને કે ઇશ્વરને દોષ દે છે, પણ રૂઢી દેવીના ઉલંઘન માટે તો આખો સમાજ કૌ-કૌ કરી મુકે છે. જેથી મનુષ્ય દ્રઢતામાં ટકી શકતો નથી, કાંઇક પણ નમતુ મુકવું પડે છે. મી. હરજીવનદાસને પણ તે બાબતમાં કાંઈ ઓછું ખમવું પડયું નથી. નાના દીકરાને પાછના વિવાહમાં પરણાવ્યો નહીં પણ મેટ્રીક થયા પહેલાં પરણાવવાની જરૂર પડી. વિશેષ વખત સુધી લગ્ન મુલતવી રાખી શક્યા નહીં. લગ્ન પછી અઢી વર્ષે દીકરાને સંસારી બનાવવો પડયો જે વખતે તે મેડીકલ કોલેજમાં દાખલ થયો હતો.

મી. હરજીવનદાસને પિતાનું કારજ કરવામાં પણ રૂઢી દેવીએ છોડયા નહીં. જનસમાજના બખવાટને કાંઇક માન આપવાની જરૂર પડી હતી. મી. હરજીવનદાસ કારજ કરવાના વિરોધી હતા. છતાં પણ પરદેશમાં હોવાથી જે સદગૃહસ્થોએ તેમને અને તેમના કુટંબને પ્રસંગોપાત જમાડેલા તેમને બદલો આપવા તેમનું વલણ થયું. તેમના બે બ્રાહ્મણ અને એક સ્વજ્ઞાતિ મિત્રોની સલાહ પણ કારજ નહીં કરવાની હતી. તોપણ કારજ કરવું, બીજાને ત્યાં જમી કરેલું કરજ-દેવું વાળવું એ ધર્મ છે એમ એમને જણાયું. સન્મિત્રોનું કહેવું એમ હતું કે જે ગૃહસ્થોએ તેમને, તેમના કુટંબને જમાડયા છે તે મહેમાન-પરોણા તરીકે જમાડયા છે તેથી તે દેવું કહેવાય નહી તો પણ એટલું પણ દેવું શક્તી છતાં શામાટે રાખવું એમ કહેવાથી ઉક્ત સન્મિત્રો સંમત થયા. અને પોતાના કેટલા વહેવારને અને બ્રાહ્મણ, વણિક મિત્રોને જમાડવાનું નક્કી થયું. જમણનાં પકવાન બનવાં શરૂ થયાં ત્યારે ટપાલમા એક નનામો કાગળ મળ્યો. તેમાં ઉપદેશ હતો કે "તમે ઘણા રૂપીઆ ધી લીધું છે, બે રૂપીઆ વધારે લઇ આખી ન્યાત જમાડશો તો તમારી આબરૂમાં વધારો થશે, અને ખાનદાનમાં ખપશો, વાહ વાહ કહેવાશે અને જ્ઞાતિના અગ્રેસરોમાં માન પામશો." એ લખનારને માન આપવા જેટલી શક્તિ હતી. ધંધો ઠીક ચાલતો હતો, સોદા

## સ્વ. કુબેરદાસ પાછળ પુન્ય દાન.



સ્વર્ગસ્થના સુપુત્રો મી. માનચંદ અને મી. શીવલાલે નિચે પ્રમાણે રકમો પુન્ય દાનમાં આપી છે.

| | | |
|---|---|---|
| રૂ. | ૫૦૦ | વડનગરની કણબી બોરડીંગને |
| ,, | ૮૦ | ગાય ૧ સવત્સી ગુરૂકુળ સાંટાકુઝના બ્રહ્મચારીઓને દુધ પીવા સારૂ |
| ,, | ૪૫ | દીવાસાને દીને ગુરૂકુળના બ્રહ્મચારીઓને મિષ્ટ ભોજન |
| ,, | ૨૫ | વેદ પ્રચાર ફંડમાં |
| ,, | ૧૦ | મુંબાઈ આર્ય સમાજને |
| ,, | ૩૦ | વડોદરા ફતેસિંહ અનાથાશ્રમને |
| ,, | ૧૮ | નડીયાદ અનાથાશ્રમને |
| ,, | ૩૫ | અમદાવાદ કડવા પાટીદાર હિ. વ. મ. મંડળ બોરડીંગને ડેડસ્ટોક સારૂ. |
| ,, | ૩૫ | સુરત પાટીદાર બોરડીંગને ખાટલા સારૂ. |

## કડવા પાટીદાર બોરડીંગને મળેલું દાન.



અત્રેના સુપ્રસિદ્ધ શરાફ, કંત્રાકટર અને વેપારી મી. કેશવલાલ છવાભાઈના સુપુત્ર મી. માણેકલાલે પોતાને ત્યાં બનેલા દેશી ગોળનું એક માટલું વજન આશરે મણ બેનું તથા પાંચ મણ બટાકા બોરડીંગને દાનમાં આપ્યા છે. તથા એક ઉની ગરમ કોટ એક છોકરાને આપ્યો છે તે માટે અમે તેમનો આભાર માનીયે છીયે. અમારા અન્ય બંધુઓ બોરડીંગને મદદ કરતા રહેશે એવી તેના સુપરીન્ટેન્ડન્ટની પ્રાર્થના છે તે તરફ લક્ષ્ય આપવા વિનતી છે.

# મી. કુબેરદાસ હરિચંદનો સ્વર્ગવાસ.

રા. કુબેરદાસનો સ્વર્ગવાસ તેમની જન્મભૂમિ વડનગરમાં તા. ૨૭મી જુલાઈ ૧૯૧૫ના રોજે થયો જાણી અત્યંત દીલગીરી થાય છે. તેઓશ્રી આ માસીકના હિતેચ્છુ અને આશ્રય દાતા હતા. તેમના સ્વર્ગવાસથી હાલતો કડવા હિતેચ્છુને ભારે ખોટ ગઈ છે, તે વખતના વહેવા સાથે પુરાશે એવી આશા રાખીયે તોપણ તેનો એક સાચો સહાયક ઉક્ત માસીકની બાલ્યાવસ્થામાં ગયો છે એ ભારે ધક્કો લાગ્યો છે. સ્વર્ગસ્થ વડનગરના કડવા પાટીદાર હતા. મુંબાઈમાં વેપાર અર્થે ઘણા વર્ષોથી રહેલા હતા. તેઓ રાયલી બ્રધર્સની કંપનીના દલાલ મેસર્સ ગુરશાદીમલ કંપનીના ભાગીદાર હતા. તેમના સ્વર્ગવાસના ખબર વડનગરથી તાર દ્વારા મળતાંજ ઉપરની કંપનીની આફીસ તથા અલસીનું બજાર સ્વર્ગસ્થના માનમાં બંધ રાખવામાં આવ્યું હતું

સ્વર્ગસ્થને જ્ઞાતિ તરફ ઘણી સારી લાગણી હતી. કેળવણીના કામમાં મદદ આપતા હતા. વડનગરની પાટીદાર બોરડીંગના સ્થંભ હતા. વડનગર કણબી હિતવર્ધક સભાના લાઈફ મેમ્બર અને તેની કાર્ય વાહક કમીટીના પ્રમુખ હતા. થોડાજ વખત ઉપર તે સભાને રૂ. ૧૦૦૦ નું દાન દીધું હતું. આવા પરોપકારી અને વિદ્યા વૃદ્ધિના કામમાં હિત લેનાર સજ્જનનું અવસાન થવાથી કેળવણીના કામને ખરેખર ધક્કો લાગ્યો છે. ઈશ્વર તેમના આત્માને શાંતિ આપે એ અમારી અંતિમ અભ્યર્થના છે.

## સ્વ. કુબેરદાસ પાછળ પુન્ય દાન.



સ્વર્ગસ્થના સુપુત્રો મી. માનચંદ અને મી. શીવલાલે નિચે પ્રમાણે રકમો પુન્ય દાનમાં આપી છે.



| | | |
|---|---|---|
| રૂ. | ૫૦૦ | વડનગરની કણબી બોરડીંગને |
| ,, | ૮૦ | ગાય ૧ સવત્સી ગુરૂકુળ સાંટાક્રુઝના બ્રહ્મચારીઓને દુધ પીવા સારૂ |
| ,, | ૪૫ | દીવાસાને દીને ગુરૂકુળના બ્રહ્મચારીઓને મિષ્ટ ભોજન |
| ,, | ૨૫ | વેદ પ્રચાર ફંડમાં |
| ,, | ૧૯ | મુંબાઈ આર્ય સમાજને |
| ,, | ૩૦ | વડોદરા ફતેસિંહ અનાથાશ્રમને |
| ,, | ૧૦ | નડીયાદ અનાથાશ્રમને |
| ,, | ૩૫ | અમદાવાદ કડવા પાટીદાર હિ. વ. મ મંડળ બોરડીંગને ડેડસ્ટોક સારૂ. |
| ,, | ૩૫ | સુરત પાટીદાર બોરડીંગને ખાટલા સારૂ. |





## કડવા પાટીદાર બોરડીંગને મળેલું દાન.

અત્રેના સુપ્રસિદ્ધ શરાફ, કંત્રાકટર અને વેપારી મી. કેશવલાલ છવાભાઈના સુપુત્ર મી. માણેકલાલે પોતાને ત્યાં બનેલા દેશી ગોળનું એક માટલું વજન આશરે મણ બેનું તથા પાંચ મણ ગટાકા બોરડીંગને દાનમાં આપ્યા છે. તથા એક ઉની ગરમ કોટ એક છોકરાને આપ્યો છે તે માટે અમે તેમનો આભાર માનીયે છીયે. અમારા અન્ય બંધુઓ બોરડીંગને મદદ કરતા રહેશે એવી તેના સુપરીન્ટેન્ડન્ટની પ્રાર્થના છે તે તરફ લક્ષ્ય આપવા વિનતી છે.



## કડવા પાટીદાર બોરડીંગના છોકરાઓને ઉજાણી.

મી. અમરતલાલ હરજીવનદાસ પટેલ એમ. બી. બી. એસ. ની સર્વોત્કૃષ્ટ દાક્તરી પરિક્ષામાં પસાર થયાની ખુશાલીમાં તેમના પિતા મહાશય હરજીવનદાસ ભગવાનદાસે અત્રેની કડવા પાટીદાર હિત વર્ધક મહામંડળ બોરડીંગના વિદ્યાર્થીઓને દુધપાક પુરીનું મીષ્ટ ભોજન આપ્યું હતું. છોકરાઓને ગમત આપવા સારૂ મી. કેશવલાલ જીવાભાઇએ પોતાનું આમેફોન આપ્યું હતું. છોકરાઓએ આખો દીન આનંદમાં પસાર કીધો હતો. તેઓએ પોતાની મીટીંગ મેળવીને આનંદ પ્રદર્શીત કરી મી. અમરતલાલને એક અભિનંદન પત્ર મોકલ્યો હતો.

આ ભોજન તેમને બોરડીંગના મકાનમાં મળ્યું હતું. કોઇ કોઇ વખત કારજ—વરાના જમણમાં આમંત્રણ મળે છે તેમાં જમવાના કરતાં આ જમણમાં તેમને વિશેષ આનંદ મળ્યો હતો.

## હિંદુસ્થાનમાં કેળવણીની સ્થીતિ.

૬૨ હજારે ૫૯ ભણેલા છે એટલે સેંકડે ૭ ટકા ભણેલા અને ૯૪ ટકા અભણ છે. ભણેલા એટલે માત્ર લખી વાંચી શકે તેવાજ. પુરૂષોમાં હજારે ૧૦૬ અને સ્ત્રીઓમાં ૧૦ ભણેલા છે.

પારસીઓમાં હજારે ૭૧૮, ખ્રિસ્તિઓમાં ૩૩૬, જૈનોમાં ૩૧૯, હિંદુઓમાં ૬૬, અને મુસલમાનમાં હજારે ૩ ભણેલા છે.

ઇંગ્રેજી ભણેલાનું પ્રમાણ હજારે ૯ છે.

કુલ ૬૭,૮૧,૦૦૦ વિદ્યાર્થીઓ ભણે છે તે વસતિના ૨$\frac{9}{10}$ ટકા છે. કુલ શહેર ૧,૫૯૪ અને ગામડાઓ ૫,૮૨,૭૨૮ તેમાં ૧,૨૩,૫૧૮ પ્રાથમિક શાળાઓ છે. ૧૨,૮૮૬ કન્યાશાળા છે તેમાં ૯,૫૨,૯૧૧ કન્યા ભણે છે. પ્રાથમિક કેળવણી બ્રહ્મદેશમાં વધારે છે કારણ ત્યાં બૌદ્ધ મઠમાં ભણાવાય છે.

પ્રાથમિક કેળવણી ફરજીયાત થાય તો સાડાચાર કરોડ રૂ. ખર્ચ થવાનો અડસટો મર્હુમ મી. ગોખલેએ કહાડ્યો હતો.

૬૩,૪૧૧ છોકરીઓ ઇંગ્રેજી ભણે છે.

માધ્યમિક કેળવણીની ૬,૩૭૦ શાળાઓ છે અને ઉચ્ચ કેળવણીની ૧૭૩ કોલેજો છે. પુનાની ખેતીવાડીની કોલેજમાં ૧૦૨ વિદ્યાર્થીઓ ભણે છે.

# સ્વાર્થી સૃષ્ટિ !

( સ્ત્રગ્ધરા-રાગ. )

પંખી છાંડે અફલ તરૂને, ભ્રષ્ટ ભૂમિ ઉપમંત્રી,
દ્રવ્યે ખાલી પુરુષ ગુણિકા, આંબલી મૂકી વંત્રી;
વાસી પુષ્પે ભ્રમર ન રહે, સારસાં નીર પાખી,
દગ્ધારણ્યે હરણ ન રહે, સ્વાર્થી છે સૃષ્ટિ આખી.

અમૃતલાલ દયારામ જોશી.

---

# " કહો ત્યાં ઉન્નતિ કેવી "

રાગ કવાલી.

ગુમાવે માન પોતાનું રહે પરતંત્રને ઇચ્છી,
ગયું સ્વાતંત્ર્ય પોતાનું "કહો ત્યાં ઉન્નતિ કેવી."— ૧
હતી વિદ્યા હતી લક્ષ્મી હતું અભિમાન હિન્દુનું,
ગઇ વિદ્યા ગઈ લક્ષ્મી "કહો ત્યાં ઉન્નતિ કેવી."— ૨
ગયા ગયું ઘોર અંધારૂં ભપકતો ભાનુ ત્યાંદેતો,
ગન્યો અંધકાર સર્વે ત્યાં "કહો ત્યાં ઉન્નતિ કેવી."— ૩
અરેરે ! શસ્ત્ર ગુમાવી પકડતા લાકડી ચાલે,
પીએ છે ચાન્ડીના પ્યાલા ! "કહો ત્યાં ઉન્નતિ કેવી."—૪
બન્યા વ્યભિચારીને વ્યસની વ્યસનમાં નીત્ય ગુલ્તાનાં
વ્યસન વ્હાલાં કરી બેઠા "કહો ત્યાં ઉન્નતિ કેવી."— ૫
તજ્યાં વિવેક ને વિદ્યા તજ્યાં છે શૌર્ય ને શાન્તિ,
તજ્યો છે ધર્મ પોતાનો "કહો ત્યાં ઉન્નતિ કેવી."— ૬

લી. હરિલાલ જગજીવનદાસ-ફેરાળા

અમારા ધરાકોને વિનતી કરવાની છે કે જેઓએ લવાજમ મોકલ્યું નથી તેઓએ મહેરબાની કરીને મોકલી દેવું. તેમ જેઓ નહીં કે તેમને આવતો અંક વિ. પિ. થી મોકલવામાં આવશે. તે સ્વીકારવાને કાંઇ વાંધો હોય તેમણે અમને તાકીદે લખી જણાવવું. તેમ નહીં કરનાં જેઓ વિ. પિ. પાછુ વાળશે તેઓ ધર્માદા કાર્યને નુકસાન કરી પાપ ભાગી થશે.



## મેલેરીયા તાવ તથા નરમ પ્રકારની પ્લેગ.

# કડવા હિતેચ્છુ.

પુસ્તક ૬ ઠું. | સપ્ટેમ્બર સને ૧૯૧૫. | અંક ૯ મો.

## અનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| પ્રાર્થના... ... ... ... ... | ૨૬૫ |
| હૃદયને ઉપદેશ. ... ... ... | ,, |
| પ્રભુને પ્રકટ થવા યાચના.... ... ... | ૨૬૬ |
| એક અનુભવ ... ... ... ... | ૨૬૭ |
| ખજરંગની શોધ-ખોળ. નં. ૮ થી. ... ... | ૨૭૪ |
| મગફળી... ... ... ... ... | ૨૭૮ |
| હુલ્લડ.... ... ... ... ... | ૨૮૦ |
| એક અબળાની હૃદયદ્રાવક કહાણી. ... ... | ૨૮૩ |
| આપણી સ્થીતિમાં સુધારાની જરૂર... ... | ૨૮૬ |
| ક. પા. હિ. મ. બોરડીંગને દાન. ... ... | ૨૯૦ |
| આપણી બાળાઓને અનુકુળ કેળવણી ... | ,, |


વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ ટપાલ ખર્ચ સાથે.
વ્યવસ્થાપક, હીરાલાલ વસંતદાસ-અમદાવાદ

આ પત્ર અમદાવાદ, રીલીફરોડ, નં. ૮૬૩. ધર્મ વિજય છાપખાનામાં ચીમનલાલ હીરાલાલે છાપી તેજ ઠેકાણેથી ચીમનલાલ હીરાલાલે પ્રગટ કર્યું.

तत् सत् परमात्मने नमः ॥

# કડવા હિતેચ્છુ.

સ્તક ૬ ઠું. | સપટેમ્બર સન ૧૯૨૫ | અંક ૯ મો.

## પ્રાર્થના !

( રાગ—ધ્રુપદ કહાનડો—દરબારી. )

ધાયે ધાયે નાથ નાથ, આલે પ્રાણનાથ હાથ,
તુંહી માત તુંહી તાત, ઉરમાંહિ ધાયે— ધાયે.

દુઃખ દરિયા મોઝાર, નાવ મ્હારી નિરાધાર,
પડી છે તું તારનાર, કર્ય હવે ઉપાયે— ધાયે.

અમૃતલાલ દયારામ.

---

શ્રી

## હૃદયને ઉપદેશ.

( રાગ—મરાઠી ચાલની સાખીને મળતો. )

ગગન[૧] જીવનરસ[૨] બીનું[૩] જોને[૪],
આંતર[૫] માર્ગ[૬] બતાવે;
વિરહે બીના, આ ચીત્તનો તું,
[૭] ...

નિરોધ[9] વૃત્તિ મેં બ્રહ્મને,
વિકટ[10] માર્ગને ભેદી;
વિક્ષેપે[11] ચીત્ત, લેશ વધે નહીં,
વિષય જાળને છેદી;
વીરા[12] સદા હણી તેને,
ભેટો શાશ્વત સાગરને. ગગન—

અર્થ. જે મધ્યાકાશ (બ્રહ્મરંધ્ર)[1] ચૈતન્ય[2] રૂપી રસથી શોભે[3] છે, તેને તુ [illegible][6]. (તેનું ધ્યાન કર.)

એ અતી[5] નીકટનું જ્ઞાન સાધન જાણ, ત્યાંથી તને[6] અજ્ઞાનનો [illegible] માગ જડશે. ત્યાં જઈને[7] તારા પીઉડીના ગીતના (ધ્યાન કરવા [illegible] મહેશ્રા કહાવ

એ ધ્યાનના ફળ રૂપે થતી[8] ધર્મમેઘ સમાધી (અંપ્રજ્ઞાત યોગ વાળા [illegible]નાથી) તને આહ્લાનંદ આપશે

મુઢ, ક્ષીપ્ર, વીક્ષીપ્ર, અને એકાગ્રહથી બીજ (બ્રહ્મને વિષય કરનાર [illegible]) યોગના અંતરાય રૂપ[10] સર્વે વીકટ માર્ગને છેદીને એકાકાર થાય છે.

વિક્ષેપપાણુ ચિત્ત[11] (પામર મનુષ્યનું ચીત્ત) બહીરમુખ રહેવાના સ્વભા[illegible] હોવાથી વીષય રૂપી જાળને ભેદી ઉંચી ગતીવાળુ થતુ નથી.

હે [illegible]! તે જાળાને[12] છેદીને અનાદી અનંત સર્વ વ્યાપક પરમા[illegible]માને ભેટ. (ધ્યાતા ધ્યાન અને ધ્યેય રૂપ ત્રીપુટીનો લય થવા રૂપ અભેદ ભાવને પામ.)

શ્રી

## પ્રભુને પ્રગટ થવા યાચના.

(રાગ—મેરા દીલતો દીવાના તેરે લીયે, એ રાગને મળતો.)

મૈં[1] ના દુ[2]હત કાહી[3] તેરે[4] લીયે. મૈં ના—
તેરે લીયે શ્યામ[5] તેરે લીયે. મૈં ના—
શાશ્વત શાંત પ્રકાશત પૂરણ

માયાસેં મતીમંદ[૬]
તદપી હમ એક ઉદાસી[૭] તેરે લીયે. મેં ના—
સબરે[૮] સ્વતન પરમ પ્રેમાન્પદ[૯]
આવરણોંમેં[૧૦] પ્યારા
પ્રગટ તું હો સુખરાશી[૧૧] મેરે લીયે. મેં ના—
શાંત જ્ઞાનઘન ચીદાકાશ[૧૨] તું
ચીદાનંદસેં[૧૩] રેલ
છેલ[૧૪] મેં ચાતક[૧૫] પ્યાસી[૧૬] તેરે લીયે. મેં ના—

૧ વૃત્તિ ૨ શોધે છે. ૩ મૂર્ધા (બ્રહ્મરંધ્ર). ૪ બ્રહ્મને માટે. ૫ બ્રહ્મને સંબોધી કહે છે. ૬ અજ્ઞાનથી આવૃત. ૭ ઈંદ્રીયોની ચંચલતા રહીત અથવા મેં ના નો અર્થ તથા કાશીનો અર્થ નિચે પ્રમાણે કરવો:—

હું પ્રભુને કાશીપુરીમાં શોધતી નથી. કેમકે તે દેશ, કાળ, વસ્તુ પરીચ્છેદથી રહીત છે. છતાં નીચે આપેલા સ્વભાવવાળા છે. ૮ ઈચ્છા માત્રથી સર્વે કરવા સમર્થ ભક્તની બુદ્ધીને ભોગ અપવર્ગથી ચરીતાર્થ કરનાર. ૯ પોતાનો જીવ પુત્ર સ્ત્રી તથા પોતાના દેહ ઈંદ્રીયાદી કરતાં પણ અતિશય પ્રીતીપાત્ર ( પ્યારો ) છે તો સર્વાત્મા શુદ્ધાત્મા બ્રહ્મ નિરતીશય પ્યારો હોય એ નિઃશંક છે. ૧૦ આવરણુઢાંકણ આવરણ બે પ્રકારનાં છે. ૧ અસત્વા પાદક અને ૨ અભાનાપાદક એટલે કોઈને બ્રહ્મ નથીજ એવું અને કોઈને બ્રહ્મ જણાતું નથી એવો ભ્રમ હોય છે. ૧૧ સુખનો ઢગલો—સુખ સ્વરૂપ. ૧૨ લોક પ્રસીદ્ધ આકાશ જડ છે પરંતુ વ્યાપક તો છે અને પરમાત્મા વ્યાપક અને ચૈતન્ય સ્વભાવવાળા છે. ૧૩ જ્ઞાનાનંદથી. ૧૪ (શુદ્ધ અંતઃકરણમાં) ખુબ વરસીને ઉભરાય જ ૧૫ વૃત્તિ ૧૬ તરસી.

## એક અનુભવ.

આજે અડભંગ પટેલના ઘરનું વાસ્તુ હતું તે નીમિત્તે એમના સબંધીઓ તથા લાગતા વળગતાઓને આમંત્રણ કરવામાં આવ્યુ હતું. અડભંગ પટેલના એક નજીકના સંબંધી હોવાનું મારૂં ભાગ્ય હતું તેથી મને પણ નિમંત્રણ થયું હતું. ઘર આપણા પાટનગરના એક પરામાં બાંધ-

વામાં આવ્યું હતું અને મેં તે જોયું ન હતું. પરંતુ મને તેડવા માણસ મોકલવાનું અડભંગ પટેલે કહ્યું હતું તેથી હું રાહ જોઈ બેસી રહ્યો. વાસ્તાનું મુરત બરાબર બાર ઉપર એક વાગેનું જોષી મહારાજે નક્કી કર્યું હતું. સમય થઈ ગયો, પણ કોઈ મને તેડવા આવ્યું નહિ. મેં ધાર્યું કે અડભંગ પટેલ આ પ્રસંગ ઉપર આવેલા સેંકડો મહેમાનોની સરભરા કરવામાં રોકાયા હશે, તેથી મને બોલાવવા માણસ મોકલવું ભુલી ગયા હશે. મેં જવાનો વિચાર માંડી વાળ્યો. પરંતુ આ સમારંભમાં ઘણા જોવા લાયક કાર્યો થશે તથા વિદ્વાન પુરૂષોનો પરિચય થશે, એવી મને આશા હતી. તેથી અડભંગ પટેલના ઘરના ઠેકાણાની મને મળેલી થોડી ઘણી માહિતી ઉપર આધાર રાખી, હું ત્યાં ગયો.

અડભંગ પટેલ પોતે શિલ્પ વિદ્યાના લાંબા અનુભવી હતા. તેમણે આ વિદ્યા શીખવાની શરૂઆત ચુનાનાં બકડીયાં અને ઈંટોના ટોપલા ઉપાડવાથી કરી હતી અને હાલ તેઓ હેડ મિસ્ત્રીની મહાન પદવીએ પહોંચ્યા હતા. તેઓ ઘર બાંધવાનો ઇજારો પણ રાખતા હતા. મને તેથી આશા હતી કે પટેલે ઘર જોવા લાયક બાંધ્યું હશે. પરંતુ તપાસ કરતાં જણાયું કે ઘરમાં પચાસેક નાની નાની ઓરડીઓ બાંધવામાં આવી હતી. અને ઓરડીઓની સંખ્યામાં વધારો કરવા માટે ચાલવાની જગ્યાનો ઘણો ભોગ આપવામાં આવ્યો હતો. ઘરની ચાલી, શેહરના બે ઘરો વચ્ચેની ગટર કરતાં વધારે પોળી હતી નહિ! આ ચાલીમાં સંખ્યા બંધ [illegible] ખુરશીઓ ગોઠવી દેવામાં આવી હતી. આ ઉપરથી મારી જે આશા એક ભવ્ય સમારંભ જોવાની હતી તે તુરતને માટે તો નિરાશામાં ફેરવાઈ ગઈ. આ સમારંભમાં પધારેલા સંખ્યાબંધ ગૃહસ્થોમાંનાં કેટલાએક અગત્યના મહાનુભાવોની ઓળખાણ વાંચક વર્ગને કરાવવી જરૂરી છે. ત્યાં બીરાજેલા ગૃહસ્થોમાં એકતો **અડભંગ પટેલ** પોતે તથા તેમના યુવાન પુત્ર **ઘમંડીદાસ** હતા. આ સીવાય તેમના વેવાઈ **દલાળ પટેલ** તથા એક બે પીતરાઈ અને ઘર બાંધવા માટે રોકેલા શિલ્પકારો ઉર્ફે કડીયાઓ, ચિત્રકારો ઉર્ફે રંગારાઓ તથા તેમના અન્ય સહાયકો એટલે મજુરો હતા. આ ઉપરાંત બીજી એક બે વ્યક્તિઓ ધ્યાન ખેંચે તેવી હતી. એકતો પારસી ગૃહસ્થ કે જેમણે ઘર બાંધવામાં ઇજનેર તરીકે કામ કર્યું હતું અને બીજા મુસલમાન ગૃહસ્થ કે જેમણે કોન્ટ્રાક્ટર તરીકે ફરજ બજાવી હતી તે હતા. આ ઉપરથી વાંચક વર્ગ

સમજી શકશે કે આ ભવ્ય મેળાવડામાં અરધા ડઝનથી વધારે બહારના ગૃહસ્થો હતા નહિ.

અડભંગ પટેલ પોતે પાકટ ઉમરના, શરીરે શ્યામ રંગના અસ્વાભાવિક રીતે જાડા તથા વામન સ્વરૂપ હતા. તેમના પુત્ર **ઘમંડીદાસનું** સ્વરૂપ પણ પિતાને મળતુંજ હતું. તેમનો રંગ તદન શ્યામ નહિ પરંતુ સીસમના લાકડાંને મળતો હતો. તેમનો ડ્રેસ જરા વર્ણસંકર હતો. માથે કથાઈ રંગનો ફેંટો હતો. ગળામાં કોલર હતો અને તેના ઉપર એક મોતીની માળા પહેરેલી હતી. શરીરે અંગરખું પહેરેલું હતું. પગમાં જોડે ફુલબુટ પહેર્યા હતાં પરંતુ પાટલુનને બદલે ધોતીયુંજ પહેરીને અસલનો થોડો ઘણો રીવાજ જાળવી રાખ્યો હતો. વળી વધારામાં તેમણે જમણા હાથમાં સોનાનું જાડું કડું પહેર્યું હતું અને ડાબા હાથે ( wrist watch ) ઘડીયાળ બાંધી દીધું હતું ! આ પિતા પુત્રની સુંદર જોડીને જોઇ કોઈ હસીખુશી કરવાથી તેમને કામાદીની જાતના માની લેય તો કાંઈ નવાઈ નહિ ! મી. **ઘમંડીદાસે** ગુજરાતી પાંચ અને અંગ્રેજી આશરે દોઢેક ચોપડીનો અભ્યાસ કર્યો હતો. પરંતુ તેમની આસપાસના મંડળમાં તેમના જ્ઞાનને માટે બહુ ઉંચો અભિપ્રાય હતો !

હવે આપણે આ સમારંભમાં શું શું કાર્યવાહીઓ થઈ તે તરફ ધ્યાન આપશું. પટેલ વડેલા અડભંગ પટેલ પોતે ઉભા થયા અને નીચે પ્રમાણે પોતાનું વિદ્વતાયુક્ત અને સાર ગર્ભિત ભાષણ શરૂ કર્યું.

"આપ સર્વે બધા આ અમારે ઘેર આવીને મારા ઉપર બહુ મોટી મહેરબાની કરી છે, આપ આવે મને અતુલ્ય ઉમંગ થયો છે. આપણા કલેક્ટર સાહેબે પણ મારા ઉપર ઘણી કરપા કરી છે. એ સાહેબે આ ઘરનું અમને વધારે ભાડું મળે તેમ તજવીજ કરીને બાંધણી કરી છે. વળી આ અમારા કંટ્રાક્ટર સાહેબે પણ અમારા ઉપર ઘણી કરપા કરી છે. તેમણે તો કાંઈ મણાજ રાખી નથી. મજુરોને મારી કુટીને તેમણે આ ઘર બાર મહિનાને બદલે બે મહિનામાંજ પુરૂં કરી આપ્યું છે. માટે આ બધાનો મારે પાડ માનવો ઘટે છે."

આ પછી સભામાંથી બીજું કોઈ બોલે તેમ હતું નહિ. પરંતુ જેનાં વખાણ થાય તેણે પોતાના વખાણ કરનારના ગુણગાન કરવાં જોઇએ, એ પ્રથાને અનુસરીને કલેક્ટર સાહેબ કે જેની મહેરબાની ઉપર સઘળી

ગયે' છું તેઓ ઉભા થયા અને નીચે પ્રમાણે પોતાની શુદ્ધ પારસી ભાષામાં બોલવા લાગ્યાઃ—

"મહેરબાન સેથ સાહેબ, બાનુઓ અને ગ્રહસ્થો ! (અહિંઆ જણાવવું જોઇએ કે સભામાં એક પણ બાનુ હાજર નહિ હતી !) આપના સેથ સાહેબે મારા જે વખાન કીદા છે તેને માતે હું બીલકુલ લાયક નથીજ. પરંતુ તેને માતે હું તેવન સાહેબનો જીગરથી ઉપકાર માનુચ. અડભગ પતેલ પોતે ધનાજ નસીબદાર આદમી છે. તેવન સાહેબના કીસમતને લીધેજ આય કામ પાર ઉતરૂં છે. હું ફરીને એવન સાહેબનો ઉપકાર માનુંચ. અને ખોદાને બંદગી કરૂંચ કે એવનને તથા એવનના બુચા-બુચીને ખોદા સલામત રાખે. ઘનું બોલી આપ સાહેબોનો કીમટી વખત હું કાંય રોકું ? આપ સાહેબોને હજુ ઘનુ કામ હોસે માતે આટલુંજ બોલી હું બેસી જવાની રજા લેઉચ. પરંતુ તેમ કીદા પેલ્લા આય અમારા કંતરાકતર સાહેબનીવતી પન હું આપ સાહેબોનો ઉપકાર માનુંચ."

ગુજરાતી સાહિત્ય પરિષદમાં વાંચવા લાયક આ ઉત્તમ વક્તૃત્વ સમાપ્ત થયાપછી અડભંગ પટેલે ઇજનેર સાહેબને તથા કંટ્રાકટરને હારતોરા આપી અને સરબત આઇસ વગેરે પીવરાવી ઠંડા કરી વિદાય કર્યા. ઇજનેર સાહેબ પણ જતી વખતે,–પોતે જેમને નહિ ઓળખતા હોય તેવાઓને પણ–સુધરેલી રીત પ્રમાણે "સાહેબજી બાવા સાહેબજી બાવા" બોલી શેકહેન્ડ કરી ચાલતા થયા.

હવે સભાની અંદર ફક્ત ઘરનાજ માણુસો રહ્યા હતા. તેઓ સર્વે છુટથી એક બીજા સાથે વાતો કરવા લાગ્યા. મને હજુપણ આશા હતી કે કાંઇક સારી અને સાંભળવા લાયક વાતો નીકળશે અને આનંદ થશે.

થોડીવારમાં એક ગ્રહસ્થ કે જેમનું નામ માખણદાસ હતું તેઓ જરા ભારે મોઢું રાખીને બોલ્યાઃ—

"આ અમારા અડભંગ પટેલ છે, તેઓ બહુ દાના છે. એમની હવેલીએ દરરોજ બાવા સાધુ જમવાના હોયજ ખરા. એમની તે શી વાત કરવી ? આ ગયા પરસોતમ મહિનામાં તેમણે એક આખી બાવાઓની જમાતને માલપુવાનું જમણ એક માસસુધી આપ્યું હતું. તે ઉપરાંત મહંતોને ભાંગ-ગાંજો પણ જોઇએ તેટલો પુરો પાડયો હતો. વળી તેઓ પોતે પણ ખાવા પીવાના બહુજ શોખીન છે. એમને ત્યાં દરરોજ કાંઈ નહિને

કાંઇ નવું જમણુ હોયજ. અડભંગપટેલનો ખરચ પણ કોઇ રાજેથી જેટલો છે. તેમનું કુટુંબ બહુ આબરૂદાર અને કુળવાન ગણાય છે. આપણી નાતમાં બીજાને ઘેર જેટલું પાણી નહિ વપરાયું હોય તેટલું તેમને ઘરે ઘી વપરાયુ છે. તેમના હાથે કાંઇ નહિ તો પચીશેક નાતવરા થઇ ગયા છે. એમના કુટુંબનું એક નાનું છોકરૂં પણ દાડા વગર નથી ગયું."

માખણદાસના આ ઉત્તમ અને રસપૂર્ણ ભાષણથી અડભંગપટેલ ખુશ ખુશ થઇ ગયા અને પોતાના હાથમાંનો હુક્કો માખણદાસને આપી, કાંઇપણ બોલ્યા વગર ફક્ત પોતાનું માથું હલાવી, મુછમાં હસીને માખણદાસના શબ્દો માટે પોતાની પસંદગી બતાવી. ત્યારપછી અડભંગ પટેલના વેવાઇ દંતાળપટેલ બોલ્યાઃ—

"હા ભાઇ હા, અડભંગ પટેલની તે શી વાત કરવી? આ અમારી બચુડીના લગન તેમના બચુડા સાથે જ્યારે થયા, ત્યારે તેમણે ખરચ કરવામાં કાંઇ બાકી રાખી નથી. હાર'દ, દારૂખાનું અને પડઘમનો તો પારજ નહતો. વરઘોડો નીકળ્યો ત્યારે જાણે આખું ગામ સળગીજ ઉઠ્યું હોયની, તેમ લાગતું હતું. વળી વધારામાં ગોહેરજાનનો નાચ કરાવીને તો બસ હદજ કરી નાખી હતી. તેઓ અમારા વેવાઇ થાય છે, એટલે અમારે તેમના બહુ વખાણ કરવા તે ઠીક નહિ અને મારે મારા પોતાના વખાણ કરવાં એ પણ ઠીક નહિ. બાકી અમારે ઘરે પણ ખરચ તો આંધળોજ. આપણે પૈસાનો તો કાંઇ હિસાબજ નથી. મારો પોતાનો પણ હાથ બહુ છુટો. આ દુનિયામાં આવ્યા ત્યારે લાવ્યાતા શું અને લઇપણ શું જવાના છીએ? કાં બોઘા પટેલ! કેમ કાંઇ બોલતા નથી? બહુ વિચારમાં પડ્યા લાગો છો?"

દંતાળ પટેલની ઇચ્છાને માન આપીને બોઘા પટેલ નીચે પ્રમાણે બોલ્યાઃ—"ના, ભાઇ ના, કાંઈ વિચારમાં નથી. અમારે તે વળી વિચાર શાનો? આપણે તો પાંચ કમાવાને પાંચ ખાવાની વાત છે. પૈસાની ઝાઝી પરવા નથી સમજ્યાને ભાઇશાબ! તે બધી વાતતો ઠીક પણ દંતાળ પટેલ! આપેલા સુધારાવાળાનું શું ધાર્યું? તેઓ હવે બહુ ફાટી ગયા છે. વળી હમણા તો તેઓ છાપામાં બહુ લખવા લાગ્યા છે. તેમના લખાણો ફક્ત આપણીજ નીંદાથી ભર્યા હોય છે. અને વધારામાં મુંબઇના મોટા પૈસાવાળાઓ પણ તેમનો પક્ષ લેય છે. તે લોકોનો પણ દીવસ ફર્યો લાગે છે. આપણે તો જેટલા છાપામાં આપણા અસલી રીત રીવાજની વિરૂધ ચિતરામણ આવે તેટલા બંધજ કર્યા છે. ગઇ કાલેજ ટપાલવાળો સાત

રૂપીઆનું કડવા હિતેચ્છુનું વી. પી. લઇને આવ્યો હતો, પણ આપણે તો તેને પાછુંજ કાઢયું, સમજ્યાને! એ ચોપડીયું પેલા સુધરેલા લોકોનું છે, તેમાં આપણું તો મુળજ કાઢી નાખવામાં આવે છે. એવો સવા રૂપીઓ નકામા ચોપડીયા ખરીદવામાં નાખી દઇએ તેના કરતાં બાવા સાધુ જમાડવાના સારા કામમાં ન વાપરીયે! કેમ ઉકરડા પટેલ તમારો શું મત છે?"

ઉકરડા પટેલ બોલ્યાઃ—"મારો મત! અરે મારે તો એ લોકો સાથે બાપે માર્યા વેર જેવું છે. હું તો તેમનું જ્યાં જાઉં ત્યાં ખોદીજ કરું છું. આપણે તેમની લાંબી પોળી વાતો જેતી નથી. ગઈ સાલ એ લોકોએ એક મોટી સભા ભરી હતી. એ સભામાં એક ભણેલા સાહેબ જેવા આશામીને ખુરસીપર બેસાર્યો હતો અને સભામાં આવેલા માણસો જુઓ તો બસ એકલા ભણેલા ભણેલા અને ભણેલાજ હતા! આ આપણા અડબંગ પટેલ, અને દતાળ પટેલ જેવા આબરૂદાર અને બોલાવાળા પટેલીયાઓનું તો નામજ નહિ. વળી આપણી નાતના પટેલીયામાંનો તો એક પણ માણસ ત્યાં હતોજ નહિ વળી આ સિવાય એમની બેઠકમાં જુઓ તો ન મળે હુક્કા કે ન મળે પાણી! અને કસુંબો કાઢવાના તો પૈસાજ કોણ ખરચે! અને એમની વાતો જુઓ તો બસ પૈસાનું પાણીજ કરવાની. એક જણ કહેકે બોર્ડીંગ ઉઘાડો, ત્યારે બીજો કહેકે ગરીબોને મદદ આપી ભણાવો, વળી ત્રીજો કહેકે ચોપડીઓ અને માસિકો છપાવીને નાતમાં મફત વેચો. આ સિવાય એ લોકોની બીજી વાતો સાંભળો તો આથી પણ વધારે ખરાબ. માતાજીના ૧૨ વર્ષે લગ્ન બંધ કરો, છોકરાંઓને મોટી ઉમરે પરણાવો, નાતવરા અને લાણાં બંધ કરો. બસ આખી સભામાં આજ જાતનો આખો દિવસ બકબકાટ! બીજી કાંઈ વાતજ નહિ. આપણે તો ત્યાં જઇને પસ્તાયા. હવે તો પાણી મુકયું કે ભુલે ચુકે પણ એમની સભામાં જવું નહિ, કેમ દતાળ પટેલ! તમારો શું મત છે?"

દતાળ પટેલ બોલ્યા—"અમારા તે મત શ્યા વળી? તમે એવા નવરા કે એ સભામાં ગયા. મને પણ એ લોકો બોલાવા આવ્યા હતા. પણ આપણે તો ચોખી નાજ પાડી દીધી. વળી એ લોકોએ તેમની ટીપમાં કાંઇક ભરવાનું કહ્યું પણ આપણે તો ખોટી બદામ પણ આપી નહિ. શામાટે આપવી જોઇએ? એ લોકો તો નવરા છે. આ જરા ભણ્યા એટલે ફાટી ગયા. આપણા બાપદાદાઓ શું મુરખ હતા? તેમનો સુધારો

કરતાં નોતા આવડતા ? આપણને તો એ લોકોની વાત બીલકુલ પસંદજ નથી. અને અમે તો અસલીજ રીવાજ કાયમ રાખ્યો છે. ધંધા પાણી કરવા અને નવરાશ મળ્યે નાતની સેવા કરવી. કોઇને ઘેર ખરચ ખુટણ આવ્યું તો મહેનત કરીને તેનું કારજ પાર ઉતારવું. દાડા કરનાર આપણા નાત ભાઇ પાસે પૈસાની જોગવાઇ ન હોય તો તેના ઘર ઘરેણાં ગીરો મુકાવવામાં મદદ કરવી, તેનું કામ પાર ઉતારવું અને તેના બાપદાદાની આબરૂ જાળવવી. બોલો ભાઇ, આથી વધારે તે આપણે શું પરમારથ કરીએ ? એ સુધરેલાઓના ચોપાનીયા વાંચીએ, એમની સભામાં જઇએ અથવા એમના મંડળમાં 'દાખલ' થઇએ તો આપણને ચિત્તભ્રમ થાયને ? વળી મેંતો એટલે સુધી કર્યું હતું કે તેમની નાઇટ સ્કુલમાં પથરા પણ છોકરા પાસે ફેંકાવ્યા હતા અને તેમની લાઇબ્રેરીના મકાનને આગ પણ લગડાવી હતી પણ કમનસીબે તેતો બચી ગઇ ને મારા સગાનાં ઘર બળી ગયાં. આ ઉપરાંત નાતમાંનો કોઇ માણસ જરા સુધારો કરવાનો ચાળો કરે કે તેને તરતજ મારી પટલાઇની સત્તાથી દાબી દેવાને ભુલતો નથી અને એક બેજાણને તો નાત બહાર મુકવાની પણ ધમકી આપી હતી ! પણ અફસોસ ! તે લોકો આખરે નફ્ટ તે નફ્ટજ. તેમને કોઇ નાત જાતનીએ પરવા છે ! એ મુરખાઓએ તો ચોખેચોખ્ખ જવાબ દઇ દીધો કે ન્યો થાય તે કરી લ્યો અમે નાતની દરકાર કરતા નથી. વળી આજકાલ તે લોકોનું જોર વધવા માંડયું છે. તેઓ અંદર અંદર ભેળા છે અને લાગ-વગ ચલાવી પોતાના કુંવારા તથા રાંડેલા છોકરાઓને સારી સારી કન્યાઓ મેળવી આપે છે. તેમાંપણ વળી એક પાઇ પણ લેવા દેવાની વાતજ નહિ. તદ્દન મફતજ ! વળી હમણાં તો તેઓએ આપણા કુળવાનોને ઘેર આવતી કન્યાઓ ઉપર પણ તરાપ મારી છે જે લોકો આપણને આજીજી કરીને અને મોટી રકમ ચાંદલાની ભરીને પોતાની કન્યાઓ આપી જતા હતા તેઓની પણ બુદ્ધિ બગડી લાગે છે. કારણકે હવે તેઓ આપણી દરકાર પણ કરતા નથી અને સુધારાવાળાઓને—નીચા કુળવાળાઓને—પોતાની કન્યા-ઓ આપે છે. દિવસે દિવસે બાજી બગડતી જાય છે, આને માટે આપણે ગામે ગામના બધા પટેલોને બોલાવી વેળાસર બંદોબસ્ત કરવો જોઇએ. નહિતો પછી પસ્તાશું. આપણા છોકરાઓ હાથમાં સહેજથી વરે છે તે નહિ વરે. કન્યાઓને માટે આપણે ફાંફા મારવા પડશે અને આપણા બાપદાદાની આબરૂ ઉપર પાણી ફરશે. માટે આ બાબત હું જલદી હાથમાં લેવાની તમો સર્વને સલાહ આપું છું."

અંતમાં સર્વ ગૃહસ્થોએ નિશ્ચય કર્યો કે ગામે ગામના પટેલોને દંતાળ પટેલના ગામે નોતરવા અને યોગ્ય લાગે તેમ સુધારાવાળાની વિરૂધ પગલાં લેવાં. આ મહાન્ પુરૂષોની એક ગંજાવર સભા ઉધા ગામમાં ભરાઇ પરંતુ ત્યાં જવાનો મારા જેવા એક નાતના સાધારણ અને નિચ્ચકુળના મનુષ્યને અધિકાર નહિ હોવાથી, તે સભાનો રીપોર્ટ હું આપી શકું તેમ નથી. પરંતુ અદાલગ પટેલના પુત્ર મી. ધમંડીદાસ મારા મિત્ર છે અને તેઓ કદાચ કોઇ વખત પોતાની ધમડી છોડી દઇ, મને એ સભાનો રીપોર્ટ આપશે તો હું વાંચક વર્ગની સમક્ષ રજુ કરીશ. હાલ તુરત તો ઉપર આપેલા દંતાળપટેલ તથા ઓધાપટેલ વગેરેના બુધિયુક્ત, વિદ્વતાપૂર્ણ સાર ગર્ભિત અને ગંભીર ભાષણો ઉપરથી તેઓની સભામાં કઇ જાતના ઠરાવો થયા હશે તેનું અનુમાન વાંચક વર્ગને જરૂર થશે ખરૂં.

ઉપરના મારા અનુભવથી મારૂં હૃદય ઘણું ખીન્ન થયું. અહા! જે નાતિમાં આવા બુદ્ધિના બારદાનો, અકલના ઓથમીર, અક્ષરશુન્ય અને સ્વાર્થી આગેવાનો વસતા હશે તે નાતિની ઉન્નતિ ક્યારે થશે? લવ અને કુશ જેવા પ્રતાપિ ક્ષત્રિઓના વંશજ કહેવરાવનારા પાટીદારોની આ કેવી દયાજનક સ્થિતી છે! સ્વાર્થમાં ગંડાયેલા, અભિમાનમાં ગરક થયલા અને પરસ્પર ખુશામત કરવામાંજ આનંદ માનનારા, નાતિના ગરીબ પણ વિદ્વાન અને લાયક પુરૂષોને ધિક્કારનાર અને દુનિયાની પ્રગતિ કઇ તરફ છે તે જાણવાની દરકાર પણ નહિ કરનારા, આપણા કહેવાતા કુળવાન આગેવાનોથી શું આપણે ઉન્નત્તિ કરી શકશું? પરમાત્મા! અમને આવા આગેવાનોથી બચાવો!

"અ"

---

# બજરંગની શોધ-ખોળ.

## નં. ૪ થો.

મારી દેરીએ બેસી ગાંજાની ચલમો ઉડાવનાર અને ભાંગના પીયાલા પીનાર, પારકી નિંદા કરવામાં પૂરા અને હરામનું ખાવામાં શૂરા છે એમ કોણ નથી જાણતું? સૌ જાણે છે! છતાં પણ મારો ભક્ત કાળ ભૈરવ

આ ગંજેરી અને ભંગેરીની નિંદાથી ગભરાયો શામાટે અને દોડતો ઘેર કેમ ગયો ? તે જાણવા માટે હું તો અંધાર પિછોડો ઓઢી તેની પાછળ ગયો ને તેના ઘરના ખૂણામાં ભરાઈ બેઠો.

કાળ ભૈરવે પોતાની સ્ત્રી ગંદકીને સાદ પાડી કહ્યું. અલી ! મોઢું જોવાનો કાચ લાવતો, મારે મારૂં મોઢું તપાસવું છે.

ગંદકીએ પુછયું મોઢે શું થયું છે ?

કાળ ભૈરવે જવાબ આપ્યો—થયુંતો કાંઇ નથી પણ બજરંગની દેરીએ, કુંભકરણ, અહીરાવણ, મહીરાવણ, ખર અને દુષ્કર બેઠા હતા તેમણે પુછયું કે ભાઇ કાળભૈરવ ! તમારૂં મોઢું કાળું કેમ થઇ ગયું છે ? આમ પુછવાથી હું ગભરાયો ને ઘેર આવ્યો. કાચ આપ એટલે જોઇ ખાતરી કરી લઉં.

ગંદકી—હા ખરૂં છે પણ તે કાચમાં જોવાથી જણાવાનું નથી, અને ધોવાથી ધોળું થવાનું નથી ! એતો હું સમજી ગઈ. તમને કહીએ છીએ પણ તમે માનોછો કયાં ! !

કાળભૈરવ—અરે તું સિધી બોલની, મનેતો કાંઈ સમજ પડતી નથી.

ગંદકી—લ્યો ! ન સમજ પડતી હોય તો હું સમજાવું. આપણી દીકરીને નેચા કુળમાં આપી તેથી તમારૂં મોઢું કાળું થયું છે ને મારૂં પણ થયું છે. હુંતો બહાર નીકળી શકતી નથી ને કોઇને મોઢું દેખાડી શકતી નથી.

કાળભૈરવ—ત્યારે હવે એનો ઉપાય શું ?

ગંદકી—એનો ઉપાયતો સહેલો અને સટ છે. આપણી ન્યાતમાં થતું આવ્યું છે. છોકરીનું લખાણું કરાવી ઓંચા કુળમાં આપી દેવી. એટલે તરત મોઢું ઉજળું દુધ જેવું થઇ જશે.

કાળભૈરવ—અરે ! પણ જ્યારે પહેલાં પરણાવી ત્યારે પણ રાક્ષસો એમ કહેતા હતા કે નેચામાં આપી, તેથી આપણે ભરેલો ચાંદલો જતો કરી લખાવી લીધું અને અત્યારે તેના કરતાં ઘણો ઉંચો જોઇ આપી છે. ભણેલા ગણેલા છે, વિવેકી છે, ખાનદાન છે અને છોકરીને જરાએ દુઃખ નથી. છતાં પણ પેલો ગંજેરી કુંભકરણ કહે કે તમારૂં મોઢું કાળું લાગે છે. ત્યારે હવું શું કરવું ?

ગંદકી—હાજતો ! પહેલાં પણ નેચાને આપી હતી તેથીજ તેણે છાંડતી વખતે કાંઇ લીધું નહીં ને મુંગે મોઢે ફારકતી આપી. એતો તમે

ચાંદલાના રૂપીઆ જતા કર્યા, હું હોત તો બધા પાછા લેત, નેચાને શું હક છે કે ચાંદલો ખાઇ જાય! આ એ નેચાજ છે. ભણેલો તો બ્રાહ્મણ પણ હોય, વિદેશીનો વાણીયો પણ હોય અને ખાનદાન ક્ષત્રીય પણ હોય તેથી શું ઉંચા થઇ ગયા? સુખડો રાજાને ઘેર પણ હોય છે તેથી શું તે ઉંચો કહેવાય? તમારામાં અક્કલજ ક્યાં છે! સુધારાવાળાના ચઘર-ચાથી ચરચા ને ધર્મ દનો નેચામાં આપી દીધી. તમે તમારૂં કાળું મોહ્ લઇ ગામમાં ફરો છો પણ હું તો શરમાઉં છું ને ઘરમાંથી બહાર પણ જતી નથી. મારાથી મેણા સંભળાતાં નથી.

કાળભૈરવ—ત્યારે સાંભળ તું કહેતી હોય તો હું પાંચ પંચાતીયા ભેગા કરી ફારગતી લખાવી લઉં. પણ પછી આપણાં ક્યાં?

ગદકી—તમારી મરજી લખાવી લેવાની છે તો હવે તમારૂં કામ નથી. મે એવું કર્યું છે કે પોતાની મેળાએ વગર પંચાતે લખી આપી કાઢી મુકશે પેલો મહીસાવણનો મોરો છોકરો વાંઢો છે, છોકરી આવી કે તુરત તેને ઘેર વળાવી દઇશ, ચાંદલાના સો રૂપીઆ ભરવા પડશે તે આ-પણે ઘર ગીરો મુકી ભરી દઇશું.

કાળભૈરવ—પણ તેં એવું શું કર્યું છે કે તે ઝટ લખી આપે? મહીસાવણના છોકરાને તો પાંચ વૈરીએ છે અને બધી અન્ન વસ્ત્ર વિના રઝળે છે તેનું કેમ!

ગદકી—સાંભળો, મેં છોકરીને શીખવી રાખ્યું છે કે દરરોજ ઘરમાં કજીઆ કરવા, ખાવાની વસ્તુ ચોરી ખાવી અને પૈસા પણ ચોરી એકઠા કરવા પુછે તો કહેવું કે મારા પિયરથી લાવી છઉં. તેણે તેમ કરવા માંડ્યું છે. અને ઘરમાં સાંએ કાયર થઇ ગયાં છે. એમ સમજતને કે બે ચાર મહીનામાં છોકરી આંહી આવીજ છે! મહીસાવણના છોકરાને પાંચ બૈરી થઇ પણ તેમાં એકે આપણી દીકી જેવી રૂપાળી નથી. આપણી દીકીતો તેને ગમશે, છતાં પણ કદાચ ન ગમે તો ત્યાંથીએ લખાવો, લઇ બીજે આપીશું પણ મોટું તો ઇજ્જત થશે!!!

કાળભૈરવ—પણ કદાચ લખી ન આપે અને કાઢી મુકે તો કેમ કરવું?

ગદકી—લખી ન આપે અને કાઢી મુકે તો હું ગમે ત્યાં જઇ દૂર દેશમાં આપી આવીશ. તેનો પત્તો પણ નહીં લાગવા દઉં. એમ થશે તો તેમના મોઢાં કાળા થઇ જશે અને લોકોમાં મશ્કરી થશે કે બૈરી હળીને ઉભી ચાલી ગઇ!

ગંદકીબાઇની હુશીઆરી જોઇ કાળભૈરવ આનંદ પામ્યો. આનંદના ઉભરામાં બે હાથ જોડી ગંદકીબાઇને પગે પડ્યો. ગંદકીબાઇએ કાળભૈરવના માથા ઉપર હાથ મુકી આશીર્વાદ આપ્યો. "તમારા કુળની દીકરીઓ અનેક પતિવાળી થાઓ અને તમારી ખાનદાનીને દીપાવો!"

ગંદકીબાઇના આશીર્વાદથી મને ઘણું હસવું આવ્યું, અને તેના નીચ-કર્મ માટે ખેદ થવા લાગ્યો. અંધાર પીછોડો કાઢી નાંખી કાળભૈરવ અને ગંદકી પાસે જઇ ઉભો રહ્યો ને શીખામણ દીધી.

તમે કુશના વંશના હોવાછતાં આવાં કર્મ કરી દીકરીઓને પતિવ્રતા ધર્મથી નષ્ટભ્રષ્ટ કરો છો એ મહા પાપ છે. રાક્ષસની ઓલાદના તમારામાં ભળી જઇ પોતાને કુળવાનમાં ખપાવી આવા પાપકર્મ કરાવે છે તેનાથી ચેતો! આ તમારી ખાનદાની નહીંપણ મુર્ખતા છે. સ્ત્રીઓને તજનારા અને અનેક સ્ત્રીઓ કરનારા કુળવાન કહેવાય નહીં પણ તેતો રાક્ષસી કર્મ ગણાય. તમે તમારી દીકરીને કુશીક્ષણ આપી વંઠારો છો. તેમાં તમારા કુળની શોભા નથી પણ લાંછન છે. તમારી દીકરીને દુરદેશ એક પતિને પડતો મુકી આપી આવો તેમાં તેના પતિનું મોં કાળું થતું નથી પણ તમારૂંજ કાળું થાય છે. પોતાની દીકરીને અનેક પતી કરાવવા, રાક્ષસોના હાથમાં આપી દુઃખી કરવી એ મહા પાપ છે. માટે તેના પાપથી બચોને તમારી દીકરી દુઃખમાં પડી છે જેથી તેને સારી શીખામણ આપી સુખશાંતીમાં રહેવા દઇ તેનો આશિર્વાદ મેળવો.

આ મારા ઉપદેશથી કાળભૈરવ કાંઇક સમજ્યો, પણ ગંદકીને ગળે વાત ઉતરી નહીં અને તેણે જવાબ દીધો કે, મહારાજ બજરંગજી! આપ અમારી ન્યાતરીતને જાણતા નથી. ઘણી સ્ત્રીઓ કરે તે કુળવાનનો દીકરો કહેવાય. અને ઘણા પતિ કરે તે ખાનદાનની દીકરી ગણાય! તમારા સેવકનેજ પુછોને! એમને હું ચોથી સ્ત્રી છઉં અને મારે એ પાંચમા પતિ છે. મેં એને તો ઉભા મુકયા છે અને એ પાસેથી ફારકતી લખાવી છુટી છઉં. એમણે પણ એને છુટા છેડા આપ્યા છે અને એક સુતર વસ્ત્રવિના રહ્યો છે. અમારી આબરૂ અને ઇજ્જત, ખાનદાની અને કુલીનતા તેમાંજ સમાયેલી છે. માટે તમારે અમને શીખામણ આપવાની જરૂર નથી. તમે તમારી દેરીએ જઇ બેસો. પારકા ઘરની તમારે શું પંચાત?

ગંદકીબાઇની વાત સાંભળી હું તો ગભરાઇ ગયો અને તુરતજ ત્યાંથી ચાલતો થયો. મૂર્ખને શું સમજાવવા!

કળજુગ તારી બલીહારી છે! એક પતિવ્રત ધારી મહારાજા રામચંદ્રજી અને સર્વ સતીઓમાં શિરોમણી મહાદેવી સીતાજીના પુત્ર લવ અને કુશના વંશજો રાક્ષસોના સહવાસમાં રહી કેવા દુરાચારી બન્યા છે; અને કેવાં પાપકર્મ કરે છે, તેનો વિચાર તે જ્ઞાતિના આગેવાનો કરશે ખરાકે? છે કોઈ સીતારામનો ભક્ત? જો હોય તો તેણે પોતાના જ્ઞાતિબંધુઓને સુધારવા અને રાક્ષસી કર્મોનો નાશ કરવા, કરાવવા તૈયાર થવું. બજરંગની અર્જ કોઈ ધ્યાનમાં લેશે કે?

બજરંગ.

---

# મગફળી—ભોંયસીંગ.



મગફળીનું વાવેતર ગુજરાતમાં થતું નથી. તેનું વાવેતર દક્ષિણમાં થતું હતું ત્યાંથી મગફળી અત્રે આવે છે. અપવાસના દિવસોમાં ફરાળ તરીકે તેનો ઘણો ઉપયોગ થાય છે. કાઠીયાવાડમાં ઉપલેટા મુકામે માર્ચ મહીનાની આખર તારીખોએ મી. ગોકળ કાનજી કાળાવડીયાના પ્રયાસથી અને સુરત યુવક મંડળના મી. કુંવરજી વિઠલભાઈ મહેતા તથા મી. ચંદુલાલ બેચરલાલ પટેલની સહાયથી કાઠીયાવાડ પાટીદાર સમાજ મળી હતી તેના તરફથી કૃષિકર્મ પત્રિકા પહેલી છપાઈ છે તે ઉપરથી જણાય છે કે મગફળીનું વાવેતર ગોંડળ સ્ટેટમાં પાંચ વર્ષથી થવા લાગ્યું છે. તેમાં મજેલ અનુભવતી માહીતીનો સાર નિચે આપ્યો છે.

કાઠીયાવાડ (ગુજરાત)ના ખેડુતનો મોટો ભાગ અજ્ઞાન છે તેથી હરકોઈ જાતના સુધારા સંબંધે તદન બેદરકાર રહે છે. ખેતીમાં સુધારા પોતે કરતા નથી પણ તેને ધીકારે છે અને જે કરવા ઇચ્છા કરે તેને અટકાવે છે. વળી તેમાં વહેમ ઉત્પન્ન કરે છે. એટલુંજ નહીં પણ ખેતીમાં સુધારો કરવાથી રાજ્ય તરફથી વીઘોટી વધશે એવી ખોટી અફવા ઉડાડી બીજાઓને ઉત્સાહ ભંગ કરે છે. અજ્ઞાન ખેડુતો બાપદાદાને ચીલે ચીલે ચાલી જુની રીતને સુસ્તપણે વળગી રહી એકની એક ઢબે ખેતી કરતા રહે છે. પોતાની આસપાસ શું બને છે, તેનું તેમને ક્વચિત્ જ ભાન હોય છે. ખેતીના ધંધામાં સારાસારનો વિચાર કરી ખેતી કરનારની સંખ્યા નહીં જેવી છે.

સેકડે એકાદ બે સમજુ ખેડુતમાં સુધારાની સારી અસર પ્રથમ થાય છે. તેઓ એકાદ બે વર્ષ સારો લાભ લે છે. તે જોઇને અભણ ખેડુતો તેમનું દેખાદેખી કરવા લલચાય છે. ચાલુ જમાનો નવીન કરવાનો છે. સુધારામાં વિરોધીપણું નહીં રાખતાં જમાનો આપણને જેમ દોરવે તેમ તેની સાથે દોરાવું જોઇયે તોજ આપણે આપણા ધંધામાં આગળ વધી ફતેહમંદ થઇશું.

પાંચ વર્ષથી ગોંડળ રાજ્યમાં ખેડુતોમાં કાંઇક નવીન જાગૃતિ આવી છે. નવું નવું કરવા કેટલાક ખેડુતો હમેશાં ઉત્કંઠીત રહે છે. જમીનની ફળદ્રુપતા વધારવાના કેટલાક પરીક્ષ સુધારા તેઓએ દાખલ કર્યા છે. દરેક પાકના વાવેતરની નવી પદ્ધતી ઘણા ખંતીલા ખેડુતોએ શરૂ કરી છે. ખાતરની ખરી કીંમત કેટલેક દરજ્જે તેઓ સમજતા થયા છે. નવીન કીંમતી પાકના અખતરા કરવા ઉત્સાહી બન્યા છે. મગફળીના પાકમાં તેમણે ઠીક ફતેહ મેળવી છે.

સંવત ૧૯૬૭માં ભાયાવદર, ઉપલેટા, ધોરાજી તાબે પીપળીયા, ભોળા વીગેરે ગામોમાં અખતરા તરીકે જુજ જમીનમાં વાવેતર કરવામાં આવ્યું હતું. તેમાં ફતેહ મળનાં બીજા વર્ષમાં ઘણા ખેડુતોએ થોડી થોડી જમીનમાં મગફળી વાવી પણ વરસાદની નિષ્ફળતાથી તેનો પાક ઠીક થયો નહીં. કુવાના પાણીથી જે ખેતરમાં પાણી પવાયું ત્યાંજ મગફળી પાકી. ત્રીજે વર્ષે દર એકરે ૬૦ મણ મગફળી પાકી જેથી ઘણા ખેડુતો તેનું વાવેતર કરવા લલચાયા. પણ બીતી મોંઘવારી થવાથી કેટલાક પાછા પડયા. પટેલ પદમા નથુભાઇએ મોટા વિસ્તારમાં વાવેતર કરવાની હીંમત કરી પણ ગરીબાવસ્થાને લીધે બીજ લાવવા નાણાની સવડ કરી આપવા રેવેન્યુ ખાતામાં અરજ કીધી તેની કાંઇ દાદ મળી નહીં ત્યારે દરબાર હજુરમાં પહોંચતાં ત્યાંથી રૂા. ૧૦૦ ની મદદ મેળવી. પોતાની ૫૦ વીઘા જમીનમાં મગફળીનું વાવેતર કરી મોટી નિપજ મેળવી. એક શાહુકારે ક્યાસે બીજ આપ્યાં ત્યારે ઘણાજ વિસ્તારમાં અને ઘણા ખેડુતોએ મંગફળી વાવી સારો ફાયદો મેળવ્યો. જે ખેડુતો પહેલાં મગફળીના વિરોધી હતા તેમણે પણ તે વાવવા માંડી. આ પ્રમાણે ગોંડળ સ્ટેટમાં તે પાકને ફતેહ મળવાથી કાઠીયાવાડના ઘણા ગામોમાં હવે મગફળીનું વાવેતર સાધારણ થઇ પડયું છે.

મગફળીના વેલા ભોંયપર પથરાય છે તેની સીંગો જમીનમાં બેસે છે. મગફળીને કાળી, કરાળ અને કાંપાળ જમીન વધારે માફક આવે છે. તે જમીનમાં બે ત્રણ ખેડ કરી તેને ઘણી પોચી કરવી જોઇયે છે. દોરના

ઝાણ મુતરનું ખાતર તેને માટે સારૂં છે. દર એકરે ૨૫ થી ૩૦ ગાડાં ખાતર નાંખવું જોઇયે છે. દર એકરે સવામણ સીંગો ભીજમાં વવાય છે. વાવ્યા પછી તેનું રખોપું કરવાની જરૂર છે. કારણ ભુંડ-ડુક્કર વાવેલા દાણા ખોદી ખાઇ જાય છે. વરસાદ કમી હોય તો તેને પાણી પાવાની જરૂર છે. આ સંબંધી વિશેષ માહીતી જોઈતી હશે તો ઉપલેટા મધ્યે પા. ગોકળ કહાનજી કાળાવડીયા પાસેથી મળી શકશે.

---

## " હળખેડ "



કાં હળને હચરકે, કાં લેખણને મચરકે;
પણ તેલને ટસરકે, નારી ચીર ન પામે નાગલા.

તેલધાર કરનારા એક ફેરીઆને તેની ધણીઆણી ઉપરનાં વચનો સંભળાવે છે. આમાં પ્રથમ ખેડુતની મહત્તા, એના હળના હચરકાની કિંમત ગણાવી છે એ કિંમતી વચને લોભાઇ આ એક નાનકડો લેખ લખાયો છે.

સંસારમાં જે કાંઇ કાર્યો થાય છે, તે દરેકમાં શક્તિની જરૂર પડે છે. અને દરેક કાર્ય શક્તિથીજ થાય છે. દરેક અણુ-અને પરમાણુમાં અમુક અંશે શક્તિ રહેલી છે. જળમાં વરાળરૂપી શક્તિ છે. પાણીની વરાળ કરી અમુક નિયમમાં તેને ગોઠવવાથી સેંકડો કામ કરે છે. તેનાં ફળ આપણે મેળવી શકીએ છીએ; તેમ જમીન ખેડનાર ખેડૂત જે પરિમાણે સુર્યનું અજવાળું, તડકો, જળ અને વાયુની જેટલે અંશે ખેડ ઉપર શક્તિ વાપરે છે; તે પ્રમાણે વિશેષ વિશેષ ફળ તે મેળવી શકે છે. જમીન ખેડવામાં જેટલી ચતુરાઈ અને જેટલી કુશળતા ખેડૂત મેળવે છે, તેથી અધિક પરિમાણમાં તેનો લાભ તે લઇ શકે છે. પોતાનો બધો ખર્ચ કાઢતાં સારી રકમ પેદા કરી શકે છે

જમીનમાં ઉંડા ચાસપાડી ખેડેલી જમીનમાં વાયુ, તાપ, ઝાકળ ધુમસ કે થોડો ઘણો વરસાદ જેમ જેમ પચતાં જાય, તેમ તેમ વધારે ખેડેલી જમીન ખેડાતી જતી હોય તો છેવટે પાકની ઋતુ આવે તે વખતે તેમાં વાવેતર કરવાથી સારા પાકની આશા રાખી શકાય છે. ખાતરનો ઘણો ખર્ચ ઓછો થઇ જાય છે. જમીનમાં ભીનાશ ટકાવી રાખવા માટે પાણી

ભરવાનો મોટો ખર્ચ ઓછો થઇ જાય છે. વાવેલો પાક વેલાસર પાકી જાય છે. આવા ફાયદાના ઘણા રસ્તા ખુલ્લા થાય છે. આ વાત સહજ સમજાય તેમ છે.

આપણે જાણીએ છીએ જે પાણી અને વાયુના સંયોગથી મોટા પાકા પથરા પણ ચૂર્ણ થઇ જાય છે. માટીરૂપ થઇ જાય છે. કુશળ ખેડુત કુશળતાથી એજ કારણનો વિચાર કરી કઠણ જમીનને ખેડી હવા પાણીનો તેને સંયોગ થવા દઇ સુંવાળી બનાવી શકે છે. જ્યારે જમીન ખેડાય છે. ત્યારે છુટી પડેલી માટીના દરેક છિદ્રમાં હવા અને અજવાળું પેસે છે વાયુના મળવાથી માટી રવાદાર છુટી છુટી થઇ જાય છે. વનસ્પતિના ખોરાક જેવાં જે દ્રવ્યો અદ્રાવ્યરૂપ તેમાં રહ્યાં હોય છે તે દ્રાવ્ય થઇ જાય છે. આથી નવી રોપાએલી વનસ્પતિને સુંદર ખોરાક મળી શકે છે. છુટી પડેલી જમીનમાં જળગ્રહણ કરવાની વિશેષ શક્તિ આવે છે. એ માટેજ ખેડ બહુ કામની છે.

માટીમાંથીજ કાંકરા અને નાના પત્થરની ઉત્પત્તિ થાય છે. અને તેજ પત્થર કે કાંકરાઓ ઉપર સૂર્યનો તાપ કે હવા લાગવાથી તેનો નાશ થઇ મૃત્તિકા પણ બને છે. જે જમીન દબાએલી કઠણ રહે છે, જે જમીન ઉપર સૂર્યનો પ્રકાશ કે વાયુ પેસી શકતાં નથી, ત્યાં જમીનના કણ એકઠા જામી નાની કાંકરી અને તેમાંથી પત્થર થાય છે પણ તેવા કઠણ પદાર્થો જો દર વર્ષે જમીનના ઉપલા પડ ઉપર આણવામાં આવ્યા હોય તો તે બધા કઠણ પદાર્થો વાયુ અને તાપની અસરથી ચૂર્ણ જેવા મૃત્તિકા જેવા થઇ જાય છે. આ પ્રમાણે જમીનનો ફેરફાર સતત્ ચાલુ રહે છે. આ કારણથીજ આપણે માટીમાં લોઢું, એલ્યુમીનીઅમ, ચૂનો, મ્યાગ્નેસીયમ, સોડા, ગંધક, ફોસફરસ, વગેરે કેટલાક પદાર્થો જોઇએ છીએ. કઠણ પથરાઓ કેવી રીતે ચુર્ણ વિચુર્ણ થઇ જાય છે. તેની રીત ખરેખર નવાઇ ઉપજાવે છે. પહાડ ઉપરના પથરાઓ ક્યારેક ખુબ તપી ઉઠે છે અને ક્યારેક ઠંડીથી સંકોચાઇ જાય છે, ટાટા પડે છે. આમ ઠંડા ગરમ થવાથી પથરાઓ ફાટી જાય છે. આમ ફાટેલા પત્થરમાં પાણી દાખલ થાય છે. પક્ષીઓની હગાર મારફત કેટલાંક બીઆંઓ આવી તેમાં પડે છે. તેનાં કેટલાંક ઝાડ ઉગી તેનાં મૂળને તેની ફાટોમાં દાખલ કરે છે. છેવટે ઝાડ પોતાનું સામ્રાજ્ય સ્થાપે છે. વાયુનો કાર્બોનિક એસિડ ગ્યાસ તેને સહાયતા કરે છે, આથી કઠણ પથરા નરમ નરમ થતા જાય છે, ક્યારેક એવા પથરા પાણીમાં વસડાઇ આવવામાં

પડે છે. તેમાં તેનો ભુકો થવાની સગવડતા થાય છે. આ પ્રમાણે કઠણ પથરા પણ માટીરૂપ થઇ જાય છે, તેજ નિયમે કઠણ જમીન ખેડવાથી ટાઢ તડકો તેને ભુકા જેવી બનાવી દઇ નરમ કરી નાંખે છે.

માટીમાં ખનીજ પદાર્થ સિવાય કેટલાક વનસ્પતિના અને જાતર પદાર્થ પણ હોય છે. કાંપાળ માટીમાં આવા પદાર્થો વધારે હોય છે, રેતાળ માટીમાં ઉદ્ભજ પદાર્થ નહિ જેવા હોય છે. આવા બધા પદાર્થો જમીનમાં હોવાથી રોપાઓને કેવા ઉપયોગી છે અને ખેડ કરવાથી તે કેવા ઉપયોગી થાય છે તે જોવાની ખાસ જરૂર છે. રોપાઓ ફોસફરસ, પોટાસ, ચુનો, ગંધક અને એવા બીજા પદાર્થો સાથે કાર્બોન, હાઇડ્રોજન ઓક્સિજન અને વરાળની મદદથી પોતાનો દેહ વધારી શકે છે. રોપાઓ પાકી જાય છે ત્યારે તેઓ સુકાઈ જાય છે. આ વખતે તેના શરીરમાં જે જે પ્રમાણમાં જે જે પદાર્થો મળેલા હોય તે તે પાછા રૂપાંતર થઇ જાય છે, અને કેટલેક વખતે માટી સાથે મળી જાય છે, માટીમાં મળતી વખતે એક જાતનો ક્ષાર પણ ઉત્પન્ન થાય છે. એ ક્ષાર જમીનમાં વધારે પ્રમાણમાં ભેગો થાય તો જમીનની પાક ઉત્પન્ન કરવાની શક્તિ કમી થાય છે. પણ માટી ક્રમસર ખેડાવાથી તડકા અને વાયુની મદદથી એ ક્ષાર ઉડી જાય છે.

માટીમાં અગણિત જીવાણુ વિદ્યમાન છે. તેઓ મરેલી વનસ્પતિના દેહનો ફેરફાર કરે છે. એ જીવાણુ બે જાતનાં હોય છે. પ્રથમ જાતનાં જીવાણુ મરેલા રોપામાંથી નાઇટ્રોજન ઉડાડી મૂકવામાં મદદગાર થાય છે. અને બીજી જાતનાં નાઇટ્રોજનનો સંગ્રહ કરે છે. બંને જાત પરસ્પર વિરોધી છે. માટી ખેડવાથી, વાયુના સંયોગથી નાઇટ્રોજન એકઠો કરનારાં અણુઓની વૃદ્ધિ થાય છે અને નાઇટ્રોજન નાશ કરનારાં જીવાણુનો નાશ થાય છે. નાઇટ્રોજન એ ખાતરનો ઉપયોગી ભાગ છે.

આપણા દેશના ખેડુત વૈશાખ જેઠ માસે શરૂઆતનો વરસાદ થયા પછી જમીનને ખેડે છે. આ વખતે ખેડેલી જમીનમાં વધારે મોલ થવાની તેની ધારણા ઉંધી વળે છે, કેમકે ખેડેલી જમીનને સૂર્યનો તાપ જોઇએ તેવો તે વખતે મળતો નથી. પણ જો શિયાળામાં ખેડ થઇ હોય તો બહાર આવેલી જમીન ખરેખરા ખાતર જેવીજ બને છે. વળી જે ખેતરમાં તલ, મટર, મસુર, મગ, અડદ, વગેરે કઠોળ વાવ્યાં હોય છે, તે જમીનમાં બીજે વરસે વગર ખાતરે સુંદર મોલ ઉત્પન્ન થાય છે. આ વાત કેટલાક

જાણે પણ છે. તેઓ નાઇટ્રોજન એકઠો કરનાર જીવાણુની વાત જાણતા નથી છતાં તેના ફાયદાથી જાણીતા છે, તે દેખાઇ આવે છે. માટે હે ભાઇઓ ! શિયાળેથી ખેડ કરો. તમને આકાશીવાયુ મદદ કરશે. નાઇટ્રોજન તમારી જમીનમાં ભેગો થશે. વળી ચોમાસાના પાણીને આપણી જમીનમાં પચાવવાની પણ પુરતી જરૂર છે. જમીન વારંવાર ખેડી રીતસર વરસાદનું પાણી અંદર પચાવવાથી જમીન રસમય રહે છે. અને તેમાં પાક લેવાની વિશેષ અનુકુળતા થાય છે. સુકી માટીમાં ગમે તે વખતે હળ હાંકી શકાય છે પણ વરસાદ વરસ્યાપછી ખેતી કરવામાં એક ખાસ સંભાળ રાખવાની જરૂર છે. જ્યાંસુધી જમીનના કણ છુટા છુટા થઈ ન ગયા હોય, એટલે જ્યાંસુધી પાણી પચી ન ગયું હોય ત્યાંસુધી હળ હાંકવું ન જોઇએ વરાપ વિનાની જમીનમાં હળ હાંકવાથી નરમ માટી કઠણ થઇ જાય છે, પણ ડાંગરના કયારડા ખેડવામાં કાંઇ હરકત નથી. કારણ તેમાં પુષ્કળ પાણી છે. જે ખેડૂત જમીન ખેડવાનું વિશેષ જ્ઞાન ધરાવતો નથી તેની ખેતી કેટલીક નકામી જાય છે. તેની ખેતીમાં મૂળ ધન પણ પેદા થતું નથી. સુર્યના અજવાળાની, વાયુની વૃષ્ટિના પાણીની જે વિશેષ શક્તિ જાણે છે, અને તેને પોતાની ખેતીમાં કામે લગાડે છે તેજ પોતાની ખેતીમાંથી સારો લાભ મેળવે છે. આથીજ કહ્યું છે કે "ખેડ ખાતરને પાણી, કર્મને લાવે તાણી."

ઇતિશમ્
ભવદીય,
મહીદાસ ભૈમજી પટેલ.
ગુરૂકુળ—અધ્યાપક,
સાંતાક્રુઝ.

---

# એક અબળાની હૃદયદ્રાવક કહાણી.



મારો જન્મ ગુજરાતના એક ગામમાં કડવા પાટીદાર જ્ઞાતિમાં એક સુખી કુટુમ્બમાં સંવત ૧૯૪૩ માં થયો હતો. મારે બે ભાઇ હતા. અને પુત્રીમાં હુ એકલીજ હતી તેથી બે ભાઇ અને માબાપની લાડકવાઇ હતી. મારા બાપ ખાતાપિતા હતા અને પૈસામાં વધારો થયો હતો તેથી પોતાના

બાઈઓથી ઉંચા થવા સારૂ મને શહેરમાં ઉંચા ગણાતા ખાનદાન કુળવાન કુટુંબમાં સંવત ૧૯૪૬ ના વિવાહમાં પરણાવી લગભગ દોઢથી બે હજારનું પાણી કરી નાંખ્યું અને મનગમતો લ્હાવો લીધો તથા ગામમાં વાહ વાહ કહેવરાવી. સંવત ૧૯૪૭ ની હોળી લગભગ મારી સાસુ ગુજરી ગયાં. તેને પુરા બાર દીવસ થયા નહીં તે પહેલાંજ મારા ગામના એક પટેલ (અગજન અમાગ પીતાંઇ કાકા ) પોતાની વિધવા બહેનના નાતરાનું સારૂ મારા સસરા સાથે કરી આવ્યા. ગામમાંથી મારી સાસુના મરણ નિમીતે કાણ લઇ મારા માબાપ ગયાં હતાં ત્યારેજ મારા સસરા સાથે નક્કી કરી લીધું હતું. તેથી મારા સસરાએ મારી સાસુના ચૌદમાને દીને માસીઓ સરાવી શોક મુકી દીધો. તેથી તેજ દીને ગુરૂવાર હોવાથી મારા ગામની મારીજ કાને ઘરમાં મારી નવી સાસુ તરીકે બેસારી દીધી. હુંતો તે વખતે બાળક હતી પણ જ્યારે સમજણી થઇ ત્યારે લોકોના કહેતા કહેતી સાંભળ્યું હતું. બાર વર્ષની ઉમર થતાં મારે પણ સાસરે જવું થયું. મારી નવી સાસુ ઇશ્વરની મહેરબાનીથી મારા ઉપર રહેમ રાખતી હતી. કદાચ મને પોતાની કરી લેઇને તેને પીયરમાં મારા બાપ કરતાં તેના બાપને ઉંચા મનાવવાની અભિલાષા હોય પણ ખરી. ગમે તેમ પણ મને સાસુ સાથે બનતું હતું તેથી હું સુખી હતી. બે વર્ષ પછી મને પુત્રી રત્ન પ્રાપ્ત થયું. તેથી મારા સસરા નારાજ થયા પણ મને કાંઇ કહ્યું નહીં. પણ મારા કમનસીબે મારી નવી સાસુ પણ ગુજરી ગયાં. આ વખતે મારા સસરાની ઉમર ચાલીસ ઉપર હતી. પોતાને એક છોકરો હતો અને છોકરાને ઘેર છોકરી હતી. એટલે પીંડ આપવાને પુત્ર હતો. રાંધી ખવરાવવાને પુત્ર વધુ હતી. છતાં ફરીથી નાતરૂ કરવાનું મુલતવી રાખ્યું નહીં. રાખવાની જરૂર શી? તેમને કન્યાની ખોટ નહોતી. કુળવાનોને એક ઉપર બીજી આપનારા મોજુદ છે તોપછી સ્ત્રી ગુજરી જતાં બીજી ના મળે એમ તો હતુંજ નહીં. એક ગામના મુખી પટેલ પોતાની પદર વર્ષની વિધવા દીકરી મારા સસરાજીને મોટી પહેરામણી સાથે આપી ગયા. નવી આવનારી મારાથી કાંઇક નાની ઉમરની હતી. પણ મોટા વરને આવી તેથી મોટી થઇ. મારી સાસુ થઇ પણ કલહ કંકાશમાં પુરી હોવાથી મારી સાથે એક પણ દીન બન્યું નહીં. મારા દરેક કામમાં તેને દોષ જણાવા લાગ્યા. તેમાં મરચું મીઠું ભભરાવીને મારા સસરાને કહેવા લાગી. મારા સ્વામી મારા સસરાને કાંઇ કહી શકે એમ હતુંજ નહીં, મારા સસરા પણ કંટાળી ગયા. મને મારે પીયર વિદાય કરી દીધી. હવે મારી નવી સાસુ મારે માટે શોક્ય શોધવા લાગી.

અમારી પટેલશના ગામમાં તે વાત થતી મારા ભાઈઓના જાણવામાં આવી ત્યારે મારા બાપ વીગેરે તે પટેલને પોતાની દીકરી મારા ઉપર શોક્ય તરીકે નહી આપવાને સમજાવ્યુ. તેઓએ હાએ હા કીધું પણ પાછળથી માલમ પડયું હતું કે તેઓને ગળે તે ઉતર્યું નહોતું. મારા બાપ અમારા ગામના બે ત્રણ સંભાવિત ગૃહસ્થોને લેઇને મારા સસરાને પણ સમજાવવાને ગયા હતા. પણ તેઓ પણ શામાટે માને ?

કહેવત છે કે લોભીયા હોય ત્યાં ધુતારા ભૂખે મરે નહીં. તેમજ જ્યાં દેનારા હોય ત્યાં વિધુર શામાટે રહે? દેનારા હોય તો એક ઉપર બીજી ત્રીજી એમ અનેક સ્ત્રીઓ શામાટે ના કરે ? અને એવોજ જવાબ મારા સસરાએ તેમને સમજાવવા ગયેલા સજ્જનોને આપ્યો. સજ્જનોએ તેમને કહ્યું કે એનું પરિણામ સારૂ નહી આવે, આપને પાછળથી પસ્તાવું પડશે. ઘરમા કજીયા કંકાશ થશે, અને છેવટે ગોળામાંથી પાણી પણ ઓછું થશે. મારા સસરાએ ટુંકોજ જવાબ આપ્યો કે મને તેની કાંઇજ દરકાર નથી. અમારા જેવા ખાનદાન અને કુળવાન ગણાતા કુટુંબોને કન્યાની ક્યાં ખોટ છે? તમને ખબર નથી કે તમારા જેવા હૈયાના ફુટા હૈયાનો ગામડીઆઓ અમને કન્યા આપવાને પડાપડ કરે છે ત્યાંસુધી અમને શું ફીકર છે ? મારા સસરાએ કાંઇપણ માન્યું નહી. મારા બાપ વીગેરે ઘેર પાછા આવ્યા. તેજ અઠવાડીયામાં સાંભળ્યું કે અમુક ગામના પટેલે પોતાની પુત્રીને મારા ઉપર શોક્ય તરીકે આપી છે. હું અને મારી દીકરી મારા પીયરમાં મારા બાપે એક ભેંસ લઇ આપી છે તેનું દોઝ ભરી અમારૂં ગુજરાન કરીયે છીયે. ત્યારપછી મેં મારા સસરાનું ઘર કે પતિનું મુખ જોયું નથી. અને હવે જોવાની આશા પણ નથી. છતા ધણીએ રંડાપો ભોગવું છું. સમાજ ભરીને એક સ્ત્રી ઉપર બીજી નહી કરવાના ઠરાવને પણ ઘોઇ પીવામાં આવ્યો છે. રક્ષકજ ભક્ષક થાય ત્યાં અમારી દાદ ક્યારે સંભળાય ? હરી ! હરી !! ઇશ્વર સુબુદ્ધિ આપો !!!

# હાલની આપણી સ્થીતી

અને

# તેમાં કરવા જોઇતા ફેરફાર.

લેખકઃ-પા પરસોતમ લલુભાઇ—બાવળા.

આર્ય બંધુઓ આપણી સ્થિતિ દિનપ્રતિદિન અધમ કેમ થતી જાય છે? આપણા શરીરમાં નવા નવા રોગો શામાટે વાસો કરી રહ્યા છે?

આપણામાં બે માઇલ પગે ચાલવાની, એક મણ ભાર ઉપાડવાની, કે કોઈપણ જાતનું જોર કરી કામ કરવાની શારિરીક શક્તિ કેમ રહી નથી?

ઉંચી જાતના લેખો લખવાની તથા ઉત્તમ શોધો કરવાની માનસિક શક્તિ શાકારણથી જતી રહી છે? અરે! જે દેશમાં ભિષ્મપિતા જેવા શૂરવીરોએ આખા સૈન્યને હરાવેલ છે. હનુમાન જેવા વીર પુરુષોએ સમુદ્ર ઓળંગીને રાવણ જેવા મહાન્ રાજાને હરાવી માર્યો છે. સ્વામી શંકરાચાર્ય જેવા ધાર્મિક આચાર્યોએ પોતાના પ્રાણની પણ સ્પૃહા રાખ્યા સિવાય પોતાનો ધર્મ ચારે તરફ ફેલાવવા મંડ્યા રહ્યા હતા. સ્વામી દયાનંદ સરસ્વતી જેવા દેશ ઉદ્ધારક પુરુષોએ આખા દેશને હચમચાવી મુક્યો હતો. કરસનદાસ મુળજીભાઇ જેવા સુધારકોએ પોતાને ફાવતો સુધારો કરવામાં જરાપણ હિંમત હાર્યા નથી. તેજ દેશનાં તનુજો અત્યારે ઘરમાંથી બહાર નીકળતાં ડરે તેવા નિર્માલ્ય થઇ ગયા છે. તે જોઇ કયા લાગણીવાળા પુરુષને લાગણી થયા વગર રહેતી હશે!! દિન પ્રતિ દિન પાયમાલી કેમ થતી જાય છે તેનો બારીકાઇથી તપાસ કરતાં માલુમ પડે છે, કે આવી અધમ અવસ્થા કરનાર બાળલગ્ન છે. જેટલી આ દુષ્ટ રિવાજથી દુર્દશા થઇ છે તેટલી બીજા કોઇપણ રિવાજથી ભાગ્યેજ થઇ હશે.

અરે! બાળકોને લગ્ન એ શું ચીજ છે? તે બિચારા સમજતા પણ ન હોય અને કેળવણી લેવાના અમુલ્ય સમયમાં આ દુષ્ટ અને ક્રૂર રિવાજના અનુયાયીઓ છોકરાંનાં વડીલો કહેવાઇને દુશ્મનની ગરજ સારે છે, એટલે બાળલગ્નરૂપી ઉંડા ખાડામાં પોતાનાં તરણ વયનાં બાળકોને ધકેલી દેછે. આમ તે લોકો શામાટે કરતા હશે? તેની તપાસ કરતાં માલુમ પડે છે કે તેઓનો વિચાર છોકરાંને પરણાવી વિવાહ મહાલી લહાનો લેવો તેજ છે.

આવી રીતે બાળકોને પરણાવવાથી તેનું પરિણામ શું આવશે તે ઉપર તેઓ લક્ષ આપતાજ નથી

તમારે એક ઘડી લહાવો લેવો છે, તેમાં તમારા બાળકો કેવાં પાયમાલ થાય છે, તેનો જરા વિચાર કરો, તેમના પ્રત્યે દયા લાવો. અને બાળ-લગ્નરૂપી ક્રૂર રાક્ષસના પંજામાં સપડાતાં તમારાં નિર્દોષ બાળકોને બચાવો. તમે જાતેજ બૂમો મારો છો કે અમારાં બાળકો શરીરે નિર્બળ છે, પણ તમે વિચાર કરશો તો જણાશે કે આટલા બધા વૈદ્ય, ડૉક્ટરો, તથા દવા વેચનારાની દુકાનો તમે તમારી જાતેજ ઉભી કરાવો છો.

શરીરનો રાજા વીર્ય છે તે નાની ઉમ્મરમાં લગ્ન કરવાથી અપકવ અવસ્થામાં સ્ખલિત થઇ જુદી જુદી જાતના રોગો ઉત્પન્ન કરે છે, તેથી દિન પ્રતિ દિન શક્તિહીન થતી જાય છે.

જે દેશમાં બાળલગ્નનો રિવાજ નથી તે દેશના લોકો હાલમાં કેવી કેવી જાતની ઉત્તમ શોધો કરે છે. ક્યાં ક્યાં વિદ્યા સંપાદન કરવા જાય છે. શરીરે કેવા જોરાવર અને કદાવર જણાય છે. તેમનાં સગર્ભે કેવાં કેળવાએલાં હોય છે, અને તેથી તેઓ કેવાં મહાન કાર્યો કરી શકે છે. તેનો વિચાર આપણા સ્વદેશી બંધુઓ કરશે તો તેમને તરતજ ખ્યાલ આવશે કે બાળલગ્ને આપણી ઘણી અધમ સ્થિતિ આણી છે, અને હજુપણ આણશે માટે આર્ય-બંધુઓ જાગો, ઉઠો અને તે ક્રૂર દુષ્ટ રિવાજને જડમૂળથી ઉખેડવા તન, મન, અને ધનથી સતત્ પ્રયત્ન કરો.

જેમ આગગાડી ખેંચનાર એંજીનમાં પાવર (શક્તિ) વધારે તેમ તે કાર્ય વધારે ત્વરિત્ ગતિએ કરી શકે છે. તેવીજ રીતે આપણામાં પ્રથમ પાવર કે શક્તિ હોવાંજ જોઇએ અને તે હોય તોજ ધાર્મિક, વ્યાવહારિક, કે નૈતિક કાર્યો કરી શકાય. જેવી રીતે પાવર વિનાનું એંજીન ભાર ખેંચી શકતું નથી તેવીજ રીતે શક્તિ વિનાનાં મનુષ્યો પોતાનાં કર્તવ્યો ઉત્તમ રીતે કરી શકતાં નથી.

બાળલગ્નથી આપણી શક્તિ ઓછી થઇ છે, ઓછી થઇ છે, એવી નિરર્થક બૂમો મારવાથી આપણું કાંઇજ વળવાનું નથી. પણ "સમજ્યા ત્યાંથી સવાર" તદ્નુસાર હવે આપણે ઉત્તમ બ્રહ્મચર્ય પાળીશું આપણા બાળકોને પળાવીશું તોજ આપણે કંઇક કરી શકશું.

આપણા વડીલોએ આપણને બાળલગ્નના ખાડામાં નાંખી આપણી પાયમાલી કરી તેનો દોષ આપણે તેમના ઉપર મૂકીએ, પણ અત્યારના

વર્તનમાં કાંઈપણ ફેરફાર ન કરતાં બ્રહ્મચર્ય પાળવાનો પ્રયાસ ન કરીએ તો આપણી સમજશક્તિ કાંઇપણ કિંમત વિનાની ગણાય.

વર્તન વિના સમજવા એ નકામું છે, માટે દરેક જણે "જે થયું ન થવાનું નથી" એવી સમજ રાખી જે ભૂલ થઈ તે યાદ રાખી હવે પછી તેવી ભૂલ ન થવા દેવી અને બ્રહ્મચર્ય પાળવા પ્રયાસ કરવો. બ્રહ્મચર્ય પાળીશું-તોજ આપણી ગયેલી શક્તિઓ પુનઃ પ્રાપ્ત કરી શકીશું.

આત્મજ્ઞાની અથવા ભક્તિ માર્ગમાં ઉતરનારો કદાચ એમ ધારતા હોય કે બ્રહ્મચર્યનો વિષય ચર્ચવા અને તે ઉપર પૂરતું લક્ષ આપવું તે સંસાર સુધારકોનુ કામ છે. જો તેઓ આવી ખોટી માન્યતા રાખતા હોય તો તે તેમની મોટી ભૂલ છે. કારણ ઇમારત ચણનારને પ્રથમ પાયો મજબૂત કરવાની ખાસ જરૂર છે, અને ત્યારબાદ તે તેના ઉપર ગમે તેવું મકાન ચણી શકે છે.

જેવી રીતે મજબુત પાયા વિનાનું મકાન ઉત્તમ ગણાતું નથી, અને તે બે ચાર માળ ઉંચું લઈ શકાતુ નથી તેવીજ રીતે બ્રહ્મચર્યરૂપી પાયો મજબૂત ન હોય તો કોઇપણ કર્તવ્યો ઉત્તમ રીતે થઇ શકતાં નથી. પછી ભલે તે ધાર્મિક, વ્યાવહારિક કે નૈતિક હોય.

ધર્મનાં અનેક પુસ્તકો મોજુદ છે. આપણે તેમને વાંચીએ, વિચારીએ તોજ આપણા વિચારો ઉત્તમ થાય છે. પરંતુ બ્રહ્મચર્યના અભાવે આપણામાં તે વિચારો દ્રઢપણે રહી કાર્ય કરી શકતા નથી.

ઘણા સ્ત્રી વિનાના પુરૂષોનું એવું ધારવું હોય છે કે અમે બ્રહ્મચર્ય પાળીએ છીએ તો અમારામાં કેમ શક્તિ વધતી નથી. પણ સારી રીતે બ્રહ્મચર્ય પાળવાથી શક્તિ વધવીજ જોઇએ. જો તેમ ના થતું હોય તો વાંઢાઓ બ્રહ્મચર્ય પાળતા નથી એ નિર્વિવાદ છે.

અયોગ્ય સ્ત્રી સમાગમથી બ્રહ્મચર્યનો ભંગ થાય છે. એટલુંજ નહિં પણ એક વિદ્વાને કહ્યું છે કે "દર્શન, કથા, સંભાષણ, હાસ્ય, ચિંતન, મળવાનો જોગ, સ્પર્શ, ભોગ; એ આઠેથી દૂર રહે તેજ બ્રહ્મચર્ય યોગ" આ પ્રમાણે ઉત્તમ બ્રહ્મચર્ય પાળીશું તોજ આપણી ખરેખરી સ્થિતિ સુધરશે. આ સૃષ્ટિમાં જે જે મહાન્ કાર્યો થયાં છે તેના કર્તાના વૃત્તાંત ઉપર દ્દષ્ટિ ફેરવશું તો તરતજ માલમ પડશે કે તેઓએ ઉત્તમ રીતે બ્રહ્મચર્યનું સંરક્ષણ કરેલું છે.

આખો દિવસ ખરાબ વિચાર કરી, ખરાબ વર્તણુક રાખનારાથી કોઇપણ જાતનું ઉત્તમ કાર્ય બને તેવી સ્વપ્ને પણ આશા રાખવી તે તદ્દન નિરર્થક છે.

આપણી સો વર્ષની આયુષ્ય ધારી ઋષિ મુનિઓએ તેના ચાર વિભાગ પાડી દરેક વિભાગ જુદા જુદા આશ્રમમાં વહેંચી નાંખ્યા હતા. (૧) બ્રહ્મચર્યાશ્રમ (૨) ગૃહસ્થાશ્રમ (૩) વાનપ્રસ્થાશ્રમ (૪) સંન્યસ્થાશ્રમ.

આ પ્રમાણે આર્યાવર્તમાં ચાર આશ્રમનું પાલન થયું ત્યાંસુધી તેમની ઉન્નતિ હતી. ધાર્મિક જ્ઞાનમાં, ઉદ્યોગ હુન્નરમાં, વિદ્યામાં ઇત્યાદિ નવી શોધોમાં કોઇપણ દેશના લોકો તેઓની બરોબરી કરી શકતા નહોતા; અને બીજા સર્વ દેશનો આધાર આજ દેશ પર હતો. ત્યારે અત્યારે તેથી ઉલટુંજ માલમ પડે છે. ખરે ! બાળલગ્ને દેશની ઉન્નતિનો પરાજય કર્યો છે.

હાલમાં જે જે નવી શોધો થઇ છે, અને થાય છે, તે પ્રથમ આપણા દેશના આર્યબંધુઓએ બ્રહ્મચર્ય પાળી કરેલી છે. એમ કેટલાક પુરાતની પુસ્તકોમાં આવેલા ગર્ભિત શબ્દોથી જાણી શકાય છે. તો પ્રાચીન આર્યો જે આપણા પૂર્વજો થાય તેમના જેટલી શક્તિ આપણામાં રહી નથી, તેને મેળવવાને માટે આપણને જ્યાંસુધી લાગણી ન થાય, ત્યાંસુધી આપણે બ્રહ્મચર્ય પાળવા ઉપર સંપૂર્ણ પ્રીતિ રાખી શકીશું નહિ અને તેથી આપણા અભ્યુદયના સુર્યને ઉગવાની વાર છે.

અરે ! ! તમારે આવા મડદા જેવા કાંગલા ક્યાંસુધી રહેવું છે ? બીજા દેશના લોકો પ્રતિદિન બ્રહ્મચર્ય સંરક્ષણને માટે સતત્ પ્રયાસ કરી રહ્યા છે ત્યારે આપણે તેનો ભંગ કરી નિર્માલ્ય અને નિસ્તેજ બનતા જઇએ છીએ. અરે ! આપણે કાંગલા, રોગી, નાહિંમત, નિરુત્સાહી, અને ઉત્તમ કાર્ય કરવાની શક્તિ વિનાના અને બાયલા બનીએ છીએ, છતાં આંખો ઉઘાડી વિચારતા નથી. આપણું જીવન ઘણી કફોડી સ્થિતિમાં વ્યતિત્ કરીએ છીએ.

જ્યારે તમે ઉત્તમ રીતે બ્રહ્મચર્ય પાળશો, ત્યારે તમે ઉત્તમ માણસો કહેવાશો. ઋષિ મુનિઓએ બાંધેલા આશ્રમો તદનુસાર વર્તન ચલાવ્યાથી મનવાંછિત્ કાર્યો કરવા શક્તિમાન થઇ શકશો.

ઉચ્ચ પ્રકારના કર્તવ્ય કરવાની ઇચ્છાવાળાએ પ્રથમ આજ પાયો મજબુત કરવો જોઇએ. જ્યાંસુધી આ પાયો મજબુત નહિ હોય ત્યાંસુધી તમારા કરેલા તમામ પ્રયત્નો નિષ્ફળ જશે.

દેશનું ત્યાંની હવા, પહેરવેશ, ઉપજનીપજ, ત્યાંના પ્રાણી પદાર્થની વિલક્ષણતા, તથા અન્ય રમણીયતાના વિષયોનું જ્ઞાન માત્ર આપવું જોઇએ. હિસાબી જ્ઞાનમાં સ્લેટનું જ્ઞાન સ્લેટમાંજ રહે છે. તે વડે કાંઇજ લાભ નથી; પરંતુ ઉપયોગ સમયે ધન (રૂપીયા, પૈસા) ની ગણત્રી માટે, ઉપજ ખર્ચ તથા બચાવ કરી શકવા પૂરતું તથા દૂધ ઘીના તોલ માપનું, અનાજના તોલનું, મોનારૂપાના તોલનું, કપડાંના ભરતના, માપનું વિગેરે વિષયોનું જ્ઞાન ને તે પદાર્થો તોલાવી મપાવી તથા ધન અપાવી મૂકાવી વ્યવહાર ઉપયોગી થાય તેવું સંગીન બનાવવા કદી પણ દુર્લક્ષ કરવું નહીં જોઇએ. તે જ્ઞાનને અભાવે મહીનામાં કેટલું ઘી તેલ વપરાયું, વાસણ કપડાં ધન વગેરેમાં શું વધ્યું ઘટ્યું વિગેરેનું તથા ફેરીવાળાથી અનાજ બદલે શાક લેવા જતાં અનાજની અને અન્ય વસ્તુની કીંમત ન જાણનાર બાળાઓ છેતરાઇ, નુકશાન ખમી છેવટે કલેશપાત્ર થાય છે. તેથી તેમને બચવવા યત્ન થવા જોઇયે. રસોડા, ઘરના ચોક, સંધ્યા કરવાના દેવમંદિર તથા ઘરના ઉમરા વિગેરે સ્થળે અબીલ, ગુલાલ, ચુનો વિગેરે વિવિધ રંગોથી ત્રિકોણ ષટ્કોણ, તથા વૃક્ષ, મનુષ્ય, પશ્વાદિ વિવિધ આકૃતિઓ (બીબાં–છાપાંથી નહિ) સ્વહસ્તે કઢાવવાની ટેવદ્વારા (આ વિષયની શક્તિ સ્ત્રીઓમાં કુદરતી રીતેજ રહેલી છે તેથી) ભૂમિતિ તથા ચિત્રકળાનાં ઉપયોગ પૂરતાં તત્વ સુલભ રીતે સમજાવી શકાય એમ છે તે તરફ લક્ષ્ય અપાવુ જોઇએ. મુંબાઇમાં એક પ્રદર્શન સમયે પરભુ (દક્ષિણી કાયસ્થ) બાળાઓએ જે રંગોળીઓ પૂરી હતી તેમાં પ્રસિદ્ધ ચિત્રકાર રાજા રવિવર્માનાં હંસ દમયંતી, શકુંતલા પત્રલેખન, નામદાર શહેનશાહ જ્યોર્જ તથા બાનુ મેરીનાં ચીત્ર આબેહુબ રંગબેરંગી મોનેરી રૂપેરી રંગની ભૂકાથી અલંકૃત કર્યાં હતાં. તેમનામાં આ કુદરતી શોખ એટલો બધો ખીલ્યો હતો કે માત્ર ભૂમિપર નહિ પણ પાણી ભરેલી કથરોટોમાં પાણીની સપાટી પર તરી શકે તેવા રંગથી પૂર્વોક્ત ચિત્રો તથા એક જંગલમાં સિંહનું ચિત્ર કાઢતાં આ લેખકે જાતે જોયું છે. આ મૃદુ ઉપાયોથી પૂર્વોક્ત વિદ્યાનો શોખ લગાડવો એ કન્યાઓ માટે સરળ અને કુદરતને ટેકો આપનાર છે. તે સાથે આ ચિત્ર કામ રેશમ તથા જરી તથા સુતરના ભરત કામમાં પણ મદદગાર થાય તેવું આપવુ જોઇએ; કેમકે શીવણ તથા ભરત કામનો શોખ પણ સ્ત્રીઓમાં કુદરતી હોય છેજ. આમાં કાંઇ દરજી કે મોચી બનવાનું નથી પણ પરાધીનતા ઓછી થાય, સમયનો સદુપયોગ થાય અને ગરીબ સંસાર સુખમાં ચાલે એવા સરળ-

તા અને શક્તિ પ્રાપ્ત થાય છે. આ જ્ઞાન પણ સંગીન અપાય છે કે નહિ તેવી દેખરેખ ખાસ રાખવી જરૂરની છે; નહિ તો કેટલાંક ભરત કામ મોંઘાં અને નિરૂપયોગી થઈ પડે છે, અને શીવણ કામમાં પણ અપૂર્ણતા રહેવાથી પરાધીનપણું મટતું નથી, પણ ઉલટું ભરતાં વેતરતાં કપડાં અયોગ્ય રીતે વધુ ઓછાં કપાઇ કાપલા પડી બગડે છે.

પ્રચલિત ત્રીજું ધોરણ પૂરૂં શીખેલી બાળાઓને ઘડીયાળ જોતાં પણ આવડતું નથી; માટે તે સાથે સાથે જ્યોતિષના વિષયમાં પૃથ્વી, તારા, નક્ષત્ર, ચંદ્ર, સૂર્ય, વિગેરેની ગતિ ને તે દ્વારા વાતાવરણમાં થતા ફેરફાર; સંવત્સરથી તે ઘડીપળ સુધીની ગણતરી, તેને લગતા હિંદુ જ્યોતિષમાં થતા દિવસ તથા મહિનાના વધઘટના નિયમો, ગ્રહણ તથા ધુમકેતુ વિગેરે નૈમિતિક દેખાતા દ્રશ્યોનું કારણ એ વિગેરેનું જ્ઞાન એવી રીતે આપવું કે વહેમ તરીકે ગણાતા વિષયોનું કેટલા પ્રમાણમાં ઉપયોગીપણું અને કેટલા પ્રમાણમાં નિરૂપયોગીપણું છે તે સમજી શકે.

નિત્ય વપરાતા પદાર્થોના મિશ્રણોવડે જે લાભ હાની થાય છે તે પ્રત્યક્ષ બતાવી પદાર્થ સંબંધી વિજ્ઞાન પણ બાળાઓને આપવું જોઇએ. તે જાણનારને ફોસ્ફરસને આંબાની ગોટલીના ખોપામાં ઘાલી મોમાં રાખી ફુંક મારી દેવતા કાઢનાર, લીંબુ માથે ઉતારી રતનજોતના રસના પાશ દીધેલી છરીથી કાપી લોહી બતાવનાર, થાળીમાં વાડકો ચોટાડી નજર બાંધનાર, ભૂવા ડેલીઆ વગેરે ઠગી શકતા નથી. અમુક પદાર્થો ( વોશિંગ સોડા ) વિગેરેથી કપડાંનો તથા તેજાબથી વાસણોનો મેલ કપાય છે વિગેરે તથા ઢોરનું છાણ, કચરો વિગેરે બળતણમાં બાળી મૂકવાથી ખાસ ખેતીને ઉપયોગી ખાતરોની તંગી પડે છે તે વિષે તથા ઝટ સળગી ઉઠે તેવા પદાર્થોથી ઘાસનાં કુંધવાં તથા સૂકાં લાકડાં વિગેરેનું રક્ષણ કરવા વિષે; રંગોના મિશ્રણો તથા વસ્તુઓની બનાવટો વિગેરેનો; ઉપયોગી પદાર્થોથી, અને કિલષ્ટ ન લાગે તેવા કુદરતી ઉપાયોથી બોધ કરવો જોઇએ.

શાળામાં અપાતું સંગીતના વિષયનું જ્ઞાન બોધદાયક કવિતાઓથી રાગરાગણીની સમજપૂર્વક, તાલસુરમાં રહી ગાતાં, જોઇએ એટલા પ્રમાણમાં આપવું, અને એવી યોજનાઓ શાળાઓમાં હાલ થઇ છે તેનો આદરપૂર્વક લાભ લેવો જોઇયે. આ જ્ઞાન પણ મોટી ઉમરે કુદરતી રીતે ખીલી નીકળી શકે છે જેથી વિશેષ લાભ મળવા સંભવ છે.

આ અને આવાંજ શાળામાં અપાતાં શિક્ષણથી સ્ત્રી કેળવણીની અને વિશેષે કરીને આપણી પાટીદાર ( ખેતીકાર-નાના ગામમાં વસનાર ) વર્ગની કેળવણીની સમાપ્તિ થતી નથી. જેમ કુમાર અને કુમારીઓના શરીરાદિમાં તથા કેળવણીમાં ફેર આવશ્યક છે તેમજ ફેર આ શહેરીઓ, શ્રીમંતોની અને ખેતીકાર વર્ગની બાળાઓને ભણાવવાની કરવામાં છે.

સ્ત્રી અને પુરૂષ એ તદન વિલક્ષણ જણાતાં તત્ત્વ છતાં ઉભય મળે ત્યારેજ એક બળ થાય છે. પ્રારબ્ધ અને પુરૂષાર્થ, વરસાદ અને ખેતીમાં કરેલી મહેનત, એ જોડકાંને જેટલો સબંધ છે તેટલોજ સ્ત્રી પુરૂષને સબંધ છે. પાશ્ચાત્ય સુધારાના છંદે કેળવણીક્રમ ચલાવનારાઓની યોજનાઓ એક પણ પુરૂષ વિના માત્ર સ્ત્રીઓપૂર્ણ વિશ્વથી સૃષ્ટિ ચલાવવાની યોજના જેવી હાસ્યપાત્ર ગણાય, તેવી રીતે સ્વાભાવિક અંગકસરત દ્વારા શરીરની લાવણ્યતા વધારનાર તથા વ્યવહાર સરળ કરી મૂકનાર સાધનોની ખામીવાળી કેળવણી પણ હાસ્યપાત્ર છે. માટે એવી અસરળતા દૂર કરવા બાળાઓને આજ અવસ્થામાં વયને અનુસરી તાલીમ આપવા ખાસ જરૂર છે.

બાળાઓને પ્રભાતે ઉઠી ઠડે પહોરે દળવું, ખાંડવું, પથારી ઉકાવવી, વાસીદું વાળવું, ગાય દોહોવી, વલોણું ખેંચવું, વિગેરે શીખવવું, સ્નાન કર્યાપછી સ્વચ્છ ધોએલાં સાદાં અને બંધ બેસતાં વસ્ત્ર પહેરી મેલ વગરની કાંસકીથી બાળ ઓળી વિવિધ આકૃતિવાળી વેણી ( અંબોડા ) ગુંથતાં અને ત્યારપછી માતા પિતા, વિદ્યાગુરૂ તથા સુર્ય આદિ ઇશ્વરની શ્રેષ્ઠ વિભૂતિઓને પૂજન નમસ્કારાદિ કરવાની ટેવ પાડવી જોઇએ. પછી ઉમરા ધોઇ સાથીઆ પૂરવા, દાળ ચોખા તથા મરી મસાલો વિગેરે પ્રથમથીજ જોઇતા પ્રમાણમાં કાઢી લાવી તેમાંનો કચરો વીણી ઝાટકી સાફ કરી રસોડામાં લાવી મૂકવું, અને શાકાદિ ઝીણું સમારી સ્વચ્છ પાણીથી ધોઇ નાંખવું વિગેરે સામગ્રી તૈયાર કરી વયના પ્રમાણે ક્રમે ક્રમે રાંધતાં શીખવવું જોઇએ. પ્રથમ રોટલી વણતાં, દાળ, ભાત, પૂરી, શાક, ચાટણો તથા તેપછી વેઢમી, લાડુ, શીરો, અને તેપછી જલેબી વગેરે પકવાન પણ ક્રમે ક્રમે કોઈ જાણનાર પાસે રાંધતાં, મુરબ્બા તથા નીરોગી અથાણાં સ્વચ્છ બનાવતાં શીખવવું જોઇએ. રસોડામાં નિચેના નિયમો ખાસ ધ્યાનમાં રખાવવા. રાંધતાં ભીના હાથ લુછવા બીજો,સ્વચ્છ જાડો કકડો રાખવો નાક નિઃશંકવું પડે તો હાથ ધોવા અને છીંક,વિગેરે આવે તો રાંધેલા અન્નથી જુદી દિશામાં મુખ કરી ખાવી. તથા રાંધેલું ઉઘાડું ન રહે કે જેથી જનાવર પડે. રાંધેલું

ટાઢું ન પડી જાય તે માટે અગ્નિ જાળવવો તે, અને ખાસ કરી કેવા પદાર્થો જાતેજ અપથ્ય છે અને કેવા સંયોગથી અપથ્ય થઇ જાય છે તથા રોગીને કેવા પદાર્થો અપથ્ય થાય છે એ સંબંધી જ્ઞાન પણ વૈદકની મદદથી શીખવવુ જોઇએ. અત્રે તો દૃષ્ટાંત માટે ઉપયોગ પૂરતું ટાંક્યું છે. શેરડી કેરી વગેરે ચુસવાના; રસ, દૂધ, છાશ વિગેરે પીવાના: દાળ કઢી વગેરે ચાટવાના; ભાત વિગેરે ખાવાના તથા રોટલી પૂરી વિગેરે કટકા કરી ચાલવાના એ ક્રમે ક્રમે એક એકથી પચવામાં વધારે ભારે ગણાય છે. બાફેલાથી તળેલા, તગેલા, પદાર્થ વધુ ભારે થતા જાય છે. યુવાન, નીરોગી તથા દૃઢ દાંતવાળાને સર્વે પદાર્થ તથા તેથી અન્યને હલકા પદાર્થ પથ્ય છે. જળમાં રાંધેલાં (બાફેલાં) અન્ન, શાક ત્રણ પ્રહર પછી સર્વને અપથ્ય છે, ને ટાઢાં પડી ગયેલાં ફરીને ઉનાં કરીને ખાવાથી કેટલાંક તો વિષ જેવાં થઇ જાય છે, અને બીજાંનાં પોષક તત્ત્વો નાશ પામે છે. હલકી જાતનું સાદુ અન્ન પણ ઉનું જમવાથી સ્વાદિષ્ટ લાગે છે, પણ તે એકદમ ધગધગતું સારૂં નહિ આદુ મીઠું વગેરે વાયુ શમાવનાર જમનારને પ્રથમ પીરસવુ તથા દૂધ વગેરે પિત્ત શમાવનાર ભોજનને અંતે પીરસવુ અને રોટલી વગેરે રૂક્ષ (સુકા) પદાર્થ મધ્યમાં જમે તો પથ્ય છે. રાંધવાના પદાર્થ અતિ રંધાવાથી કુણાઇ જાય છે, અને થોડા રંધાવાથી કાચા રહે છે એ પણ અપથ્ય છે. લસણ, કાંદા વગેરે દુર્ગંધવાળા પદાર્થ પણ અતિ તામસ હોવાથી તથા તેલ, મરચું, હીંગ વિગેરેનાં મિશ્રણ પણ અતિ પ્રમાણમાં અપથ્ય થાય માટે જેમ અને તેમ શાક વિગેરેમાં તે પદાર્થ ઓછા પ્રમાણમાં અને મીઠું હળદર વગેરે માપસર નાંખતાં શીખવવુ. જમી રહેલાને હલકા પદાર્થ પણ આગ્રહ કરી પીરસવાથી અપથ્ય થઇ પડે છે, અને ભૂખ્યાને પકવાન પણ સુખરૂપે પચે છે તથા એકવાર ખાનારને બે વાર જેટલું પીરસવુ પણ અયોગ્ય છે. આ વિચારનો ખ્યાલ પણ બાળાઓને આપવો જોઇએ. રાત્રે તલ, સાથવો, જળસાથે સાથવો, દહીં વિગેરે તથા જમ્યા ઉપર કાકડી, ચણા વિગેરે રૂક્ષ પદાર્થ અપથ્ય છે. ખીચડી વિગેરે દૂધ સાથે ખાવાથી બંધકોશ કરે છે. વ્રતાદિમાં કંદમૂળ ફળ ફુલ વિના અન્ય પેંડા, બરફી, શીરો વિગેરે અપથ્ય છે. તેથી તે ન ખાવા; તથા કેટલા જમનાર હોય તો કેટલું રાંધવુ વિગેરે આપનો પણ અભ્યાસ કરાવવો. જમનાર માટે એક એકને ન અડકે એટલે દૂર પાટલા માંડતા તથા વાર તહેવારે રંગોળી પૂરતાં, પાટલાઓની વચ્ચે વચ્ચે જમનારની ડાબી બાજુ માંજી વીછળી ચકચકિત કરેલા લોટામાં સ્વચ્છ ગરણે

એકના બે બોલ બોલવાનું શિક્ષણ તેને કુસંગતીથી મળે છે. આ સર્વે દોષ ઘરમાં બેનો, ભાભીઓ વગેરેના કુસંગથી તથા બહાર અન્ય પાડોશીઓ, સહીપણીઓ વિગેરેમાં જોતાં જોતાં રૂઢ થઈ જાય છે. આ કુસંગતિ રૂપ ઝેરી તરગોથી સાવધાનતા પૂર્વક દૂર રાખી કેળવે તો સુજ્ઞ બાળાઓમાં પતિના ઘરમાં પિતાના ઘર જેવું અભિમાન કરી લેતાં વાર લાગતી નથી અને પતિના ઘરનાં દુઃખને પણ સુખમાં ફેરવી લે છે. કેમકે આ સ્વભાવ તેમની શરીરની રચના જોઈએ રચાયેલો છે.

બાળાઓને વયને અનુસરી વૈદક તથા આરોગ્યતાના નિયમો સંબંધી ઉપયોગ પૂરતું જ્ઞાન આપવાની ખાસ જરૂર છે. નોકર ચાકરને હાથે મજાના વાસણો ચીકણા તથા રોગનાં જંતુને રહેવાના ઘર જેવાં રહે છે; તેથી વાસણોને સ્વચ્છ માંજતાં બાળાઓને શીખવવું. ગાય ભેંસનાં દૂધથી શરીરપર ઘણી અસર થાય છે ને દૂધ નિરોગી અને ઘીના વધારાવાળું પોષક થવા માટના ખોરાક વિગેરે આપવા સંબંધી તથા તેમની કોઢ સ્વચ્છ રાખવા. ઢોરને પણ પ્રસંગોપાત નવરાવી સ્વચ્છ રાખવા, ને ઢોર તથા માણસને સમયાનુસાર સ્વચ્છ હવામાં ફરવા ચરવાથી થતા લાભ સમજાવવા, તથા અયોગ્ય ઉમ્મરે, અયોગ્ય સમયે, અયોગ્ય માર્ગે તથા હદ ઉપરાંત બ્રહ્મચર્ય ભંગથી થતા મહાન અનર્થનું ભાન પરોક્ષરીતે દ્રષ્ટાંતાદિથી આપવુ. આ વિગેરે આરોગ્યતાના નિયમથી અજાન બાળાઓ ત્યાં ક્યાંયે નાંખવાથી, ગંદાં પાણી ઢોળવાથી તથા ખાતર માટે ઉકરડા સીંચવાથી ને દુર્ગંધ ઘરમાંજ આવે, તેવે સ્થળે ને મેલા પદાર્થો નાંખે છે; સુવાવડમાં તથા અન્ય વખત અંધારા ખાંચામાં ખાટલા ઢાળે છે, નાનાં બાળક તથા પ્રસુતિના વસ્ત્રાદિ મેલાં રાખે છે. રજસ્વલા વખત પણ સરદીમાં કે, હવા વિનાની અંધારી જગ્યામાં બેસી રહે, અને ચોથે દિવસે સ્નાન વખતે પણ સવારમાં વહેલું શરદીમાં લપલપ સ્નાન કરીલે આ વિગેરે કારણથી અને તત્પશ્ચાત્ ગર્ભ રહ્યા પછી પણ ન ખાવાના પદાર્થો ખાવાથી, ગરમીથી અને પેટમાં ભાર થવાથી વિગેરે આરોગ્યતાના નિયમોના ભંગથી પેટમાં રહેલા બાળકનું શરીર અપૂર્ણ અંગવાળું વા ગરમીથી ગડગુમડથી શરીરની લાવણ્યતા વિનાનું જન્મે છે વા જન્મ્યા પછી તેવુ થાય છે અને કસુવાવડ વા હિસ્ટિરિઆ વગેરે રોગ વશ થઈ ભૂત ચુડેલના વહેમમાં પડી ઘણી યુવાન બાળાઓનાં જીવનનો અંત આવે છે. બાળકની માવજત કરવામાં અશિક્ષિત સ્ત્રીઓ બાળકને સ્નાન કરાવતાં સાબુ વિગેરે ગરમ પદાર્થ બાળકના નેત્રમાં તથા મુખમાં પેસી જવાથી અથવા હદ ઉપરાંત ગરમ પાણી કુમળા બાળકથી ન સહન થવાથી, મેલાં અને દરરોજ તડકે ન નાંખેલાં ગાદલાંમાં બાળકને સુંવાડવાથી માંકણ ચાંચડથી તથા ચોકડી પાણીયારાની અસ્વચ્છતાથી મચ્છરોની પીડાથી, બાળકોને નિદ્રાની ખામી પડવાથી, વિગેરે કારણથી શરીર તથા નેત્રાદિમાં ગરમી વિગેરેના રોગો થાય છે. ગર્ભિણી તથા બાળકની માતાને

પથ્ય આહાર આપવા સંબંધી, બાળકને જ્યારે જ્યારે રડે ત્યારે ન ધવરાવતાં નિયમિત પણે, વયના પ્રમાણમાં ત્રણ ચાર કલાકને અંતરે ધવરાવવા સંબંધી, તથા તે છતાં રડે તો રમતમાં લગાડી વા ગરમીના દિવસમાં સ્વચ્છ કરેલું ટાઢું પાણી ક્વચિત્ ક્વચિત્ આપવાથી, વા મધ્યાન્હ વખતે ગરમ હવા વિનાના ઓરડાઓમાં સુવાડવાથી ઓછીવાર ધવરાવવાં પડે છે. અને તેથી બાળકોને અપચો થઇ દૂધ જામી જવાથી વરાધ વગેરે જે રોગો થાય છે તે થતા અટકે છે. સમયાનુસાર રોગને અનુસરી બાળકના હરડે જાયફળ આદિ ઔષધોનું જ્ઞાન પણ ઘરગતુ આપવું જોઇએ. રડતાં બાળકોને છાનાં રાખવા કડછી વેલણ આદિ રમવા આપે છે તે વડે પણ અંગ ભંગ થાય છે માટે કપડાં વા રબરની પૂતળી વિગેરેજ રમવા આપવાં. અને ગરમા ગરમ ચા તથા કાફી આપી રડતાં બાળક છાનાં રાખવાં એ અતિ નુકશાન કારક છે. તેવા ગરમ પદાર્થો પડયા હોય ત્યાંથી બાળકોને રમતાં બાળવવાં. આ ઉપાયોના જ્ઞાનથી પ્રમદા પાલન થઇ લાવણ્યતાનો હ્રાસ થતો અટકે છે, જેવી રીતે ખુબસુરતી એ કુદરતની બક્ષિસ છે, તેવોજ કોમળ સુર પણ બાળાઓને મળેલું કુદરતી બળ છે. તેની હાની ન થાય માટે બાળાઓને અપથ્ય ખોરાક ન આપવો. ન્યાતવરાના ધમધમતાં જમણ વખતે "મા મને બટાટા વાલ પીરસીને આપ" એવી બુમ મારતાં બેદરકારીથી તેને મિષ્ટાન્નનો ટુકડો વા પાણીનો ઘુંટડો પાઇ તેલ, મરચાં, આમલી, રાઇ જેવા અપથ્ય પદાર્થ ખવાડનારી માતાઓ બાળાઓના કોમળ કંઠને તેના જ્ઞાનતંતુઓના નાશ જોડે નાશ કરે છે.

ઉપર પ્રમાણે આરોગ્યતાના સામાન્ય સ્ત્રી ઉપયોગી નિયમો જાણવા ઉપરાંત તે સાથે પ્રસુતિની તથા માંદા માણસની માવજત કેવી રાખવી, તેવે પ્રસંગે કેવી સાવધાનતા રાખવી તે નિયમો, ઔષધી આપવાના નિયમ, ખોરાક આપવાના નિયમ, મલમપટા કેમ કરવા વિગેરે જ્ઞાન મેળવવા, સાધનસંપન્ન અને સમયનો સદુપયોગ કરવા ઇચ્છનાર બાળાઓના કેળવણીમાં આગળ વધેલા માતા પિતા નર્સ તરીકેનું જ્ઞાન અપાવવા સાવધાની રાખે તો અયોગ્ય નથી; કેમકે તેથી હૃદયની કોમળતા અને પ્રસંગોપાત ઘણાં દુઃખી આત્માઓની સર્વોત્તમ સેવા બજાવતાં તેમના આશીર્વાદથી નિષ્કામ હૃદયમાં ક્રમે ક્રમે સર્વોત્તમ ભાવના ઉદય થાય છે અધિકારાનુસાર પૂર્વોક્ત જ્ઞાન મેળવનાર બાળાઓજ પતિ, માતાપિતા, પોતાની સંતતિ, તથા તેના પ્રસંગમાં આવતા અન્ય વિશ્વને આત્મા તુલ્ય પરમપ્રિય થઇ સર્વેનાં દુઃખને સુખમાં ફેરવી શકવા સમર્થ થાય છે આ બાળા પતિના આત્માથી અભિન્ન હોવાથી કોઇ રીતે પરતંત્ર અને ન્યુન સત્તાવાળી ગણાતી નથી. આનું નામજ ભાર્યા અને આજ સ્ત્રી કેળવણીનો અવધિ છે.

ચુનીલાલ વનમાળીદાસ, પટેલ.

## અસત્યારોપ

સંબંધે

કડવા વિજય માસીકના પુસ્તક ૮ ના અંક ૭ માં છાપેલા સમાજના એક મેમ્બરના ચર્ચાપત્રમાં પુછાયેલા ખુલાસાના જવાબ મારા (હીરાલાલના) તા ૫-૩-૧૫ તથા ૧૫-૩-૧૫ ના બે પત્રો મી. પુરશોત્તમદાસ પર લખેલા છે તેમાં સમાયેલા છે.

---

૭૨૬

# કડવા હિતેચ્છુ

પુસ્તક ૬ ઠું. ઑક્ટોબર સને ૧૯૧૫. અંક ૧૦ મો.

## અનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ઠ | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|---|
| હૃદયના ઉદગારો... | ... ૨૯૯ | એક બોધદાયક સંવાદ... | ૩૧૨ |
| नमामि त्वां भारति | ... ૩૦૦ | પાલ લાયબ્રેરીનો રીપોર્ટ | „ |
| શારદાષ્ટકમ | ... ૩૦૧ | બ્હેરા મુગાંની શાળાનો હેવાલ | ૩૧૪ |
| તમારી દશા | ... ૩૦૨ | ઈનામ માળા ... | ... ૩૧૫ |
| | | પવિત્ર ભિક્ષા ... | ... ૩૧૮ |
| વરસાદ જતો રહ્યો | ... ૩૦૪ | આગેવાનોની અધમતા ... | ૩૨૨ |
| પ્રભૂ વરસાદ વરસાવો ... | ૩૦૫ | ખરૂ પુન્યદાન ... | ... ૩૨૬ |
| અનાવૃષ્ટીનાં કારણો ... | „ | બોરડીંગને શ્રાદ્ધનાં જમણ ... | „ |
| ભજરંગની શોધ-ખોળ નં.૫. | ૩૦૬ | બોરડીંગને પાટલીઓની ભેટ | ૩૩૦ |
| कूर्मि क्षत्रिय हितेषी ... | ૩૧૩ | અઠવાડિક ... | „ |


વાર્ષિક લવાજમ રૂા. ૧-૪-૦ ટપાલ ખર્ચ સાથે.
વ્યવસ્થાપક, હીરાલાલ વસંતદાસ—અમદાવાદ

આ પત્ર અમદાવાદ, રીચીરોડ, નં. ૪૬૩. ધર્મ વિજય
છાપખાનામાં ચીમનલાલ હીરાલાલે છાપી તેજ ઠેકાણેથી
ચીમનલાલ હીરાલાલે પ્રકટ કર્યું.

तत् सत् परमात्मने नमः ॥

# કડવા હિતેચ્છુ.

પુસ્તક ૬ ઠું.   ઑક્ટોબર સન ૧૯૧૫   અંક ૧૦ મો

## વસંત તિલકા વૃત



ઈચ્છા કરીશ મન માંહી તું મિત્ર જેવી
સારી નકારી પણ નૌતમ હોય તેવી
જે તે પરે પરમ ભાવ સદા રખાશે
તો તો ખચિત મન વાંચ્છિત લાભ થાશે.

શામજી વિશ્વનાથ ઓઝા

---

## હૃદયના ઉદ્‌ગારો.

### કવ્વાલી.

અરે ઓ હિન્દના વાસી, દશા આ દેશની થઈ શી
ગઈ સૌ રિદ્ધી ને સિદ્ધી, ગઇ હા સુખ સંપત્તિ
ગયા ક્યાં વીર ભારતના, ગયારે પુંજ લક્ષ્મીના
ગયા જાહોજલાલીના, દિવસ એ દેખવાના ક્યાં?
અનુની રાજવીરોની, નથી ભારત હવે જનની
તપસ્વી યોગી મુનિઓની, નથી ભારત હવે જનની
અતિ કામી અને ક્રોધી, કુસંપી, કલેશી, દ્વેષી,
અહર્નિશ માનના ભૂખ્યા, નરો બહુ દેશમાં ઉપજ્યા.
શ્રીમંતો દ્રવ્ય ભારતના, બન્યાછે સ્વાર્થમાં અંધા,
નથી કર્તવ્યને ગણતા, હમેશાં મોજમાં રમતા.

વદેછે શાસ્ત્રને સંતો, પુરાણી પુજ્ય પંડિતો,
જનમતો ધન્યછે ત્હેનો, પજે કર્તવ્યમાં પ્હેલો.
જગતમાં જન્મ ધારીને, ભુલ્યો કર્તવ્ય પ્રાણી જે,
અભાગી દેહ ધારી એ, થશે મહા નર્ક ગામી તે.
રડે કંઈ રંક અબળાઓ, દુઃખીછે દેશનાં બાળો,
કૃપાળુ કૈંકતો થાઓ, દયાની દ્રષ્ટિથી ભાળો.
થઈને દેશના શત્રુ, ચઢાવો મૂછ ઉંચી શું!
નથી એ મૂછ ગણવાની, ખરેખર પૂંછ ગધ્ધાની!
જમી બહુ મિષ્ટ પકવાનો, બન્યા અલમસ્ત તેથી શું?
મજાના મૉજ વૈભવમાં, રહ્યા ગુલતાન તેથી શું?
જીવન આદર્શ જાણોતો, તમે વૈકુંઠને જોશો,
હશે કર્તવ્યમાં ખામી, થશો તો નર્કના ગામી.
સુસંપે સ્વર્ગ જાવાનો, પ્રયત્નો પંથ બતલાવે,
દયા હરિદ્વાર દેખાડે, વિનય ભગવાન ભેટાવે.
પ્રયત્નો, સંપ ને સેવા, દયા વિવેક એ મેવા,
કરો લ્હાણી ગૃહે ગૃહમાં, હૃદયકુંજે રંગે રગમાં.

**લેખકઃ—ગૌરીશંકર આશારામ માસ્તર.**

---

# नमामि त्वां भारति !

## શાર્દૂલ વિક્રીડિત વૃત.

ધરે સુંદર કુંદહાર[1] વર્ણી જે, ધોળાંજ વસ્ત્રો ધરે,
પોટે પાણ્ડુર[2] પદ્મમાં[3] કર વડે, વીણા વગાડી ફરે;
બ્રહ્મા અચ્યુત[4] નીલકંઠ સરખા, જેનું કરે ગાનરે,
તેરી દિવ્ય સરસ્વતી ભગવતી, દેવી ધરૂં ધ્યાનરે. ૧

---

૧ કુંદના શ્વેત ફુલની માળા. ૨ શ્વેત.
૩ કમળ. ૪ વિષ્ણુ.

## દ્રુત વિલંબિત વૃત.

કમળ જેવું સદા મુખ શોભતું,
મધુર આકૃતિમાં સ્મિત શોભતું;
સરવદા[૫] ! કરજે શુભ સર્વદા,
અમ હિતે ધરજે મતિ શારદા. ૨

## શારદાષ્ટકમ્.

### ગરબો.

( કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે. )—એ રાગ.

વીણા કચ્છપી કર ગ્રહી દેવી સરસ્વતી આવજેરે,
શિષ્ય ભણાવજે રે......વીણા૦
મનહર રસિક મધુર મૃદુ સ્વરથી
શીખવી શરણાગતને પ્રિય મનથી[૬]
પૂર્ણ જ્ઞાન અર્પી સર્વજ્ઞ બનાવજેરે,
અતુલ કરી સ્થાપજેરે......૧–વીણા૦
જ્ઞાનમૂર્તિ ! પુત્રી બ્રહ્માની
અધિ દેવી અવિચળ વાણીની
સર્વ જ્ઞાનમય નિજ મંદિર બતાવજેરે,
હરત અમ ઝાલજેરે......૨–વીણા૦
દેવી શિષ્ય પ્રતિ થઇને રાજી,
રસના સ્થાન વિષેજ બિરાજી;
છટાદાર વકતા કરી સ્નેહ જણાવજેરે,
કીર્તિ પ્રસારજેરે......૩–વીણા૦
હે વિદ્યાવાણીની પ્રતિમા !
અપાર છે દેવી ! તુજ મહિમા
તારૂં આ ગુણગાન શ્રવણ પર ધારજેરે,
પ્રીતિ વધારજેરે......૪–વીણા૦

---

૫ સર્વ વસ્તુને આપનારી. ૬ પ્રિય મનથી=પ્રેમથી.

પાટીદાર બંધું હે માતા !
કરજોડી વિનવે, સુખદાતા !
નાતિબંધુને નાન કૃપા કરી આપજેરે
અનાથ ઉગારજેરે......૫-વીણા૦
દેશ કાર્યમાં પ્રેમથી મચતાં
કાવ્યપ્રબંધ વળી કંઈ રચતાં
સા'ય થવા ગોવિંદને હસ્ત પ્રસારજેરે,
પંથ બતાવજેરે......૬-વીણા૦

## તમારી દશા.

—કુવ્વાલી—

અરે ઓ જ્ઞાતિબંધુઓ, તમારી તો દશા જુઓ;
૧. સ્ત્રીઓના અશ્રુઓ લુવો, નથી આ કાળ સુવાનો.
વરાવો (છો) બાળ બાળાઓ, મુકાવો (છો) પુત્ર શાળાઓ;
૨. તમારા છેજ ચાળાઓ, રજો ક્યાં દોષ દેવાનો.
ભરાવો (છો) નારને તેડી, જગતની, બાળને, બેડી,
૩. સુધાના ક્ષેત્રને ખેડી, જરૂર તે ઝેર પીવાનો.
કરી દેવુ વરા માંડો, જીવનનાં સાધનો છાંડો;
૪. ટકાવા લાજનો દાંડો, સદાયે તે ન રહેવાનો.
ગુમાવ્યું નૂર ક્ષત્રિનું, ગુમાવ્યું જોર ક્ષત્રીનું;
૫. લજાવ્યુ નામ ક્ષત્રિનું, હવે ક્યાં' ક્ષત્રિ કહેવાનો.
હજી જો વૃદ્ધનું[1] માની, કરીને ચક્ષુઓ[2] કાણી[3];
૬. રીવાજો રાખશો તાણી, નથી આ વંશ રહેવાનો.

કર્તા—"ગોવિંદ."

---

૧. નહીં કે ડાહ્યા અનુભવી માણસો, પણ "ઘરડા" જે "ઘરડા શું ગાંડા હતા" એ કહેવતમાં આવે છે તે.
૨. આંખ થઈને ગાડરીઆ પ્રવાહની પેઠે.
૩. આંધ.

## લાવણી

સમાજો ભરી સુધારો રીતિ,
આપ પધારી ભાષણ કરતા લેશ ન ધરતા ભીતિ.
લઇ હામ વર પક્ષના ગણાય જે કુળવાન,
સુધારકો શ્રમ આવતા કરવાને શુભ કામ. સમાજો
વય વિદ્યા ગુણ કેળવી દેવા કન્યા જાય,
નીચ ગણાએ આપડો આપ કુલીન ગણાય. સમાજો
જગમાં દાતા ઉંચ છે માગણ નીચ ખચીત,
સુતા દાન મહા દાનછે એહ જગતમાં રીત. સમાજો
નિઃસ્વારથ ધન આપવું એ પણ બહુ મુશ્કેલ,
તો કન્યા સમ રત્નને દેવું નહિ કંઈ સહેલ. સમાજો
હૃદય કાપીને આપવું એવું કન્યા દાન,
કનડે તેને અધમ નર પડે નરક તે સ્થાન. સમાજો
લખ્યું મનુસ્મૃતિ શાસ્ત્રમાં શ્લોકો વીશે ખચીત,
ધન કન્યા માબાપથી લે તેવું નહીં હીત. સમાજો
પીતૃ પીડ ન પામતાં વેચ્યો વર જે કુળ,
તે કુળ નરક વીશે પડે એમ લખ્યું સ્મૃતી મૂળ. સમાજો
પુંછ બળદનાં મરડતાં થાકી મરડે મુછ,
કન્યા દાતા કુલીન છે ધન લેનારા તુચ્છ,
છતાં આ લેશ ન ધરતા, ભીતિ સમાજો
કહો કુલીન કૃપા કરી ક્યાંથી લાવ્યા કુળ,
તો હું મહા શ્રમ વેઠીને શોધુ કુળનું મૂળ;
કુલીને વેચી કુલીનતા છતી, આપ પધારી. સમાજો
પાટીદાર અમે અને આ કણબી કુળહીન,
ગર્વ કરે ધન ધામનો કો દેસાઈ અમીન
કુલીને વેચી કુલીનતા છતી, આપ પધારી૦
મારે મુગલ મહારથી પીંજારા કુલાય,
મણી મણીધરને મસ્તકે, પણ છુવડાંને ખાય,
કુલીને વેચી કુલીનતા છતી, આપ પધારી૦
છપન પેઢીપર થયો મારો બાપ અમીન,
આવ્યો કણબા ક્યાં થકો દેશ દીકરી કુળહીન,
પડાવા દ્રવ્ય હામશે નીતિ, આપ પધારી૦

જોડે કન્યા તેહની લાવી બીજી હેમ,
પુષ્કલ દ્રવ્ય લીધા તણો. ધંધો માંડયો એમ,
કહો ક્યાં રહી દંપતીમાં પ્રીતિ, આપ પધારી૦
કસાઈ વેચે મૃતકને આ વેચે જીવ સાથ,
બહુ છે પણ ઓછુ પડે કન્યા નાથ અનાથ;
કહો ક્યાં રહી દંપતિમાં પ્રીતિ, આપ પધારી૦
ભરતા સંહરતા અને દે કન્યાને દુખ
પ્રભુ સનમતી દે જોઉ ના કુલીન તણાં હું મુખ
કુલીને વેચી કુલીનતા છતી, આપ પધારી૦
લઈ પ્રતિજ્ઞા કારમી આવો પછી સમાજ.
લઉ ધન કન્યા તાતથી ગૌહત્યા સમ આજ
કહી રહે પછી ઉભયમાં પ્રીતિ, આપ પધારી૦

---

# "વરસાદતો નતો રહ્યો."

(ડરમાં તું દીલ સાથ, છોકરા, ડરમાં તું દીલ સાથ–એ રાગ.
વરસ્યો નહી વરસાદ, જુઓને, વરસ્યો નહી વરસાદ;
તેની કરવી ક્યાં ફરીયાદ, જુઓને, વરસ્યો નહી વરસાદ, ટેક.
વાદળ કાળાં, થાય રૂપાળાં; વળી નહી તે નિર્જળાળાં,
પાણી ભરેલાં તેથી રસાળાં, વરસે તો બોળી કાઢવાવાળાં;
પણ તે નિકળે કાળજબાળાં, (ઉપાય નહી, આપણે તેને શું કરીએ.)
નથી પડતો કોરૂ ઓકાદ, જુઓને, વરસ્યો નહી વરસાદ— ૧
ઉંચું ભળાવી, આંખ્યો તણાવી: ડોક બધાઓની દુખવા આવી,
તોય ન આવ્યો દયા તે લાવી, ખાલી નકામી આશા રખાવી;
છેવટે હિંમત એને છોડાવી, (નહીજ થાય, તે આપણા ઉપર રૂઠયો જે.)
હવે રહીશું કેમ આબાદ, જુઓને, વરસ્યો નહી વરસાદ— ૨
દુષ્ટોના ત્રાસે, વૃષ્ટી નહી થાશે, ખરેખરો આતો કાળ ગણાશે,
ઘાસને દાણો મોંઘા વેચાશે, રંક મનુષ્યો ક્યાંથી તે ખાશે;
પશુ પંખી સંત સાધુ પિડાશે (લીલું પણ, સુકાભેગું બળી જશે.)
કહે છગન સુણો પ્રભુ દાદ, જુઓને, વરસ્યો નહી વરસાદ— ૩

## " પ્રભૂ વરસાદ વરસાવો."

( પતો પેટીનો કાંઇ, ન સુજે આંહી—એ રાગ. )

મ્હેર કરો મોરારી, જુઓ વિચારી— એ ટેક.

લુચ્ચા લફંગાને શિક્ષા કરતાં, ભલાને દુઃખ થાય ભારી. જુઓ. ૧
દુષ્ટ મનુષ્યોને દંડજ દેતાં, હરીજનો ગયા હારી. જુઓ. ૨
કુલટા સ્ત્રીઓને કષ્ટ પમાડતાં, પિડા પામે સતી નારી. જુઓ. ૩
અધર્મી જનનો અંતજ આણતાં, પશુ પંખી નાંખ્યાં મારી. જુઓ. ૪
દાસ છગન કહે સાચું આ કહુછું, વૃષ્ટિ કરો એવું ધારી. જુઓ. ૫

---

## વરસાદ નહીં આવવાનાં કારણો — કેવાં અપાય છે?

દુનીયાંમાં સુખ દુઃખ સર્વને ભોગવવું પડે છે. તે ભોગવ્યા શિવાય છુટકો નથી. દુઃખનું કારણ જાણીને ઈલાજ કરવામાં આવે તો સુખ થવા—દુઃખ ટળવા સંભવ છે. તેમ કરવા સર્વ કોઈ યત્ન કરે છે. પણ સર્વનાં દુઃખ ટળતાં નથી અને સુખ પ્રાપ્તી થતી નથી ત્યારે તેનાં કારણો શોધવા પ્રવૃતી થાય છે.

વર્ષા ૠતુનો વખત ચાલ્યો ગયો છતાં જોઇતો વરસાદ આવ્યો નહી એટલે સવને દુષ્કાળની ધાસ્તી પેઠી. સર્વ કોઇ વરસાદ નહીં આવવાનાં જુદાં જુદાં કારણો આપે છે તેમાંના કેટલાંક રમુજી ( સ્વાર્થી ) હોય છે તે આપણે જોઇયે.

૧. આંબલી અને લીંબડો ભેગાં ઉગ્યા હતાં તેના ઝાડની નિચે એક મોટી છત્રી નિચે ત્રણ ચાર સાધુરામે નિવાસ કીધો હતો., સવાર સાંજ સાધુરામની ધુણી આગળ ગામના ગંજેરીયો ગાંજો પીવાને એકઠા થતા હતા. એક દીન સવારે નહાઇ ધોઈ પરવારીને એક સાધુરામે ગાંજાની ચલમનો દમ મારતાં મારતાં અનાવૃષ્ટીનું કારણ આપ્યું કે "સાળા બરસાદ ક્યા બરસેગા? સાધુકુ ગાંજા તમાકુ કોઇ દેતા નહીં. કઇ રોજસે સાધુ લોક ગામમેં આ પડા હે લેકીન સાળા કોઈ ગાંજા રોટી ખીલાતા

નહીં. બરસાદ કભી નહીં બરસેગા, જબતક સાધુ લોક તરપત ન હોંગે." ગામમાંથી ઝોળી ફેરવીને બીજે સાધુ તરતજ આવ્યો હતો તે બોલ્યો. "ગામકે લોક બડે પાપી હૈ. સારા ગામ શીરા તબ એતના આટા મીલા" એમ કહીને ઝોળી બધાને બતાવી. ઝોળીમાં દસ શેર આટો જોઇને એક જણ પેલા ગંજેરીઓની સાથે આવ્યો હતો તેણે કહ્યું. "મહારાજ, ચાર જણ ખાનાર છો અને આટો તો દસ શેર થયો છે છતાં ગામને પાપી કેમ કહો છો?" સાધુરામે ગુસ્સે થઇને કહ્યું. "સાળા પાપી નહીં તો ક્યા? સારા ગામમેં શીરે તો મણ ભરસે જ્યાદા આટા હોના ચાહીયે. ક્યું કે હમકુ રોજ રોજ તકલીફ દેનાહી પાપ હૈ!!" સાધુને બીજું કામ શું હોશે કે તેનાથી રોજ માંગવા ન જઈ શકાય? પાંચશેર આટો બસ હતો છતાં બમણો-દશ શેર આટો મળ્યો હતો છતાં તેને સંતોષ ના થયો અને જેનું અન્ન ખાય છે તેનેજ ગાળો ભાંડે છે એવા સાધુ વરસાદ નહીં આવવાનું બીજું કારણ શું આપે વારુ? એનાથી વિશેષ સૂક્ષ્માંનું કારણ સોધવાની એનામાં અક્કલજ ક્યાં હતી! એવા સાધુ-પેટ ભરા સાધુ પાસેથી વિશેષ આશા શી રાખવી!

૨. એક ભિક્ષુક બ્રાહ્મણે પણ પોતાને ભીક્ષામાં વિશેષ આમદાની થવાની ફરીયાદ સાથે નિસાસા અને તિરસ્કાર યુક્ત વાક્યોથી એવાજ કારણો આપ્યાં.

૩. જોષી બ્રાહ્મણે પણ પોતાના જોષપર વિશેષ શ્રદ્ધા નહીં રાખવાની ફરીયાદ કરતાં પોતાની આમદાની માટે રોદણાં રોયાં. બ્રહ્મ વાક્ય તે કેહના ચણુતર જેવુંજ ગણવું જોઇયે એવી એની દલીલ સર્વ કોઇ નહીં માનતાં હોવાથી તેજ કારણ વરસાદ નહીં આવવાનું એણે આગળ ધર્યું.

૪. કથા કહેનાર બ્રાહ્મણ-માણભટ બ્રાહ્મણ પણ કહે છે કે મારી કથા કોઇ ધ્યાન દઇને સાંભળતું નથી અને મને દક્ષણા અને દાણા પુરતા મળતા નથી તેથી વરસાદ પણ મન ચોરે છે. મારી કથા ધ્યાનપૂર્વક સાંભળમાં આવે, ભાવથી મારી પુજા થાય તો વરસાદજ વરસાદ, લીલા લહેર થઈ જાય!!

૫. એક ઉચ્ચ જ્ઞાતિની રાંડીરાંડ પોતાના દીયરે સર્વસ્વ છીનાવી લેઇ કહાડી મુકી તે બાબતે જ્ઞાતિના શેઠીયાઓને ફરીયાદ કરવા છતાં કોઇ દાદ નહીં મળેલી એ માટે ફરીયાદ કરતાં કહ્યું કે અમ વિધવાઓના શ્રાપથી વરસાદ આવતો નથી. સંસારમાં અમારી પદી ઉતારી પાડવામાં આવી

છે એટલુંજ નહીં પણ તલવારની ધારપર નૃત્ય કરવા જેવું અમારૂં જીવતર છે. હજારો લાલચોને વશ થવાનાં રસ્તા ખુલ્લા મુકાયેલા તેને ઓળંગતાં કેટલીક વિધવાઓ ચુકે છે તેના શ્રાપ જબરજસ્તીથી વિધવાવસ્થા પળાવનારને લાગે છે. તે કારણોથી વરસાદ આવતો નથી.

૬ ખેડુત,. શાહુકાર અને સરકારના જુલમને વરસાદ નહીં આવવાનું કારણુ બતાવે છે. વરસાદની અછતથી પોતાની ખેતી નિષ્ફળ જવાની ધાસ્તીમાં પોતાના બાળ બચ્ચાં અને ઢોર ઢાંખર ભુખે મરણ શરણ થશે એ ચિંતામાં રાત દીવસ શેકાયાં કરે છે. પણ જ્યારે સારૂં વરસ પાકે છે ત્યારે નબળા વર્ષ માટેની જરા પણ ફીકર કર્યા વિના પોતાની કમાઇની પાઇએ પાઇ લખલુટ પણે વાપરી નાંખે છે. નથી ઢોરને માટે ઘાસ સંગ્રહવાની કાળજી રાખતો કે નથી પોતાને અને પોતાના બાળ બચ્ચાના ગુજરાન માટે અનાજનો સંગ્રહ કરતો. અનાજનો સારો ભાવ આવવાથી તે સઘળુ વેચી નાંખીને આવેલાં નાણાં વગર વિચાર્યે દીકરી દીકરા પરણાવવામાં અને માબાપનાં મરણોતર ખર્ચ કરવામાં બરબાદ કરી નાંખે છે. પોતાની ખેતી સુધારવા તરફ પણ પૂર્ણ લક્ષ આપતો નથી. એતો જેમ થતી આવી છે તેમ થશે, ઉપજવું નિપજવું એ પ્રભુના ઉપર આધાર રાખી બેસી તેને તો રહેવું છે. પોતાના છોકરાને પુરતાં ભણાવવાની પણ તે કાળજી રાખતો નથી અને અજ્ઞાનનાના અંધારા કુવામાં પોતાનાં છોકરાઓને સબડાવ્યા કરે છે, પછી જ્યારે અનાવૃષ્ટી થાય ત્યારે ગમે તેને દોષ દઇને માથે હાથ દઇને બેસી રહે છે.

૭ કાપડવાળા વાણીઓ પોતાના કાપડની કમી ખપતને અનાવૃષ્ટીનું કારણ આગળ ધરે છે. જોકે અનાવૃષ્ટી એજ કમી ખપતનું કારણ છે પણ મનુષ્ય પ્રકૃતીજ એવી છે કે પોતાનો વાંક પારકાને માટે નાંખવો અગર જુદો વાંક પણ બીજાને આરોપી પોતે બહાદુરી કરી માનવી.

૮ કણીઓ–દાણાવાળા પોતે અનાજ તોળવામાં ગમે તેટલા ઘોટાળા કરતો હોય તોપણ લોકોની ખોટી દાનતને અનાવૃષ્ટીનું કારણ બતાવે છે.

૯. ઝવેરીને પોતાની ખપત ઓછી થાય છે, તેનાં કારણમાં ખરીદદારોની અપ્રમાણીકતા ઉપર આરોપ મુકે છે. ઝવેરીએ ઝવેરાતમાં એકના અનેક ઘણા કરે છે તે જગ જાહેર છે છતાં જાણે તેમની કપટાચારી કોઇ જાણતુંજ નથી એમ અનુમાન કરી બીજાને દોષ દેવા તૈયાર બને છે.

ઉપર પ્રમાણે બીજા પણ ઘણા લોકો અનાવૃષ્ટિના કારણો આપે છે. તેમજ વર્ષાદની આગાહી કેટલાક જોષીઓ આગળથી કરે છે તેમની આગાહી પ્રમાણે સર્વાંશે થતું નથી. અંગ્રેજ સરકારના વાયુચક્ર શાસ્ત્રી તરફથી પણ કેટલાક વર્તારા બહાર પડે છે. જે પ્રમાણે હમેશાં થતું જોવામાં આવતું નથી.

ગામડામાં શુકન જોઈ વરસાદના વરતારા કઢાય છે તે પણ ઘણી વખતે ખોટા જ પડે છે. 'કાગનું બેસવું અને તાડનું પડવું' એ ન્યાયે કેટલીક વખત ખરા પડે તે જુદી વાત છે. ગુજરાતના મુખ્ય ખેડુત કડવા પાટીદાર કોમની કુળદેવી ઉમીયા માતાજીના સ્થાનકવાળા ઉંઝા ગામની પાસે ઐઠોર ગામમાં સંવત ૧૯૬૭ ના ચઇતર મહીનામાં "ઐઠોર ગણેશના શુકન" એ મથાળા નીચે એક સુપ્રસિદ્ધ વર્તમાનપત્રમાં જણાવ્યું હતું કે "આવતા ચોમાસામાં વરસાદ સારો થશે એ નક્કી છે, અને વર્ષ પણ મોળેમોળ આના ઉતરે એમ શુકનના ભાવ ઉપરથી જણાય છે." અમે દીલગીર છીએ કે આ વર્તારો પણ ખોટો પડયો હતો અને વર્ષાદ વરસ્યો નહોતો. આ વર્ષના વર્તારા પણ હજુ સુધી તો ખોટાજ પડયા છે.

આ વર્તારા બધાજ ખોટા છે એમ અમારૂં કહેવું-માનવું નથી. એ વર્તારા અનુભવ ઉપરથી અનુમાનો છે. અને અનુમાન ખરાં પણ હોય છે તેમ ખોટાં પણ હોય છે. રોજ બનતા બનાવોના અનુમાન સહેજ હોય છે, દીવસ પછી રાત અને રાત પછી દીવસ એવો નિયમીત થયેજ જાય છે, તેથી એવાં અનુમાન તો બાળકો પણ કરી શકે છે. અમુક મુદતે ગ્રહણ થશે એ ગણતરી કરીને વિદ્વાનો જાહેર કરે છે તે પ્રમાણે થાય છે, અમુક વખતે અમુક તારો અમુક જગાએ આવશે એ પણ ગણતરીથી જાણી શકાય છે. વરસાદનાં અનુમાન પણ તેવી કોઇ ગણતરીથી કરવામાં આવે છે પણ હવાનું દબાણ વીગેરે અનેક કારણોસર તેવી ગણતરી સર્વાંશે ખરી પડતી નથી, માટે અમારા ખેડુ ભાઇઓને વિનંતી છે કે તેવા વર્તારા પર નિર્ભર રહેવું નહીં. સમયને અનુસરી જે કર્તવ્ય જણાય તે પર પુરતુ લક્ષ્ય આપી કામ કરવા મંડી જવું. વર્ષાદની વાટ જોતાં મોલને નુકશાન થતું જણાય કે તુરત કુવા વાળા ખેતરોના પાકને કુવાનાં પાણી પાઇ લાભ લેવા ચુકવું નહી. આજ ચોમાસામાં જે ખેડુતો ચેતીને બાજરી જારને પાણી પાવા લાગી ગયા તેમને સારો પાક થયો છે એ નિશ્ચય છે.

ઘણા વૃદ્ધ ખેડુતો પોતાના અનુભવથી વર્તારા કાઢી શકે છે અને

તે ઘણી વખત ખરા પડે છે એમાં શક નહીં. વર્તારા કાઢવા, અગમચેતી રાખવી એ કોઈ રીતે નિંદાસ્પદ નથી. તે તો ઘણું ઉપયોગી છે પણ બીજા લેભાગુના વર્તારા પર નિર્ભર રહી કર્તવ્ય વિમુખ રહેવા વિરૂદ્ધ અમારો અણગમો છે તે જાહેર કરવાની આ તક અમે લીધી છે, તેથી કોઈને ખોટું લગાડવાનું કારણ નથી છતાં જેમને લીધું લાગે તેમની અમે ક્ષમા ઇચ્છીએ છીએ.

---

# બજરંગની શોધ-ખોળ.



## નંબર ૫ મો.

પેલા સુધારાવાળા તો જ્યાં જાય ત્યાં છુટા છેડાના રિવાજને ધિક્કારી કાઢે છે અને કહે છે કે આપણા કુળવાનોએજ આ દુષ્ટ રિવાજ ચાલુ કીધો છે. ગામડાના ગમારને ભમાવી વારંવાર અનેક સ્ત્રીઓ કરે છે અને જુની બૈરીઓને અન્ન-વસ્ત્ર વિના રઝળાવી દ્રવ્ય લઇ છુટા છેડા આપે છે.

પણ ભાઈ તમે તેમાં કુળવાનનોજ દોષ ગણો છો ? શું ગામડાના લોકો ગમાર છે ? ગામડાના લોકોને તમે ગમાર કહોછો ખરા પણ ઉંડા ઉતરી તપાસ કીધી છે ?

ગામડાના કાંઇ ગમાર નથી ! તે તો બડા ચાલાક છે ! ! ગમે તેવા ઉસ્તાદને ઠગી તેનાં મોંઢામાં થુંકે છે. તેની તમને કાંઇ ખબર છે ? તપાસ કરો તોજ તમે જાણી શકો !

ગભાભાઈની દીકરીની આંખમાં મોટું ફુલું પડેલું હતું, જેથી કુળવાન વરરાજાને ગમી નહીં, પુરતના પાંચસો પચી ગયા અને છંડા-

મણીના જમો આપવા પડ્યા, હવે તે પુત્રીઆઇને ક્યાં આપવી તેનો વિચાર કરવા ગભાભાઇએ કુટંબી જનોને ભેગા કર્યા.

કુટુંબીમાં પણ એક ભણેલો સુધારાવાળાનો સોબતી હતો તેણે કહ્યું કે જો છોકરીને સુખી કરવી હોય તો જ્યાં કન્યાની અછત હોય ત્યાં આપવી. નીચા કુળના અને ગરીબ ઘરના છોકરાઓને કોઇ આપે નહીં જેથી તે બીચારા કાંણી કુબડીને પણ પાજે અને નીભાવે, માટે મારી તો એ સલાહ છે.

કરમી કાકા બોલી ઉઠ્યા ! હા, ભા ખરૂં છે ! તારો બાપ જ્યારે તને નીશાળે ભણવા મુકવા ગયા ત્યારે ગોરભાએ અને ગામના ધીરધાર કરનાર આપણા મગન શેઠે મને કહ્યું હતું કે તમારો ભાઇ છોકરાને ભણાવી તમારા કુળને ડુબાડશે ! ખરૂં છે ભા ! કહેવત છે કે "ભણ્યો કણબી કુટુંબ બોળે" આ વાત જરાએ ખોટી નથી. તેં હવે કુટુંબને બોળવાનોજ વિચાર કર્યો છે. શું આપણા બાપ દાદા ગાંડા હતા ? હજારો વર્ષથી આપણે કુળવાનને આપતા આવ્યા છીએ અને કુળવાન ચાંડતા આવ્યા છે ! ઘર મંડાવવાના અને છંડાવવાના રૂપૈયા આપીએ છીએ ત્યારે આપણી ખાનદાની ગણાય છે ! હવે તું એવો પાક્યો કે ખાનદાની ઉપર પાણી ફેરવીશ અને કુળને ડુબાડીશ.

કરમીકાકા બોલી રહ્યા કે તુર્તજ બીજા બુઢા બાવાએ ટાપસી પુરવા લાગ્યા. "જો અલ્યા ગભા ! તું તારી છોકરીને નેચા કુળમાં આપીશ તો અમે બધાએ તારી સાથનો રોટીપાણીનો વહેવાર બંધ કરીશું અને કુટુંબ બહાર મુકી દઇશુ. સમજ્યો કે અલ્યા."

ગભાભાઇ તો બીચારો મુંઝાઇ ગયો અને હવે શું કરવું તે માટે હાથ જોડી સર્વે કુટુંબીને પુછવા લાગ્યો !

કરમીકાકાએ હીંમત રાખી કહ્યું. એલ્યા ગભરાય છે શાનો ! તારી કુંવરીને હું ઊંચા ઘરે આપી આવીશ. જા તું મગનશેઠને મળી રૂ. ૫૦૦) ની જોગવાઇ કર !

ગભાભાઇએ કહ્યું. કાકા એતો ખરૂં પણ હવે તો મગનશેઠ જમીન લખાવી લઇ આપવા કહે છે. બધુંયે તેમ પણ કરવા હુંતો તૈયાર છઉં પણ. કદાચ કુળવાનને ઘરે મોકલીએ અને પછી ન ગમે અને કાઢી મુકે તો કેમ કરવું ?

નહીં ગમે ને કાઢી મુકશે તો બીજા ક્યાં કુળવાનના ઘર થોડાં છે ? વળી બીજે ઘરે દઇશું. ! છુટાછેડા લેવામાં આપણું નાક ક્યાં કપાઈ જવાનું છે. ? નાક કપાઈ જશે તો કુળવાનનું કપાઈ જશે ! આપણું તે ક્યાં વાણીયા બામણનું પરણેતર છે કે દીકરીનો ભવ બગડવાનો છે ?

ગભાભાઇ કરમીકાકાના કહેવા પ્રમાણે રૂ. ૫૦૦) મગનશેઠ પાસેથી જમીન વેચી લઇ આવ્યો અને કરમીકાકા સાથે વર શોધવા જવા તૈયાર થયો.

નાની કુળવાનપુરીમાં જઇ પાકી બાંધણીનું સારૂં ઘર અને રૂડો રૂપાળો વર શોધી નકી કર્યું અને પોતાની સાથેજ વરરાજાની મામીને લઇ આવ્યા.

ગભાભાઇને બે દીકરીઓ હતી. બંને દેખાવમાં એક સરખીજ હતી જેથી મોટી છોકરીનો ચુડો ઉતારી નાંખી વરરાજાની મામીને બતાવી. મામીએ કન્યા પસંદ કીધી અને તેજ વખતે મુહુર્ત જોવરાવી સાંજની ગાડીમાં નાની કુળવાનપુરી જવાની તૈયારી કરી.

કરમી કાકાએ કુલીબાઇને પહેલેથીજ ચેતાવી રાખી હતી. જેથી પોટીસ તરીકે રૂમાલનો કુચોવાળી કુલાવાળી આંખ ઉપર દબાવી રાખતી હતી. કુલીબાઇને નવો ચુડો અને લીલા રંગના વસ્ત્ર પેરાવી મામીજી સાથે વિદાય કર્યાં.

સ્ટેશન ઉપર કરમીકાકા અને બીજા કુટુંબીઓ વોળાવવા ગયા હતા. કરમીકાકાએ ભત્રીજીને મામીજીના સાંભળતા શીખામણ દીધી કે બેન ! ડુગીઆર રહેજે અને સાસુ સસરાના કોડ પુરા કરજે. કોઇ કાંઇ બોલે તો સહન કરવું. અને સૌની સાથે હળીમળી ચાલવું.

મામીજી સાથે કુલીબાઇ સાસરે સીધાઇ ગયાં વચમાં એક સ્ટેશને ગાડી બદલવાની હતી જેથી સઘળો સાગાન ફેરવી બીજી ગાડીમાં બેસાં પણ કુલીબાઇએ આંખ ઉપર રાખેલો હાથ તો બીલકુલ ખસેડ્યોજ નહીં ! ગામમાં પહોંચ્યા પણ મુરત ઘરમાં લાવવાનું સાંજે હોવાથી પાડોશીના ઘરે રાખી. બાર કલાક પાડોસીનાં ઘરમાં રહેવા છતાં કરમીકાકાનું કપટ કોઇએ કળ્યું નહીં અને ચતુર કુલીબાઇનું ફુલું કોઇએ જોયું નહીં.

રાત્રે પોખણું કરી ઘરમાં ઘાલી અને પ્રાતઃકાળે ઉઠી કુળવાન બનીએ રડવા માંડયું. રડવાનું કારણ જાણવા પાડોશી ભેગા થયા. અંધકારનો પડદો-રૂમાલનો ગોટો-દુર થઇ જવાથી સઘળા હસી પડયા અને મશ્કરી કરવા લાગ્યા.

મામી ઘણી ચતુર હતી, પણ ફગાઇ ગઈ તેથી ઘરમાં ગંનાઇ બેઠી. વરરાજાની માતાએ આવી બેનબાઇને ગાજો ભાંડી કહ્યું કે તેંજ આ કપટ કરાવ્યું છે. બેનબાઇ બીચારી કાલાવાલા કરી કહેવા લાગી કે મને જે કન્યા બતાવી હતી તે સારી હતી અને પાછળથી આ બીજી કન્યાને પરણાવી દીધી. બંનેના રૂપરંગ સરખા છે. આંખઆડો હાથ હોવાનું કારણ પુછતાં વહુએ જણાવ્યું હતું કે મારી આંખ દુખે છે જેથી વૈદરાજે દવાની પોટીસ કરી આપી છે તે આંખ આડે રાખવા જણાવેલું છે.

ફુલીબાઇના સાસરાએ ગબાભાઇ ઉપર કાગળ લખી જણાવ્યું કે તમારી કન્યાને પાછી તેડી જાઓ, તમે ઠગાઇ કરી એકને બદલે બીજી કન્યા આપી છે અને તેની આંખમાં મોટું ફુલું છે. અમારા કુળવાનના ઘરમાં ફુલાવાળી કન્યા શોભા આપે નહીં. જેથી અમે તેને રાખીશું નહીં!

ગબાભાઇ ઉપર કાગળ આવતાંજ તેમણે કરમીકાકાને વંચાવ્યો અને કરમીકાકાએ ભણેલા ભત્રીજા પાસે તેનો જવાબ લખાવ્યો.

તમારા સાળાની વહુએ અમારી ફુલીને નખથી શીખસુધી બરાબર તપાસી ખાત્રી કરી હતી અને તે પછીજ મુરત જોવરાવી તેડી ગયાં છે. અમારી ફુલીની આંખમાં ફુલું હતું તે શું તમારા સાળાની વહુએ દીઠું નહીં? શું તમારા સાળાની વહુ આંખે આંધળી હતી? તમારા જેવા આબરૂદાર અને કુળવાન કુટુંબે આવા ખોટા વાંધા કાઢી અમારી ફુલીને તજવી તે કોઇ રીતે સારૂં નથી! તેમાં તમારી શોભા નથી!! જો તમે ફુલીને તજી દેશો તો તમારૂં નાક કપાઇ જશે. અને અમે તો વળી તમારા કરતાં ઊંચા ઘેર આપીશું. જેથી અમારી ખાનદાનીમાં વધારો થશે.

ઉપર પ્રમાણે ભણેલા ભત્રીજાનાં હાથેજ કરમીકાકાએ કાગળનો જવાબ લખાવ્યો. ભણેલા ભત્રીજાએ છેલી કલમમાં લખ્યું હતું કે "ફુલીની બેનનો ચુડો ઉતારી તમારા સાળાની વહુને બતાવી હતી અને પછી તેને સંતાડી દઈ ફુલીબાઇને વળાવી દીધાં છે" આ કલમ કરમીકાકાને વંચાવી નહીં અને કાગળ ટપાલમાં નાખી દીધો. કાગળ આવવાથી બીચારી મામીનો તો બચાવ થઇ ગયો, પણ પછી ફુલીબાઇનું શું થયું તેતો મારા રામજી જાણે! ને બજરંગ બાવા મોંજ માણે!!

સુધારક બંધુઓ કહો! હવે તમે જવાબ આપો!!! ગામડીઆ ગમાર છે કે તમે ગમાર છો? તમે તમારી સભાઓ ભર્યા કરો અને મારા

કુળવાન બંધુઓની ગમે તેટલી નીંદા કરો, તેમજ મારા ગામડીઆ ભક્તજનોને ગમાર અને ગધેડા કહો પણ અમારા બંધુઓ તો તેના તેજ! એ ભગવાન એના એજ!!

લેખક, બજરંગ.

---

# कूर्मि क्षत्रिय हितैषी.

આ નામનું એક પાક્ષિક પેપર ઉત્તર હિંદુસ્થાનમાં મિરઝાપુર જીલ્લામાં ચુનારમાં સન ૧૯૦૮ થી મ. બાબુ દીપનારણસીંહના તંત્રીપદે પ્રકટ થાય છે. તેમાં સમસ્ત કુર્મિ જાતીની ઉન્નતીના વિષયો ચર્ચવામાં આવે છે. કુર્મિ જાતીની કાંઇપણ હીલચાલની ખબરો આપવામાં આવે છે તેના લેખકો સર્વે કુર્મિ ભ્રાતાઓજ છે. ભારત વર્ષમાં આપણી કોમની દશા જાણવાનું આપણા ગુજરાતીઓને એક ઉત્તમ સાધન છે વાર્ષિક મુલ્ય રૂ. ૨) અગાઉથી છે.

---

**એક બોધદાયક સંવાદ-મોટામાં મોટું ઇનામ**—આ નામનું ચોપાનીયું શ્રી બંધુમંડળ નાનકવાડા-કરાંચી તરફથી તેના માનદ મંત્રી મી. ચંપકલાલ નંદલાલ કૌશિકે મોકલાવ્યો છે જેનો સાભાર સ્વીકાર કરતાં અમને આનંદ થાય છે. એ સંવાદ સોશીયલ સરવીસ લીગ માટે સુપ્રસિદ્ધ લેખક મી. અમૃતલાલ સુંદરજી પઢીયારે લખેલો છે તેમાં જુગાર નિષેધ અચ્છી રીતે વર્ણવ્યો છે. તેની હજારો નકલો છુટે હાથે વેંચવા માટે બંધુમંડળને ધન્યવાદ ઘટે છે.

---

**પાલ લાયબ્રેરીનો પ્રથમ વર્ષનો રીપોર્ટ**—તેના ઓ. સેક્રેટરી તરફથી મળ્યો છે તે ઉપરથી જણાય છે કે ટુંકા વખતમાં તે લાયબ્રેરીએ ૧૦૩ રૂા. ઉપજાવી રૂ. ૬૨ ખર્ચ્યા છે. વર્ષ આખરે ૪૧ રૂા. સીલક હતા. રોકડ ઉપરાંત રૂા. ૪૬ નું ફરનીચર તથા રૂા. ૩૫૦ ના આશરાનાં પુસ્તકો પણ મેળવ્યાં છે. લાયબ્રેરીમાં ૫ અઠવાડીક અને ૧૦ માસીક પત્રો આવે છે. અમે એ લાયબ્રેરીને દરેક ફતેહ ઇચ્છીયે છીયે.

---

# સ્વર્ગવાસ.



સ્વર્ગસ્થ મહાશય કુબેરદાસની પૂત્ર વધુ બાઇ દીવાળી મ. માનચંદ કુબેરદાસની ધર્મપત્નિ—નો સ્વર્ગવાસ તેના પુજ્ય સ્વસુરના સ્વર્ગવાસ પછી થોડે દીને થયેલો જાણી અમને ઘણી દીલગીરી થાય છે. સ્વ. બાઈ એક ૭ માસનો પુત્ર મુકી ગઈ છે તેને ઉછેરવાનો ભાર તથા પિતા અને પત્નિનો વિ·હ મ. માનચંદને અસહ્ય થઇ પડયો છે તે સહન કરવાની શક્તિ તેમને ઇશ્વર આપે તથા મરનાર બાઇના આત્માને શાંતિ મળે એ અમારી અભ્યર્થના છે.

**બહેરા-મુગાની શાળાનો સન ૧૯૧૪ નો હેવાલ**—અમને તેના માનદ મંત્રી તરફથી મળ્યો છે, તે જોતાં જણાય છે કે તે શાળાને સ્થપાયે ૭ વર્ષ થયાં છે. તેમાં વર્ષને અંતે ૨૪ છોકરા અને ૮ છોકરીઓ ભણતી હતી. તે છોકરાં સઘળાંજ બહેરાં અને મુગાં છે. તેમને બોલતાં, લખતાં, ઉપયોગી સાદુ ગણીત, શીવણ, ભરત, ગુંથણ,. ડ્રાઇગ વીગેરે ઉપયોગી હુન્નર મફત શીખવવામાં આવે છે. એ શાળામાં ગત વર્ષમાં રૂ. ૨૮૬ ખર્ચ થયુ હતું તેની લગભગ રૂ. ૧૦ હજાર ઉપરાંતની મુડી પ્રોમીસરી નોટમાં, મુંબાઇ બેંકમાં અને પોસ્ટ આફીસ સેવીંગ્સ બેંકમાં જમે છે. તેના લાઇફ મેમ્બર થવાની ફી રૂ. ૫૦) છે. દયાળુ સજ્જનોએ મેમ્બર થઇને અગર દાન આપીને તેને મદદ કરવી જોઇયે છે.

આ શાળાની ઉત્પત્તિ, તેના હેડ માસ્તરના એક બહેરા-મુંગા પુત્રને કેળવવાની ચિંતાને આભારી છે. ઇશ્વર જે કાંઇ કરે છે તે મનુષ્યના સારા વાસ્તેજ કરે છે એમાં જેને શ્રદ્ધા ના હોય તેને આ દાખલો મનન કરવા યોગ્ય છે. મ. પ્રાણશંકર—આ શાળાના હેડ માસ્તર ગ્રેજ્યુએટ છે, તે સારી નોકરી પર હતા તે છોડીને આ શાળા ચલાવવાને, શરૂઆતમાં કોઇજ મદદ વિના, પ્રેરાયા તેમાં ઇશ્વરી સંકેત સિવાય બીજું શું હોઇ શકે?



## ઇનામ માળા.

પ્રશ્ન નં. ૧૪ ના જવાબ નિચેના સદ્દગૃહસ્થો તરફથી આવ્યા છે.

| | | |
|---|---|---|
| ૧ | મી૦ જોઇતાભાઈ ભગવાનદાસ | બારસીદ. |
| ૨ | મી૦ વાઘજી કાળાભાઇ | ગોંડળ. |
| ૩ | મી૦ છબીલ છોટાલાલ | અમદાવાદ. |
| ૪ | મી૦ સ્યામજી વિશ્વનાથ | હળીયાદ. |
| ૫ | મી૦ ગોવિંદભાઇ ત્રીકમલાલ | અમદાવાદ. |
| ૬ | મી૦ છગનલાલ હરજીવનદાસ | બાવળા. |

એ સજ્જનોમાંથી કેટલાકની કવિતા પ્રશંસાપાત્ર નથી છતાં અમારા સંકલ્પ પ્રમાણે એકેક પ્રત સુબોધ રત્નમાળા છપાશે આપીશું. તે માટે અર્ધા આનાની ટીકીટ મોકલાવવી. બીજા કોઇ મીત્રને અપાવવી હોય તેનું નામ ગ્રામ વિગેરે લખી જણાવવું. જે સજ્જનો પાસે કડવા હિતેચ્છુનુ લવાજમ બાકી હોય તેમણે તે પણ સાથેજ મોકલી આપવા કૃપા કરવી.

તેમની કવિતાઓ સગવડે માશીકમાં છાપીશું.

**ઇનામી પ્રશ્ન ૧૫ મો**

" જુટું જરનું જોર "

ફક્ત છજ દોહરા કરી મોકલવા. વધારે નહીં. ઇનામ નં. ૧૪ પ્રમાણેજ.

---

### નં. ૧૬ ઇનામ રૂ. ૧૦+૨૦=કુલ રૂ ૩૦]

## સુધારા વિરૂદ્ધની હિલચાલ કરનારાઓને

### અમુલ્ય લાભ



કડવા પાટીદાર કોમમાં છુટા લગ્ન થઇ જવાથી ખર્ચ ઘટી જશે, ગરીબના છોકરા કુંવારા રહી જશે, કન્યાઓની અછત થઈ જશે, કન્યાવિક્રય અને વરવિક્રય વધી જશે. આવું કહેનારા એક તીથીના લગ્નના હિમાયતીઓને આ અમુલ્ય લાભ લેવાનો, જાતિ સેવા બજાવવાનો, અને

ગરીબોની દયા ખાઇ પુન્ય પ્રાપ્ત કરવાનો અને પોતાની વિદ્વતા બતાવવાનો તથા આર્થીક લાભ લેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે.

અમદાવાદ, સુરત, ભરૂચ, વડોદરા, વીરમગામ અને પાટડીમાં ઘણા ગુણવાન અને સારા વિદ્વાન બંધુઓ વસે છે. જેમાંના કેટલાક કહે છે કે જુદા લગ્ન થઇ જવાથી ઉપર જણાવેલા ગેરલાભ થશે. જો આ તેઓનું કહેવું ખરૂં હોય તો કૃપા કરી તેઓએ એક નિબંધ લખી અમારા તરફ મોકલવો.

## નિબંધમાં નીચેની બાબતનો સમાવેશ થવો જોઇએ.

એક તિથીના લગ્ન ક્યારથી અને શા કારણથી શરૂ થયાં, શાસ્ત્રોમાં તેને માટે કોઈ પ્રમાણ હોયતો તે બતાવવાં, આ સંબંધે જ્યારથી લગ્નની શરૂઆત થઇ તે વખતે ઉંઝાના પટેલો પાસેનો કોઇ પણ દસ્તાવેજ યા લેખીત પુરાવો હોયતો તેની નકલનો ઉતારો કરવો.

જુદા જુદા દેશના જુદા જુદા રિવાજ છે. એક ભાગમાં વરવિક્રય થાય છે તો બીજા વિભાગમાં કન્યા વિક્રય થાય છે. કેટલાક સાટા પેટા અને ત્રેખડા કરે છે તો કેટલાક કંકુને કન્યા આપે છે. આ પ્રકારે ચાર રીતો પ્રચલિત છે. દરેક રીવાજમાં રૂપૈયાની આપલે થાય છે.

વેવીશાળ કરતી વખતે, તેડા તેડી (સમુરતાં) કરતી વખતે, વાર તહેવાર વખતે, રમકડા, મીઠાઇ વીગેરેની આપ લેમાં, લગ્ન વખતે પુરત પેરામણી વીગેરે ખર્ચમાં, આણા અને પોખણાના ખર્ચમાં થતી પૈસાની લેવડ દેવડ અને વરઘોડાનો તથા જમણનો ખર્ચ કેટલો થાય છે તેની સમજ પુરતી રીતે આપવી.

ગરીબના કુંવારા રહી જવાના કારણો દર્શાવવા. કન્યાની અછત થવાનાં કારણો દર્શાવવા. કન્યા વિક્રય અને વર વિક્રય વધી જવાનાં કારણો દર્શાવવા.

ઉપર પ્રમાણે પ્રમાણ સહીત પુરતા દલીલ દાખલા અને વિવેચન સાથે નીબંધ લખી મોકલનારને (પરીક્ષક કમીટીમાં જેનો લેખ સર્વોત્કૃષ્ટ જણાશે તેને–એકનેજ) ઉપરનું ઇનામ આપવામાં આવશે. જેના લેખમાં વધારે પ્રમાણ અને દાખલા દલીલો તથા કારણો દર્શાવ્યા હશે અને પીષ્ટપેષણ નહીં હોય તેનો લેખ પસંદ કરવામાં આવશે. બીજા લેખકોને કાંઇ પણ મળશે નહી. આ પુસ્તક છપાવી બહાર પાડવામાં

# પવિત્ર ભિક્ષા.

દાતારના દ્વાર પર ભિક્ષુકોની ક્યાં ખોટ છે કે વળી આ પવિત્ર ભિક્ષાની યાચના કરવામાં આવે છે ? આ પ્રશ્ન સ્વાભાવિક રીતે દાતારને સહેજ–થવાનો સંભવ છે !

હિંદમાં ખરેખર દરરોજ હજારો ભિક્ષુકો આવે છે અને નહાના, મોટા-ની ટેલ નાંખી દાતાર પાસેથી દ્રવ્ય લેય છે. પણ આ ભિક્ષુકોનો તો ખાસ ભીખ માંગી પેટ ભરવું એજ અનાદિ ધર્મ છે. તે સાથે તેઓને ભીખ માગવામાં શરમ આવતીજ નથી–હોતી નથી. આવા ભિક્ષુકોને દાન આપનારા અનેક દાતારો પણ તૈયાર છે. તિર્થસ્થાન અને મોટા ગામો-માંતો તેઓ માટે સદાવ્રત ચાલુજ છે. જોર જુલમથી પણ તેઓ પોતાનો હક લેય છે એટલે તેઓને કોઇ રીતે ભુખ મરો વેઠવો પડતોજ નથી.

ત્યારે પછી આ ભિક્ષા કોને માટે ? શું બ્રાહ્મણ અને સાધુઓ કરતાં પણ કોઇ પવિત્ર ભિક્ષુકો હોય છે ખરા ?

આ પ્રશ્ન દાતારોને સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાયજ છે. થાય એ પણ સ્વાભાવિક છે, કારણકે આવા, સાધુ અને બ્રાહ્મણ અથવા તદ્દન લાચાર સ્થીતીના ગરીબ વર્ગના લોકોજ જાહેરમાં ભિખ માંગતા જોવામાં આવે છે. બ્રાહ્મણ, સાધુ અને ગરીબ વર્ગના નિરાધાર ભિક્ષુકો સિવાયના બીજા કોઇ પણ ભીખ માંગતા નથી અને કદાચ કોઇ માંગવા આવે તો દાતાર પણ કહે છે કે ચાલ્યો જા. મજુરી મહેનત કરી કમાઇ ખા.

ટુંકમાં આપણે જુદી જુદી અનેક કોમોમાં ઉંડા ઉતરી તપાસીશું તો જણાશે કે કેટલાક કુટુંબો કે જેની આવક થોડી અને ખર્ચ વધારે, કટલીક વિધવાઓ બચરવાલ હોય જેને કમાઈ ખવરાવનાર કોઈ ન હોય, પણ ઘરના ખુણામાં બેસી દરણું પાણી કરી કે એકાદ ભેંસ રાખી તેની ઘાસ લઇ આવી દુધ વેચી પોતાનો નિર્વાહ ચલાવતી હોય, છતાં વખતો-વખત તે બીચારી એવી તંગીમાં આવી પડે છે કે તેવા ભુખમરાની વાત માત્ર તે પોતે અને પરમાત્મા સિવાય કોઇ જાણી શકતું નથી.

આવાં કુટુંબો જાહેરમાં ભીખ માંગી શકતા નથી, કોઇ તેને આપવા ઇચ્છે તોપણ પોતાની આબરૂ જવાના ભયથી દાન લેતા નથી. કદાચ

હોય તો ન્યાત જાતમાં અને સગાસંબંધીમાં આબરૂ જવાનો ભય ધરાવે છે. સગાસંબંધી અને ન્યાત જાતનાં કેટલાક હલકા વિચારના, મિથ્યાભિમાની અને પારકી નિંદામાં પુરા શુરવીરો તેની નીંદા કરવામાં પણ બાકી રાખતા નથી.

પ્રશ્ન એ ઉભો થાય છે કે હરકોઇ જ્ઞાતિમાં બધા કુટુંબો સુખીજ હોય છે? દ્રવ્યવાન કરતાં ઘણા ગરીબ હોયજ છે। હરેક જ્ઞાતિના દ્રવ્યવાનોએ આ બાબતમાં દીર્ઘ દ્રષ્ટીથી વિચાર કરવોજ જોઇએ. અને હાલના વખતમાં હરેક જ્ઞાતિના વિદ્વાનો અને દ્રવ્યવાનો આવો વિચાર કરે પણ છે. જો તેવા વિચાર રહીત હોય તો તે માત્ર આપણીજ જ્ઞાતિ છે.

દુષ્કાળની આફત અન્યકોમો કરતાં આપણી કોમ ઉપર વિશેષ હોય છે. કારણકે આપણી કોમનો મોટો આધાર ખેતી ઉપર છે. જેથી જેટલું કષ્ટ દુષ્કાળથી ખેડુતને ભોગવવું પડે છે તેટલું બીજાને ભોગવવું પડતું નથી.

ખેડુત વર્ગને પોતાના જાનવરોનું રક્ષણ કરવા ઉપરાંત પોતાના બાળબચ્ચાંનું પણ રક્ષણ કરવાનું હોય છે. દુષ્કાળથી જેટલી ખરાબી ખેડુતની થાય છે તેટલી બીજાની થતી નથી એ વાત નિર્વિવાદ છે.

આપણી કોમમાં વિશેષ દ્રવ્યવાન નથી છતાં કદાચ થોડા ઘણા હોય છે તો તેઓ પોતાના દ્રવ્યને માત્ર જાહેરમાં ભિક્ષા માંગનારનેજ દાન આપવામાં વાપરે છે વખાણ કરનારાઓનેજ દાન આપે છે. ખરૂં છે કે તેમાં તેઓનો દોષ નથી. કારણકે વખાણ કરનાર ભિક્ષુકોએ પ્રથમથીજ " કણબી પાછળ કોડ, કણબી કોઈની પાછળ નહી " આ મહામંત્રવડે કણબી કોમને ઉંચે ચડાવી દીધેલી હોવાથી, કણબી કોમના દ્રવ્યવાનો ભિક્ષુકોનેજ દાન આપવામાં મ્હોટાઇ માને છે.

ધર્મશાસ્ત્રોમાં ચાર પ્રકારનાં દાન કહેલાં છે. વિદ્યાદાન, જીવનદાન, અન્નદાન અને વસ્ત્રદાન. આ ચાર પ્રકારના દાનમાં સર્વથી શ્રેષ્ટ વિદ્યાદાન છે અને બાકીના ત્રણ દાન ઉતરોતર છે.

સુપાત્રને દાન આપવું એમ શાસ્ત્રમાં કહેલું છે. તેનો અર્થ અમુક વ્યક્તી નહીં પણ જેને જે વખતે જે દાનની પુરેપુરી જરૂર છે તે દાન તેને મળવાથી સુખી થાય છે અને તેથી તેનાં ખરા હૃદયનો આશિર્વાદ મળવાથી

દાતારને પણ સ્વર્ગીય સુખની પ્રાપ્તી થાય છે.

ભીખ માંગી ખાવાનો જેનો ધંધો છે તેઓ પણ એમજ કહે છે કે સુપાત્રને દાન આપવું. પણ જ્યારે તેમને પુછવામાં આવે કે સુપાત્ર કોને કહેવો? તો તેના જવાબમાં બ્રાહ્મણ કહે છે કે બ્રાહ્મણ સુપાત્ર, બાવા સાધુ કહે છે કે બાવાસાધુ સુપાત્ર!

પણ વાસ્તવીક રીતે સુપાત્ર કોણ તે જાણવું બહુ મુશ્કેલ છે. અમે બાવાસાધુ અને બ્રાહ્મણને ઉતારી પાડવા ઇચ્છતા નથી તોપણ અમારે એટલું તો કહેવું જોઇએ કે ગુજરાતી પેપરમાં વારંવાર આવે છે કે 'ભીક્ષુકોનો ત્રાસ વધી ગયો છે' એ ઉપરથી જણાય છે કે કાંઇપણ ધંધો રોજગાર નહી કરતાં ભીખ માંગી ખાનારાઓ વધતા જાય છે અને તેઓ ભીખ માંગી ખાવામાંજ આનંદ માને છે.

વિરમગામ પાસેના કાંઝ ગામના વાઘરીઓ માથે જટા રાખી ખાખીની જમાત કરી ગામેગામ ભીખ માંગી ખાય છે, અને ખાખીબાવા તરીકે પુજાય છે. પાંચ પગની ગાય અથવા બે માથા કે બે પુંછડા અને બે જીભવાળી ગાય લઇ ફરનારા બંબભોલાનાથની બુમ માનનારા સાધુઓ એક જાતના કસાઇ હોવાનું સાબીત થયું છે તેપણ સાધુ તરીકે પુજાય છે.

આવા અનેક ઢોંગીઓ સાધુ બાવા તરીકે પુજાય છે અને દાતારોના દ્રવ્યથી માંસ મદ્ય ખાય પીએ છે, ગાંજાની ચલમો ઉડાવે છે. તેઓ શું આપણા સુપાત્ર માહાત્માઓ અને સાધુઓ છે?

ટુંકમાં ભીક્ષુકો તે ખરા ભીક્ષુક નથી. તેઓ માત્ર ઢોંગ કરી ભીખ માગી ખાવાનો ધંધોજ લઇ બેઠેલા છે. મહેનત મજુરી કરવામાં તેઓ હરામખોરો છે.

સુપાત્ર તો તેજ છે કે **"જેઓને જે વખતે જે ચીજની પુરેપુરી આવશ્યકતા છે" તેને તે ચીજ મળવાથી આશીર્વાદ આપે છે.**

આપણી જ્ઞાતિમાં વિદ્યાદાનની પુરેપરી જરૂર છે. આપણી જ્ઞાતિના અનેક બાળકો વિદ્યાની પ્રાપ્તી માટે તરફડીયા મારે છે. પણ દ્રવ્યના અભાવે વિદ્યાની પ્રાપ્તિ કરી શકતા નથી.

આપણી જ્ઞાતિમાં દુષ્કાળથી પીડીત ઘણા ખેડુતો પોતાના જાનવરો છોડીને મુલે વેચી નાંખે છે. ઘાસ ચારાની તંગીને લીધે પોતાના પ્યારા

જાનવરોને જુજ કીમતમાં વેચી તે દ્રવ્ય વડે પોતાના બાળકોનો નિર્વાહ ચલાવવા ઉમેદ રાખે છે છતાં પણ પેટનું પુરૂં થતું નથી. દેશ તજી પરદેશમાં જઇ મજુરી કરી પેટ ભરે છે અને પોતાની આજીવીકાનું સાધન જમીન વેચી હમેશને માટે ભીખારી બને છે છતાં પણ ભીક્ષુકોની પેઠે ભીખ માંગી ખાતા નથી. શું દાતારને મન આ સુપાત્ર નથી ? નહીં ! દાતારો તેને સુપાત્ર માનતા નથી પણ દાતારોનું દ્રવ્ય કુપાત્રનેજ દાન આપવામાં વપરાય છે ! અને કુપાત્રોનેજ દાતારો સુપાત્ર માને છે !!!

પાટીદાર બંધુઓમાંના દ્રવ્યવાનોએ સ્વજ્ઞાતિના વિદ્યાર્થીઓ તરફ પોતાનો હાથ લંબાવવાની પહેલી જરૂર છે. અમદાવાદ, સુરત, વડનગર વીગેરે સ્થાનોમાં પાટીદાર કોમના વિદ્યાર્થીઓ માટે બોર્ડીંગો ખોલવામાં આવ્યાં છે. આ બોર્ડીંગો પાસે તેના નિભાવ માટે પુરતું ફંડ નથી. તે સાથે કેટલાક ગરીબ માબાપો આવા દુષ્કાળના વખતમાં મહીને પાંચ છ રૂપૈયા ભરવાને પણ અશક્ત હોય એ સ્વાભાવિક છે. તો આવા પ્રસંગે દ્રવ્યવાનોએ સ્વજ્ઞાતિના વિદ્યાર્થીઓ પોતાનો અભ્યાસ ન છોડે તે માટે દાન આપવાની પુરેપુરી જરૂર છે અને બોર્ડીંગોને પણ દાન આપી નીભાવવાની પુરી આવશ્યકતા છે.

જુદા જુદા ગામના અને શહેરોનાં દ્રવ્યવાનોએ પોતપોતાના ગામનાં અને સગાસંબંધીઓને દુષ્કાળ પ્રસંગે મદદ આપવી એ સર્વોત્તમ દાન છે. કારણકે પાટીદાર કોમ અન્નદાયક છે. તે સાથે કરોડોના પાલક છે. તેનો નાશ થાય તો તેથી પણ મહા પાપ લાગે છે જેથી તેઓને નીભાવી રાખવામાં અને તેઓને સહાય આપવામાં જે પુન્ય છે તેવું બીજા દાનથી પુન્ય થવાનું નથી.

પરદેશથી ઘાસ મંગાવી સુલભ ભાવે ખેડુતોને પુરૂં પાડવામાં આવે તો ખેડુતો પોતાના ઢોરને બચાવી શકે. આથી જીવદયાનું પુન્ય પણ પ્રાપ્ત થાય છે. અને જાનવરોના બચવાથી ખેતીની ઉન્નતી થાય છે.

લે. જ્ઞાતિ શુભેચ્છક.

# આગેવાનોની અધમતા, કુળવાનોની કુટીલતા, પટેલોની પ્રપંચી જાળ અને પૈસાદારનાં પાપ કર્મ.



## ગરીબના છોકરાઓને જીંદગી સુધી કુંવારા રાખવાનો, ગરીબનો નિર્વંશ કાઢવાનો

અને

## પટેલીયા અને પૈસાદારના છોકરાઓને ઘણી સ્ત્રીઓ મેળવવાનો દુષ્ટ ચાલ.

ભાઇઓ ધ્યાન દઈ વાંચો, પછી વીચાર કરો અને પટેલીયાઓની પ્રપંચ જાળમાંથી બચો.



આપણા પટેલો, કુળવાનો અને પૈસાદારો જ્ઞાતિ ઉપર પોતાની તા ચલાવી ગરીબોને દબાવી પોતાનો લાભ સાચવે છે અને ગરીબોને .યમાલ કરી મુકે છે, એવો વિચાર સત્યથી વેગળો છે ?

એક તીથીના લગ્ન સાથે કુલનો દંડો અને બાંલવર કરવાનો રીવાજ ુ રાખવાનો હેતુ માત્ર ગરીબના છોકરાઓને વાંઢા રાખવાનો અને ગેવાનોના છોકરાંઓને ઘણી સ્ત્રીઓ મેળવવાનો મહાન પ્રપંચ છે, .મ શું નથી જણાતુ—નથી સાબીત થતું ?

દુનિયાની દરેક પ્રજા અને તેમાં પણ આપણાથી ઉતરતી કોમ પણ ટા લગ્ન કરે છે. છુટા લગ્ન હોવાથી ગમે તેવાં ગરીબનો દીકરો પણ ાડી ઉમરનો થતાં પાંચ પૈસા મેળવી પરણી શકે છે. તેઓને મોટી મરે મોટી વયની કન્યાઓ પણ મળી શકે છે. જેથી કજોડાં પણ થતાં થા. ગમે તેવા ગરીબ માણસ પણ જ્યારે પોતાની સાથે દીકરો મોટી મરનો થઈ રળવા લાગે ત્યારે પાંચ પૈસા બચાવી શકે છે. અને ઈશ્વર પાધી ગરીબ પણ પૈસાદાર થઇ પૈસા ખરચીને પણ સ્ત્રી મેળવી શકે છે.

એક તીથીના લગ્નથી ગરીબનાં છોકરાં કુંવારા રહે છે, તે બીચારા ાડી ઉમરે એટલે બીજે લગ્ને પરણવાને શકતીવાન થાય છે પણ તે

વખતે તેને મોટી ઉમરની કન્યા મળતી નથી. કારણ કે આગલા લગ્નમાં બધી કન્યાઓ પરણેલી હોય છે. કદાચ કોઇ કન્યાના બાપને સારૂ ઘર ન મળે તો તે પોતાની કન્યાને કુલનો દડો કે બાંહાવર સાથે પરણાવી પટેલ, પૈસાદાર કે કુળવાન મારે રીઝર્વ કરી મુકે છે.

પેહેલાના લગ્નમાં કુંવારો રહેનાર છોકરો બીજા લગ્ન વખતે ગમે તેટલો સુખી અને પૈસાદાર હોય તથા ભણેલો ગણેલો અને સારો કમાઉ હોય તો પણ પેહેલી વખતના લગ્નમાં પરણેલો નહીં હોવાથી તેની આબરૂને ધક્કો પહોંચે છે; અને તેને કોઇ કન્યા આપતું નથી; છતાં કોઇ આપે તો તે પુરા પૈસા લઇનેજ આપે. પુરા પૈસા આપતાં પણ પહેલાં લગ્ન પછી જન્મેલી કન્યા હોય તેજ તેને મળે; એટલે છોકરાની ઉમર કરતાં ઘણીજ નહાની કન્યા મળે. જેથી "બીબી ચાય ઘર જોગ લાગે મીયાં થાય ઘોર જોગ" આ દશા તેની થાય છે. જો છુટા લગ્ન હોય તો અને કુલનો દડો તથા બાંહાવર કરવાનો રીવાજ ન હોયતો ગરીબના છોકરાંને મોટી ઉમરે મોટી કન્યા મળી શકે, એ નિર્વિવાદ છે.

કુલનો દડો અને બાંહાવર કરાવવામાં **પટેલીયાનો પ્રપંચ** છે, **કુલવાનોની કુટીલતા** છે, **પૈસાદારની પાપ બુદ્ધિ** છે, તથા **આગેવાનોની અધમતા** છે. પટેલીયા, કુલવાનો, પૈસાદારો અને આગેવાનો ન્યાતના ધણી, રાજા તરીકે હોય છે અને તેઓ પોતાનો સ્વાર્થ સાધવા માટેજ ગરીબોને દબાવી દુ:ખી કરે છે.

આગેવાનો સમજે છે—સારી રીતે માને છે કે બાલ લગ્નથી કજોડા થાય છે, છતાં તેમાં તેઓને તો લાભજ હોય છે. વીશ કે ત્રીશ દિવસની કન્યા થાય કે તુરત વેવીશાળ કરાવી નાંખવા અને લગ્ન વખતે કુંવારી કન્યા રાખવી નહીં પણ કુલના દડા સાથે અથવા બાંહાવર સાથે પરણાવી દેવી. આ ઠરાવ કરવામાંજ તેઓને લાભ છે.

આગેવાનનો છોકરો, લુલો, પાંગળો, મુંગો બેહેરો થયો હોય અથવા મોટી ઉમરનો થતાં કોઇ જાતનો વ્યસનવાળો, ચોર, જુગારી, વ્યભીચારી, હીણુ કમાઉ થાય તો પણ નહાની વયમાં લગ્ન કરી નાંખવાથી ભય રહે નહીં. નાની ઉમરમાં લગ્ન કરવાથી ભવિષ્યમાં આગેવાનનો છોકરો ગમે તેવો નબળો હોય તો પણ ફીકર રહે નહીં. મોટી ઉમરનો થતાં જો કાંઇ દુર્ગુણ જણાય તો તેને કોઇ કન્યા આપે નહીં જેથી પોતાની આબરૂને ધક્કો લાગે. આટલા માટેજ આગેવાનો બાળલગ્નને વળગી રહ્યા છે.

પટેલીઆઓ એમ પણ સમજેછે કે જો કદાચ કન્યામાં કોઇ જાતનો દોષ આવે, લુલી પાંગળી, આંધળી, બેરી, મુગી થાય તો તેવી કન્યા આપણા આગેવાનોના છોકરાઓને ગમવાની નથી. તે વખતે બીજી કન્યા લાવવી જોઇશેજ એક તીથીના લગ્ન હોવાથી મોટી ઉમરે આપણા છોકરાઓને ફુલના દડા અને બાલ્ય વરના રીવાજથી રીઝર્વ થયેલી કન્યા મળશેજ. નહીંતો કોઈની રાંડ ત્યારેજ મળે, અને તેટલો વખત રાહ જોઇ બેસી રહેવું પડે, માટેજ તેઓએ વિચાર કરી ફુલનો દડો અને બાલ્ય વરનો રીવાજ દાખલ કરેલો છે એટલે આગેવાનોના છોકરાઓને બીજી સ્ત્રી કરવી પડે તે વખતે રાંડેલી તૈયાર રખાવી મુકવા માટેજ ફુલના દડા સાથે પરણાવી તુર્તજ ચુડલો ભંગાવી રંડાવી તૈયાર રાખે છે. એટલે છોકરો મોટો થાય અને પરણેલી સ્ત્રીનું આંણુ વળાવી ઘેર લાવે તે વખતે કન્યાને છોકરો જુવે અને જો છોકરાને ન ગમે અને છોકરો કહે કે બાપા! મને વહુતો ગમતી નથી તો તેજ વખતે આગેવાન, ખાનદાન, કુલવાન અને પૈસાદાર પોતાના છોકરાને જવાબ આપે છે કે કાંઈ ફીકર નહીં! વહુ આણું વાળી પીયર જશે પછી તેને તેડીશું નહીં! અને તારે માટે ખોટો ઢોંગ કરી ફુલના દડા સાથે પરણાવી રંડાવીને પણ ખરી રીતે તો કુંવારી કન્યાઓ તૈયાર રાખેલી છે. ગરીબનાં છોકરાઓની પેઠે તારે પારકી રાંડેલી કે છાંડેલી લાવવાની નથી. પણ તારા માટે તો અમો બધા આગેવાનોએ પહેલેથીજ વિચાર કરી ખોટા ઢોંગથી પરણાવી કુંવારી કન્યાઓ તૈયારજ રખાવી છે, તેમાથી તને ગમે તેવી પસંદ કરી લાવો પછી તારી પરણેલીને છુટા છેડા આપીશું. છુટા છેડા આપતી વખતે પૂરા પૈસા લઈશું.

ગરીબના છોકરાઓના ભાગ્યમાં પરણવાનું છેજ નહીં. એક તીથીના લગ્ન, ફુલનો દડો અને બાલવર ગરીબના છોકરાઓને કુંવારા રાખવા અને રઝળાવી મારવા માટેજ ચાલુ કીધા છે; અગર ગરીબના છોકરાઓને સ્ત્રીની જરૂર હોય તો તેણે આગેવાનોની છાંડેલી લાવી ઘર માંડવું અને રાજી થવું.

શું આપણા આગેવાનોનો આ મહાન પ્રપંચ નથી? આગેવાનોનું પુછડું પકડી તેના પાછલા પગની લાતો ખાનારા અને પટેલીઆઓના પગની નીચે કચરાઈ મરનારા મુર્ખાઓ વિચાર કરશે ખરાકે?

ગરીબ બંધુઓની દયા ખાનારા પ્રપંચી પટેલીઆઓ કહે છે કે

છુટા લગ્ન થવાથી ગરીબના કુંવારા રહી જાય અને લગ્નનો ખરચ વધી જાય; એમ કહેવું એ તેઓનો પ્રપંચ છે. છુટા લગ્નથી તો ગમે તેવા ગરીબનો દીકરો મોટી ઉમરે પૈસા મેળવી મોટી કન્યા સાથે પરણી શકશે. વાણીયા બ્રાહ્મણ વીગેરે કોમના ઘણા ગરીબના છોકરાઓ ૨૫-૩૦ વર્ષની ઉમરે પરણ્યાના હજારો દાખલા મળી આવે છે. તે વખતે તેને ૧૮-૨૦ વર્ષની કન્યા પણ મળે છે. છુટા લગ્ન થવાથી પૈસાનો લાલચુ પીતા પોતાની કન્યાને મોટી ઉમર સુધી પરણાવતો નથી અને સારા પૈસા લઈ મોટી ઉમરે પરણાવે છે તેથીજ ગરીબમાં ગરીબના છોકરાં પણ મોટી ઉમરે કમાઇ પરણે છે.

આપણા આગેવાનોએ તો એક તીથીના લગ્ન, કુલનો દદો અને બાંબરનો રીવાજ રાખી **ગરીબ માટે પરણવાના દરવાજા બંધ કરી દીધા છે.** પોતાનાજ લાડકવાયા છોકરાઓ માટે એક ન ગમે તો **બીજી લાવવા માટે કુલના દદા સાથે પરણાવવાનો ઢોંગ કરી કન્યા કુંવારી રખાવી મુકે છે.**

ન્યાતવરા કરાવી ગરીબોના ઘર જમીન વેચાવી વધારે ગરીબ બનાવે છે, જેથી ભવિષ્યમાં પણ કોઈ પૈસાદાર થઇ કુલના દદા સાથે પરણેવેલી કન્યાને પણ લાવવા શક્તીવાન રહે નહીં

આપણાથી ઉતરતી વર્ણના દુબળા કોળી વીગેરે આપણા કરતાં ઘણા ગરીબ છે. તેમનાં છોકરાં પણ છુટા લગ્ન હોવાથી મોટી ઉમરે પરણી શકે છે, ગરીબ પોતાની ગરીબાઇના પ્રમાણમાં લગ્ન વખતે ખરચ કરે છે ત્યારે શું આપણે તેનાં કરતાં પણ ગરીબ છીએ? આપણા આગેવાનો કહે છે કે છુટા લગ્નથી ખરચ વધી જાય તો સવાલ એજ છે કે દુનીયાની દરેક પ્રજા છુટા લગ્ન કરનારી છે, તેમાં આપણા કરતાં દુબળા વીગેરે કોમ ઘણીજ ગરીબ છે તો શું ખરચ વધવાના ભયથી પરણતાજ નથી?

**આપણા ગરીબ અને મુર્ખાઓને આગેવાનો કેવળ ઠગવા અને પોતાના નવરંગા પુત્રોને અનેક સ્ત્રીઓ કરાવી ગરીબોને વાંઢા રાખવા અને ગરીબોના નિર્વંશ કાઢવા માટેજ આ બધા પ્રપંચ કરે છે.**

એક તિથીના લગ્નને બદલે પાંચ વર્ષની, મુદતનાં લગ્ન થાય તો આખી ન્યાતને લાભ છે પણ તેમ કરવામાં આગેવાનોના સ્વચ્છંદી

છોકરાઓને બેચાર સ્ત્રી કરવાનો લાભ મળતો નથી તેથીજ આગેવાનો એક તિથીના લગ્નને છોડવા ઇચ્છતા નથી.

કારણ કે પાંચ વર્ષની મુદતનાં લગ્ન થાય તો કુલનો દરો અને બાંહ્યવર ઉડી જાય, જેથી પટેલના છોકરાઓને બીજીવખતની સ્ત્રી કરવી હોય તો કુલનાં દડાના રોગથી રાખેલી કુંવારી કન્યા મેળવવાનો લાભ જતો રહે, અને ફરી લગ્ન કરવાનો ખર્ચ થાય. પટેલના પોરીયાઓને તો બીજી વખતની સ્ત્રી પણ પારકી રાંડેલી કે છાંડેલી જોઇએજ નહીં. એતો ગરીબને માટે દયા ખાઈ પોતાની છાંડેલી રાંડેલી આપવાના. પાંચ વર્ષની મુદતનાં લગ્ન થવાથી ગરીબનો કુંવારો રહી જાય તો તે બીચારો બીજા લગ્ને બહુતો ૧૦ વર્ષનો થાય, કદાચ બીજા લગ્ને પણ બીજી વખત પટેલનો પોરીયો પરણવા તૈયાર થાય તો ગરીબનો દીકરો ત્રીજે લગ્ને પંદર વર્ષનો થાય અને ચોથે લગ્ને વીશ વર્ષનો થાય. આટલી ઉમરે પણ ગરીબનો છોકરો પરણે તો તે વખતે ૧૦ થી ૧૫ વર્ષની ઉમરની કન્યા પણ તેને મળી શકે.

પાંચ વર્ષનાં લગ્ન થવાથી કન્યાનો બાપ પણ ઉતાવળો ન થાય અને કુલનો દરો કે બાંહ્યવરનો રીવાજ બંધ થઇ જાય તો બીજે લગ્ને કન્યા ૧૦ વર્ષની અને ત્રીજે લગ્ને ૧૫ વર્ષની થાય તે વખતે પેલો ગરીબનો છોકરો ૨૦ વર્ષનો હોવાથી પરણી શકે. કુલના દરા સાથે પરણાવનાર બે વ્યકતી છે. જેમાં એક તો કંકુને કન્યા આપી કુલવાન, ખાનદાન, પટેલીઆ અને પૈસાદારનું ઘર શોધનારો હોય છે. પેલા લગ્ન વખતે મનધાર્યું ઘર ન મળે તો તે કુલનો દરો કરી મોટી ઉમરે નાતરે દેય છે. અને બીજો પૈસાનો લાલચુ કે જેને નાની કન્યાનાં થોડા રૂપીયા ઉપજતા હોવાથી કુલનો દરો કરી મોટી ઉમરે વધારે રૂપીયા લઇ નાતરે દેય છે. આગેવાનોને તો મફત મળે છે. પૈસા તો ગરીબનેજ આપવા પડે છે. જેથી પૈસા લેનાર કુલનો દરો કરી રાખી મુકે છે તે આખરે તો ગરીબ પાસેથી પૈસા લઇ ગરીબનેજ આપે છે. આથી ગરીબને બેવડું નુકસાન થાય છે, એક તો વધારે પૈસા આપવા પડે અને લગ્ન કર્યા વગર નાતરાની કન્યા લાવવી પડે છે. જો પાંચ વર્ષની મુદતનાં લગ્ન થાય તો પૈસાનો લાલચુ કન્યાનો બાપ કુંવારી રાખી મોટી ઉમરે ગરીબ પાસેથી પુરા પૈસા લઇ આપશે તોપણ ગરીબનાં છોકરાઓ બીચારા લગ્નનો લહાવો તો લેશે.

છુટા લગ્નથી અથવા પાંચ વર્ષના લગ્નથી ગરીબને તો શું પણ આખી ન્યાતને લાભ છે. કન્યેશ થાય નહીં અને છુટા છેડા કરવા પડે નહીં, અને કોઈ જાતનું કલંક લાગે નહીં. પણ વાંધો માત્ર આગેવાનો, કુલવાનો, ખાનદાનો અને પૈસાદારનોજ છે તેઓનાં છોકરાઓ અને દીકરીઓમાં મોટી ઉમરે કાંઇપણ ખોડ જણાય તો તેને કોઇ આપે નહીં અને તેની કોઇ લાવે નહીં. તેવે વખતે **આગેવાનની આબરૂ જાય, કુલવાનની કુલીનતા ઘટી જાય, ખાનદાનની ખાનદાની ધોવાઇ જાય અને પૈસાદારના પૈસામાં પલીતો લાગે.** તેની ગમે તેવી નબળી પાતળી અને લુલી આંધળી કન્યા હોય તોપણ તે નીચા કુળમાં કે ગરીબનાં ઘરમાં અપાયજ નહીં. આપે તો અભડાઇ જાય, અને જો તેના દીકરાઓ લુલા, આંધળા, ચોર, જુગારી, વ્યભિચારી થાય અને તેને કન્યા કોઈ ન આપે તો તે ભીખારાઓને ઢાંકણીમાં પાણી ભરી બુડી મરવું પડે.

**પોતાના લાભ માટેજ આ અધમ આગેવાનો પ્રપંચની જાળ પાથરી વીશ કે ત્રીશ દિવસની કન્યાના વેવીશાલ કરાવવા, ફુલના દડા સાથે અને બાંહ્યવર સાથે પરણાવવા અને એક તિથીનાં ૧૦ વર્ષની મુદતનાં લગ્નને નીભાવવા પ્રયત્ન કરી રહ્યા છે.**

મારા ભોળા બંધુઓ ! યાદ રાખજો, બ્રીટીશ સરકારના ન્યાયી રાજ્યમાં અને શ્રીમંત ગાયકવાડ સરકારની ન્યાયી કાર્કીર્દીમાં આગેવાનોની અધમતા, કુલવાનોની કુલીનતા, પટેલોની પ્રપંચી જાળ અને પૈસાદારોની પાપ કર્મેની કાહાણીઓ નભી શકે તેમ નથી તમને જ્યાં જાઓ ત્યાં ન્યાય મળશે, તમારે તેમની સેહમાં દબાવાનું નથી. તેમનાં કરતાં તમે વધારે છો. માટે તમે તમારા લાભને સાચવવા તૈયાર થાઓ. મહાદેવી ઉમીયાજીએ છુટા લગ્ન અને પાંચ વર્ષની મુદતનાં લગ્નની આજ્ઞા આપી છે. દશ વર્ષની મુદતનાં લગ્ન ચલાવનારાઓની પ્રપંચી જાળ તુટી ચુરેચુરા થઇ ગઈ છે. મહાદેવી ઉમીયાજી તમારી માતા છે. તમારા બાળકોનું રક્ષણ કરે છે અને કહે છે કે તમારા બાળકોને મોટી ઉમરે પરણાવી સુખી કરો. પાપીઓના પ્રપંચ જાળમાંથી છુટા થાઓ. હું ડાકણ નથી, હું શાકસણી નથી, હું દૈત્ય નથી પણ હું તો દેવી છઉં. હું મારા બાળકને ખાતી નથી પણ રક્ષણ કરૂંછું.

તમે પાપીઓની જાળમાં ફસાયેલા હોવાથીજ ગરીબ બન્યા છો, અજાણ રહ્યા છો. તમારી દીકરીઓ તે મારી દીકરીઓ છે. હું સતી કહેવાઉ છું છતાં મારી દીકરીઓ એકજ ભવમાં અનેક પતીકરી પાપીણી થાય છે

અને સતીત્વથી નષ્ટ ભ્રષ્ટ થઈ તમને શ્રાપ આપે છે. તમે તમારી દીકરીઓના શ્રાપથી પાયમાલ થયા છો. દુષ્કાળ ઉપરા ઉપર પડે છે તેનું કારણ પણ તમારી દીકરીઓના શ્રાપનુંજ છે.

તમે તમારી દીકરીઓના આશીર્વાદ લ્યો. તેમને મોટી ઉમરે લાયક વરને શોધી પરણાવો, અને આગેવાનોના વ્યભિચારી પુત્રોથી દુર રાખો. એજ ચાંડાલોએ તમારી પુત્રીઓને એકજ જન્મમાં અનેક પતિવાળી બનાવી તમારા કપાળમાં કાજળ લગાડેલું છે.

જો તમે છુટા લગ્ન કરી સારાં સગપણો જોડશો તો સુખી થશો, દુષ્કાળ દુર થશે, વિદ્યાની વૃદ્ધિ થશે, ધનધાન્ય, પુત્ર પરિવાર વધશે અને તમારી પુત્રીઓ સાચી ગૃહીણી બની કુલદેવી તરીકે પુજાશે ને તમને આશીર્વાદ આપશે.

ભાઇઓ ! જો આગેવાનો સાચા દીલથી ગરીબની દાઝ જાણતા હોય, અને ગરીબનાં છોકરાઓને પરણાવવા ઇચ્છતા હોય તથા ગરીબને પણ પૈસાદાર અને સુખી કરવા માંગતા હોય તો નીચેનાં ઠરાવો શામાટે નથી કરતા ?

૧. જ્ઞાતિવરા બંધ કરાવવા, કોઇએ પણ જ્ઞાતિવરો કરવો નહીં.

૨. ભલે છુટાં લગ્ન ન કરતાં પાંચ વર્ષના એક તીથીનાં લગ્ન ચાલુ રાખો પણ લગ્ન વખતે નાની કન્યા કુંવારી રાખવી, કુલના દડા સાથે કે બાલવર સાથે પરણાવવી નહીં.

૩. જે છોકરાના એક વખત લગ્ન થયા હોય તે છોકરો રંડે તોજ બીજી કન્યા કરે પણ તે કુંવારી કન્યા સાથે ફરી પરણે નહીં. ફક્ત રંડેલી હોય તોજ નાતરૂ કરી લાવે.

૪. છુટા છેડા આપવા નહીં અને એક સ્ત્રી હયાત હોય ત્યાંસુધી બીજી કરવી નહીં.

આ ચાર ઠરાવ કરી એક તીથીનાં પાંચ વર્ષની મુદતના લગ્ન ચાલુ રાખે તો કોઇ પણ ગરીબનો છોકરો કુંવારો રહી જવાનો ભયજ નથી. અને મરનારની પાછળ મીજાન ખાવાનું બંધ કરે તો ગમે તેવા ગરીબ પણ પૈસાદાર થઇ પોતાના છોકરાને ભણાવી શકે અને પરણાવી શકે.

લગ્ન વખતે કુલનો દડો ને બાલવર ન કરતાં તમામ કન્યાઓ પરણાવી દેવાનો ઠરાવ થાય તો ગમે તેવા ગરીબને પણ કન્યા મળી શકે અને કન્યાવિક્રય તદન બંધ થઇ જાય. કારણકે કન્યાને કુલના દડા સાથે પરણા-

વવાનો રીવાજ હોવાથીજ કન્યાવિક્રય થાય છે.

એક ઉપર બીજી સ્ત્રી નહી કરવાનો રિવાજ થાય તોજ ગરીબને પણ કન્યા મળી શકે. આગેવાનોના છોકરાઓ બેચાર વૈરી કરે છે તેથીજ કન્યાની અછત થાય છે.

છુટા છેડાનો દુષ્ટ રીવાજ આગેવાનોનાજ ઘરમાં હોય છે. આગેવાનોજ એક ઉપર બીજી કરી જુનીને છુટા છેડા આપે છે. સ્ત્રીઓને રંડાડે છે અને વ્યભિચાર ફેલાવે છે. પરણતી વખતે ગમે તેવી કન્યા હોય તો પણ સ્વીકારે છે અને પછી દોષ બતાવી છાંડે છે.

ગરીબને તો મુશ્કેલીથી મળે છે જેથી તે તો બીચારો ગમે તેવી સ્ત્રી મળે તો પણ નીભાવે છે પણ જો કદાચ ગરીબના ઘરમાં સારી અને રૂપાળી સ્ત્રી હોય તો તેને અને તેના માબાપને આડે માર્ગે દોરવી ગરીબનાં હાથમાંથી છંડાવી આગેવાનનાજ છોકરાઓનાં ઘર મંડાવે છે.

મારા બંધુઓ ! માતાજી કહે છે કે ચેતો, ચેતો, આ પ્રપંચ જાળમાંથી બચો અને સુખી થાઓ. આગેવાનો, કુળવાનો, પટેલો પૈસાદારની સેહમાંથી બચો, સત્યનો નિર્ણય કરો, તમને સુખ મળે તે રસ્તે ચાલો !!

તા. ૧૭-૯-૧૯૧૫.

પ્રકટ કર્તા,

**પુરૂષોતમભાઇ ભીખાભાઇ પટેલ.**

ઓ. સેક્રેટરી પાસ લાયબ્રેરી.

---

**ખરૂં પુન્યદાનઃ**—આ માસિકના આશ્રયદાતા સ્વ. કુબેરદાસની પુત્ર વધુ સ્વ. બાઈ દીવાળીના પુન્યાર્થે રૂ. ૧૫૦ વડનગર બોરડીંગને અને રૂ. ૫૦ વડોદરા શ્રી ફતેહસીંહ અનાથાશ્રમને આપ્યા છે. તથા રૂ. ૧૦૦ તેમના મરણ સમયેજ તેમના હસ્તે મુંબાઇની જુદી જુદી સંસ્થાઓને દાન અપાવ્યું હતું. આવા દાન તરફ અમારો પક્ષપાત છે તે માટે વિરૂદ્ધ વિચારના સજ્જનોની અમે ક્ષમા યાચીયે છીયે.

**કડવા પાટીદાર બોરડીંગના વિદ્યાર્થીઓને શ્રાદ્ધનાં જમણ**—શ્રાદ્ધની ચોથને દીવસે અત્રેના સુપ્રસિદ્ધ શેઠ દુરગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી તરફથી દસમને દીને મી. હીરાલાલ વસંતદાસ તરફથી અને બારસને દીને પા. ગોપાળ અંબારામની પેઢીના વહીવટદાર શેઠ ચંદુલાલ માધવલાલ

અને શેઠ ભોગીલાલ છગુલાલ તરફથી જમણ આપવામાં આવ્યાં હતાં. અમારે પા નારણદાસ તરફથી ૪૦ કેળાં વેંચ્યા હતાં. જે માટે બોરડીંગ તરફથી આભાર માનવામાં આવે છે.

૬ **પા. બોરડીંગને પાટલીઓની ભેટ**—અત્રેના શેઠ કેશવલાલ જીવાભાઈના મોટા ભાઈ શેઠ ઉમેદરામ જીવાભાઈ તરફથી છોકરાઓને બેસવા સારૂ બાર ફુટ લંબાઈની ચાર પાટલીઓ ભેટ આપી છે તે માટે તેમનો આભાર માનવામાં આવે છે.

**બદલામાં મળતાં માસિકો—**

**પટેલ બંધુ.** સુરત. ઓ. તંત્રી મી. કુંવરજી વિઠલભાઈ મહેતા. પાટીદારની સ્થીતિ સુધારવાના ઘણા સારા લેખો સારા લેખકોને હાથે લખાયલો આપે છે.

**ખેતીવાડી વિજ્ઞાન**-તંત્રી મી. દુલેરાય રી. અંજારીયા. રાજકોટ-ખેતી સંબંધી આ એકજ માસિક ખેડુતોની ઠીક સેવા બજાવે છે. ખેતી સુધારના સારા લેખો આપે છે.

. **વિવેચક**—વ્યવસ્થાપક મી. હીરાભાઈ દાદાભાઈ દેસાઈ. લાઠરસ-સાહીત્ય તેમજ સાંસારીક સારા લેખો આપે છે.

**બ્રહ્મ ક્ષત્રિય ત્રિમાસિક**—પ્રકાશક મી. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી. એ. એલ એલ. બી. મુંબાઈ. ઉત્તમ લેખોથી ભરપુર છે. જ્ઞાતિ સુધારણાના લેખો પણ ઉત્તમ શૈલીથી ચર્ચાય છે.

**ભાર્ગવ ત્રૈમાસિક**—તંત્રી મી. કનૈયાલાલ મા. મુનશી. બી. એ. એલ એલ. બી. મુંબાઈ—ઉત્તમ શૈલીથી લખાયેલા સાર્વજનીક ઉત્તમ લેખો આપે છે.

**બાજ ખેડાવાળ.** પ્રકાશક મી. હિમ્મતલાલ ડાહ્યાભાઈ દવે ઉમરેઠ-જ્ઞાતિ સુધારણા માટે સારો પ્રયાસ કરે છે લેખો હાસ્યરસ પૂર્ણ હોય છે તે વાંચતાં આનંદ આપે છે.

**શ્રીમાળી અભ્યુદય**—સંપાદક મી. જટાશંકર ઇશ્વરલાલ ત્રિવેદી-ધ્રાંગધરા-જ્ઞાતિ સંબંધી લેખો તથા ખબરો સારા આપે છે. તેમાં દેવનાગરી લીપીમાં અને ભાષાના લેખો પણ છે.

**ખડાયતા મિત્ર**—તંત્રી મી. ભાઈલાલ વંદ્રાવનદાસ કોઠારી બી. એ. એલ. એલ. બી. મુંબાઈ-જ્ઞાતિ સુધારણા માટે ઘણા ઉત્તમ લેખો આપે છે. જ્ઞાતિના સમાચાર બહોળા પ્રમાણમાં આવે છે. તેના કેટલાક લેખોથી આનંદ થાય છે.

**આયુર્વેદ રહસ્યાર્ક**—પ્રકાશક. મી. વૈદ્ય જીવરાજ કાળીદાસ ગોંડળ. વૈદકના લેખો સારા આવે છે.

**કડવા વિજય**—પ્રકાશક મી. મોતીલાલ કાળીદાસ અમદાવાદ-કડવા પાટીદારમાં એ આદ્ય માસીક છે. જ્ઞાતિ સુધારાના સારા લેખો આપે છે.

---

કાલબાદેવી રોડ-મુંબઈ. અને સલાપોસ રોડ-અમદાવાદમાં મળતાં અને મળવાનાં પુસ્તકો.

| બૃહદ્ ગ્રંથમાળા. | વિવિધ ગ્રંથમાળા. | ચરિત્રમાળા. |
|---|---|---|
| રાજસ્થાન-ગ્રંથ ૨ જો ... ૨॥ | સ્વામી વિવેકાનંદ-ભાગ ૨-૩. | ભારતની દેવીઓ-ભગવતીદેવી, અઘોરકામિની, અહલ્યાબાઇ, રાણી ભવાની, સીતા, ઝાંશીની રાણી, ઇ૦ નાં વિસ્તૃત જીવન ચરિત્રો. |
| યોગવાસિષ્ઠ-છઠ્ઠું પ્રકરણ... ૫) | સાચું સ્વર્ગ-( પઢિયારકૃત ). | ભારતના મહાન પુરૂષો-ચંદ્રગુપ્ત, અશોક, જહાંગીર, કરનલ સુરેશ વિશ્વાસ ઇ૦ નાં વિસ્તૃત ચરિત્રો. |
| દાર.બોધ-ભાષાન્તર... ... ૧) | અખાની વાણી. | વિદેશી મહાન પુરૂષો-ગારફીલ્ડ, લીંકન, ગ્રાન્ટ, વૉશિંગ્ટન, ગ્લેડસ્ટન, ડિમોસ્થનીસ ઇ૦ ઇ૦ નાં ચરિત્રો. |
| પારસભાગ-ભાષાન્તર ... ૨) | ટુંકી વાતો-ભાગ ૩ જો. | વિદેશી વીર પુરૂષો. |
| મહાભારત-ગ્રંથ ૨ જો, આદિ, સભા, વન અને વિરાટ પર્વ .. ૩। | મહાદજી સિંધીઆ. | વિદેશી સ્ત્રીરત્નો-જોનઆર્ક, ડારપેટર, નિવેદિતા ઇ૦ ઇ૦ નાં ચરિત્રો. |
| ભક્તચરિત્ર સંગ્રહ... ... ૧) | દેવી જીવન. | |
| ( નીચલા ગ્રંથો તૈયાર છે. ) | મહાભારત સાર. | |
| શ્રી શિવાજી છત્રપતિ ... ૧. | રામકૃષ્ણ પરમહંસ | |
| રાજસ્થાન-ગ્રંથ ૧ લો... ૨॥ | સ્વામીરામતીર્થ-ભાગ ૮ મો. | |
| આર્યભિષક્-સંપૂર્ણ... ... ૧॥ | સુખનો સિદ્ધાન્ત. | |
| સ્વામી રામતીર્થ ભા. ૧ થી ૫ ૧। | વિચારોના ચમત્કાર. | |
| શ્રી જ્ઞાનેશ્વરી ગીતા .. ૨ | રૂશજાપાનની લડાઇ. | |
| શ્રીમદ્ ભાગવત ... ... ૨ | | |
| શાન્તિપર્વ-મહાભારતનું ... ૨॥ | | |

અમારા ગ્રાહકોને વિનતી કરવાની છે કે જેઓએ લવાજમ મોકલ્યું નથી તેઓએ મહેરબાની કરીને મોકલી દેવું. તેમ જેઓ નહીં કરે તેમને આવતો અંક વિ. પિ. થી મોકલવામાં આવશે. તે સ્વીકારવાને કાંઈ વાંધો હોય તેમણે અમને તાકીદે લખી જણાવવું. તેમ નહીં કરતાં જેઓ વિ. પિ. પાછું વાળશે તેઓ ધર્માદા કાર્યને નુકસાન કરી પાપ ભાગી થશે



No.

(REGISTERED No. B 894.)

If not delivered please return to the
**Kadwa Hittechhu Office.**
**No. 489 Richey Road,**
**AHABAD.**

Registered No. B. 894.



# કડવા હિતેચ્છુ.

પુસ્તક ૬ ઠું. | નવેમ્બર સને ૧૯૨૫. | અંક ૧૧ મો.

## અનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ટ. |
|---|---|
| ઇનામી પ્રશ્ન ૧૫ ના ઉત્તરો... | ૩૩૧ |
| ચર્ચા પત્ર. | ૩૩૮ |
| શિક્ષાવચનો. | ૩૪૨ |
| ગોપ્ય કાવ્ય. | ૩૪૫ |
| વનની જરૂરીયાત... | ૩૪૭ |
| બોરડરોનો બંળવો. | ૩૫૧ |
| બોરડીંગ કમીટીની મીટીંગ... | ૩૫૫ |
| સમસ્ત ભારત કુર્મી મહાસભા ૧૦ મી બેઠક. | ૩૫૭ |
| વહીવંચાનાં ગપોડાં. | „ |


વાર્ષિક લવાજમ રૂા. ૧-૪-૦. ટપાલ ખર્ચ સાથે.

વ્યવસ્થાપક, હીરાલાલ વસંતદાસ-અમદાવાદ.

આ પત્ર અમદાવાદ, રીચીરોડ, નં. ૪૬૩. ધર્મ વિજય છાપખાનામાં ચીમનલાલ હીરાલાલે છાપી તેજ ઠેકાણેથી

ચીમનલાલ હીરાલાલે પ્રકટ કર્યું.

तत् सत् परमात्मने नमः ॥

# કડવા હિતેચ્છુ.

પુસ્તક ૬ હું. નવેમ્બર સન ૧૯૧૫ અંક ૧૧ મો.

## "ઇનામી પ્રશ્ન નં. ૧૫ નો ઉત્તર."

(ઉપેંદ્ર વૃજા છંદ.)

વિચિત્રતા વિશ્વતણી નિહાળો, ભલા બુરા ગુણ સ્વભાવ ભાળો;
બુરા સદાકાળ કરે બુરાઇ, ભલા તજે ના નિજની ભલાઇ. ૧
કુહાડિએ ચંદન વૃક્ષ કાપી, પ્રજાળિએ પાવકમાં તપાવી;
સુવાસ આપે અતિ સુખદાઇ, ભલા૦ ૨
હથોડિએ હેમ ટિપો તપાવી, કસોટિએ ખૂબ કસો દબાવી;
ઘટે નહીં કીમતમાં ઘસાઇ, ભલા૦ ૩
કરો ઉમંગે જળ દૂધ સંગે, ઘણી ભળી થાય સફેદ રંગે;
જરા ન રાખે ઉરથી જુદાઇ, ભલા૦ ૪
સલીલનો શાંત તૃષા કરે છે, મલીનતા માણસની હરે છે;
તજે નહીં તોય પવિત્રતાઇ, ભલા૦ ૫
તરૂવરો મિષ્ટ ફળો દિએ છે, મુસાફરો શીતળ છાંય લે છે;
હરામિથી તેહ જેરી હણાઇ, ભલા૦ ૬
ન નાગની જાત મટેજ ઝેરી, ભલે જુઓ દૂધ વડે ઉછેરી;
ડસે નમેરી પગથી દબાઇ, ભલા૦ ૭
રવી ઉગે તોજ તમામ દેખે, ઉલુક આંધાં રવિને ઉવેખે;
નઠોરની આ નિરખો નવાઇ, ભલા૦ ૮
થતાં ગરીબાઇ ગૃહસ્થ સારો, સુમાર્ગ સેતી કરશે ગુજારો;
કુમાર્ગથી એક રળે ન પાઇ, ભલા૦ ૯
અજાણતાં કંઇ ગુનો બનેતો, અમ્યારી લે કોઇ સુમિત્ર તેનો;
પિછાણનારો પકડે સિપાઇ, ભલા૦ ૧૦

ક્ષમા ધાણી મેઘ તણી નિહાળો, ગુમાસ્તી આપ અધીક ગાળો;
નથી જરા સ્વારથ કે સગાઇ, ભલા૦ ૧૧
સુધા સમો મેઘ અંતે તુખાણી; કરો કુસે એન નહી કહાણી;
કસુર તે મૂર્ખ તણી કળાઇ, ભલા૦ ૧૨
પડે ઝપાટા વરસાદના જ્યાં, તરવરો થાયે તમામે તાજાં;
જશે જવાસા જળથી સુકાઇ, ભલા૦ ૧૩
વિશેષ જ્યારે વરસાદ થાશે, નદી તળાવો જળથી ભરાશે;
સમુદ્ર રાખે જળ તે સમાઇ, ભલા૦ ૧૪
ઉપેન્દ્ર વ્રજના વૃત પંકરેથી, સુબોધ લેજો સમજી સુખેથી;
કહે "છગન" છેવટ ગુણ ગાઇ, **ભલા તજે ના નિજની ભલાઈ.**

**પટેલ છગનલાલ હરજીવનદાસ—બાવળા.**

---

કરો બુરૂં તો તમ શુભ કરશે, વદો કુવાક્યો નહિ ક્રોધ ધરશે;
મહાન્ થઇને ન કરે બુરાઇ, **ભલા તજે ના નિજની ભલાઈ.** ૧
ઘસો કદી ચંદનને બહુએ, સુવાસ દેશે ઘસનારને તે;
અગ્નિ મહિ જાય ભલે તવાઇ, ભલા૦ ૨
વૃક્ષો સહે છે નિજ શીર તાપ, વિશ્રાંતિ દે છે પણ આશ્રિતોને;
રિતીજ એવી ઉપકારીઓની, ભલા૦ ૩
દીધું બહુએ દુઃખ પાંડવોને, ન રાખી બાકી કંઇ કૌરવોએ;
દુર્બુદ્ધિ થઇ ના પણ પાંડવોની, ભલા૦ ૪
જુઓ વળી સજ્જનના ચરિત્રો, બુરાઈ તેમાં કદિના જણાશે;
ન રાખતા અન્ય થકી જુદાઇ, ભલા૦ ૫
ભલાઇ તેનો પ્રભુની કૃતિ છે, મહાજનોનો મુખ મંત્ર એ છે;
ભલાઇમાં છે જગની વિભુની, ભલા૦ ૬

"અ"

---

યુધીષ્ટરે ખૂબ ક્ષમા ધરીને, ઉગારીયા આપ તણા અરીને;
દુર્યોધને તેય તજી સગાઇ, **ભલા તજે ના નિજની ભલાઇ.** ૧

લુચ્ચા કમારાદિ નિશાચરોને, ગમે ન તારા તણું તેજ તેને;
છતાં નિશાએ શશીરે છવાઇ, ભલા૦ ૧૭
કેરી ચીજો કેરૂ તજે ન લેશ, સુગંધી છોડે ન સુગંધી વેશ;
તીખાશ તોડે નહીં જુની રાઇ, ભલા૦ ૧૮
તમો તમારૂં પણ શુદ્ધ રાખો, ભલે કુડે લોક કુટીલ લાખો;
વદાય છે લોક સમસ્ત માંઇ, ભલા૦ ૧૯
ઉંદર કઠોર કદી થાય ક્યાંઇ, માતા કુમાતા ન બનેજ ક્યાંઇ;
એવું થવામાં નથીરે નવાઇ, ભલા૦ ૨૦
લોહા તણી તો તરવાર જે છે, સ્પર્શે મણી[૪] સોનુ થઇ રહે છે:
તજે ન તોયે જરી વંકતાઇ, ભલા૦
લોકાપવાદે વનમાં સીતાને, તજી અરે છાંડી અરણ્ય નાથે;
તોયે સીતાજી ઉચર્યાં ન કાંઇ, ભલા૦ ૨૨
અધર્મમાં રાજી અધર્મી હોય, સુધર્મ વાળા જ સુધર્મી સોય;
ઠગો દિસે છે કરતાં ઠગાઇ, ભલા૦ ૨૩
વિદ્યાર્થીઓ વાદ કદી વદે છે, ગુરૂ તણો દોષ કદી સહે છે,
ગુરૂજી લાવે નહીં ઉર માંહી, ભલા૦ ૨૪
રાહુ શશિ સૂરજને ગૃહે છે, વડું કરી વીધન રાજી રહે છે;
શશિ રવિ તેનુ ગણે ન કાંઇ, ભલા૦

શ્યામજી વિશ્વનાથ ઓઝા,
મહેતાજી, હળવદ તાબે-વગા.

---

ઘસે ઘણું ચંદનને છતાં એ, તજે સુગંધી નિજ ના લગારે,
દઇ સુગંધી સુખ દેજ ભાઇ, ભલા તજે ના નિજની ભલાઇ. ૧
ભલે કદી ઇક્ષુ મનુષ્ય કાપે, તથાપિ તે સ્વાદ મધુરે આપે;
તજે ન તે સ્વાદ મધૂર ભાઇ, ભલા૦ ૨
ફરી ફરી કાંચન[1] ખૂબ બાળો, છતાં તમે રંગ સમાન ભાળો;
ખમે ઘણું દુઃખ તથાપિ ભાઇ, ભલા૦ ૩
કદાચ ભુંડું તમ હાથથી જો, ઘણુંજ થાયે પણ તેમનું તો;
કરે ન ભુંડું તમ લેશ ભાઇ, ભલા૦ ૪

૪ પારસમણી.
1 સોનુ.

તજે શશી શીતળતા બધીએ, બને કદી શીતળ સૂર્ય તોયે;
અશક્ય થાયે પણ શક્ય ભાઇ, ભલા૦ ૫
ઘટાડવા અંબુજ[2] ભાર માટે, અલિ[3] ભમાવે રસતેજ સાટે;
સમાન દુઃખી અલિ થાય ભાઇ, ભલા૦ ૬

છબીલદાસ છોટાલાલ.

કર્યા કરે નિત્ય પરોપકારો, ધરે નહિ વૈર, કદાપિ મારો;
સદા દુખે કે સુખમાંહી ભાઇ, ભલા તજે ના નિજની ભલાઇ. ૧
બગાડશો કાર્ય કદાપિ તોયે, નહિ ધરે ક્રોધજ ચિત્તમાંયે;
ઉદાર થાશે, તજિને વડાઇ[1], ભલા૦ ૨
કરે બુરૂં શત્રુનું નીચતા[2] તે, ભલું કરે ચિત્તનું ભવ્યતા તે;
કરે ભલું, શત્રુનું તોય, ભાઇ, ભલા૦ ૩
હરી સતીને, સુખ સર્વ કાપ્યું. તથાપિ રામે નિજ ધામ આપ્યું;[3]
ગણ્યાં નહીં પાપ અમાપ, ભાઇ, ભલા૦ ૪
વિનાશ કા[4] પણ વૈર નાવે, ભલું ચહે ઘાતકનું[5] તદા[6], એ;
સુગંધ દે ચંદન ફરશી[7] માંહી, ભલા૦ ૫
ક્ષમા વસે છે નિજ ઊર માંહી, ન માન કે વૈરજ ચિત્તમાંહી;
સદાય, "ગોવિંદ," સહાયદાઇ, ભલા૦ ૬

ગોવીંદલાલ ત્રીકમલાલ.

અગાધ આપે દુઃખ વેર રાખી, બુરૂ ન ધારે નિજ વેર ભાખી;
શત્રુ તણી ના પકડે બુરાઇ ભલા૦ ૧
કરે બુરૂ માણુસ રોષ રાખે, તથાપિ સામી નિશ્ચના ન ભાખે;
કરે ભલા રીપુ તણી સવાઇ, ભલા૦ ૨

૨ કમળ ૩ ભ્રમર. ભમરો.

૧. મોટાઇનું અભિમાન.

૨. ત્યારે પછી ભલાની ભલાઈ ક્યાં રહી ?

"To give blow for blow"—Iron rule
"To return good for good"—silver"
"To do good for bad"—golden"

૩. રાવણને. ૪. તેના હાથે મૃત્યુ થતું હોય ત્યારે પણ ૫. મારનાર.

૬. તે વખતે પણ ૭. હોડી

ભલે પછી હોય ઘણોજ પાપી, કરે ભલું તો પણ દેર કાપી:
કેટો શત્રુ હોય ગણો જ ભાઈ, ભલા० ૩
અદાવતો ને નિયના ન રાખે, પછી ભલે તે નિજ વેર ભાખે:
કરે ન ખોટું નિચ વૃત્તિ ગાઈ, ભલા० ૪
હરી કુસંપો નિચ વેર વાળો, ભલા જનો સંપ સદા જ ભાળે:
દુશ્મન સાથે ન કરે જુદાઈ, ભલા० ૫
સત્ય ન ચૂકે દુખ તો થવાથી, ખુશી ન થાવે શત્રુ મુવાથી:
સદા સત્ય માટ દુઃખે ભરાઈ, ભલા० ૬
મુકે નહી નીતિ હજાર લાખે, ભલે સુતું રોજ પેડે જ રાખે:
ભલા ન ધારે પરની બુરાઈ, ભલા० ૭
બુરું ન ધારે નિજ વેર માટે, ઘણો નહી દે નિજવેર સાટે:
ભલા ન બોલે કદી તો જુદાઈ, ભલા० ૮
ધરે સદા વૃત્તિ જગત ભલામાં, દુખી તણા તો દુખ લે ભલામાં:
સદા ન બોલે નિજની વડાઈ, ભલા० ૯
ધન્ય જન્મી નામ વિદેશ કાઢયું, વિદેશમાં એ પર દુખ કાપ્યું:
ભલા તણી તો કરજો મિત્રાઈ, ભલા० ૧૦

વાઘજી કાલા પટેલ.
(સુપેડી નિવાસી) ગોંડળ.

---

પ્રાણી જગતમાં બે જે ગણાય, ભલા અને બુંડા બંને ભણાય:
જાણો ભલાને ધરી પ્રીત ભાઈ, ભલા० ૧
સુંવાણું બોલે મનમાં વિચારી, ન રાખે કુટેવો હૈયે નઠારી:
રાખે નહિ કોઇ સાથે જુદાઈ, ભલા० ૨
કરે ખર્ચ પરોપકાર માટે, રાખે દયા ભેર પોતાને સાટે:
ગરીબના વારે ચઢે છે ધાઈ, ભલા० ૩
ગણે જનો દેશ ભક્ત તરીકે, અધર્મને તજી ચાલે વિવેકે:
પર મુખથકી ચાલ વડાઈ, ભલા० ૪
દુર્નીતિ કેરી ખુંડ નવ જુવે, વિશ્વાસ ધાતીને જુવે ન મુવે:
પરનું હિત જે કરે છે ભાઈ, ભલા० ૫
એવા મનુષ્યો જગમાં છે થોડા, માટે જણાય દુખી હિંદ આખા:
કરે છે વિનતી "નંદદત્તા ભાઇ" ભલા० ૬

જીવનાભાઇ ભગવાનદાસ.
અનારા (આરસીદા)

બીજા તણા દુઃખ હમેશ કાપે, અને બચાવે પ્રિય જીવ આપે;
કદી ન બોલે નિજની બડાઇ, ભલા૦ ૧
વડીલ કેરા હુકમો ઉઠાવે, બધા જનોને રસે તે ચડાવે;
ધરે પ્રભુમાં ચિત્ત તો સદાઇ, ભલા૦ ૨
નહી ભરાવે કદી પેટ પાપે, અન્ય ગણે નારિ બહેન માતુ;
હુંન્દ ઉન્માર્ગે ન હોય કેઇ, ભલા૦ ૩
ભલા જનો વાત પરાઇ ઢાંકે, અને વૃથા નિજ ખરું જ ભાખે;
કરે નહીં કો દિ જરા ઠગાઇ, ભલા૦ ૪
દેશોન્નતિ ઇચ્છે હુન્નર ખિલાવે, ભુંડું કરે કોય ક્ષમા અપાવે;
પ્રિતી ધરે છે ન ધરે જુદાઇ, ભલા૦ ૫
નિતી તજે નહિ ભલે કડાકો, મથે ભલાં માંય નહીં લટાકો;
ઇન્સાફ કીજે ન ધરે સગાઇ, ભલા૦ ૬

લી૦ સ્વજ્ઞાતિ સેવક, રૂડા પરેતા કાલરીઆ.
નિવાસી મોટી મારડ કાઠીઆવાડ.

---

પડે શિરે ઘા શુભ જ્ઞાતિ માટે, તથાપિ બીનો નહિ દૂર નાસે;
ગણે સહુ તાપજ સુખદાયી, ભલા૦ ૧
જુઓ મૂર્તિ રૂપની ગાંધી કેરી, પરોપકારી ગણાએ અનેરી;
સહી દુઃખો ભારી ધરી વડાઇ, ભલા૦ ૨
હતો હરિશ્ચંદ્ર[1] પુરો સુવાદી, અનેક રીતે સહી છે ઉપાધિ;
તથાપિ તેણે ન ત્યજી સચાઇ,[2] ભલા૦ ૩
નમે અતિ વૃક્ષ ફલિત થાતાં, નમે અતિ મેઘ વારિ સમાતાં;
સુખે નહિં સૌના જશી જુદાઇ, ભલા૦ ૪
જુઓ બળ્યા સુંખડ વાસ દેછે, ફરી જ આહ્લાદ પીડા સહે છે;
રહે સુજ્ઞો સ્નિગ્ધ કીર્તિ કમાઇ, ભલા૦ ૫
અનેક જીવો બળતા બચાવી, ગયો જ કોકેન[3] કીર્તિ વધારી;
કહે ખરું મોહન શિર નામી, ભલા૦ ૬

મોહનલાલ બાપુજી પટેલ.

---

૧ સત્યવાદી ૨ સચ્ચાઈ, સત્યતા ૩ કોકેન એ અંગ્રેજ નાવિક હતો. તેણે બર કરીબ જતી આગબોટમાં લાગેલી આગ બુઝાવવા અત્યંત હિંમત કરેલી હતી.




## રા. રા. કડવા હિતેચ્છુના અધિપતિ સાહેબ.

આપના પત્રના જુન માસના અંકમાં ઈનામ માળાનો પ્રશ્ન નં. ૧૩ મો બહુજ કઠણ તથા વિચિત્ર છે; અને તે પ્રશ્નમાં વર્ણવેલા રા. રા. નારણભાઇ દેસાઈભાઈ પટેલની શોધ માટે જો કદાચ લંડન શહેરના અનુભવી ડીટેક્ટીવો રોકીએ તો તેઓ પણ આ ગૃહસ્થની શોધ કરવામાં નિષ્ફળ નીવડશે! પરંતુ આપેલા પ્રશ્ન ઉપર વિચાર કરતાં મને નીચે પ્રમાણે અનુમાન થાય છે અને તે અનુમાન ઈનામ લેવાની જરાપણ ઇચ્છા વગર વાંચક વર્ગના લાભ માટે લખું છું.

હિતેચ્છુના આગળના અંકોમાં "જોઇએ છીએ ઉમર લાયક કન્યાઓ માટે યોગ્ય વર" એવી જાહેર ખબર આવી હતી, આ "ઘી" ની ગંધ આપણા નામ ધારી રા. રા. નારણભાઇ દેસાઈભાઈ પટેલ (અહા! કેવું સરસ પાટીદારસાઇ અસલ નામ!) ને વિરમગામ સુધી પહોંચી હશે અને તે "ઘી" ચાટવાની તેમની કદાચ મરજી થઇ ગઈ હશે. આ કારણથી તે ઘીનું વાસણ ક્યાં છે કેવું છે વગેરેની ખબર આપની ઑફીસમાં તેમણે પુછી હશે!

વળી રા. ના દે. પટેલને એમજ લાગ્યું હશે કે તેમનું ઉંચુ કુળ, અને વિરમગામ જેવા શહેરમાં કુળવાન પાટીદારો જ્યાં રહે છે તેવા દેસાઈવાડામાં તેમનું રહેઠાણ વગેરે બાબતથી લલચાઈ કન્યા આપનાર ગૃહસ્થ આંધ। થઇ, તેમને ચાંલ્લો વગેરે આપી, ભાઇ બાપા કરી, કન્યા આપી જશે! પરંતુ દિલગીર! હવે તો જમાનો બદલાતો જાય છે, આંધળુકીયા કરી, મોટી રકમો ભરી, કહેવાતા કુળવાનોને ત્યાં દીકરીઓ આપવાનો "કન્યા મેધ" કરવાનો રીવાજ હવે આધુનિક પ્રજા.ત્યજી દેતી જાય છે. અને જે ગૃહમાં સ્ત્રીઓ માન પામે અને શાસ્ત્રાનુસાર પતિ તથા માતા તરીકેના વ્યાજબી હકો મેળવી શકે તેવાજ ગૃહમાં સમજુ

લોકો પોતાની કન્યાઓ આપવા લાગ્યા છે ! આ વાતનું રહસ્ય બિચારા નાર (હર)ણ ભાઇ× સમજતા નહિ હોય.

વળી પ્રશ્નમાં એ પણ બીના છે કે આપના લખેલા પત્રો રા. નારણભાઇને બગાઝર પહોંચતા હતા પરંતુ આપે પત્રમાં કાંઇક કડવું લખ્યું હશે અથવા તે ભાઇને જાતે આવી મળવાનું લખ્યું હશે તે કારણથીજ તેઓએ પત્રના જવાબ આપવાનું માંડી વાળ્યું હશે. આ ઉપરથી આપને અનિષ્ટ શંકા આવી હશે કે તેઓશ્રી કદાચ પરલોક પહોંચી વૈકુંઠવાસ કરી ગયા હોય ! અને આવા અશુભ બનાવથી તેમની વિરમગામમાંની મીલ્કત તથા જે ભાઇચાતી કન્યાનો હસ્ત ગ્રહણ કરી તેની જીંદગી સુખી કરવાનું પરમાર્થનું મ્હાન્ કાર્ય કરવા ઇચ્છતા હતા, તે તેમની ભાવી પત્નિ હાલ અનાથ થઇ રખડતી હશે ! જો કદાચ આમ થતું હોય તો ઘણી અફસોસની વાત છે અને તેથી હું તો પરમાત્મા પાસે પ્રાર્થના કરૂં છું કે તેમના અવગતે ગયલા આત્માને શાંતિ આપો અને તેને મનુષ્ય યોનીમા પુનર્જન્મ આપી સત્તર મોટા કરી, તેમની ઇચ્છીત કન્યા સાથે પાણી ગ્રહણ કરાવી સુખી બનાવો ! આપણી જ્ઞાતિમાં કાંઇ ઉમરના તફાવત માટે વાંધો લેવાનોજ નથી અને કદાચ તેમની ધર્મ પત્નિ ૧૦-૧૨ વર્ષે મોટી હશે તોપણ તેના માતા પિતાને કાંઇ વાંધો નહિજ આવે. અસ્તુ !

પરંતુ કદાચ તેઓશ્રી હજી હયાતી ધરાવતા હોય, તો હું તેમને વિનંતી કરૂં છું કે તેઓશ્રીએ પોતાના વિવાહ સંબંધી પાછો પત્ર વ્યવહાર શરૂ કરવો અને હિતેચ્છુના ઓફીસમાં જાતે જઇ આ બાબતનો બંદોબસ્ત કરવો, નહિ તો તેઓ જગતની દ્રષ્ટિએ એક ડરપોક તથા અધમ પુરૂષ ગણાશે.

હવે મુદ્દાની વાત ઉપર આવીયે. ઉપરની મારી કલ્પના કદાચ ખોટી પણ હોય. અને નારણભાઇ નામના કોઇ ગૃહસ્થ હસ્તીમાંજ ન હોય. હિતેચ્છુમા આવેલા નંબર ખબરમાંની એકાદ કન્યા લેવાનો કોઇ કુળવાન અને પરણેલા ગૃહસ્થનો વિચાર થયો હોય. તેમને પોતાની જુની પત્નિ પસંદ ન પાય અથવા તો અન્ય કારણ વગરજ એક ઉપર બીજી લાવીને કહેવાતા કુળવાનના શિષ્ટાચારને વળગી રહી પોતાનું કુળ દીપાવવાની ઇચ્છા થઇ હોય આવી ઇચ્છાથી કદાચ તે ગૃહસ્થે ઉક્ત નામ ધારણ

× નારીનું હરણ કરવા ઇચ્છનાર ભાઇ.

સ્કૂલમાં ત્રી. આસિ. તરીકે છે; જ્યાં પત્ર લખેથી આપને પ્રત્યુત્તર મળી શકશે. એજ નમ્ર વિનતિ.

લિ૦ સેવક,

મોહનલાલ બાપુજી પટેલ-દેત્રોજકર.

એસિ. માસ્તર પી. આર. ટ્રેનિંગ કૉલેજની

પ્રૅક્ટિસિંગ સ્કૂલ.

અમદાવાદ.



# શિક્ષાવચનો—હૃદયને ઉપદેશ.



(૧) તું તારાજ દોષ જો. બીજાના દોષ જોવાનો તને અધિકાર નથી; માટે તેમાં તારો અમૂલ્ય સમય વ્યર્થ ગુમાવીશ મા.

(૨) કોઇની પણ પછવાડે નિંદા કરવી એ અતીવ દુષ્ટ રીતિ છે.

(૩) તને કોઇ દુઃખ દે અગર પીડા કરે તો તેના પ્રત્યે ક્રોધ યુક્ત ન બનતાં, તું તેથી વિમુક્ત થવા શુભ પ્રયત્ન આચરજે.

(૪) કોઇ તારૂં અનિષ્ટ કરે અને પીડાયુક્ત બનાવવા પ્રયત્નો કરે તો પણ તું તેની પ્રત્યે અભાવ દૃષ્ટિથી ન દેખ; કેમકે અનિષ્ટ કરવાનો અધિકાર કોઇ પ્રાણીને પ્રાપ્ત થએલોજ નથી.

(૫) કદાપિ ક્રોધ રૂપી અસુરની સોડમાં ભરાવાનો વિચાર માત્ર પણ કરીશ નહિ: કેમકે તે રાક્ષસ તારૂં રક્ત ઉષ્ણ બનાવી તેનું પ્રેમથી પાન કરી તને અવનતિમાંજ ધકેલનાર છે.

(૬) નીતિ પંથે વિચરતાં છતાં તારા પ્રત્યે દુષ્ટ અભિપ્રાય બાંધવા કોઇ તત્પર થાય, તો તેથી નહિ ગભરાતાં તને જે શાસ્ત્રીય રીતિએ ઉત્તમ જણાય તેજ કરજે: કેમકે જનપ્રવાહનો અવરોધ કરવા અવરોધ કરવા પ્રયત્ન કરવો વ્યર્થ છે.

(૭) પ્રભુની ભીતિ હૃદયમાં રાખી સોંપાએલું કાર્ય શ્રેષ્ઠ કરવા પ્રયત્નશીલ થજે

(૮) પોતાની સ્વાર્થે, કે પોતાના લાભાર્થે કોઇપણ કાર્ય કરવા તત્પર થવા કરતાં તે તારી પોતાની ફરજ છે એમ સમજી તે કરવા કટિ કસી તૈયાર થજે.

(૯) સત્ય સમાન અતીવ કિંમતી પદાર્થ ત્રણ લોકે અન્ય કંઈ છેજ નહિ, તો સત્ય વદવા ત્વરાએ ઉદ્યત થજે.

(૧૦) પ્રાણી માત્ર પ્રત્યે પ્રેમ ઝરાનું અખણ્ડિત વહન જારી રાખજે; એજ તારી કીર્તિમાં વૃદ્ધિ કરનાર છે

(૧૧) પ્રભુએ સમયનો સદુપયોગ કરવા જન્મ આપ્યો છે, નહિ કે તેને વ્યર્થ ગુમાવવા! આમ સમજી પળે પળના કાર્યની નોંધ રાખ. એજ તને ઉચ્ચતમ કક્ષમાં આણનાર પરમ સાધન છે.

(૧૨) સુષુપ્તાવસ્થામાં પ્રવેશ કરવાના સમયે તું તારી દિનચર્યાની જમા ઉધાર બાજુ તપાસ

(૧૩) પ્રાતઃકાળે સવેળા ઉઠ, અને તે આનંદપ્રદ સમયે દિને કરવાનાં શુભ કાર્યોની નોંધ કર, અને સુષુપ્તાવસ્થાનું આસ્વાદન કરતાં અગાઉ તપાસ કે તે નોંધનો અમલ પરિપૂર્ણ થયો છે કે કેમ?

(૧૪) વળી એ પણ જોજે કે તે સાથે તારા હસ્તથી અઘટિત કાર્યો થયાં છે?

(૧૫) જો તું સમયનો દુરુપયોગ કરીશ, તો પ્રભુ તારો જવાબ લેશે; આથી "સમય અમૂલ્ય છે." એ વાક્યને તારાં સ્મૃતિપટમાંથી કદાપિ સરી જવા દેતો ના.

(૧૬) ક્ષમારૂપી આભૂષણ એજ તને શ્રેષ્ઠ રીતે શોભાવનાર છે. સુવર્ણાલંકાર તો ભય અને અનિષ્ટાચારનું સ્થાન છે.

(૧૭) પ્રથમ મુલાકાતે કોઇની મીઠી વાણીથી ભોળવાઇ વશ થાતો ના; કેમકે मधु तिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलम् । એ પ્રમાણે વસ્તુતઃ બને છે.

(૧૮) તારા ધર્મમાં અતીવ પ્રેમ સાથે આનંદ લે.

(૧૯) અને સાથે એ પણ સ્મરણસ્થાનમાં રાખ કે અન્ય ધર્મની નિંદા કરવી એ અત્યંત અધમતાજ છે.

(૨૦) તારી આસપાસ વીંટળાએલાં કાર્યોમાંથી વિમુક્ત થઇ પ્રભુભજનાર્થે જેમ બને તેમ વિશેષ સમય વ્યતીત કરવા પ્રયત્ન કર.

(૨૧) પ્રભુપ્રાર્થના એજ ખરૂં જીવન છે, બાકી સર્વ વ્યર્થ છે.

(૨૨) માયામાં રચ્યા પચ્યા રહેવું વ્યર્થ સંસારચક્રમાં જકડાઇ રહેવા સમાન છે.

(૨૩) પરહિતાર્થે બને તેટલો મહાન્ પરિશ્રમ કરતાં ચુકતો ના; કેમકે એ પણ તારા જીવનસાફલ્યનું એક ઉચ્ચતમ પગથીઉં છે.

(૨૪) વિદ્યાદાન સમ અધિક દાન કંઇ છેજ નહિ; તો વિદ્યાદાનાર્થે તારાથી જે રીતે બને તે રીતે તું પ્રયાસ કર.

(૨૫) મિથ્યા ફુલણજી બની જો તું દ્રવ્યનો દુર્વ્યય કરીશ તો પ્રભુ તારી તે માટે જવાબ માગશે, એ શબ્દોને તારા હૃદયપટ પર ઉંડું સ્થાન આપ.

(૨૬) વસ્ત્રાડમ્બરથી કીર્તિનો પ્રસાર કદાપિ થાતો ના; એતો કીર્તિની નષ્ટતાનુંજ સાધન છે; એમ સમજી કીર્તિ મેળવવા નીતિનિયમોનું ઉત્તમ રીતે સેવન કર, એજ પથ્ય છે.

(૨૭) ખાલી ડોળથી (દમામથી) દુનીઆં ખુશી થતી નથી, પણ તેની પાછળ હસકાર્ય કરવાનેજ તૈયાર થાય છે.

(૨૮) મશ્કરીમાં પણ કદિ અસત્ય બોલવાનો પ્રસંગ નં આવે, એવું વર્તન રાખવા પ્રબળ ઇચ્છા ધારણ કર.

(૨૯) સત્સંગતિથીજ વૃત્તિ સ્થિર બને છે; માટે સત્સંગતિનો આસ્વાદ લેવા સત્વરે ઉદ્યત થા.

(૩૦) કોઇનું બુરૂં ઇચ્છવું એ પોતાનુંજ બુરૂં ઇચ્છવા બરોબર કે—પોતાનાજ પગપર કુહાડો મારવા સમાન છે.

(૩૧) મનોનિગ્રહ એ ઉચ્ચતર સ્થિતિ પ્રાપ્ત કરવાનું પ્રબળ ઉપકરણ છે.

(૩૨) વિષયમાં એકતાનતા એ વિષયનું સંપૂર્ણ રહસ્ય જાણવાની કુંચી છે.

(૩૩) પ્રીતિભાવથી જેવું કાર્ય થાય છે; તેવું અધિકારી બની આદેશ કરી કરાવવામાં થતું નથી.

(૩૪) ઉત્કટ ઇચ્છાથી આરંભેલું કાર્ય નિર્વિઘ્ને અને ઉત્તમ રીતે થએલું જોવાનો પ્રસંગ વસ્તુતઃ અનેકશઃ આવે છે, બલકે બધીજ વખત આવે છે.

(૩૫) શિક્ષકે બાળકને પ્રેમ પ્રસાદીનો સ્વાદ પ્રથમ આપવો જ તેના પાસેથી સારી રીતે કામ લેવાનો ઉત્તમ માર્ગ છે.

( ૩૬ ) શિક્ષણશાસ્ત્રનાં સુત્રો, મોંએ કરવા માટે નથી, પણ શિક્ષણ સમયે તેનો યોગ્ય ઉપયોગ કરવો એજ તેનું પરમ રહસ્ય છે.

( ૩૭ ) આળસરિપુને કદાપિ સ્થાન આપશો નહિ, જો એકાદ વખત તેની સત્તામાં સપડાયા તો તમારા વિજયનો અવરોધ કરવા તે સમર્થ થશે.

( ૩૮ ) દુર્વ્યસન એ મહાન્ બુરી ચીજ છે, તે સમય, સદ્ગુણ, સ્નેહ સમ્પત્તિ અને શાન્તિ એ સર્વનો વિનાશ કરે છે.

( ૩૯ ) અધિકારી બની અપરાધ રહિત મનુષ્યનું જીવન પરાધીન કરવું, એ અધિકાર નહિ, પણ અધિકાર રૂપી અમલનો ( અફીણનો ) કેફજ ગણાશે.

( ૪૦ ) હિતકર શબ્દોને સ્થાન આપવું અને અહિતકર શબ્દોનો બહિષ્કાર કરવો એ કર્ણેન્દ્રિય અને હૃદય બંનેનો વિવેક ગણાશે. આવું વિવેક સંપન્ન બની શુભ કાર્યો કરવાં એ સુજ્ઞજનોની ઉચ્ચતમ ફરજ છે.

ॐ शान्तिः शान्तिः शान्तिः

લિ. જ્ઞાતિ ઉન્નત્યર્થે પ્રભુ પ્રત્યે નમ્ર અભ્યર્થના કરતો

હું છું જ્ઞાતિ-સેવક

મોહનલાલ બાપુજી પટેલ કેરોજકર.

---

# સાભાર—સ્વીકાર.

**શોધ કાવ્યો**—(પટેલ બંધુની ૧-૭ મા સં. ૧૯૭૯-'૮૦ ના વર્ષની ભેટ) સંગ્રહ કર્તા મી૦ કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા અને રતીલાલ રામચંદ્ર શેલત, સુરત. એક નકલ અવલોકનાર્થે ભેટ મળી છે તે સાભાર સ્વીકારતાં આનંદ થાય છે.

---

નોંધ—ઉક્ત હિત વચનો તે શબ્દોને સાર્થક કરે તેવા છે. અને પણ અમાંનાં કેટલાકનો તાત્કાલીક ઉપયોગ કર્યો છે-કરવા માંડ્યો છે.

Action is better than precept. કહેવા કરતાં કરી બતાવવું એ સારૂં છે, એની અસર જલદી અને અજાણી થાય છે. લેખક પોતે પણ તેનો અમલ, શબ્દો કરતા વર્તનમાં વિશેષ કરશે એવી અમારી ઈચ્છા છે.

વ્યવસ્થાપક.

આ કાવ્યો સુપ્રસિદ્ધ લેખકોના પુસ્તકોમાંથી વીણી કહાડેલાં છે. ઉક્ત પુસ્તકોનાં અવલોકન થઈ ગયેલાં હોવાથી કાવ્ય સંબંધે કાંઇપણ વિશેષ કહેવાનું રહેતું નથી. ચુંટાયેલા કાવ્યો આ સંગ્રહને યોગ્યજ છે એમ કહેવુંજ જોઇએ. એ કાવ્યોના વાચનથી સંગ્રહકર્તાઓનો ઉચ્ચ ભાવ આદર્શ રૂપે પ્રકટ થાય છે. સંગ્રહ કર્તાઓ ખેડુ વર્ગને સાદુ જીવન ગાળતાં છતાં પણ ઉચ્ચ પંક્તિએ આવેલા જોવાને ઘણા ઉત્સુક જણાય છે.

સાક્ષર શ્રીયુત રણજીતરામ વાવાભાઇ મહેતા બી. એ. પ્રસ્તાવનામાં, ખેડુતને શું શું કરવાની જરૂર છે એ બતાવતાં કહે છે કે તેને:—"જમીન-પાસેથી મળે એટલો બધો રસ મેળવવાનો છે. વરસાદ ન પડે અથવા બહુ પડે, જીવાત પડે, હીમ પડે વગેરે આફતોથી પોતાના પાકનું રક્ષણ કરવાનું છે, પોતાના દેશના લોકોને અનાજ પુરૂં પાડવા ઉપરાંત દેશના હુન્નર-ઉદ્યોગ માટે જોઇતો કાચો માલ સારામાં સારો પકવવાનો છે, દેશના દેશજન તરીકે દેશના રાષ્ટ્રીય અને રાજદ્વારી જીવનમાં પોતાનું યોગ્ય સ્થાન જાળવી દેશ અને લોકના હિતના પ્રશ્નોના ઉકેલમાં મદદ કરવાની છે. પોતાનો સંસાર ઉન્નત કરી દેશની સંસ્કારિતા ઝીલવાની છે. × × × ×"

અમે પણ એમજ ઇચ્છીએ છીએ.

આધુનિક કાળમાં કેવા ખેડુતોની જરૂર છે તે માટે કહે છે કે:—

"અમારે તો અમારા ખેડુતો વિદ્યાસંપન્ન જોઇએ છીએ. પુરાણા કાળનાં હળ, રગશીઆપણાથી જમીનમાં ઘસડતા અને બળદનાં પુછડાં આમળતા ખેડુતોને વાયરાથી અને વરસાદથી અને સૂર્ય તાપથી વિંધાતાં વાંકાં જમીન ખેડતાં અને પૃથ્વીના ઉદરમાં સમાયેલી સમૃદ્ધિ માત્ર મનુષ્યના ઉપયોગ માટે બહાર આણતા જોવા અમે તો ઉત્કંઠિત છીએ. અમારા ખેડુતો પટાવાળા કે સિપાઇગીરી કરે એવા નહીં પણ લોકલબોર્ડ, મ્યુનિસીપાલીટી અને ધારા સભામાં બિરાજી પોતાનો દેશધર્મ બજાવે એવા અમારે જોઇએ છીએ. પૃથ્વીનો પટ વિશાળ છે. સાહસ, બુદ્ધિ અને મહેનત માટે સર્વને અવકાશ છે. અમારા ખેડુતો એમના ગામડાંમાંજ ભરાઇ ન રહેતાં પૃથ્વી પટે પ્રસરે અને ગુજરાતનું દુધ દીપાવે તોજ એમના સાદા પરોપકારી જીવનની મહત્તા છે."

અમે પણ એમજ ઇચ્છીયે છીયે. અને અમારી પ્રવૃત્તિ પણ તેજ માર્ગે છે.

આ કાવ્યો ખેડુતો માટે યોજેલાંછે. ખેડુતોનું જીવન સાધારણરે સાદું હોયછે અને સાદા જીવનનો ઉપદેશ કરતા સંગ્રહને ગોપ કાવ્યોનું નામ શામાટે આપવામાં આવ્યું હશે એવો સહજ પ્રશ્ન ઉદ્‌ભવેછે. તેનું સમાધાન પણ પ્રસ્તાવનામાં અપાયું છે.

"ખેડુતની જીંદગીને લગતાં નવાં કાવ્યોથી આપણી ભાષા સમૃદ્ધ નથી. ખેડુજીવન જેવુંજ ગોપજીવન ગ્રામ્ય, સરળ, સુખી હોવાથી ગોપજીવન દર્શાવતી કવિતા ખેડુતોના જીવનમાં રસ સિંચી શકેછે. શ્રીકૃષ્ણની ભક્તિને લીધે ગોપજીવનને લગતી નાના પ્રકારની કવિતાથી આપણા સાહિત્યનું તોશાખાનું ચકચકિતછે. એ તોશાખાનામાંથી રત્નો લઇ આ સંગ્રહ ગૂંથવામાં આવ્યોછે. ગોપજીવન અને ખેડુતજીવનનો પ્રધાન સૂર એકજ હોવાથી ગોપ કાવ્યોનું મનોહર અભિધાન સાર્થક અપાયું છે" એ સત્યજ છે.

"આ સંગ્રહ એવી ઉત્કટ મહેચ્છાઓથી, ખેડુતોનું સાદુ જીવન રસી દેશે, એમના સહજ ગુણોનો વિકાશ કરશે, એમના દોષોનો પ્રતિકાર થશે એમને જાતે સુખી અને સંસ્કારી થવા પ્રેરશે અને દેશસેવા તથા લોકસેવા અદા કરવા ઉત્તેજશે એવી પરમ આશા અને શ્રદ્ધા છે."

પ્રસ્તાવનાકારની ઉક્ત આશા અને શ્રદ્ધા સફળ થાઓ એ અમારી પણ મહેચ્છા છે.





## વનની જરૂરીઆત.



વન જોતાં આપણને એકાએક ભય પેદા થાય છે. વન, વાઘ, રીંછ, સિંહ વગેરેનું નિવાસ સ્થાન છે, મલેરીઆનું મથક છે એમ હોવા છતાં પણ વન વખોડવા લાયક નથીજ. વન ન હોય તો દેશના વાયુમાં ભેજ હોઇ શકેજ નહિ, દેશમાં વરસાદ વરસે નહિ. વરસાદ ન વરસવાથી

ની ખેતી પડી ભાગે. વરસાદ ન પડવાથી ભારત વર્ષ જેવી દેવ ભૂમિ ગણાતી જમીનમાં વાવેતર કરવાના સાંસા પડે. જે દેશમાં મોટા વનનો અભાવ છે ત્યાં વરસાદ પણ પડતો નથી, અને વખતે પડે છે તો તે ઘણો થોડો પડે છે. તે વરસાદ ઉપર વાવેતર કરી સુંદર પાક લેવાની આશા રાખવી ફોકટ છે.

વનમય દેશમાં જુદી જુદી જાતનાં હિંસક પ્રાણીઓ વસે છે ખરાં પણ તેનાથી બચવાના ઘણા ઘણા ઉપાયો છે, અને તે માણસથી બને તેવા છે. મલેરીઆ અગર એવા બીજા જંગલથી ઉત્પન્ન થનારા રોગો મટાડવાની પણ માણસોમાં ઇશ્વરે શક્તિ આપીજ છે. મલેરીઆ વગેરે રોગ વનથી ભલે ઉત્પન્ન થતા હોય તોપણ વનનો વિનાશ કરવાના અમે પક્ષપાતી નથીજ. વનના અસ્તિત્વથીજ વાયુ મંડળ વરાળ ધરી શકે છે. અને તેથીજ વરસાદ થાય છે. જે દેશમાં જે પ્રમાણમાં વધારે વન છે, તે દેશમાં તે પ્રમાણમાં વધારે વરસાદ થાય છે. જંગલથી જો દેશમાં વરસાદ થાય છે તો જંગલ સંસારીઓના ઉપકાર માટેજ છે. વનભૂમિ અથવા જંગલ હોવાથી કયા કયા ફાયદા થાય છે તે સંક્ષેપમાં કહેવામાં આવે છે.

( ૧ ) જંગલ હોવાથી ઇમારતી લાકડું બાળવાનાં લાકડાં તથા સંસાર વ્યવહારનાં બીજાં ઉપયોગી સાધનો મળી શકે છે.

( ૨ ) જંગલમાં લાકડું પાકતું હોવાથી દેશમાં કારિગરોની રોજી ચાલ્યા કરે છે. શિલ્પ કારીગરીને ઉત્તેજન મળે છે. પારકા દેશની દોલત ખેંચનારૂં એક સાધન જંગલ છે. જંગલથી દેશમાં શિલ્પ અને વાણિજ્ય બંને વધે છે.

( ૩ ) વનથી ઉત્પન્ન થતી ચીજો દેશાવર જવાથી દેશની દોલતમાં વધારો થાય છે.

( ૪ ) જંગલથી સ્થાનીક વાયુમંડળની અને ભૂપૃષ્ઠની ગરમી કેટલેક પરિમાણે ઓછી થાય છે. અને તેથી જળ વાયુ સુંદર રહે છે.

( ૫ ) વનભૂમિના વાયુમંડળમાં શિતળતા વધારે હોવાથી જમીનનો રસ કેટલેક અંશે સુકાતો નથી.

( ૬ ) વનભૂમિ હોવાથી વરસાદ વધારે પડવા છતાં બીજ વાવેતરનો નાશ કરવા શક્તિમાન નથી.

( ૭ ) વરસાદનું ઘણું પાણી જંગલમાંના ઝાડ શોષી લઈ જં. લઈ જાય છે અને ઝરણાં રૂપે નદીઓને બારે માસ પાણી આપે જે નદીઓ પ્રાણીઓને બારે માસ ઉપયોગી છે.

( ૮ ) જંગલ હોવાથી જમીન ધોવાઇ જતી નથી. જેથી નદીઓ મોટાં નાળાં પાડી જમીન ઉપરની માટી ખેંચી જઇ શકતી નથી, ઉલટું નદીનો કાંપ જંગલમાં ઠરે છે.

( ૯ ) વનભૂમિ વાયુના વેગને કેટલેક અંશે અટકાવે છે. પાસે આવેલા નગરને કે ગામને અસહ્ય ગરમ પવનથી બચાવે છે.

( ૧૦ ) વનભૂમિ ઓક્સિજન અને ઓઝન નામે બાષ્પીય પદાર્થની ઉત્પત્તિમાં સહાયતા કરે છે.

વનભૂમિ વડે જે દસ ઉપકાર થાય છે તે સંક્ષેપમાં લખ્યા છે તે ઉપર થોડું વિવેચન કરવાની રજા લઉંછું. એક અંગ્રેજ ડૉકટર ( કુંબી બ્રાઉન ) પોતાના પુસ્તકમાં સ્પષ્ટ લખે છે કે જે સ્થળે જંગલ કાપી નાંખવામાં આવ્યાં છે ત્યાં વરસાદ ઘણો ઓછો પડે છે. અને કેટલાંક મેદાનોમાં જ્યાં ઝાડ રોપવામાં આવ્યાં છે ત્યાં વરસાદ વધારે પડે છે. મોરીશીઅસ બેટનું વર્ણન લખતાં લખે છે કે, આ બેટ જ્યારે મારા અધિકાર તળે આવ્યો ત્યારે ત્યની પર્વતોની હારો અને તેની આસપાસની જમીન ઝાડોથી પરિપૂર્ણ હતી. આ મનોરમ્ય દ્વિપની વધારે ભૂમિ જંગલ રૂપે હતી. સાહેબ લોકને આ જંગલ ઠીક લાગ્યું નહિ જેથી ક્રમેક્રમે તેનો નાશ કરાવવા લાગ્યા. જેમ જેમ જંગલનો નાશ કરવામાં આવ્યો તેમ તેમ ત્યાં વરસાદ કમી થવા લાગ્યો. વાયુ મંડળમાં જે શિતળતા હતી તે દિવસે દિવસે કમી થઈ સખ્ત ગરમી પડવા લાગી. ઘણાં ઝરણાંઓ સુકાવા લાગ્યાં. સ્થાનીય લોકો થોડીજ મુદતમાં આબો હવામાં થએલો ફેરફાર તથા જલનો અભાવ જોવા લાગ્યાં. ઝરણાં સુકાવા લાગ્યાં તેનું કારણ પણ સ્પષ્ટ જાણવા લાગ્યાં. દેશની પૂર્વની સ્થિતિ પાછી જોવા ઘણાં આતુર થઈ ગયાં. ઘણું ઘણું કર્યું પણ બધું વ્યર્થ ! ! છેવટે ઝાડ રોપવાની શરૂઆત થઇ. જેમ જેમ ઝાડની વૃદ્ધિ થવા લાગી તેમ તેમ પૂર્વની સ્થિતિ નજરે જોવાનો સુયોગ્ય સમય પણ મળ્યો. વરસાદ વધ્યો હવા પણ શાન્તિદાઇ થઇ.

આપણા દેશમાં પણ આવા ઘણા ફેરફારો થયા છે તે સહુ કોઇ જાણે છે. મોટા વિસ્તારવાળું સુંદરવન કે જે પોતાની સુંદરતા માટે આખી

. . નામાં વર્ણવ્યું છે, તે જેમ જેમ કપાતું જાય છે તેમ તેમ તેનાં જળ પણ બદલાઈ ગયાં છે. વરસાદ પણ ઓછો પડવા લાગ્યો છે. ગીર ભાગમાં પણ ઉપરા ઉપરી દુકાળ પડવા માંડ્યા છે. શસ્ય શામળા સુફળા વગેરે વિશેષણથી વિભૂષિત ભારતી ધાત્રિ દેવી આજ અલંકાર હીન થઇ ગઇ છે. અનેક સાબિત કર્યું છે અને નજરે જોયું છે જે જમીનની પેદાશ આપવાની શક્તિ દિવસે દિવસે કમી થતી જાય છે. આનાં ઘણાં કારણો છે. જેમાંનું મોટામાં મોટું એક કારણ વરસાદની તાણ અને આબોહવાનું પરિવર્તન પણ છે. વરસાદમાં અને આબો હવામાં પરિવર્તન ન થાત તો કદી ઘણુ જમીન રસકસ છાંડત નહિ.

વરસાદથી જમીન કેવળ રસદાર રહે છે. એટલુંજ નથી; પણ પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે વરસાદ ખાતરનું કામ પણ કરે છે. તેથીજ જે દેશમાં વરસાદ વધારે પડે છે તે દેશની જમીન–સુવર્ણ પ્રસવિની–શસ્ય શાલિની હોય છે. આકાશનું પાણી ખાતર સાથે મળેલું હોય છે. જેથી તે પાણીથી પાકને જે જે ઉપકાર થાય છે તે નદી અગર કુવાના પાણીથી થતો નથી. આકાશના–વરસાદના પાણીથી જમીન એકસરખી પોચી થાય છે. તેવી બીજા કુવા, તળાવના પાણીથી થતી નથીજ. જેથીજ કહેવાય છે જે **"આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ"** પણ અફસોસ છે જે આ કહેવતનો અર્થ પાણીનો જથ્થો બનાવવામાંજ વાપરીએ છીએ. વરસાદના પાણીના ગુણનો કોઇ તપાસનુંજ નથી. આવી રીતે જેના ઉપર વરસાદનો આધાર રહેલો છે તે વનસ્પતિના જથ્થાનો–વનનો નાશ ન કરતાં તેની વૃદ્ધિ કરવી, એ દરેક ખેડુતનું કામ છે. આથીજ માતૃભૂમિ ભારતી દેવી વીર રત્ન પ્રસવિની સાથે શસ્ય શાલિની પણ કહેવાઇ રહેશે. એજ ભાવના, વળી બીજી ભાવના એજે

મહીમાં ભલા વર્ષજો મેહ માગ્યા,
રહે લાભને લક્ષમાં લોક લાગ્યા;
જનો અંગમાંથી મહીને ઉતાપો,
સકલ બંધુમાં સંપ સુદૃઢ થાપો. —અસ્તુ.

ભવદીય,
**મહીદાસ પ્રેમજી.**
ગુરૂકુલ–અધ્યાપક.

# બોર્ડરોનો બળવો.

તા. ૧ લી ઓકટોબર ૧૯૧૫

રા. રા. પ્રમુખ સાહેબ,

કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ બોરડીંગ કમીટી.

મુ. વિરમગામ.

વિ. વિ. કે આપણી બોરડીંગમાં કેટલાક ઉછૃંખલ છોકરાઓ અવાર નવાર તોફાન કરતા હતા. તેનો માજી સુપરીન્ટેન્ડન્ટ મી. ચુનીલાલને અનુભવ થયો હતો. માટે તોફાની છોકરાઓને કબજે રાખવાને સુપરીન્ટેન્ડન્ટને વિશેષ સત્તા આપવામાં આવી હતી.

મી. ચુનીલાલ સન ૧૯૧૪ ના આગષ્ટમાં રાજીનામુ આપી ગયા પછી કાંઈક શાંતતા જણાઇ હતી. તે વખતે તોફાની છોકરાઓને એવો સધીઆરો મળ્યો હોવો જોઇયે કે હવે તેઓ ઇચ્છાનુસાર વર્તી શકશે. વખતના વહેવા સાથે તેમની તેવી માન્યતામાં તેઓ છેતરાયા એમ તેમને જણાવા લાગ્યુ, તેમ તેમના તોફાનની હકીકતો મેળવતાં મને મુશ્કેલ પડવા લાગ્યું. મારી તો તે સ્વેચ્છીક મહેનત ( love labour ) હતી. તે કામ મેં ખુશીથી માથે લીધું હતું તેથી ગમે તેટલી મુશ્કેલીએ પણ તે કામ પાર ઉતારવું એવો મારો નિશ્ચય હતો તેથી પ્રયત્ન જારી રાખ્યો. બોરડીંગમાંજ જાતે રહેવું બની શક્યું નહીં, પણ દીવસમાં એક કરતાં વધારે વખત તથા અનિયમીત વખતે તેમજ રાત્રે પણ બોરડીંગની મુલાકાત લેવા માંડી, ત્યારે જણાયું કે અમુક છોકરાઓ બોરડીંગના કાયદા કાનુનોને–ડીશીપ્લીનને બીલકુલ માન આપતા નથી. તેઓ સ્વાર્થી વિશેષ છે. પોતાની સગવડ સચવાવવાનેજ બોરડીંગના નોકરોને ગેરવ્યાજબી ફરજ પાડે છે. તેમનીજ સ્વેચ્છાને જે નોકરો માન આપતા નથી તેમને હેરાન કરે છે અને તેમની વિરૂદ્ધ ખોટી ફરીયાદો કરે છે. વળી તેઓ ગરીબ અને નાના છોકરાઓને પણ હેરાન કરે છે. જે બે છોકરાઓ માજી સુપરીન્ટેન્ડન્ટના વખતમાં ખાસ સજા પામ્યા હતા, તેમની તરફ ખાસ ધ્યાન દૃષ્ટિ રાખવા માંડી, એવી આશાથી કે તેઓ સુધરી જાય.તો

ઘણાભાગના વખતમાં તેમને માથે લાગેલો ડાઘ ભુસાઈ જાય, પણ દીલગીરી સાથે મારે કહેવું પડે છે કે તેમણે મારી ક્ષમાને નિર્બળતા માની. ત્યારે મારે સત્તાનો ઉપયોગ કરવો પડ્યો. તોપણ ફક્ત નાની નાની એક દીન, બે દીન દુધ આપવાનું બંધ કરવાની સજાજ કરવા માંડી. તે પણ ઉક્ત ઉંધાળા છોકરાઓને રૂચતું આવ્યું નહીં.

ગઇ બોળચોથને દીને મિષ્ટ ભોજન કરવાનું હતું. એ મિષ્ટ ભોજન વખતેજ કાંઈ મોટું તોફાન કરવું એવી તેમની વૃત્તિની મને આગાહી મળી. તેથી મેં મિષ્ટભોજન કરવું બંધ રખાવી હમેશનું ભોજન દાળ ભાત રોટલી શાક કરાવ્યું. ભોજનમાં હું સાથેજ હાજર રહ્યો. જમતી વખતે અમુક એક જગાએ બેઠેલા ૧૦-૧૫ છોકરાઓમાં કાવતરું રચાયું. રોટલીમાં કાંકરી છે એવો દાવો કરીને ૧૧ જણાઓએ દંડે ૧ થી ૨ રોટલી સુધી ભાણામાં જાણી જોઈને પડી મુકી ભાત ખાઈ ઉઠી ગયા. હું પણ સાથેજ જમવામાં હતો પણ જમતી વખતે કાંકરીની કાંઈ ફરીયાદ મન કીધી નહીં. ૨૨ રોટલી ભાણાઓમાં પડેલી હતી. રોટલી પડી મુકવાનું કારણ મેં પુછ્યું ત્યારે રોટલીમાં કાંકરી હોવાનું બતાવ્યું. એમાંનીજ રોટલી ખાનારા ૪૦ ઉપરાંત માણસોમાંથી ફક્ત ૧૧ જણાનેજ કાંકરી આવી અને બીજાને નહીં આવી એતો ચમત્કારજ ગણી શકાય. મને કાંકરી આવીજ નહોતી. કાંકરીની ફરીયાદ કરવાવાળાઓમાંથી એક બે જણા એમ પણ કહે છે કે અમુક છોકરાઓના કહેવાથીજ અમારે રોટલી પડી મુકવી પડી હતી. રોટલી ઘઉંની હતી તેનું અટામણ આજનીના આટાનું કીધું હતું. તે આટામાં કાંકરી છે એવી એ છોકરાઓની ફરીયાદ હતી. એ લોટનો આટો ફરીથી મેં ચાખ્યો. બીજાઓને ચખાડ્યો, તે આટાની કુલેર (ઘી ગોળ નાખીને) કીધી તે મેં ખાધી. બીજા છોકરા તેમજ અન્ય ત્રાહીત માણસોને ખવરાવી, પણ કાંકરીનો પત્તો કોઈને લાગ્યો નહીં. બ.જે દ.ને અટામણ માટે બીજે ઠેકાણે દળાવી મંગાવ્યો તેનું અટામણ કરવાનો હુકમ આપ્યો. મને એક યુક્તી-તરકીબ સુજી. ઉક્ત આટામાં કાંકરી હશે તો ફરીથી તેનું અટામણ કરાવવાથી રોટલીમાં કાંકરી અચુક આવશેજ તેથી બીજે દીને પણ એજ આટાનું અટામણ કરવાનો હુકમ છુપી રીતે રસોઈઆને આપ્યો. (પણ છોકરાઓને કે બીજા નોકરોને મારી યુક્તીની-મારા પ્રપંચની (?) કાંઈ ગંધ દીધી નહીં.) તે દીને રોટલીમાં કોઈને કાંકરી આવી નહીં. તેજ છોકરાઓ કહેવા લાગ્યા. "જુઓ આજે

કાંઈ કાંકરી છે ? શાકના આદામાં જરૂર કાંકરી હતી " હું પણ તે વખ જમવામાં સાથે હતો. રોટલીમાં કાંકરી આવતીજ નહોતી કાંકરી સંબંધી હું તે દીને કાંઈજ બોલ્યો નહીં. બીજે દીને કાંકરીની વાત છેડી, સત્ય હકીકત જણાવી દીધી. પેલા છોકરાઓતો નિસ્તેજ થઈ ગયા.

આ સર્વ હકીકત પ્રો. જેઠાલાલ ગી. સ્વામીનારણ-બોરડીંગના સેક્રેટરીને નિદાન કીધી. તે ણે તજવીજ કરી અમુક ઉછૃંખળ છોકરાઓની જુઠી ફરીયાદ હતી એવી એમની ખાતરી થઈ તે ઉપરથી ઉક્ત છોકરાઓનો ખુલાસો માંગ્યો. તેના જવાબમાં તેઓએ માફી માગી એટલે તેઓને ક્ષમા આપી તે વાતને પડતી મુકી હતી.

ત્યાર પછી થોડા દીનથી અવાર નવાર છોકરાઓનાં તોફાન ચાલુ રહી બોરડીંગની વ્યવસ્થામાં અડચણ આવતી રહી હતી. ગઈ સાંજરે નીચે લખેલા છોકરાઓએ બોરડીંગ છોડવાની અરજી આપી છે. તેથી મને માનવાને કારણ મળે છે કે પ્રો. જેઠાલાલની સમક્ષ માફી માગ્યા પછી જે તોફાન તેઓ કરતા હતા તે સાપ્રાધ તોફાન હતું. બોરડીંગની વ્યવસ્થામાં જાણી જોઈને અડચણ કરવાની ઈચ્છાથીજ તેમણે તેવી વર્તણુંક ગ્રહણ કીધી હતી. તેથી તેઓ ભારે સજાને પાત્ર થાય છે. વળી બોરડીંગ છોડવામાં તેમણે પોતાની સરતે તોડી છે એટલુંજ નહીં પણ બોરડીંગ પ્રત્યે કૃતઘ્નતા દાખવી છે તે માટે પણ તેઓ સજાનેજ લાયકછે. તેઓ ભણવામાં તેજ નહોતા પણ રખડેલ હતા અને ગઈ પરિક્ષામાં નાપાસ થએલા હતા. ગઈ મીટીંગમાં તેઓને ચેતવણી આપવી પડી હતી. એટલે બોરડીંગનો ત્યાગ કરી જાય તેમાં કાંઈ નુકશાન નથી પણ તેમની ગેરવર્તણુંક માટે તેમને સજા થવી જોઈએ. બીજા છોકરાઓને ચાનક રહેવા માટે તોફાની છોકરાઓને સજા થવાની ખાસ જરૂરછે એમ મારૂં માનવુંછે. માટે એ છોકરાઓનાં રાજીનામાં પાસ નહી કરતાં તેમને બોરડીંગમાંથી બાર તરફ કરી તેમના ડીપોઝીટના રૂ. ૧૦) દંડ તરીકે દાખલ કરવા મારી ભલામણ છે તેને સંમતિ આપશો.

ઉક્ત છોકરાઓનાં રાજીનામામાં જણાવેલાં કારણોની વાસ્તવીકતા સાબીત કરી તેઓ નિર્દોષ ઠરે તો તેમને માફી આપવા હુંજ કમીટીને વિનતી કરીશ. કેટલાક છોકરાઓએ પોતાના વાલીઓને જણાવ્યા સિવાયજ રાજીનામાં આપ્યાં છે એમ માનવાને મને કારણ છે.

મી. લલુભાઇ સોમનાથ ફ્રી બોરડર હતો. ગઇ બે પરિક્ષામાં નાપાસ થયો હતો. છતાં પ્રો. જેઠાલાલની ભલામણથી ગઇ મીટીંગમાં તેને ચાલુ રાખવાનો ઠરાવ થયો હતો. માજી સુપ્રીન્ટેન્ડન્ટે તેને એક કરતાં વધારે વખત સજા કીધી હતી. રખડેલ હતો.

મી. પ્રાણજીવન શંભલાલ. માજી સુપ્રીન્ટેન્ડન્ટનું તેણે એક કરતાં વધારે વખત અપમાન કીધું હતું. મારી જાણ પ્રમાણે બાદડીના મુખ્ય કારભારી મી. મગનલાલભાઇએ એ છોકરાની ગેરવર્તણુક નજરે નિહાળી હતી. ગઇ બે પરિક્ષામાં નાપાસ થયો હતો. ચાનોડીઓ હતો. ગેરવર્તણુક માટે તેનો રૂા. ૨) દંડ થયો તે પાછો મેળવવા કમીટીને અરજી કરી જે અરજી કમીટીએ નામંજુર કરી દંડ બહાલ રાખ્યો હતો.

મી. મણીલાલ કેવળદાસ. પરિક્ષામાં નાપાસજ થતો હતો. તેના પિતા તેને ભણાવવા ઘણા ઉત્સુક હતા. પણ ભણવામાં ધ્યાન આપતો નહોતો. શૃંગારના વિષયો સંબંધી વધારે ધ્યાન આપતો હતો. બીડીઓ પીતો હતો.

મી. હરીલાલ કેવળદાસ. ઉપર કહ્યા મણીલાલનો ભાઇ છે. તેને પણ મી. મણીલાલ લેઇ ગયો જણાય છે.

મી. લલ્લુભાઇ જેઠીંગભાઇ. છેલ્લા દસ પંદર દીવસથી તેણે બહુ તોફાન કરવા માંડ્યું હતું. તેના બાપ ઘણી વખત શિખામણ આપતા હતા પણ તે વ્યર્થ જતી હતી. તેના પિતા અપવાદમાં રહે છે. તેમને તેડી લાવવા મેં તે છોકરાને કહ્યું હતું પણ આવ્યા નહોતા. પહેલાં મને મળવા આવતા હતા. આ વખતે આવ્યા નથી તેથી હું એમ ધારૂં છું કે તે છોકરાએ જાણી જોઇને કહ્યુંજ નહીં હોય. તે છોકરાની વર્તણુક ખરાબ હતી. તેને ખરદરફ કરવા નિશ્ચય કરેલો પણ તેના પિતાની વિનતીથી બંધ રાખેલો. હવે તે સ્વેચ્છાથી જાય છે તો કશો ગુમાઇ જવા માટે જરાપણ દીલગીર થવા જેવું નથી. ભણવામાં જરાપણ તેજ નહોતો.

મી. બળદેવભાઇ ચુનીલાલ } સ્વાર્થી અને એકલસુરા. પોતે મોટા-
મી. બળદેવભાઇ ગોવીંદજી } ઇના ડોળ કરતા હતા પણ મોટાઇ તેમનામાં જરાએ દ્રષ્ટિગોચર થતી નહોતી. સાંકડા વિચારના

અને અભિમાની. પોતે તોફાન કરે નહીં પણ છોકરાઓને ઉત્તેજન આપનાર હતા. રૂ. ૧૫) જેવી રકમ એક તોફાની છોકરાને ઉછીતી આપી છે તે પાક વળવાનો સંભવજ નથી, એવી મને ફરીયાદ થઈ હતી. શૃંગારી વિષયોના શોખીન હતા. ભણવામાં નિસ્તેજ હતા.

આ છોકરાંઓના જવા પછી પણ બોરડીંગમાં ૩૨ બોરડરો છે.

આપનો નમ્ર સેવક
(સહી) હીરાલાલ વસંતદાસ.
આ. સુપરીન્ટેન્ડન્ટ.

પોંચ્યા તા. ૨-૧૦-૧૫.

(સહી) રા. કે.

આ અરજી બોરડીંગના સેક્રેટરી તરફ રવાના કરી તા. ૨૩-૧૦-૧૫

(સહી) રાયસીંગજી ચેરમેન બો. કમીટી.

તપાસ કરતાં સુપરીન્ટેન્ડેન્ટે કરેલો રીપોર્ટ ખરો છે. રીપોર્ટમાં જણાવેલ છોકરાઓએ મારી રૂબરૂ લેખીત માફી માગી હતી. તે પછી તેમણે પોતાનું તોફાન ચાલુ રાખ્યું હતું અને ઓકટોબરની ૧લી તારીખે બોરડીંગ છોડી ચાલી ગયા હતા. તેથી પોતાનો અભ્યાસ પુરો થયા પહેલાં તોફાન કરી જવા માટે તેમને યોગ્ય શિક્ષા થવી જોઈએ એવો મારો અભિપ્રાય છે.

( સહી ) લી. જેહાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ સેક્રેટરી.



## શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ બોરડીંગની
### વ્યવસ્થાપક કમીટીની ત્રિમાસીક મીટીંગ.

તા. ૨૩ મી ઓકટોબર ૧૯૧૫ ને શનીવારે બોરડીંગના મકાનમાં મળી હતી. જેમાં ગોળમાંથી ૧૨ સભાસદોએ હાજરી આપી હતી. આ પહેલીજ મીટીંગ હતી કે જેમાં સભ્યોની આવડી મોટી સંખ્યાએ હાજરી આપી હતી, કારણ બોરડીંગમાં કેટલાક ઉછંખળ છોકરાઓએ ગંભીર પ્રકારનું તોફાન કર્યું હતું. તેમને સાસન કરવાની જરૂર હતી.

નિચે પ્રમાણે ઠરાવો સર્વાનુમતે પાસ કરવામાં આવ્યા હતા.

ગત ૭ માસનો હીસાબ રજુ થયો તે સંતોષ કારક જણાયો અને પાસ કર્યો. તે નિચે આપ્યો છે.

૧૧૩૭—૮—૦ મહામંડળમાંથી મળવાના છે તે
૭૧૮—૧૩—૫ બોરડરોની ફીના આવ્યા તે

૧૮૫૬—૫—૫
૧૬૧૧—૫—૦ ૭ માસમાં કુલ ખર્ચ થયું તે બાદ

૨૪૫—૦—૫ બચત રહે છે.

ઉપરના ખર્ચમાંથી ૧૦૩૨—૧૨—૫ ભોજનમાં ખર્ચાયા છે બાકીના રૂ. ૫૭૮—૮—૭ મકાનભાડુ, નોકરોના પગાર તથા કંટીજન વીગેરેમ ખર્ચાયા છે.

આ ૭ મહીનામાં ૧૯૧ ( દર મહીને ૨૪ ની રાશથી ) છોકરાઓએ લાભ લીધો હતો તેથી દર છોકરા દીઠ દર મહીને ભોજન ખર્ચ રૂ. ૫—૪—૪ ની તથા કુલ ખર્ચ રૂ. ૮—૩—૬ ની રાશ આવે છે. જે આગલા વર્ષની રાશથી ઓછી છે.

વિદ્યાર્થી હરીલાલ મોતીલાલને ख वर्गमांथी क वर्गमां लीधो અને નટવર હરીસીંગને क વર્ગમાં દાખલ કર્યો.

નવા વિદ્યાર્થી શંકર કુબેર અને બેચર હરીભાઈને ख વર્ગમાં દાખલ કર્યા છે તેમને મંજુર રાખ્યા.

બોરડર રામભાઇ છગનલાલ અને મગનલાલ જેઠાતારામ નિશાળે જતા નહીં હોવાથી ના મંજુર કીધા તથા ઠરાવ્યું કે નિશાળમાં વિદ્યાભ્યાસ કરતા હોય નહીં તેવા છોકરાઓને બોરડીંગમાં દાખલ કરી શકાશે નહીં. તેમની તથા વિદ્યાર્થી કુબેર પરસોતમ, શીવપ્રસાદ ગોપાળદાસ, શીવલાલ છગનલાલ અને મગનલાલ શ્રીધરભાઇની અનામત રકમ પાછી આપવી.

મારફતનમાં લખેલા સાત બોરડરો વિરૂદ્ધ, સુપરીન્ટેન્ડન્ટનો રીપોર્ટ વાંચ્યો તથા ઓ; સેક્રેટરીનો શેરો જોયો અને
મી લલુભાઇ સોમનાથ, માજી સુપરીન્ટેન્ડન્ટનો તેમના સંબંધી પહેલાંનો
„ મોહનજીવન વ્રજલાલ, રીપોર્ટ તપાસ્યો. તેમજ ઉકત સાતે બોરડરોની
„ બળદેવ ચુનીલાલ, અરજીઓ વાંચી અને બોરડીંગની વ્યવસ્થામાં જે
„ બળદેવ ગોવીંદજી, સભ્યોએ ભાગ લીધો છે તેમનો અનુભવ પણ
„ લલુભાઇ જેસીંગભાઇ, જાણવામાં આવ્યો. તે ઉપરથી ખાતરી થાયછે કે

શ્રી. મણીલાલ કેવળદાસ, જે બોરડરો પોતાની મેળે બોરડીંગ છોડી ચાલી
,, હરીલાલ કેવળદાસ, ગયા છે તેમણે નિયમનો ભંગ કર્યો છે તથા સુપ-
રીન્ટેન્ડન્ટનું અપમાન કર્યું છે, વળી બોરડીંગ
છોડયા પછી ઉપરી સત્તાને આપેલી અરજીઓ પણ અવિવેકી તથા અસભ્યતા ભરેલી છે તો તે બોરડરોને બરતરફ કરેલા અને તેઓ ભવિષ્યમાં ફરી દાખલ કરવા યોગ્ય નથી એમ ગણવા. એમનું વર્તન જોતાં નિયમ પ્રમાણે તેમની અનામત પાછી મળે નહીં, પરંતુ આ બનાવ પહેલ વહેલો છે તથા અનામત જપ્ત કરવી તે તેમના માબાપને સજા કર્યા બરાબર છે તે બીના ધ્યાનમાં રાખી તેમની અનામત સ્હેમીયતની ખાતર પાછી આપવી.

ઉપર કહેલા સાત બોરડરોમાંના ત્રણ–૨ જો, ૩ જો અને ૪ થાએ સુપરીન્ટેન્ડન્ટની પાછી મેળવવા કરેલી અરજીઓ વિચાર ઉપર મુલતવી રાખવી.

## સમસ્ત ભારત વર્ષિય કુરમી ક્ષત્રિય પરિષદની ૧૦ મી બેઠક

લખનૌ શહેરમાં આવતા નાતાલમાં તા ૨૭, ૨૮ અને ૨૯ મી ડીસેમ્બરના ત્રણ દીન ભરવાનું નક્કી કર્યું છે. લખનૌ શહેરના મ્યુનીસીપાલ કમીશનર રાવ બહાદુર બાબુ બીહારીલાલ સાહેબે સ્વાગત કમીટીનું પ્રમુખપદ સ્વીકાર્યું છે.

ગુજરાત, કાઠીઆવાડના પાટીદાર–લેઉવા કડવા બંધુઓને ઉક્ત પરિષદમાં પધારવા વિનંતી કરવામાં આવે છે.



## વહીવંચાનાં ગપોડાં.

કડવા પાટીદારના મેળાના કુળના વહીવંચા (ભાટ–બારોટ) છે, તે મારા કુટુંબના પણ છે. જેમાંનો નારણ કરીને એક વહીવંચો અમારે ગામે પંદર દિવસ ઉપર માગવા આવ્યો હતો. રાતના નવરાશની વેળાએ રૂસવાદી, લાલવાદી, વગેરે ગપ્પા જેવી વાતો કરીને શ્રોતાના (પોતાના યજમાન અને આપણા અજ્ઞાન જ્ઞાતિબંધુઓના) મન રંજન કરતો હતો.

એક વખત કડવા જ્ઞાતિની કુળદેવી અને લગ્ન સંબંધીની વાત નીકળતાં તેણે જણાવ્યું કે ઉંઝા ગામમાં કુળદેવીનું મોટું દેરૂં છે તેને ત્રણ દરવાજા છે. જેમાં બે દરવાજા હમેશને માટે ખુલ્લા રહે છે ને એક દર-

વાજો બંધ રહે છે તેને સવામણનું તાળું વાસેલું છે એ દરવાજો, દશ વર્ષે લગ્નનો દિવસ આવે છે ત્યારે માતાજીના પ્રભાવથી તાળું એની મેળે ખુલી જઈ, આપોઆપ ઉઘડી જાય છે ને તે દરવાજો લગ્નના દિવસ સુધી ઉઘાડો રહે છે ને પછી તુરતજ એની મેળે આપોઆપ બંધ થઈ જાય છે ને તાળું સવામણનું આપોઆપ એની મેળે દેવાઈ જાય છે.

સં. ૧૯૬૬ ના લગ્ન વખતે ને તે પછી અમદાવાદમાં અને બીજે ઠેકાણે માતાજીની આજ્ઞા સિવાય છુટાં લગ્ન કર્યા તેમના પુત્ર પરણીને ઘેર આવતાની સાથેજ મરણ પામ્યા હતા.

ઉંઝા ગામથી થોડે છેટે ઓળીઆ પીરની કબર છે, તેના ઉપર રોજો છે તે રોજો બંધાવતી વખતે તેના પાયામાં દોઢ હજાર મણ કસ્તુરી ચણાવવામાં આવ્યો હતો, એવું તેણે કહ્યું હતું.

ઉપરની ત્રણ બાબત જાહેરમાં જણાવી અજ્ઞાન જ્ઞાતિબંધુને બાગ-નમાં સત્ય કેટલું રહેલું છે તેની ખત્રી કરાવી આપવા મારી છે.

| | |
|---|---|
| પાસ. છી. સુરત. | લી૦ આપનો જ્ઞાતિ સેવક, |
| તા૦ ૭-૧૧-૧૫ | ભગવાન દેવજી કોરી. |

ઉપર લખેલી હકીકત નાગજી ભાટે બીલકુલ જુઠીજ જણાવી છે. તે ઉપર ઘણું બોલાયું તેમ લખાયું છે. અમારા બંધુઓ મુર્ખ પેટભરા વહીવંચની વાતને હજુપણ માનતા નજરે આવે છે તે જાણી અત્યંત દીલગીરી થાય છે.

કુળદેવી ઉમીયા માતાજીને દ્વારે સવામણનું તાળું સ્વયં ઉઘડે છે અને વસાય છે એમ કહેવામાં હડહડતું જુઠું છે. તેવુંજ જુઠું છુટાં લગ્ને પરણનાર જોડાંનાં મરણનું છે. ત્રીજી વાત ઉંઝાની નજીક મીરાં દાતારની દરઘા નામે મુસલમાનની પ્રખ્યાત જગા છે તે વિષે ભાટ કહેતો હોય કદાચ એ દરઘા બંધાવતાં તે ભાટના બાપદાદાઓ કડીયા મજુરીએ ગયેલા હોય. તેના વંશમાં પરંપરાએ એ વાત હતી હોય તો તે અમે જાણતા નથી. પાયામાં કસ્તુરી નાંખ્યાની વાત સાંભળીને અમને તો હસવુંજ આવે છે.

વહીવંચા પ્રાચીન વખતમાં ઉપયોગી હશે, પણ હાલતો તેઓ હરામનુંજ ખાય છે. અમારા અજ્ઞાન વર્ગને ઉપર જેવાં ગપોડાં સંભળાવી મોજ કરી મોજ માણે છે. જ્ઞાન રૂપી પ્રકાશ પડતાં વહીવંચા રૂપી પતંગીયાં અદ્રશ્ય થશે એ નક્કી છે.

વ્યવસ્થાપક

'ગુજરાતી' સાહિત્યમાં અત્રનવો ફેરફાર.

બંગાળી, મરાઠી, હિન્દી ઇત્યાદી સાહિત્યમાંથી યોગ્ય

ચુંટણી કરી ઉત્તમ લેખો આપતું, તે સાથે

ગુર્જર સાહિત્યમાં પંકાયલા સાક્ષરોના

લેખો પણ પ્રગટ કરેતું

**સસ્તામાં સસ્તું સચિત્ર માસિક પત્ર.**

# વિવેચક.

કે જે નિયમીત રીતે અંગ્રેજી માસના પ્રારંભમાં પ્રગટ થાય છે. સુંદર કાગળો, આર્ટ પેપરનું પુંઠું અને દર માસે ચિત્રો આપે છે; છતાં વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૨–૧–૦ હિન્દ બહાર રૂ. ૩–૦–૦ જાન્યુઆરીનો ખાસ સચિત્ર અંક દળદાર પુસ્તક રૂપે બહાર પડશે, અત્યારથી નામ નોંધાવી ગ્રાહક થાવ. પાછળથી ભાગ્યેજ આ અંક મળી શકશે. આખા વર્ષનું લવાજમ આ અંકમાંજ વળી જશે. છુટક કિંમત આ અંકની રૂ. ૦–૧૨–૦ છે. અત્યારથી ગ્રાહક થઇ નામ નોંધાવશે તેઓનેજ મળી શકશે. જા × ખ માટે આ અંક તથા માસિક અપૂર્વ સાધન છે. ભાવ તાલ માટે પુછો. નમુનાના અંક માટે સાડા ચાર આનાની ટીકીટો બીડવી.

લખો અધિપતી 'વિવેચક'

નં. ૩૫, લાછરસ—નાંદોદ.

# શ્રી. કુબેરદાસ હરિચંદનો સ્વર્ગવાસ.



શા. કુબેરદાસનો સ્વર્ગવાસ તેમની જન્મભૂમિ વડનગરમાં તા. ૨૭મી જુલાઈ ૧૯૧૫ના રોજે થયો જાણી અત્યંત દીલગીરી થાય છે. તેઓશ્રી આ માસીકના હિતેચ્છુ અને આશ્રય દાતા હતા. તેમના સ્વર્ગવાસથી હાલનો કડવા હિતેચ્છુને ભારે ખોટ ગઈ છે, તે જમાનાના વહેવા સાથે પુરાશે એવી આશા રાખીએ તોપણ તેનો એક સાચો સહાયક ઉક્ત માસીકની બાલ્યાવસ્થામાં ગયો છે એ ભારે ધક્કો લાગ્યો છે. સ્વર્ગસ્થ વડનગરના કડવા પાટીદાર હતા. મુંબાઈમાં વેપાર અર્થે ઘણા વર્ષોથી રહેતા હતા. તેઓ દામજી ખેતસીની કંપનીના ભાગ મેસર્સ ગુરદયાળમલ કંપનીના ભાગીદાર હતા. તેમના સ્વર્ગવાસના ખબર વડનગરથી તાર દ્વારા મળતાંજ ઉપલી કંપનીની ઓફીસ તથા આસપાસનું બજાર સ્વર્ગસ્થના માનમાં બંધ રાખવામાં આવ્યું હતું

સ્વર્ગસ્થને જ્ઞાતિ તરફ ઘણી સારી લાગણી હતી. કેળવણીના કામમાં મદદ આપતા હતા. વડનગરની પાટીદાર બોર્ડીંગના સ્થંભ હતા. વડનગર કડવા હિતવર્ધક સભાના લાઈફ મેમ્બર અને તેની કાર્ય વાહક કમીટીના પ્રમુખ હતા. થોડાજ વખત ઉપર તે સભાને રૂ. ૧૦૦૦ નું દાન કીધું હતું. આવા પરોપકારી અને વિદ્યા વૃદ્ધિના કામમાં હિત લેનાર સજ્જનનું અવસાન થવાથી કેળવણીના કામને ભારેજ ધક્કો લાગ્યો છે. ઈશ્વર તેમના આત્માને શાંતિ આપે એ અમારી અંતિમ અભ્યર્થના છે.